॥ श्री कृष्णायनमः ॥

॥ श्रीतत्त्वसूत्रभाष्यप्रदर्शकाय नमः । सर्वोद्धारकाय नमः ॥ पतिततारकाय नमः ॥

॥ श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमो विजयते । स्त्रीशूद्राद्युद्धृतिक्षमाय नमः ॥

શ્રીમદ્વૈશ્વાનરાવતાર શુદ્ધાદ્વૈત નિર્ગુણભક્તિમાર્ગપ્રવર્તકાચાર્ય—
ચક્રચૂડામણિ અખણ્ડભૂમણ્ડલાચાર્ય શ્રી ૧૦૮ શ્રીમદ્વલ્લભાચાર્યચરણપ્રકટિત નિબન્ધ.

# શ્રીતત્ત્વાર્થદીપનિબન્ધાનુવાદમાલા ગ્રન્થાઙ્ક ૧.

અખણ્ડભૂમણ્ડલાચાર્ય શ્રી૧૦૮ શ્રીમદ્વલ્લભાચાર્યચરણ પ્રકટિત

સપ્રકાશતત્ત્વાર્થદીપનિબન્ધનું દ્વિતીય

# શ્રી સર્વ નિર્ણય પ્રકરણ.

## પ્રથમ પ્રમાણ પ્રકરણ નિબન્ધનું ગુર્જર ભાષાન્તર.

[સર્વોદ્ધારક શ્રીજગદ્‌ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજી શ્રીમહાપ્રભુજીની વાક્‌સુધા. સં.૧૫૨૯-૩૫.]




અનુવાદક તથા પ્રકાશક:— રા. રા. શ્રીયુત સુન્દરલાલ મણિલાલ વકીલના.

બી. એ. એલ. એલ. બી. (S. T. C), એડવોકેટ, હાઈકોર્ટ, મુંબઈ.



સંવત ૧૯૯૬. ખ્રિસ્તાબ્દ: ૧૯૪૦. ન્યોછાવર: રૂા. ૩–૧–૦. ટપાલખર્ચ જુદો. શ્રીવલ્લભાબ્દ ૪૬૨–૪૬૮.

॥ श्रीगोवर्धनधरणचरणकमलेभ्यो नमः ॥

॥ श्रीतत्त्वसमत्रभाष्यप्रदर्शकाय नमः । सर्वोद्धारकाय नमः ॥ पतिततारकाय नमः ॥

॥ श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमो विजयते । स्त्रीशूद्राद्युद्धृतिक्षमाय नमः ॥

શ્રીમદ્વૈશ્વાનરાવતાર શુદ્ધાદ્વૈતનિર્ગુણભક્તિમાર્ગપ્રવર્તકાચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યકૃત નિબન્ધ.

# શ્રીતત્ત્વાર્થદીપનિબન્ધાનુવાદમાલા ગ્રન્થાઙ્ક ૧.

# શ્રી સર્વ નિર્ણય પ્રકરણ.

## પ્રથમ પ્રમાણ પ્રકરણ નિબન્ધનું ગુર્જર ભાષાન્તર.



## શ્રીનાથજી.

(उत्क्षिप्तहस्तः पुरुषो
भक्ताकारसंयुतः ।
दक्षिणेन करेणाऽसौ
मुष्टीकृत्य मनांसि नः ।
वामं करं समुद्धृत्य
निहूतं पश्य चातुरीम्
॥१॥

भक्तार्थाविर्भूतस्य
कृष्ण ते चरणाब्जयोः ।
सर्वाशुभविनाशाय
न्यस्तः पुष्पाञ्जलिः
शुभः ॥२॥

( भावनाग्रन्थ ).





प्रीतो देहि स्वदास्यं
मे पुरुषार्थात्मकं स्वतः
त्वद्दास्यसिद्धौ दासानां
न किञ्चिदवशिष्यते ।
॥३॥

देवे वर्षति यज्ञविप्लव-
रुषा वज्राश्मवर्षा-
निलैः
सीदत्पालपशुस्त्रि
आत्मशरणं दृष्ट्वाऽनु-
कम्प्युत्स्मयन् । उत्पाट्यै-
ककरेण शैलमबलो
लीलोच्छिलीन्ध्रं यथा
बिभ्रद्गोष्ठमपान्महेन्द्र-
मदभित्प्रीयान्न इन्द्रो
गवाम् ॥४॥ )

(भाग. १०-१०-२३
-२५).


અનુવાદક તથા પ્રકાશકઃ— રા. રા. શ્રીયુત સુન્દરલાલ મણિલાલ વકીલના

બી. એ. એલ. એલ. બી. (S. T. C), એડવોકેટ, હાઈકોર્ટ, મુંબઈ.



સંવત ૧૯૯૬. ખ્રિસ્તાબ્દઃ ૧૯૪૦. ન્યોછાવરઃ રૂ. ૩-૭-૦. ટપાલખર્ચ જુદો. શ્રીવલ્લભાબ્દ ૪૬૨ વા ૪૬૮.

સર્વદિગન્તવિજયી વિદ્વત્કેસરી ગોસ્વામી **શ્રીપુરુષોત્તમજી**, જેમણે આ **શ્રી તત્ત્વદીપ નિબંધગ્રન્થની આવરણભઙ્ગ** નામની વ્યાખ્યા કરી છે. અને જેમણે નવલક્ષશ્લોકપૂર અદ્વિતીય સંસ્કૃત સામ્પ્રદાયિક સાહિત્ય પ્રકટ કર્યું છે. પ્રાકટ્ય સં. ૧૭૨૪ ભાદ્રપદ. શુ. ૧૧.



क्रीडन् श्रीबालकृष्णः परमकरुणया मन्मनः प्रेरयित्वा भाष्यार्थं योऽतिगूढं प्रकटितमकरोत् सम्प्रदाये नितान्तं ।
तं नित्याऽकुण्ठशक्तिं कृतनिखिलनिजाऽज्ञानसंसारहारं स्मृत्वा स्मृत्वोपकारं प्रमुदितमुदितः स्वप्रभुं सन्नमामि ॥
प्रलयजलदवृष्टेर्गोत्रजस्यावनाय स्वमृदुकरनखाग्रन्यस्तगोवर्धनाद्रिः ।
वदनविधुमयूखैर्नेत्रताप निजानामपनयत् हृदीशः स्थापयन् पादपद्मम् ॥ (श्रीमदणुभाष्यप्रकाश ४-४-२२.)

**गोलोकवासि भगवद्धर्मपरायण**

**रा. रा. शेठ रणछोडदास ठाकरसी.**



जन्म

संवत १९१५ ना फागण वद ३

स्वर्गवास

संवत् १९७२ ना पोष सुद [illegible]

# પુરોવચન

( રા. રા. શ્રી. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ. એમ. એ. વડોદરા કોલેજના સંસ્કૃતના પ્રોફેસર સાહેબ ).

શ્રીવલ્લભાચાર્યજીએ રચેલો તત્ત્વદીપનિબન્ધ નામનો ગ્રન્થ શુદ્ધાદ્વૈતવેદાન્તના સાહિત્યમાં અગ્રસ્થાન ભોગવે છે. વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવત એ ચાર પ્રસ્થાનો ઉપર શ્રી વલ્લભાચાર્યજીએ ભાષ્ય રચ્યાં હશે, પરન્તુ હાલમાં તો બ્રહ્મસૂત્ર અને ભાગવત એ બેના ઉપરનાં જ ભાષ્યો આપણને મળે છે, અને તે પણ અપૂર્ણ. આચાર્યશ્રીની દૃષ્ટિએ વેદ અને ભાગવત તુલ્ય છે; અને તેથી ભાગવતનો અર્થ સમજવાથી વેદનો પણ અર્થ અર્થાત્ સમજી જવાય, અને તે જ કારણથી કદાચિત્ વેદ ઉપર સ્વતન્ત્ર ભાષ્ય રચ્યું ન હોય એમ પણ બને. તત્ત્વદીપનિબન્ધ ઉપર પણ આચાર્યશ્રીએ શ્રીતત્ત્વદીપ પ્રકાશ નામની ટીકા લખેલી છે.

ભાગવત એ નિગમ કલ્પતરુનું ગલિત ફલ છે. જે માણસ ભાગવતનું રહસ્ય સમ્પૂર્ણ સમજે છે અને ભગવાનની સેવા કરે છે તેને પુનર્જન્મ થતો નથી, પણ મોક્ષ ફલ મળે છે છે એ સિદ્ધાન્ત સુવિદિત છે. આચાર્યશ્રીએ આ દૃષ્ટિથી જ ભાગવતના સાત પ્રકારે અર્થ આપીને જનસમાજ ઉપર મહાન્ અનુગ્રહ કર્યો છે. આ પ્રકારનો શ્રમ બીજા કોઇ આચાર્યે કર્યો હોય એમ જણાતું નથી. આ સાત પ્રકારના અર્થ આ પ્રમાણે છેઃ—શાસ્ત્ર, સ્કન્ધ, અધ્યાય, પ્રકરણ, વાક્ય, પદ અને અક્ષર. આમાંના પહેલા ચાર પ્રકારના અર્થ તત્ત્વદીપનિબન્ધના ભાગવતાર્થ નામના ત્રીજા પ્રકરણમાં આપવામાં આવેલા છે, અને બાકીના ત્રણ શ્રીસુબોધિની નામની ભાગવત ઉપરની આચાર્યશ્રીએ રચેલી ટીકામાં આપવામાં આવેલા છે. તત્ત્વાર્થદીપનિબન્ધમાં ત્રણ પ્રકરણો છે. પ્રથમશાસ્ત્રાર્થપ્રકરણ, દ્વિતીય સર્વનિર્ણયપ્રકરણ અને તૃતીય ભાગવતાર્થપ્રકરણ છે. શાસ્ત્રાર્થપ્રકરણમાં પ્રમાણને અનુસરીને શાસ્ત્રાર્થનું નિરૂપણ કરવામાં આવેલું છે, જ્યારે સર્વનિર્ણયપ્રકરણમાં પ્રમેયને અનુસરીને બધા વિષયોની ચર્ચા કરેલી છે. આ દ્વિતીય પ્રકરણમાં પ્રમાણ, પ્રમેય, ફલ અને સાધન એમ ચાર વિભાગો છે, અને આ ચાર વિભાગોમાં બધા મહત્ત્વના પ્રશ્નોની સુન્દર ચર્ચા કરવામાં આવેલી છે.

સર્વનિર્ણયના પ્રમાણપ્રકરણનું ગુજરાતી ભાષાન્તર પુષ્ટિસમ્પ્રદાયના પ્રસિદ્ધ વિદ્વાન્ રા. રા. સુન્દરલાલ મણિલાલ વકિલનાએ કરેલું છે અને તે આજે પુસ્તકરૂપે પ્રકટ થાય છે એ ઘણા આનન્દની વાત છે. રા. રા. સુન્દરલાલે કેટલાંક વર્ષો પહેલાં સર્વનિર્ણયના ફલ અને સાધન એ છેલ્લા બે પ્રકરણોનું વિદ્વત્તાભરેલું ગુજરાતી ભાષાન્તર પ્રકટ કર્યું છે; અને તેમની અભ્યાસી વૃત્તિને પરિણામે આજે આપણને પ્રમાણપ્રકરણનું ભાષાન્તર મળે છે. પ્રમાણપ્રકરણમાં વૈદિક સાહિત્ય, ષડ્વેદાઙ્ગ, ઉપવેદ, ઉત્તરમીમાંસા, પૂર્વમીમાંસા, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, ગીતા, ભાગવત, રામાયણ, કાવ્ય વિગેરે સાહિત્યને લગતી શાસ્ત્રીય ચર્ચા કરવામાં આવેલી છે, અને આચાર્યશ્રીએ આ બધા વિષયોમાં મોક્ષ પ્રાપ્તિ માટે પોતાનો દૃષ્ટિબિન્દુ બહુ જ સ્પષ્ટતાથી જણાવ્યો છે. ( શઙ્કરાચાર્યના સર્વસિદ્ધાન્તસઙ્ગ્રહ તથા મધ્વાચાર્યના સર્વદર્શનસઙ્ગ્રહાદિ જોતાં આચાર્યશ્રીનો આ ગ્રન્થપ્રયાસ પરમ શ્રેયસ્કારિ છે ) આ પ્રમાણપ્રકરણ કઠિન છે. તે સમજવાને માટે કર્મકાણ્ડ અને પૂર્વમીમાંસાશાસ્ત્રના જ્ઞાનની આવશ્યકતા છે. ભાષાન્તરકારે ભાષાન્તરને સર્વાંગસમ્પૂર્ણ કરવા સારો પ્રયત્ન કરેલો છે. મીમાંસાના ઉપન્યાસો જ્યાં જ્યાં મૂલ ગ્રન્થમાં આવેલા છે તેને રા. રા. વકિલનાએ સારી રીતે સમજાવ્યા છે, જેથી દરેક અભ્યાસકને આ કઠિન ગ્રન્થ સમજવામાં કોઇ પણ જાતની

હરકત નહિ પડે. ભાષાન્તરના આરંભમાં ગ્રન્થના વિષયોની સવિસ્તર અનુક્રમણિકા આપવામાં આવેલી છે અને તે ગ્રન્થનું અધ્યયન કરનાર વર્ગને અતિ ઉપયોગી થઈ પડશે. પછીથી બાવીસ પાનામાં પ્રમાણપ્રકરણનો ઉપોદ્‌ઘાત આપવામાં આવેલો છે. આ ઉપોદ્‌ઘાત લખવામાં વિદ્વાન્ ભાષાન્તરકારે ઘણો શ્રમ લીધો છે એ વાત સ્પષ્ટ જણાઇ આવે છે. ઉપોદ્‌ઘાત સર્વથા મનનીય છે. ત્યાર પછી આઠ પાનામાં તત્ત્વાર્થદીપનિબન્ધના સમ્બન્ધમાં સંક્ષિપ્ત ભૂમિકા છે અને તે પણ અભ્યાસીને ઉપયોગી છે. રા. રા. વકિલનાએ મૂલ આચાર્યશ્રી તથા દશદિગન્તવિજય ગોસ્વામિ શ્રીપુરુષોત્તમજીના આવરણભઙ્ગાદિ ટીકાનુસાર સરલ ટિપ્પણો ભાષાન્તરના લગભગ દરેક પાના ઉપર આપ્યા છે તેમજ વળી, પ્રત્યેક પૃષ્ઠના મથાળા ઉપર બ્લેક પીકામાં વિષયસૂચક હેડીંગો પણ આપેલાં છે. તે તે પૃષ્ઠના ભાષાન્તરમાં તથા ટિપ્પણમાં મૂલ પ્રમાણ વાક્યોના સ્થલનો નિર્દેશ કરીને સ્પષ્ટ વ્યાખ્યાન કરવામાં આવેલું છે. જ્યાં જરૂર હોય ત્યાં સંસ્કૃતમાંથી અવતરણો પણ આપેલાં છે. આ ભાષાન્તર ઉપરથી ભાષાન્તરકારની વિદ્વત્તાનો ખ્યાલ સહજ રીતે આવી શકે છે. ઉડતી નજરથી માત્ર અનુક્રમણિકા તથા ઉપોદ્‌ઘાત વાંચનારને પણ આચાર્યશ્રીના આ મૂલ ગ્રન્થના મહત્ત્વના વિષયોનો અભ્યાસ સરલ થાય છે. શ્રીયુત સુન્દરલાલભાઇએ સર્વાંશે દ્રવ્યની પૂરતી સહાય ન હોવાથી સુરતના પ્રેસમાંથી આ ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે. તેમાં તેમણે પૂરેપૂરી મુદ્રણની શુદ્ધિ ઉપર લક્ષ્ય આપ્યું છે. પ્રેસના કમ્પોઝીટરોએ તથા કાર્યકર્ત્તાઓએ તેમજ સુન્દરલાલભાઇએ જે પરિશ્રમથી તથા ધીરજથી સંશોધન કાર્ય કર્યું છે તે માટે તેમને ધન્યવાદ છે. ગ્રન્થની મહત્તા પ્રમાણે આવા ગ્રન્થ છાપકામદાર રીતે મુંબઇના નિર્ણયસાગર પ્રેસ જેવા છાપખાનામાં છપાવવા જોઇએ; પરન્તુ આવા ગ્રન્થોનો મુંબઇના ખર્ચાળ પ્રેસમાં છપાવવાના પુષ્કળ ખર્ચ કરવાનું સાહસ એકલે હાથે સુન્દરલાલભાઈ કરી શકે જ નહિ. દ્રવ્યની પૂરતી સહાયના અભાવે મુંબાઇમાં ગ્રન્થ પ્રસિદ્ધ કરવનું સર્વથા નહિ જ બની શકે એ સ્વભાવિક છે છતાં પણ સુન્દરલાલભાઇએ જે પોતીકા સંજોગોમાં સુરત જેવા પ્રેસમાંથી પણ શુદ્ધ મુદ્રણવાળો આવો મૂલ આચાર્યશ્રીનો કઠિન ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે તે માટે તેમને તથા પ્રેસના કાર્યકર્તાઓને ધન્યવાદ ઘટે છે. શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયમાં દ્રવ્યની ખોટ નથી, છતાં પણ સમ્પ્રદાયના વિદ્વાન્ કાર્યકર્તાઓની સાહિત્યવિષયક પ્રવૃત્તિનું પોષણ નથી જ થતું એ વધારે ખેદની વાત છે. સમ્પ્રદાયને સારા કાર્યકર્તાઓની જે ક્ષણે જરૂર છે તે જ ક્ષણે તેમના તરફ આવી અન્યાય્ય ઉપેક્ષાવૃત્તિ રાખવામાં આવે એમાં સમ્પ્રદાયને હાનિ છે. સમ્પ્રદાયનું કાર્ય કરનારી બધી શકિતઓ અત્યારે વ્યસ્ત થઇ ગએલી છે: જો પ્રભુકૃપાથી કોઇ બુદ્ધિમાન્ અને નિઃસ્વાર્થી નેતા એ બધી શકિતઓને સમસ્ત કરીને દ્રવ્યની મદદથી સમ્પ્રદાયના હિતકાર્યમાં યોજે તો તો સમ્પ્રદાયનો ઇતિહાસ સુવર્ણ અક્ષરે લખવાનો યોગ દૂર કેવી રીતે રહે?

અન્તમાં સમ્પ્રદાયના મૂલ આચાર્યજી શ્રીવલ્લભાચાર્યજીના આ તત્ત્વદીપ નિબન્ધ જેવા મૂલ કઠિન ગ્રન્થનું સરલ અને સુન્દર ગુજરાતી ભાષાન્તર કરીને રા. રા. વકિલનાએ પુષ્ટિસમ્પ્રદાયના અનુયાયીઓ ઉપર જ ઉપકાર કર્યો છે એટલું જ નહિ, પરન્તુ વેદાન્તના બધા અભ્યાસકો ઉપર પણ તેમણે ઉપકાર કર્યો છે, અને તેથી તેમને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો ઓછો છે. રા. રા. વકિલના પોતાની અભ્યાસી વૃત્તિ ચાલુ જ રાખી સમ્પ્રદાયના આકર ગ્રન્થોનાં વિદ્વત્તાપૂર્ણ ભાષાન્તરો ભવિષ્યમાં પ્રકટ કરશે અને તેમની આ સત્પ્રવૃત્તિમાં ધનિક વૈષ્ણવો પણ દ્રવ્યની સારી મદદ કરશે એવી આશા રાખવી અસ્થાને નથી.

વડોદરા કોલેજ }          લી०
વડોદરા. તા. ૨૨-૪-૪૦ }          શ્રીયુત ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

## તત્ત્વદીપનિબન્ધ સર્વનિર્ણય પ્રમાણપ્રકરણના ગુર્જરાનુવાદ વિષે પ્રસ્તાવના.

શ્રીમદાચાર્યચરણ શ્રીવલ્લભાચાર્યજીના આ તત્ત્વદીપનિબન્ધના સર્વનિર્ણયના પ્રથમ પ્રમાણપ્રકરણનો આ ગુર્જરાનુવાદ ગ્રન્થ પ્રથમથી પુરી દ્રવ્યસહાયને અભાવે કેટલાએ વર્ષોની વિલમ્બણા વીત્યા પછીજ મુદ્રિત થઇ શકયો છે. આ પણ ભગવત્કૃપાનું ફલ છે. આ જમાનામાં આવા ધાર્મિક અભ્યાસના ભાષાન્તર ગ્રન્થો જીર્ણોદ્ધારની દૃષ્ટિથી જ છપાવી શકાય છે. આમાં વ્યાપારની દૃષ્ટિએ નફો હોઇ શકે જ નહિ, કારણકે આ અનુવાદ ગ્રન્થનું વેચાણ પણ થતું નથી. તેમાં એક શેઠની ગ્રન્થનો બધો ખર્ચ આપવાની શ્રદ્ધા હોતી નથી આથી મ્હારે ભારે નાણાભીડથી કોઇ વિરલ શ્રદ્ધાળુ સજ્જનો પાસેથી જે કંઇ થોડી થોડી સહાય મળે તે લઇને આ ગ્રન્થ છપાવવાનું સાહસ ખેડવું પડયું છે.આ ધાર્મિક અનુવાદગ્રન્થનું થોડુંક પણ મુદ્રણ શરુ કરવામાં મુંબાઇના પરમભગવદીય શેઠ રામદાસ રણછોડદાસ ઠાકરશીએ પ્રારમ્ભમાં જ કાગળ ખરીદવામાં થોડીક સહાય કરી તેમજ પુસ્તક છાપતાં બીજી થોડી સહાય આપવા કબૂલ કર્યું છે, જે સહાય મળેથી ખરેખર આ ભારે સાહસમાં મ્હારી મુશ્કેલી થોડેક અંશે દૂર થશે.એમના પિતાશ્રી શેઠ રણછોડદાસ ઠાકરશી એક અગ્રગણ્ય વૈષ્ણવ હોઇ સામ્પ્રદાયિક પુસ્તક પ્રસિદ્ધિમાં સહાય થાય એ ઇચ્છતા અને તદનુસાર શેઠ રામદાસ રણછોડદાસ આ નામ સેવાના કલ્યાણકારિ સત્કાર્યમાં મ્હને જે પ્રાથમિક ઉત્તેજન આપવા સમ્મત થયા એ પ્રશંસાપાત્ર છે. વળી અહીં એ પણ ધ્યાનમાં લેવાનું છે કે આ છાપવાનું સાહસ શરુ થતાં લડાઇના ભડકાથી પ્રતિદિન વધેલા ખર્ચમાં આ ગ્રન્થ કોઇ પણ પ્રકારે બીજા શેઠીઆ પાસેથી યત્કિઞ્ચિત્ પ્રાપ્ય સહાય લઇને પણ પૂરો કરવાની મ્હને જરૂર પડી છે, અને અન્તે મહા મુશ્કેલીથી થોડીક જ પ્રતો બંધાવીને આ પુસ્તકનો આટલો પણ પાર લાવી શકયો છું. આ નામ સેવામાં અમારો સતત પ્રયાસ છતાં આ ગ્રન્થ છપાવવા વિગેરેના ખર્ચમાં સહાયક ધનિકોએ કબૂલેલા નાણા હજુ આપ્યા નથી. તેમાં વળી જાપાન અને યૂરોપમાં ફાટી નીકળેલા યુદ્ધના ભડકામાં કાગળ, છપાઇ, બંધામણિ વિગેરેનો ખર્ચ પ્રતિદિન બેહદ વધી જવાથી આ ગ્રન્થનો હજી પૂરેપૂરો ખર્ચ મળી શકયો નથી, અને હજુ મ્હારે ઘણા બીલો ચુકવવાના બાકી છે. આધુનિક નવલકથા રસિક વાચકોના જમાનામાં આવા આચાર્યશ્રીના ધાર્મિક ગ્રન્થોનું વેચાણ થઈ શકે એમ નથી તેથી તેમજ મ્હારા જેવા સાધારણ સ્થિતિના સેવાભાવુક ગૃહસ્થ કુટુમ્બિ વૈશ્ય વૈષ્ણવની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી હું કોઇ પણ રીતે આ ગ્રન્થવિભાગનો ખર્ચ પૂરો કરી શકું એમ નથી. આ નામસેવામાં મુમ્બાઇના બૃહન્મન્દિરમાં બિરાજતા ગોસ્વામિશ્રી ૧૦૮ શ્રીદીક્ષિતજી મહારાજશ્રીની સહાનુભૂતિ છે, વળી, મુંબાઇના શ્રીગોકુલાધીશના મન્દિરમાં બિરાજતા ગોસ્વામિશ્રી ૧૦૮ શ્રીમગનલાલજી મહારાજે તથા એમના મોટા લાલબાવા શ્રીગોકુલનાથજીએ પણ આ નામસેવા પૂરી થાય એ માટે મ્હને પ્રસન્ન થઇ આશીર્વાદ આપ્યા છે. આમ આ નામ સેવા કાર્ય કોઇ પણ રીતે થોડીક નકલ પ્રસિદ્ધ થઇ યથાકથઞ્ચિત્ સમાપ્ત થયું છે. હવે પછી આચાર્યશ્રીએ પ્રકટ કરેલા આ તત્ત્વદીપનિબન્ધનો અવશિષ્ટ પ્રમેય-પ્રકરણનો અનુવાદ તથા મ્હેં આરંભેલો શ્રીસુબોધિન્યાદિઅનુસાર ભાગવતસુધા નામનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરવામાં પ્રથમથી જ આ તેમજ અન્ય સર્વે વિદ્યાનુરાગિ ગોસ્વામિમહારાજશ્રી

---

શ્રીમઙ્ગલાચરણ તથા ભૂમિકાના ઉપોદ્ઘાતના પૃષ્ઠ ૧ થી ૧૦ શ્રી " સરસ્વતી " પ્રીન્ટીંગ પ્રેસ ઉમરેઠમાં છપાયલા ગોઠવ્યા. છે. તથા મૂલના ૧ થી ૬૪ પૃષ્ઠ શ્રી " ડાયમંડ જ્યુબીલી " પ્રીન્ટીંગ પ્રેસ, અમદાવાદમાં છપાયા છે. તથા બાકીના મૂલ ૬૫ થી ૧૭૨; વિષયાનુક્રમણિકા તથા ઉપોદ્ઘાતના પૃષ્ઠ ૧ થી ૩૬, તથા આ પ્રારમ્ભના પ્રસ્તાવનાના અ ૧ થી ૬ પૃષ્ઠ, તથા છેવટના બ ૧ થી ૨ પૃષ્ઠ સુરતમાં શ્રી " અનાવિલ બન્ધુ " પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યા છે. તથા નારાયણ દેસાઈ ખડકી ભૃગુપુર(ભરુચ) થી સુન્દરલાલ મણિલાલ વકીલનામે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું.

તથા વૈષ્ણવો મ્હને સ્વતન્ત્ર રીતે સહાય કરે એ હું ઇચ્છું છું. મ્હારી પાસે **શ્રીસુબોધિનીજી** તથા **ભાગવતાર્થનિબન્ધને** અનુસરે એવો **શ્રીમદ્ભાગવતનો** પ્રત્યેક સ્કન્ધનો **સમ્પૂર્ણ ગુજરાતી અનુવાદ** કેટલાએ વર્ષોથી સિદ્ધ કરી રાખેલો તૈયાર છે, પરન્તુ મુદ્રણ ખર્ચના અભાવે આ **સર્વલોકોપયોગિ અનુવાદ ગ્રન્થ** પ્રસિદ્ધ કરી શકાતો નથી. જો આ અનુવાદ ગ્રન્થ પ્રસિદ્ધ થાય તો **સમ્પ્રદાયની બહારના** પણ જે **તટસ્થ** વિદ્વજ્જનો તથા જિજ્ઞાસુ **આઙ્ગ્લવિદ્યા** ભણેલા યુવકો છે તેઓ પણ **શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્રીભાગવતશાસ્ત્ર** ઉપર લીધેલા **પરિશ્રમ** માટે આચાર્યશ્રીના ગ્રન્થોનો **અભ્યાસ** કરવા પ્રેરાશે. શ્રીમદ્ભાગવત જેવા સામ્પ્રદાયિક પરમ પ્રમાણગ્રન્થના ઉપર આચાર્યશ્રીએ પ્રકટ કરેલા **શ્રીસુબોધિનીજી** તથા **ભાગવતાર્થનિબન્ધાદિ** ગ્રન્થોને અનુસરી જે મ્હેં આ **ભાગવતસુધા** નામનો અનુવાદ ગ્રન્થ આચાર્યપ્રોક્ત સંસ્કૃતપ્રમાણવાક્યોના ઉપન્યાસ સાથે સિદ્ધ કર્યો છે તે હું એક એક સ્કન્ધના વિભાગ કરી પ્રસિદ્ધ કરવા મથી રહ્યો છું. આ **ભાગવતસુધાનો પ્રથમ સ્કન્ધથી** આરમ્ભ કરવાનું સાહસ તો હું ખેડી રહ્યો છું. મ્હને આશા છે કે સેવાપરાયણ **ગોસ્વામિ મહારાજશ્રી આચાર્યવર્યો** તથા **દ્રવ્યસમ્પન્ન વૈષ્ણવો** આ ગ્રન્થ પ્રસિદ્ધિમાં મ્હને સ્વતન્ત્ર રીતે તાત્કાલિક સહાય કરે, જેથી આ સમગ્ર ગ્રન્થ સ્વલ્પ સમયમાં **વિદ્વજ્જન સમાજ** સમક્ષ હું ધરી શકીશ. મ્હારા મુરબ્બી સદ્ગત **શેઠ દ્વારકાદાસ કલ્યાણદાસ મોદીએ** શ્રીઠાકુરજીની કૃપાથી આ ભાગવતસુધાનો અનુવાદ પ્રસિદ્ધ કરવાના સત્કાર્યમાં સહાય થશે એમ બહુ પ્રેમથી કહ્યું છે. આશા છે કે આ સદ્ગત વિદ્યાવિલાસિમુરબ્બીની ઇચ્છાનુસાર એમના વંશજો તેમ જ અન્ય વૈષ્ણવો મહાપ્રભુજીના આવા ગ્રન્થપ્રસિદ્ધિના કાર્યમાં મ્હને સહાય કરો. આ **પ્રસ્તુત નિબન્ધ ગ્રન્થના પ્રમાણપ્રકરણાનુવાદમાં** મ્હારા વિદ્વાન્ મિત્ર **સાંકળચંદ જેઠાલાલ શાહ–એમ. એ.** ની સહાનુભૂતિ છે, અને એમણે મ્હને **રા. બા. ગિરધરલાલ ઉત્તમરામ પારેખના** ટ્રસ્ટ ફણ્ડમાંથી બનતી સહાય કરી છે. ગોલોકવાસિ પરમ ભગવદીય શેઠ **જમનાદાસ તિલકચંદના** સુબોધિન્યાદિ પુસ્તકોના વેચાણમાંથી એમના ચિરંજીવિ **શ્રીયુત ગોવર્ધનદાસભાઈની** સમ્મતિથી મ્હારા વિદ્વાન્ મિત્ર **શેઠ વાડિલાલ નગીનદાસ શાહે** મ્હને તાત્કાલિક બનતી સહાય કરી છે જેને લીધે જ હું આ મૂલ આચાર્યશ્રીના ગ્રન્થનો આટલો પણ પાર લાવી શક્યો છું. તે માટે હું એમનો આભાર માનું છું. મુરબ્બી **શેઠ ગઙ્ગાદાસ મઙ્ગલદાસ વકીલે** તથા શેઠ ધર્મદાસે પોતાના ટ્રસ્ટમાંથી જે બનતી સહાય કરી છે તે માટે હું એ સર્વે **ટ્રસ્ટીઓનો** ઉપકાર માનું છું. **સદ્ગત શેઠ મોતીલાલ નારણદાસની** પ્રેરણાથી એમના ભાઇ **શેઠ નટવરલાલ નારણદાસે** આ આચાર્યશ્રીના ગ્રન્થની નામસેવાનું કાર્ય કોઇ પણ રીતે થોડીક નકલ પૂરતું પણ પ્રસિદ્ધ થાય એ માટે મ્હને મારફાડના સમ્ભાવિત સજ્જનો પાસેથી ટીપે ટીપે પણ જે કંઇ બનતી સહાય કરાવી આપી એ માટે હું એમનો તથા **શેઠ છોટાલાલ રવિકરણ** તથા **શેઠ સુંદરદાસાદિ** સહાય કરનારા ગૃહસ્થોના આભાર માનું છું. સુરતના શિક્ષક **પ્રભુદાસ ત્રિભુવનદાસભાઇની** ભલામણથી રૂા. ૧૧) શેઠ **વિઠ્ઠલદાસ પ્રાણજીવનદાસ વેરમાવાલાએ** તથા રૂા. ૧૧) શ્રીયુત **પટવા જગમોહનદાસ ગુલાબદાસે** આ કાર્યમાં સહાય કરી છે. વળી, **શેઠ કાળીદાસ ભરતીઆવાલા, કીકાભાઈ ચોકશી** તથા **ધીરજભાઈ વકીલવાળા, શેઠ હરગોવનદાસ જીવણદાસ જે. પી., શેઠ મનસુખલાલ છગનલાલના ધર્મપત્ની બ્હેન હીરાવન્તી, શેઠ ધનજી મૂલજી, શેઠ વરજીવનદાસ હીરજી, શેઠ ખટાઉ વલ્લભદાસ, શેઠ લક્ષ્મીદાસ વ્રજલાલ વોરા, શેઠ કંચનલાલ વ્રજલાલ, સંઘવી પ્રભુદાસ કનકદાસ, શેઠ નારણદાસ કેસુરદાસ, શેઠ જમનાદાસ ઉમરશી, શા. પોપટલાલ વેલજી, શેઠ હરિવલ્લભ પરમાનન્દ, શેઠ કાલિદાસ જગજીવનદાસ,** સિદ્ધપુરના **શા. હીરાલાલ ગોવર્ધનદાસ, શા. તુલસીદાસ પ્રભુદાસ, શેઠ નરોત્તમ હરિવલ્લભ, શેઠ સાંકલચંદ દામોદર, શેઠ હંસરાજ, શા. નન્દલાલ**

મોહનલાલ પરભુદાસ.—આ સર્વે મુરબ્બીઓએ આ ગ્રન્થમાં જે કંઈ પ્રેમથી ટીપે ટીપે સહાય કરી છે તે માટે હું એમનો આભાર માનું છું. સેવાભાવુક વૈષ્ણવબન્ધુ હરિદાસ દ્વારકાદાસની ભલામણથી શેઠ મેઘજી ઉમરશી, વી. દ્વારકાદાસ, તથા શેઠ પ્રેમજી ઉમરશીએ આ સત્કાર્યમાં સહાય કરી છે. કાગલની અછતમાં મુરબ્બી શેઠ વ્રજલાલ વોરા, શેઠ કેશવલાલ લલ્લુભાઈ તથા શેઠ મોજીલાલની કું. એ કાગલ અપાવવામાં સહાય કરી તે માટે તેમનો આભાર માનું છું. શેઠ વ્રજલાલ જીવનદાસ વોરા પોતે વૈષ્ણવ ધર્મના આચાર્યોના તથા મહાનુભાવિ સાધુસન્તોના વચનામૃતનું નિરન્તર સેવન કરે છે, પ્રતિદિન તેનો સઙ્ગ્રહ કરે છે. અને ભગવત્કથાના સત્સઙ્ગિ છે હું પ્રસન્નતાથી કહું છું કે આ ધર્મવિરોધિ કલિકાલમાં એમનો સદાચાર અનુકરણીય છે. પોતાનું તથા પોતીકા સમ્બન્ધિઓનું આત્યન્તિક શ્રેય થાય એ માટે પ્રસિદ્ધ થયલા ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ વડિલે પોતે કરવો અને કુટુમ્બમાં તેનો વારસો આપવો એવો સદાચાર આ વૈષ્ણવ શેઠ જાળવી રહ્યા છે. એમના સત્પુત્ર શેઠ લક્ષ્મીદાસભાઈને પણ ધાર્મિક પુસ્તક તરફ અભિરુચિ છે-એ જોઇ આનન્દ થાય છે આવા વૈષ્ણવબન્ધુઓ હવે પછી અનેક રીતે સામ્પ્રદાયિક પુસ્તક પ્રસિદ્ધિમાં મને સહાય કરે તથા બીજા પાસે કરાવી શકે એમ ઇચ્છું છું. યુદ્ધ થતાં અગાઉથી તથા હમણા બેહદ વધી ગયલા છપાવવાના તથા બંધાવવા વિગેરેના વધતા જતા ખર્ચના હું આ ગ્રન્થના તમામ બીલો હજી સુધી ચૂકવી શક્યો નથી તેથી જે વૈષ્ણવ મુરબ્બીઓએ મ્હને આ ગ્રન્થાનુવાદ પ્રસિદ્ધ કરવામાં સહાય કરવા વચન આપ્યું છે તેઓ જરુર સહાય કરશે તો હું બહુ વર્ષથી ચડેલા આ ગ્રન્થ પ્રસિદ્ધિના બીલો ચૂકવી શકીશ. ખેદથી જણાવવું પડે છે કે મુરબ્બીઓએ કબૂલેલી સહાયના નાણા વારંવાર ફેરા ખાવા છતાં હજીએ મ્હને આપ્યા નથી જેને લીધે મ્હને ખર્ચમાં બહુ મુઝવણ નડી છે, અને ગ્રન્થ પ્રસિદ્ધ થતાં વિલમ્બ થયો છે. એટલુંજ નહિ પરન્તુ કેટલાક પૃષ્ઠો તો બહુ બગડી ગયા છે જેને માટે અમારે તે ફરીથી છપાવવાનો ખર્ચ કર્યા વિના ચાલે એમ નથી. વળી, આ ધર્મવિરોધિ જમાનામાં આવા ધાર્મિક ગ્રન્થોનો બીલકુલ ઉપાડ નથી. છપાવેલા પુસ્તકોને સાચવવાનો પણ ખર્ચ બહુ થાય છે. પુસ્તક વેચનારનું કમિશન, જાહેરાત, વ્યાજ, ભાડું, સચવામણ તથા હલામણ વિગેરેનો બધો ખર્ચ માથે પડે છે. અમારે તો બધોજ પરિશ્રમ સેવાભાવે વેઠી લેવાનો છે. આ સર્વ જોતાં તેમજ છપાઇ, કાગળ, પૂઠા, તથા બંધામણ વિગેરેની બેહદ મોંઘવારીના મુશ્કેલી જોતાં આ પુસ્તકનું જે મૂલ્ય રાખ્યું છે તે બહુ ન કહેવાય; છતાં પણ સુજ્ઞ ધનિકો સહાય કરી આ પુસ્તક સત્પાત્રને અમૂલ્ય ભેટ કરે એ ઇચ્છવા યોગ્ય છે. ખરો સત્સઙ્ગ તો સામ્પ્રદાયિક ધાર્મિક ગ્રન્થોનો છે એમ સમજી જો આ ગ્રન્થની નકલો તેમજ આ ગ્રન્થના પ્રસિદ્ધ થયલા જુદા જુદા સર્વ વિભાગની નકલો સામ્પ્રદાયિક વૈષ્ણવો ખરીદે તેમજ સમ્પ્રદાયમાં પુસ્તકનો પ્રચાર કરવા ધર્મ ખાતાના ટ્રસ્ટીઓ જો ખરીદે તો જરુર આ ગ્રન્થમાં પડતી ત્રુટ પુરી થાય એમ છે. તેમજ વળી મ્હને બીજાં ગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો ઉત્સાહ થશે. હું આશા રાખું છું કે મુંબાઇ, સુરત ઈત્યાદિ સ્થલના વિદ્યારસિક ગોસ્વામિ મહારાજશ્રી સમ્પ્રદાયના આચાર્ય થઇ આ નિબન્ધ તથા ભાગવતસુધાના અનુવાદ પ્રસિદ્ધિના કાર્યમાં મ્હને સ્વતન્ત્ર રીતે સીધી સહાય કરશે અને કરાવશે તો જરૂર આ સમ્પ્રદાયના મૂલ ગ્રન્થોનો અભ્યાસ ઈંગ્રેજી કોલેજમાં તથા શાલામાં શિક્ષણ લેતા આધુનિક યુવક વર્ગમાં વધતો જશે, આ સમ્પ્રદાયનું ગૌરવ વધશે અને આચાર્યશ્રીના ગ્રન્થોની લોકમાં યથાર્થ નામસેવા કરી ગણાશે. સારાંશ, અનુક્રમણિકા તથા ઉપોદ્ઘાતની સહાયથી આચાર્યશ્રીના મૂલગ્રન્થોનો અભ્યાસ સરલ કરાવે એવા આ અનુવાદ ગ્રન્થો છે. **इति श्रीकृष्णार्पणमस्तु।**

ડે.નારાયણદેરાખડકી મુ.ભૃગુપુર | લી શ્રીમદ્વલ્લભાચાર્યશ્રીનાચરણાનુરાગિ વૈષ્ણવોના દાસાનુદાસ
શ્રીમદ્વલ્લભાચાર્યજીનો પ્રાકટ્ય- |
મહોત્સવ ચૈત્ર કૃ. ૧૧ સં. ૧૯૯૬ | સુન્દરલાલ મણિલાલ વકીલના સપ્રેમ ભગવત્સ્મરણ.

આ સર્વનિર્ણય પ્રમાણપ્રકરણમાં કયા કયા ગ્રન્થો, દર્શનશાસ્ત્રો તથા મતો નિઃશ્રેયસ અર્થાત્ આત્યન્તિક પરમફલ પ્રાપ્ત કરવામાં કેટલે અંશે કયા અર્થમાં કયાં સુધી પ્રમાણ ગણી શકાય એ વિષેનો નિર્ણય શ્રીમદાચાર્યચરણે કર્યો છે. તેમાંના મુખ્ય પ્રસ્થાનગ્રન્થોના, દર્શનશાસ્ત્રોના, મતોના, ઉપન્યસ્તગ્રન્થોના તેમ જ સામ્પ્રદાયિક સંસ્કૃતગ્રન્થોના, તથા ઉપયોગિ અંગ્રેજી-આઙ્ગ્લભાષાના સાહિત્યનું દિગ્દર્શન સુજ્ઞવાચકને માત્ર નીચેના ગ્રન્થો-નામ વાંચવાથી જ થઇ જશે. (આ વિષે જુઓ આવરણભઙ્ગાદિ તેમજ અમારી ફલ તથા સાધન પ્રકરણની અનુક્રમણિકા પૃ ૭-૮.)

વૈદિક સંહિતાઓ. ઋગ્વેદ-સામવેદ-તૈત્તિરીયાદિ
બ્રાહ્મણગ્રન્થો-ઐતરેય,તૈત્તિરીય, શતપથાદિ તૈત્તિરીયારણ્યકાદિ.
ષડ્વેદાઙ્ગ-શિક્ષા-કલ્પ-જ્યોતિઃ-છન્દ, વ્યાકરણ-નિરુક્ત.
વૈદિકસ્વર, વૈદિક કોશ-નિઘણ્ટુ.
પ્રાતિશાખ્ય ગ્રન્થો. અનિરુક્ત્યાદિ લક્ષણ ગ્રન્થો; ચરણ વ્યૂહાદિ. વ્યાકરણ-સારસ્વતાદિ. છન્દઃશાસ્ત્ર. (સામગાન-શરલેશપ્રસઙ્ગ) જ્યોતિઃશાસ્ત્ર-હોરાગણિત સંહિતા ગર્ગસંહિતા. કલ્પ-(યજ્ઞાનુષ્ઠાન) (ઇષ્ટયોપાસન) કલ્પસૂત્રો. ગૃહ્યસૂત્રો-ગોભિલ-કાત્યયાનાદિ. (પાકયજ્ઞો)-આશ્વાયન-આપસ્તમ્બ. શ્રૌતસ્માર્તાગ્નિ-સર્વાધાન-અર્ધાધાનવિધિ.
શ્રૌતસૂત્ર-આપસ્તમ્બ.
જૈમિનીય દર્શન. જૈમિનીય પૂર્વમીમાંસાસૂત્રભાષ્ય ધર્મ-જિજ્ઞાસા સૂત્રાર્થ નિર્ણાયક પૂર્વમીમાંસા કારિકા.
શ્રીવલ્લભાચાર્યકૃત ભાવાર્થપાદભાષ્ય. શ્રીપુરુષોત્તમજીકૃત ભાવાર્થપાદભાષ્ય વિવરણ, શ્રીમદ્બ્રહ્મસૂત્રાણુભાષ્ય-પ્રકાશ-રશ્મિસમેત.
ત્રિસૂત્રી-ગો. શ્રીમુરલીધરજીની વ્યાખ્યા. શ્રીગિરિધરજીનું વિવરણ. વેદાન્તચન્દ્રિકા. ભાષ્ય પ્રદીપ. શાંકરભાષ્યાદિ.
જૈમિનીય ઉપાસના સૂત્ર.
જૈમિનીય અશ્વમેધસૂત્ર.
જૈમિનીયન્યાયમાલા. લૌ૦મા૦
વૈયાસદર્શન. શ્રીબ્રહ્મસૂત્રાણુભાષ્ય પ્રકાશ-રશ્મિસમેત.
શ્રીભાષ્ય-રામાનુજીય.
પઞ્ચરાત્રસંહિતા, હયશીર્ષ, આગમતન્ત્રશાસ્ત્ર. માણ્ડૂક્યોપનિષદ્ ગૌડપાદ કારિકા.
માનવાદિધર્મશાસ્ત્ર, મનુસ્મૃતિ યાજ્ઞવલ્કય-મિતાક્ષરા. વસિષ્ટ ધર્મસૂત્ર. સ્મૃતિ. મીમાંસા ન્યાયબિન્દુ. સર્વસિદ્ધાન્તસઙ્ગ્રહ.
ઉપવેદો-આયુર્વેદાદિ વૈદ્યકશાસ્ત્ર. ધનુર્વેદ સંહિતા, ગાન્ધર્વ વેદ, સ્થાપત્ય. ૧૮ વિદ્યા.
ન્યાય-નીતિશાસ્ત્ર બાર્હ-બાર્હસ્પત્ય ઔશનસ-પ્રાચેતસ-પૌરન્દરાદિનીતિશાસ્ત્ર - અર્થશાસ્ત્ર, વાત્સ્યયનાદિકામશાસ્ત્ર, ભરત નાટ્ય શાસ્ત્રાદિ.
આન્વીક્ષિકી - આત્મવિદ્યા.
ગૌતમીય ન્યાય દર્શન. કાપિલ સાઙ્ખ્યદર્શન યોગસાઙ્ખ્યમત, શૈવપાશુપત દર્શન, માયાવાદાદિશાસ્ત્ર, બાહ્યદર્શન ચાર્વાક દિગમ્બર પ્રચ્છન્ન બૌદ્ધ, બૌદ્ધમત. વામાદિઆગમતન્ત્રશાસ્ત્ર.
શ્રીમદ્ભાગવતાદિ ૧૮ પુરાણ, સંહિતાઓ, વિષ્ણુપુરાણ, અન્ય પુરાણો, કૌર્મ-માત્સ્ય-કલ્પાનુકીર્તન, આગ્નેય. પાદ્મોત્તરખણ્ડ, ગારુડ હરિવલ્લભસુધોદય-પુરાણસમુચ્ચય. સ્કન્દાદિ પુરાણો. ઇતિહાસ ભારતાદિ.
ઉપપુરાણ-પારાશરાદિ. શ્રીભદ્ભાગવતના શ્રીસુબોધિનીજીના ૧,૨,૩,૧૦.રાસપઞ્ચાધ્યાયી.
ભગવદ્ગીતા. કાવ્યાદિ. રામાયણ વાલ્મીકિ આપસ્તમ્બ-વાશિષ્ઠાદિ, બુધકૌશિકરામરક્ષાસ્તોત્ર
અષ્ટપ્રમાણયુક્ત તર્ક તથા મીમાંસા. કણાદ-અક્ષપાદ દર્શન. પ્રમાણચતુષ્ટય. શબ્દ કલ્પદ્રુમ. ન્યાયકોશ. પ્રો દવેકૃત પ્રાચીન સંસ્કૃતસાહિત્યનો ઇતિહાસ.
Ancient History of Sanskrit Literature
(1) by Max Muller.
(2) by Macdonnel.

---

| પૃષ્ઠ | પઙ્ક્તિ. | અશુદ્ધ, | શુદ્ધ. | પૃષ્ઠ | પઙ્ક્તિ. | અશુદ્ધ, | શુદ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૯ | ૭ | સમજતા હતા એમ ન કહેવું. | સમજતા ન હુતા એમ ન કહેવું. | ૧૧૧ | ૯ | જ્ઞાનથી તથા ભક્તિ | જ્ઞાન તથા ભક્તિ |
| | | | | ૧૧૨ | ૨ | तनमयत्व- | तन्मयत्व- |
| ૪૨ | ૭ | મનને | મતને | ૧૭૨ | ૯ | मोक्षावामार्थमेव | मोक्षदानार्थमेव |
| ૪૩ | ૧૬ | વેશે | થતો જોશે | | ૧૪ | वैकल्यम्- | वैफल्यम्- |



॥ श्रीमङ्गलाचरणम् ॥

। श्रीकृष्णाय नमः ।

। श्रीगोपीजनवल्लभायनमः ।

। श्रीमदाचार्यचरणकमलेभ्योनमः ।

। श्रीविठ्ठलेशप्रभुचरणकमलेभ्योनमः ।

सर्वोद्धारप्रयत्नात्मा कृष्णः प्रादुर्बभूव ह। तथात्वं येन संसिद्ध्येत् तदर्थं व्यास उक्तवान् ॥१॥
श्रीभागवतमत्यन्तं सर्वेषां सुखदायकम्। तस्यापि तत्त्वं येनैव सिद्ध्येदिति विचार्य हि ॥२॥
अग्निश्चकार तत्त्वार्थदीपं भागवते महत्। तत्रापि येन संसिद्ध्येद्व्याख्यानं तन्निरूप्यते ॥३॥
नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे। रूपनामविभेदेन जगत् क्रीडति यो यतः ॥४॥
सात्त्विका भगवद्भक्ता ये मुक्तावधिकारिणः। भवान्तसम्भवा दैवात् तेषामर्थेनिरूप्यते ॥५॥
भगवच्छास्त्रमाज्ञाय विचार्य च पुनः पुनः। यदुक्तं हरिणा पश्चात् संदेहविनिवृत्तये ॥६॥

एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥७॥

इत्याकलय्य सततं शास्त्रार्थः सर्वनिर्णयः। श्रीभागवतरूपं च त्रयं वच्मि यथामति ॥८॥
श्रीकृष्णं परमानन्दं दशलीलायुतं सदा। सर्वभक्तसमुद्धारे विस्फुरन्तं परं नुमः ॥९॥
शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे। एकार्थं सप्तधा जानन्नविरोधेन मुच्यते ॥१०॥
आनन्दस्य हरेर्लीला शास्त्रार्थो दशधा हि सा। अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः ॥११॥
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः। अधिकारी साधनानि द्वादशार्थास्ततोऽत्रहि ॥१२॥
तृतीयादिदशस्कन्धैर्लीला दशविधोदिता। श्रोतुर्वक्तुश्चलक्षमाऽऽद्येद्वितीयेत्वङ्गनिर्णयः ॥१३॥
इतीदं द्वादशस्कन्धं पुराणं हरिरेव सः। पुरुषे द्वादशत्वं हि सक्थी बाहू शिरोऽन्तरम् ॥१४॥
हस्तौ पादौ स्तनौ चैव पूर्वपादौ करौ ततः। सक्थौ हस्तस्ततश्चैको द्वादशश्चापरः स्मृतः ॥१५॥
उत्क्षिप्तहस्तः पुरुषो भक्तमाकारयत्युत। स्तनौ मध्यं शिरश्चैव द्वादशाङ्गतनुर्हरिः ॥१६॥
पादौ सक्थौ कटिर्गुह्यं उदरं हृदयंकरौ। मुखं ललाटो मूर्धा च केचिदेवं हरिं जगुः ॥१७॥
एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः। अर्थतस्तु परिज्ञाते ज्ञातो भक्तिं प्रयच्छति ॥१८॥
एषा समाधिभाषा हि व्यासस्यामिततेजसः। लौकिकी चान्यभाषा च समाधेः पोषिके तु ते ॥१९॥

वन्दे श्रीकृष्णदेवं मुरनरकभिदं वेदवेदान्तवेद्यं
लोके भक्तिप्रसिद्ध्यै यदुकुलजलधौ प्रादुरासीदपारः ।
यस्याऽऽसीद्रूपमेव त्रिभुवनतरणे भक्तिवच्च स्वतन्त्रं
शास्त्रं रूपं च लोके प्रकटयति मुदा यः स नो भूतिहेतुः ॥ १ ॥
कर्ता त्रः सकलस्य यो निगमभूः सर्वस्वरूपोऽपि स-
न्सर्वस्याऽपि विधारणो विजयते निर्दोषसर्वेष्टदः ।

यो लीलाभिरनेकधा वितनुते रूपं निजं केवलः
सोऽयं वाचि ममास्तु पूर्णगुणभूः कृष्णावतारः पतिः ॥ २ ॥
श्रीमद्भागवतागमः सुरतरुर्लोके फलत्वं गतो
भाषाभेदविभेदतस्त्रयमपि स्यान्नो विरुद्धं महत् ।
भक्तवशे फलता प्रमाणसुबले वेदत्वमर्थे पुनः
स्कन्धैर्द्वादशभिर्युतः सुरतरुः शाखाद्विवह्निद्वयम् ॥ ३ ॥
अर्थं तस्य विवेऽचितुं न हि विभुर्वैश्वानरा-
द्वाक्पतेरन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।
दत्वाऽऽज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥ ४ ॥

लक्षणां नैव वक्ष्यामि न न्यूनाद्न्यपूरणम् । आर्थिकं तु प्रवक्ष्यामि परोक्षकथनादृते ॥५॥
अविरोधेन समानामर्थानामिह सङ्गतिः । उत्तरोत्तरदौर्बल्यं वाच्यं सङ्कोचतः परम् ॥६॥
भाषात्रयविरोधश्च कल्पभेदात्समाहितः । भाषात्रयविभेदश्च लक्षणैर्ज्ञाप्यते पुनः ॥७॥
अर्थत्रयं तु वक्ष्यामि निबन्धेऽस्ति चतुष्टयम् । अत्र सन्तः स्वसन्तोषैराज्ञां यच्छन्तु सिद्धये ॥८॥

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्-
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥९॥
सङ्गीतं श्रुतिमूर्द्धभिस्तदविदां वागाद्यतीतं विदाम्
दूरं साधनसम्पदां निरुपधिस्नेहैः सुखाप्यं वृतः ।
रासोल्लासवशंवदव्रजवधूवृन्दे वसन्तं सदा
दासक्लेशहरं मुदा परतरं श्रीकृष्णदेवं श्रये ॥ १० ॥
मन्दान् वीक्ष्य जनान् विभुः श्रुतिगणं व्यस्याऽथ कारुण्यतः ।
स्त्रीशूद्रादिहिताय भारतमुखेनोक्त्वा तदर्थं पुनः ।
बुद्धिं शोधयितुं चकार सुविदां यो ब्रह्मसूत्रात्मकम्
वेदान्तार्थविकासकाद्भुतपदं शास्त्रं गुणैरुज्ज्वलम् ॥ ११ ॥
एवं सर्वहितं चरन्नपि यदाऽखिद्यत्तदा नारदात्
तत्रोपायमवेत्य खेदहतये दृष्ट्वा समाधौ हरिम् ।
श्रीमद्भागवतेन संशयमहन् भक्तिप्रचारोद्यतः
तं कृष्णं मुनिमानमामि सततं ज्ञानावतारं हरेः ॥ १२ ॥
सर्गादौ स्वमतं समस्य विधये यं ब्रह्मवादं जगौ ।
कौन्तेयोद्धवयोः प्रकाश्य च पुनर्वेदान्तसारं हरिः ॥१३॥
तं व्यासाशयगोचरं प्रथयितुं यै र्भाष्यमाभाषितम् ।
तानाचार्यवरान्नमामि करुणान् श्रीवल्लभाख्यान् प्रभून् ॥१४॥

श्रीवल्लभप्रतिनिधिं तेजोराशिं दयार्णवम् । गुणातीतं गुणनिधिं श्रीगोपीनाथमाश्रये ॥१५॥
श्रीविट्ठलेशपादाब्जनखचन्द्ररुचः सदा । अलङ्कुर्वन्तु मत्स्वान्तं मायावादतमोहराः ॥१६॥

**पठेयुः श्रीकृष्णोदितमथ पुराणं नियमिताः कथंतस्याप्यर्थं निजहृदि धरेयुर्धृतियुताः ।
कथं वा गोपीशं सदयमु भजेयुः फलतया भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः॥**

## શ્રીમદખણ્ડભૂમણ્ડલાચાર્યશ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલા આ શ્રીતત્ત્વાર્થદીપ નિબન્ધગ્રન્થની ભૂમિકા

**सर्वोद्धारकायनमः।** ભગવાન્ **શ્રીકૃષ્ણ**નો પ્રાદુર્ભાવ સર્વોદ્ધારાર્થે થયો છે. ભગવાને કૃષ્ણ-**સ્વરૂપ** ધરીને **સર્વ** કોઈ **પ્રાણિમાત્ર**નો ઉદ્ધાર થાય એવો પ્રયત્ન કર્યો છે. **સર્વોદ્ધારાર્થે પ્રયત્નવાન્** જો કોઇપણ સ્વરૂપ હોય અથવા **સર્વોદ્ધારાર્થે પ્રયત્ન** જો કોઇ **સ્વરૂપમાંથી** થઇ શકતો હોય તો તે **સ્વરૂપ ભગવાન્** કૃષ્ણનું જ છે. સર્વોદ્ધારપ્રયત્નાત્મા તો **સદાનન્દ પુરુષોત્તમ ભગવાન્** કૃષ્ણ જ છે, અન્ય કોઇપણ નથી. અત એવ **ભગવાન્ કૃષ્ણે પ્રકટ** થઇ નિજસ્વરૂપબલે સર્વ કોઇ શરણાગત જીવનો ઉદ્ધાર કર્યો અને જ્યારે ભગવાન્ પોતે સ્વરૂપે તિરોહિત **થયા** ત્યારે પણ કલિકાલના ઇતર જીવોનો ઉદ્ધાર **નામબલે** કરવાની ઇચ્છાથી ભગવાને **વ્યાસરૂપે** નિજ**નામ**સ્વરૂપ એવું **શ્રીમદ્ભાગવત** શાસ્ત્ર **પ્રકટ** કર્યું. આ **ભગવન્નામાત્મક** એવું જે **શ્રીમદ્ભાગવત** શાસ્ત્ર છે તે સર્વેને અત્યન્ત સુખદાયક છે. ભગવાન્ સ્વરૂપે તિરોભૂત થયા તો પણ પોતે શ્રીમદ્ભાગવત શાસ્ત્રદ્વારા **નામરૂપે** પ્રકટ બિરાજે છે. તેથી **સર્વેનો ઉદ્ધાર કરવાનું તથા સર્વેને સુખદાન** કરવાનું જે સામર્થ્ય ભગવાન્માં છે તે સામર્થ્ય તેવું ને તેવું જ અદ્યાપિ કૃષ્ણ**નામમાં–ભગવન્નામમાં–શ્રીમદ્ભાગવત-શાસ્ત્રમાં** અખણ્ડ વિદ્યમાન છે. સ્ત્રીશૂદ્રાદિ સર્વ કોઇ મનુષ્યયોનિ તો શું પરન્તુ **સર્વ પ્રાણિમાત્રનો** ઉદ્ધાર કરે એવું ભગવન્નામાત્મક **શ્રીમદ્ભાગવતશાસ્ત્ર ભગવાને શ્રીવ્યાસરૂપે** પ્રકટ કર્યું છે. **શ્રીવ્યાસાવતારનો** આ પ્રયત્ન સફલ થાય એ અર્થે શ્રીભાગવતનું તત્ત્વ કલિકાલના જીવોને **યથાર્થ** રીતે પ્રકટ કરવા **અગ્નિસ્વરૂપ** શ્રીકૃષ્ણવદન-વિરહવૈશ્વાનરાવતાર અખણ્ડ ભૂમણ્ડલાચાર્યશ્રી **શ્રીમદ્વલ્લભાચાર્યજીને થઈ.** આ પ્રકારે જીવોદ્ધારને અર્થે સર્વોદ્ધારક શ્રીમદ્ભાગવતનું તત્ત્વ પ્રકટ કરવાની ભગવદાજ્ઞા થતાં **શ્રીમદ્વલ્લભાચાર્યજીએ** પોતે આ **શ્રીતત્ત્વાર્થપ્રદીપ નિબન્ધ** નામનો મહાન્ ગ્રન્થ **પ્રકટ કર્યો છે. શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય,** પદ, તથા **અક્ષર**–આ ૭ માં એક જ **ભાગવતાર્થ** ઓતપ્રોત છે અર્થાત્ આ સાતેનો એક **જ** અર્થ છે અને તે **ભાગવતાર્થ** ષડ્ગુણૈશ્વર્યસમ્પન્ન **ભગવાન્** જ છે–એવું અવિરોધે જ્ઞાન જે કોઈ **અધિકારીને પ્રાપ્ત થાય** છે તે સંસારમાંથી **મુક્ત થઈ ભગવદ્ભક્તિ** પ્રાપ્ત કરે છે ભાગવતાર્થ આ પ્રકારે છે. **आनन्दस्य हरे र्लीला शास्त्रार्थः** અર્થાત્ '**આનન્દરૂપ હરિની લીલા પણ આનન્દ-રૂપ** છે' એ લીલા ૧૦ પ્રકારની **છે. હરિની લીલા સર્વ દુઃખ હરી દુઃખાભાવરૂપ તથા સુખરૂપ** હોવાથી **હરિની લીલા સ્વતઃ પુરુષાર્થરૂપ છે. (भागवतार्थ नि० १–३)**

શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કન્ધે **સર્ગ**લીલા, ચતુર્થસ્કન્ધે **વિસર્ગ**લીલા, પંચમસ્કન્ધે **સ્થાન**લીલા, ષષ્ઠસ્કન્ધે **પોષણ**–અનુગ્રહ-**પુષ્ટિ**લીલા, સપ્તમસ્કન્ધે ઊતિલીલા, અષ્ટમસ્કન્ધે **મન્વન્તર**લીલા, નવમસ્કન્ધે **ઇશાનુકથા,** દશમસ્કન્ધે **નિરોધ**લીલા, એકાદશસ્કન્ધે **મુક્તિલીલા,** દ્વાદશસ્કન્ધે **આશ્રય**લીલા–આ પ્રકારે **ભગવાન્**ની **૧૦ વિધલીલા** તૃતીય-**સ્કન્ધથી પ્રારમ્ભી દ્વાદશસ્કન્ધ પર્યન્ત વર્ણવી છે.** આ દશવિધ લીલામાં ઉપયુક્ત થાય એ

અર્થે પ્રથમસ્કન્ધમાં શ્રોતા તથા વક્તાના અધિકાર તથા લક્ષણ, તેમજ દ્વિતીય સ્કન્ધમાં જ્ઞાનાદિઅંગ નિશ્ચિત કર્યા છે. આ પ્રકારે* શબ્દતઃ તેમજ અર્થતઃ શ્રીમદ્‌ભાગવત શાસ્ત્ર હરિનું જ સ્વરૂપ છે. શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર સાકાર પુરુષોત્તમનું જ સ્વરૂપ છે. द्वादशो वै पुरुषः। પુરુષ, નિશ્ચયે કરીને, દ્વાદશાંગ છે. આ શ્રુત્યનુસારે શ્રીમદ્‌ભાગવતના ૧૨ સ્કન્ધ પુરાણપુરુષોત્તમના ૧૨ અવયવરૂપ છે. ૧–૨ સ્કન્ધ અધિકારનું તથા જ્ઞાનનું નિરુપણ કરી પુરુષના પાદ થયા છે; ૩–૪ સ્કન્ધ સર્ગલીલાનું તથા વિસર્ગલીલાનું પ્રતિપાદન કરીને પુરુષના કર થયા છે; ૫–૬ સ્કન્ધ સ્થાનલીલા તથા પુષ્ટિલીલાનું વર્ણન કરીને પુરુષના સક્થિરૂપ થયા છે, ૯ મો સ્કન્ધ ઊતિલીલાનું વર્ણન કરી એક હસ્ત છે, ૧૨ મો સ્કન્ધ આશ્રયલીલાનું નિરૂપણ કરી બીજો હસ્ત થયો છે. ઉત્ક્ષિપ્ત હસ્તે પુરુષોત્તમ કલિકાલના જીવોને શરણે આવવા આહ્વાન કરે છે. ૮–૯ સ્કન્ધ પુરુષના સ્તનરૂપ છે, દશમસ્કન્ધ ભગવાનની નિરોધ લીલાનું પ્રતિપાદન કરીને પુરુષનો મધ્ય થયો છે. ૧૧ મો સ્કન્ધ મુક્તિલીલાનું નિરૂપણ કરીને ભગવાનનો શિરોરૂપ થયો છે. આ પ્રકારે જેવા ભગવાન ભાગવતાર્થરૂપ થયા છે તેવા જ વર્ણવ્યા છે. અત્ર કેટલાક ઉપાસકો ક્રમે કરીને ઉપાસના સફલ થાય છે એમ માની નિમ્નોક્ત ભિન્નક્રમ સ્વીકારે છે:—"૧–૨ સ્કન્ધ પાદ છે, ૩–૪ સ્કન્ધ સક્થિ છે, ૫ મો સ્કન્ધ કટિ છે, ષષ્ઠ સ્કન્ધ ગુહ્ય છે, ૭મો સ્કન્ધ ઉદર છે, અષ્ટમ સ્કન્ધ હૃદય છે, નવમ સ્કન્ધ કર છે, દશમ સ્કન્ધ મુખ છે, ૧૧ મો સ્કન્ધ લલાટ છે, ૧૨ મો સ્કન્ધ મૂર્દ્ધા છે." ઉપાસનામાં આ પ્રકાર પણ યુક્ત છે. આ પ્રકારે નિરૂપણ કરવાનું બીજું પણ પ્રયોજન છે અને તે એ છે કે આમ ધારણામાત્રથી જ શ્રીમદ્‌ભાગવતનો પાઠ કર્યાથી શ્રીમદ્‌ભાગવતના અર્થરૂપે વિરાજતા ભગવાન કૃષ્ણજ હૃદયમાં ધારી શકાય છે. જો અર્થતઃ શ્રીમદ્‌ભાગવતનું પરિજ્ઞાન થાય તો ભગવાન્ હૃદયમાં સ્થિત થઇને ભક્તિનું દાન કરે છે. શ્રીમદ્‌ભાગવત શાસ્ત્ર ખરેખર અપરિમેય તેજસ્ જેમનું છે એવા ભગવજ્જ્ઞાનાવતારથી વ્યાસની સમાધિભાષા છે. સમાધિયોગમાં સાક્ષાત્કાર કરીને જેટલો અર્થ એમણે નિરૂપિત કર્યો તે (૧) સમાધિભાષા જાણવી. આ ઉપરાન્ત શ્રીમદ્‌ભાગવતમાં જે લૌકિકી તથા (૩) મતાન્તરીય ભાષા છે તે જેટલે અંશે સમાધિભાષાને પોષે તેટલે અંશેજ પ્રમાણ છે, વક્તાના અભિપ્રાય પૂરતું જ એમનું પ્રામાણ્ય છે. સમાધિભાષા જેવું એમનું પ્રામાણ્ય નથી. વાક્પતિ શ્રીમદાચાર્યચરણે આ તત્ત્વાર્થપ્રદીપ નિબન્ધના ભાગવતાર્થ નામના

*આ પ્રકારે શ્રીમદાચાર્યચરણે ભાગવતાર્થ નિબન્ધના પ્રારમ્ભમાં કહ્યું છે કે "निम्नगानां यथागङ्गा। (भाग० १२०१३०१६) જેમ નદીઓમાં ગંગા શ્રેષ્ઠ છે તેમ પુરાણોમાં આ શ્રીમદ્‌ભાગવત શ્રેષ્ઠ છે— આ દ્વાદશસ્કન્ધના વાક્યની ટીકામાં શ્રીમદ્‌ભાગવતપુરાણ શબ્દતઃ તથા અર્થતઃ હરિનું જ સ્વરૂપ છે— એમ સિદ્ધ કરવામાં આવશે." વળી, "तत्रत्यानां तदङ्गत्वं टीकायामेव वर्णितम्॥ एतन्निबन्धकरणात्पूर्वमेव सूक्ष्मा या टीका कृता तत्रैव सङ्गति र्निरूपिता ॥ (भाग० नि० १–१०९) આ ભાગવતાર્થ નિબન્ધ કર્યો તે પૂર્વે જ સૂક્ષ્મ ટીકા કરી છે." આપ્રતિજ્ઞાથી સુજ્ઞ વાચકને પ્રતીત થશે કે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સમગ્ર શ્રીમદ્‌ભાગવત ઉપર શ્રીસૂક્ષ્મટીકા રચી છે. તેમજ શ્રીસુબોધિનીટીકા પણ સમગ્ર રચેલી હોવી જોઇએ. દુર્ભાગ્યે હાલ આપણને આ ટીકાઓ ત્રુટિત દશામાં પ્રાપ્ત થાય છે. આ વિરલસાહિત્યનો શોધ કરી જીર્ણોદ્ધાર કરવો ઘટે છે.

તૃતીય **પ્રકરણમાં** તથા **શ્રીસુબોધીનીજીમાં** આ **લૌકિકીભાષા** તથા **પરમતભાષા** પણ તે તે સ્થલે અતિ વિચક્ષણ દૃષ્ટિથી અપૂર્વ રીતે પૃથક્ કરી આપી છે. સુજ્ઞવાચકને આથી પ્રતીત થશે કે આ દોષનિધિ કલિકાલના સર્વ કોઇ જીવના ઉદ્ધારાર્થે અગ્નિસ્વરૂપ **શ્રીમદ્વલ્લભાચાર્યે** આ બલિષ્ઠ ભગવન્નામાત્મક ચતુર્થપ્રસ્થાન શ્રીમદ્ભાગવતશાસ્ત્રના ઉપર જેટલો પરિશ્રમ લીધો છે તેટલો અન્ય કોઇ પણ આચાર્યે લીધો નથી. વળી, આ ભગવન્નામાત્મક શ્રીમદ્ભાગવતશાસ્ત્ર કંઇ **બોપદેવાદિકૃત** કપોલકલ્પિત પુરાણ નથી. પ્રત્યુત ભક્તિયુગમાં (૧૩–૧૪ શતકમાં) **બોપદેવે** તો **હરિલીલા** ઇત્યાદિ ટીકાઓ તથા નિબન્ધો શ્રીમદ્ભાગવતના આધારે રચ્યાં છે. સાત પ્રકારે શ્રીમદ્ભાગવતનો અર્થ અવિરોધે ભગવત્પરત્વે ઘટાવી આ અધર્મપરિપોષક, દુષ્ટ, ખલધર્મિ, તથા દેશ, કાલ, દ્રવ્ય, કર્મ, મન્ત્ર, તથા કર્તા એ ૬ પ્રકારની શુદ્ધિથી રહિત એવા કલિકાલના સર્વ કોઈ જીવોનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય જો કોઈ પણ શાસ્ત્રમાં હોય તો તે સામર્થ્ય શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં જ છે એમ શ્રીવલ્લભાચાર્યજીએ સિદ્ધ કર્યું છે. ભક્ત્યંશે શ્રીમદ્ભાગવતની ફલતા છે, તથા અર્થમાં શ્રીમદ્ભાગવતનું વેદત્વ પણ છે, અને જ્યારે વૈદિકમાર્ગ આ પ્રબલ કલિકાલમાં દેશકાલાદિશટ્પ્રકારની શુદ્ધિના અભાવે અશક્ય થઇ પડ્યો છે, ત્યારે આ શ્રીમદ્ભાગવતશાસ્ત્રજ એક તારક શાસ્ત્ર તરીકે બિરાજે છે. વળી આ ભગવન્નામાત્મકશાસ્ત્રનું વેદત્વ ખંડન પણ **બુદ્ધાવતારે** કર્યું નથી. અતએવ આ શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં ભગવાનનું મોચકબલ-જીવોનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય અખણ્ડ વિરાજે છે અને એવ ભાગવતનું મુક્તિશાસ્ત્રત્વ ઘટે છે. શંકા:–"મોક્ષાર્થે **સાંખ્ય યોગ, તન્ત્ર, શાક્ત, કણાદ** ઇત્યાદિ દર્શનશાસ્ત્ર વિદ્યમાન છે વળી **બૌદ્ધાદિ** નાસ્તિક મત પણ પ્રચલિત છે. તો તેમને વિષે આદર ત્યજીને આ કલિકાલમાં જીવો ભાગવતમાર્ગે ક્યાંથી પ્રવૃત્ત થશે?" આ શંકા થાય તો સમાધાન કરવા પ્રચલિત પ્રત્યેક દર્શન શાસ્ત્રનું બલ નિશ્ચિત કરવા આ ગ્રન્થમાં તેમના ફલ તથા સાધનના ગુણદોષનો વિચાર તુલનાત્મક દૃષ્ટિથી કરી **શ્રીમદ્વલ્લભાચાર્યજી** સર્વ કોઇ જીવને આધુનિક કલિકાલમાં **શ્રીમદ્ભાગવતમાર્ગે** સ્થિર થઇ કૃષ્ણભજનનો ઉપદેશ કરે છે. **'કૃષ્ણ'** નામનું **પરમફલ** પ્રાપ્ત કરવામાં અર્થાત ભગવત્પ્રાપ્તિ કરવામાં પ્રભુવિષયક **પ્રેમ જ પરમ સાધન છે–પ્રેમ વિના અન્ય કોઈ પણ મહત્ સાધન નથી.*** આ વિકરાલ

---

* લૌકિક વૈદિક અન્ય સર્વ ગૌણ ધર્મ અશક્ય હોય તોપણ પ્રધાન–મુખ્ય ભગવદ્ધર્મના સામર્થ્યથીજ આ કલિકાલમાં નિ:સાધન કોઇપણ જીવ તરી શકે છે–એમ ભગવન્માર્ગની અસહાયશૂરતા શ્રીમદાચાર્યચરણે નિરુપિત કરી છે. ભગવાનનું કોઈક એવું પ્રમેય બલ છે કે જેથી કાલકર્માદિનો પણ બાધ કરી પોતે અંગીકાર કરેલા શરણાગત જીવપર કૃપા કરી તેનો ઉદ્ધાર કરી શકે છે. એ ભગવત્કૃપાદ્વારા अह्नि आपृतं निशि शयानमतिश्रमेण लोके विकुण्ठमुपनेष्यति गोकुलं स्वम्। (भाग० सुबो० २-७-३२) દિવસે લૌકિકવ્યાપાર કરતા તથા તેથી અત્યન્ત થાકીને રાત્રિએ ગાઢનિદ્રામાં પડેલા એવા જે નિજગોકુલના જીવો છે–તેઓ જો કે અહોરાત્ર પરલોકસાધનરહિત છે છતાં પણ ભગવાન એવા નિજશરણાગત નિ:સાધન ગોકુલને પોતીકા વ્યાપિ વૈકુણ્ઠધામે લઇ જશે, કારણ કે ભગવાને એ ગોકુલના [illegible] અંગીકાર કર્યો છે. ભગવાનનું ભગવત્ત્વ એ જ છે કે જેથી સાધનરહિત હોય એવા પણ નિજશરણાગત જીવોને પણ પોતે અંગીકૃત કરે છે અને તેમને પણ ઉભય ફલનું દુ:ખાભાવનું તથા સુખનું ફલદાન કરે છે. દુ:ખની પરમસીમા નરકાદિ છે, તથા સુખની પરમસીમા વૈકુણ્ઠ છે. પુષ્ટિમાર્ગે ભગવાન્ નિજ અંગીકૃત જીવને

કલિકાલના પ્રાબલ્યે ભલે વૈદિક માર્ગના સાધનો ન થાય, ભલે એવો ઘોર કલિકાલ આવે કે જ્યારે ભક્ત્યાદિમાર્ગ પણ દુઃસાધ્ય થાય તથાપિ એવે સમયે પણ જીવે **દીનતાથી** લૌકિક વૈદિક અન્ય સર્વધર્મનો પરિત્યાગ કરી **ભગવત્પ્રોક્ત અનન્ય શરણમાર્ગનું-પ્રપત્તિ-માર્ગનું** દૃઢ અવલમ્બન કરી ભગવત્કૃપા યાચવી. આ પ્રકારે કલિકાલમાં **સર્વથા સુકર** એવા **શ્રીભાગવતમાર્ગે**-ભગવન્માર્ગે યથાકથંચિત્ સર્વ કોઇ જીવ તરી જશે એવો હિતપ્રદ બોધ **વિશ્વોદ્ધારકપુષ્ટિમાર્ગપ્રવર્તક** શ્રીમહાપ્રભુજી-**શ્રીવલ્લભાચાર્ય**જીએ કર્યો છે શ્રીમદાચાર્યચરણે આ ભગવન્માર્ગની મહોદાર **સર્વોદ્ધારકતાનું** પ્રતિપાદન શ્રી**સુબોધિન્યાદિ**ગ્રન્થમાં કર્યું છે આ **નિબન્ધ ગ્રન્થમાં શાસ્ત્રાર્થ, સ્કન્ધાર્થ, પ્રકરણાર્થ** તથા **અધ્યાયાર્થ** એમ ચાર **અર્થ શ્રીમદ્‌ભાગવત** શાસ્ત્રના શ્રીમદ્**ભાગવતાર્થ** નામના તૃતીય પ્રકરણમાં શ્રીમદાચાર્યચરણે પ્રતિપાદિત કર્યા છે. અવશિષ્ટ **શ્લોકાર્થ, શબ્દાર્થ,** તથા **અક્ષરાર્થ**-આ ૩ અર્થ **શ્રી સુબોધિનીજી** નામના ભાગવતભાષ્યમાં પોતે પ્રકટ કર્યા છે **શ્રીસુબોધિની** ગ્રન્થમાં अर्थत्रयं तु वक्ष्यामि **निबन्धे**ऽस्ति चतुष्टयम् । આ વાક્ય હોવાથી શ્રીમદાચાર્યચરણે આ **तत्त्वार्थदीप** નિબન્ધ પ્રથમ પ્રકટ કર્યો હશે છે. આ **तत्त्वार्थप्रदीप** નિબન્ધમાં સંસ્કૃત કારિકા છે. આ કારિકા સૂત્રરૂપ હોઈ સ્વલ્પાક્ષરમાં અતિગૂઢ અર્થનો બોધ કરે છે. આ કારિકાનો નિરન્તર મુખપાઠ કરવાની પરમ્પરા સમ્પ્રદાયમાં પ્રચલિત છે. તેમનો અર્થ બહુ કઠિન હોવાથી શ્રીમદાચાર્યચરણે પોતે પ્રત્યેક કારિકા ઉપર **तत्त्वार्थदीपप्रकाश** નામનું સરલ વ્યાખ્યાન કર્યું છે. આ પ્રકારે **વિશ્વોદ્ધારક** અગ્નિસ્વરૂપ વાક્પતિ **શ્રીમદ્વલ્લભાચાર્ય**જીનો પરિશ્રમ સફલ છે. જીવોદ્ધાર આ ગ્રન્થપરિશ્રમનું ફલ છે. ભગવદાજ્ઞારૂપ સંગતિ પરમ્પરાએ ફલે છે. **આ ગ્રન્થના અધિકારિ કોણ ?** એ પ્રશ્નનો ઉત્તર આપવા પોતે નિમ્નોક્તકારિકા યોજી છે:- सात्त्विका भगवद्भक्ता ये मुक्तावधिकारिणः । भवान्तसम्भवा दैवात्तेषामर्थे निरूप्यते । અર્થાત્ જેઓ સાત્ત્વિક ભગવદ્‌ભક્તો છે, મુકિતના અધિકારી છે, જેમનું ભગવદિચ્છાથી આ અન્તિમ જન્મ છે તેમને અર્થે ( તેમનો અન્તિમ જન્મ સફલ થાય એ અર્થે ) આ ગ્રન્થ નિરૂપિત કર્યો છે **અર્થાત્** આ ગ્રન્થના અધિકારી બુદ્ધિમાન્, આયુષ્યમાન્, તથા દોષરહિત હોવા જોઇએ. જેઓ કેવલ નિષ્કામ વૈષ્ણવ હોઇને પાપથી ડરતા હોય ભગવત્સેવા કરતા હોય અને તેવા જીવો પણ મતિમોહ કરે એવા અર્વાચીન તર્કકુતર્કરૂપી શાસ્ત્રકલિલથી ફસાઇ કર્ણધારરૂપ યોગ્ય ગુરુનો અભાવ હોવાથી રખેને **પરમફલદાયક ભગવન્માર્ગ**માંથી ભ્રષ્ટ થાય અથવા તો રખેને તેમને ફલ પ્રાપ્તિમાં વિલમ્બ થાય તો તેમ ન થાય એ અર્થે તેમને મોક્ષોપાયમાં દૃઢતા પ્રાપ્ત થાય એ અર્થે શ્રીમદચાર્યચરણે આ ગ્રન્થોપાય કર્યો છે-આ ગ્રન્થ પ્રકટ કરવાનો પ્રયાસ કર્યો છે.

આ **તત્ત્વાર્થપ્રદીપ** નિબન્ધ ગ્રન્થનો **વિષય**-અર્થાત્ પ્રતિપાદ્ય અર્થ શો છે ? આ શંકાનું **શ્રીમદાચાર્યચરણે** આ પ્રકારે **સમાધાન** કર્યું છે:-**ભાગવત**, ગીતા, તથા **પંચરાત્ર** આ **ભગવચ્છાસ્ત્રનું** સર્વતઃ જ્ઞાન **ભગવત્કૃપાથી** પ્રાપ્ત કરીને તેમજ સર્વદુઃખહર્તા પુરુષોત્તમ

---

નરકાદિ દુઃખમાંથી નિવારી તેમને પરમ વૈકુણ્ઠધામ પ્રાપ્ત કરાવે છે. આ અચિન્ત્ય ભગવત્પ્રમેયબલ-કૃપાબલ વર્ષે એ અર્થે કલિકાલના નિઃસાધન દીન જીવે અનન્ય ભગવચ્છરણ સ્વીકારવું. લોકવેદ સાપેક્ષ્ય દૂર કરી માત્ર ભગવત્સ્વરૂપ પરાયણ થવું એ પુષ્ટિમાર્ગ છે. ( જુઓ શ્રીસુબોધિની તથા શ્રીહરિરાયજી કૃત પુષ્ટિમાર્ગલક્ષણાદિ )

**શ્રીજગન્નાથજીએ** મોહક સર્વશાસ્ત્ર ઉત્પન્ન થયા પછી, જે* નિર્દ્ધારિક વાક્ય કથ્યું તેનો અર્થ પણ જાણીને **મ્હેં અગ્નિસ્વરૂપ** (શ્રીવલ્લભાચાર્યે આ-તત્ત્વાર્થપ્રદીપ નિબન્ધ નામનો ગ્રન્થ પ્રકટ કર્યો છે. બુદ્ધિસૌકર્યાર્થે આ તત્ત્વાર્થપ્રદીપ નિબન્ધમાં ત્રણ પ્રકરણ કથ્યા છે. (૧) **શાસ્ત્રાર્થ**, (૨) **સર્વનિર્ણય**, (૩) તથા **ભાગવતાર્થ**. (૧) **શાસ્ત્રાર્થ-ગીતાર્થ.** (૨ **સર્વનિર્ણય-સર્વનો નિર્ણય-જ્ઞાનાદિ સર્વનો નિર્ણય-જ્ઞાનાદિ મોક્ષસાધનમાર્ગનો વા પ્રાપંચિક પદાર્થ માત્રનો જે નિર્ણય છે તે સર્વનિર્ણય.** જેમકે આ માર્ગનું વા આ પદાર્થનું આવું રૂપ છે, અને એના અમુક અમુક પ્રકારના ફલ તથા સાધન છે-ઇત્યાદિ **સપરિકરનિશ્ચય** વા **સ્વરૂપનિશ્ચય શ્રીમહાચાર્યચરણે** આ દ્વિતીય **સર્વનિર્ણય** નામના પ્રકરણે કરી આપ્યો છે. અથવા પ્રથમ **શાસ્ત્રાર્થ**પ્રકરણોક્ત અર્થમાં અસમ્ભાવના તથા વિપરીભાવના થાય તો તે નિવૃત્ત કરવાને અર્થે **પ્રમાણતઃ, પ્રમેયતઃ,** સાધનતઃ તથા ફલતઃ **સર્વનો નિર્ણય** આ ૨ જા પ્રકરણે કર્યો છે. તેથી આ પ્રકરણને **સર્વનિર્ણય** એવું નામ આપ્યું છે. (૩) **શાસ્ત્રાર્થ-ગીતાર્થ** સંક્ષેપરૂપ હોવાથી એ શાસ્ત્રનો અર્થ વિસ્તારથી સ્ફુટ કરે એવું **શ્રીમદ્‌ભાગવત** શાસ્ત્ર છે. આ શ્રીમદ્‌ભાગવત શાસ્ત્રનો અર્થ આ **તત્ત્વાર્થદીપ** નિબંધના તૃતીય પ્રકરણે વિસ્તારપૂર્વક નિરુપિત કર્યો છે. તેથી ૩ જા પ્રકરણને ' **ભાગવતાર્થ** ' એવું નામ આપ્યું છે.

**પ્રતિજ્ઞાઃ**—આ ત્રણનું કથન હું યથામતિ **ઉપદેશન્યાયે**÷ કરીશ. આ પ્રકારે આ ગ્રન્થનો (૧) વિષય અર્થાત પ્રતિપાદ્ય અર્થ શો ? (૨) આ ગ્રન્થનું **પ્રયોજન** તથા **ફલ** શું ? (૩) આ ગ્રન્થના **અધિકારિ** કોણ ? તથા (૪) આ ગ્રન્થના **સંગતિ-સમ્બન્ધાદિ** શું ?-એમ અનુબન્ધચતુષ્ટયનું નિરૂપણ **શ્રીમહાચાર્યચરણે** પ્રાચીનગ્રન્થશૈલીને અનુસરીને કર્યું, અને પોતે કહે છે:-

**प्रमाणबलमाश्रित्यशास्त्रार्थो विनिरूपितः। प्रमेयबलमाश्रित्य सर्वनिर्णय उच्यते ॥१॥**
**प्रमाणेन प्रमेयेण फलतः साधनेन च। सर्वनिर्णयबोधाय द्वितीया प्रक्रियोच्यते ॥२॥**

આ દ્વિતીય **સર્વનિર્ણય** પ્રકરણના ૪ અવાન્તર પ્રકરણ છેઃ-(૧) **પ્રમાણ**, (૨) **પ્રમેય**, (૩) **ફલ** તથા (૪) **સાધન.** તેમાંથી આ ગ્રન્થ વિભાગમાં **ફલ તથા સાધન** એમ ૩-૪ **પ્રકરણનો** અનુવાદ પ્રસિદ્ધ થઇ શક્યો છે. આદ્યદ્વય **પ્રમાણ** તથા **પ્રમેય પ્રકરણનો અનુવાદ હવે પછી** જો મુદ્રણ દ્રવ્યની અનુકૂલતા હશે તો **પ્રસિદ્ધ થશે.** આ અનુવાદમાં **શ્રીમહાચાર્યચરણની તત્ત્વાર્થપ્રદીપ**" નામની મૂલ સંસ્કૃત કારિકા મુદ્રિત કરી છે તથા પ્રત્યેક કારિક ઉપર ગુર્જર ભાષામાં **શબ્દાર્થ** તથા વિવેચન પણ આપ્યાં છે. **શબ્દાર્થ** કરવામાં **શ્રીમહાચાર્યચરણે પ્રકટ કરેલા તત્ત્વાર્થપ્રકાશ**નામના વ્યાખ્યાનને અનુસર્યો છું. આ અનુવાદમાં આપેલું

---

* (૧) શાસ્ત્રનિર્ધારઃ-(દેવકીપુત્ર કૃષ્ણે પ્રકટ કરેલું ગીતાશાસ્ત્રજ પ્રમાણ છે, વેદોનો અર્થ નિર્ણય પણ ગીતાથી કર્તવ્ય છે, (૨) ઉપાસ્યનિર્ણયઃ-એક દેવકીપુત્ર કૃષ્ણજ મૂલભૂત દેવ છે, (૩) સાધનનિર્ણયઃ-સર્વદા સ્મરણાર્થે સાધનરૂપ મન્ત્ર પણ એકજ છે-અને તે ભગવન્નામ મન્ત્ર છે. (૪) કર્તવ્યનિર્ણયઃ-ભગવાન્ કૃષ્ણ મનુષ્ય નથી પરન્તુ દેવાધિદેવ છે અને મન, વાણી તથા કાયથી કૃષ્ણની સેવાજ કર્તવ્ય છે.)

÷ ૧. જેમ મન્ત્રાદિમાં શાસ્ત્રાર્થ નિષ્કર્ષ અર્થાત્ શાસ્ત્રાર્થનો નિચોડ સૂક્ષ્મતાથી ઉપદેશાર્થ કહેવાય છે તેમ. ૨. અથવા આવૃત્તિથી જેમ શ્વેતકેતુવિદ્યામાં નવવાર ઉપદેશ વિવિધ પ્રકારે સમ્યગ્બોધ થાય એ ઉદ્દેશથી કથ્યો છે તેમ અત્ર પણ હું આવૃત્તિથી તેનો તેજ અર્થ સમ્યક્બોધ થાય એમ વિવિધપ્રકારે કથીશ.

કારિકાનું **વિવેચન શ્રીમદાચાર્યચરણે** પ્રકટ કરેલા **तत्त्वार्थप्रकाश** નામના વ્યાખ્યાનને તથા **શ્રીપુરુષોત્તમજીએ** પ્રકટ કરેલી **आवरणभङ्ग** નામની ટીકાને અનુસરે છે. કારિકાના પ્રત્યેક શબ્દનું વ્યાખ્યાન જેમકે '**वर्णाश्रमवतामिति**।' એમ પ્રતિપદાન્તે **શ્રીમદાચાર્યચરણે** જે પ્રકારે **तत्त्वार्थप्रकाश**માં વ્યાખ્યાન કર્યું છે, તેમ આ અનુવાદમાં પણ કારિકાનું મૂલપદ પ્રથમ સંસ્કૃતમાં મુદ્રિત કર્યા પછી ગુર્જર ભાષામાં **શ્રીમદાચાર્યચરણ**ના પ્રત્યેક વાક્યનો અનુવાદ કર્યો છે. આ સર્વ વિભાગ સ્થૂલ અક્ષરે મુદ્રિત કરેલો હોવાથી શ્રીમદાચાર્યચરણે મૂલ કારિકાના પ્રત્યેક શબ્દ ઉપર કેટલું અને શું વ્યાખ્યાન કર્યું તે સુજ્ઞવાચક સમજી શકશે. આ **તત્ત્વાર્થદીપ નિબન્ધ**માં પ્રત્યેકકારિકામાં તથા **तत्त्वार्थप्रकाश** નામના વ્યાખ્યાનમાં **શ્રીમદાચાર્યચરણ**નું વક્તવ્ય શું છે–તે સ્પષ્ટ કરવા યથાશક્તિ યથામતિ સર્વપ્રયાસ આ અનુવાદમાં કર્યો છે. સુજ્ઞ વાચક સમજે એમ **શ્રીમદાચાર્યચરણ**ના ગ્રન્થના **શબ્દેશબ્દનો અક્ષરાર્થ** સ્ફુટ કર્યો છે. દશદિગન્ત વિજયિ ગોસ્વામિ **શ્રીપુરુષોત્તમજી**નો **आवरणभङ्ग** જ્યાં જ્યાં **મૂલકારિકાનો** અર્થ સ્પષ્ટ કરે છે, તથા જ્યાં જ્યાં **તત્વાર્થપ્રકાશ**ને સ્પષ્ટ કરે છે ત્યાં ત્યાં સંસ્કૃતશ્લોકના પ્રમાણ ઉપન્યસ્ત કરીને સૂક્ષ્મ અક્ષરે મુદ્રિત કર્યો છે. આથી **શ્રીમદાચાર્યચરણે तत्त्वार्थदीपप्रकाश**માં તથા તેનો અર્થ સ્પષ્ટ કરવા **શ્રીપુરુષોત્તમજીએ आवरणभङ्ग**મા કર્યું અને કેટલુ વિવેચન કર્યું છે તે સુજ્ઞવાચક જોઈ શકશે. જિજ્ઞાસુ વૈષ્ણવવૃન્દમાં આ **तत्त्वार्थदीपप्रदीपनिबन्धनी कारिका**નો અર્થાત્ **मूलश्लोक**નોપાઠ કરવાની પ્રાચીનપ્રથા છે. તેઓ મૂલ સંસ્કૃત **કારિકાના શ્લોકનો** પાઠ કરે ત્યારે પ્રત્યેક કારિકાનો અર્થ તેના **શબ્દાર્થ** તથા **વિવેચન** સહિત આ અનુવાદમાંથી સમજી શકે એમ છે. તટસ્થ વાચકવૃન્દને માટે પ્રારંભમાં **ગ્રન્થપરિચાયક સારાંશ વિષયાનુક્રમણિકાસહિત ૧–૬૪** પૃષ્ઠમાં સવિસ્તર આપ્યો છે. આ **સારાંશ શ્રીમદાચાર્યચરણ**ના મૂલ **તત્ત્વાર્થપ્રદીપ** તથા **તત્ત્વાર્થપ્રકાશ**ના વચનામૃતને અનુસરીને જ સિદ્ધ કર્યો છે. વળી, એની ફુટનોટમાં **સાંખ્ય, યોગ, શાક્ત, બૌદ્ધ,**–ઇત્યાદિ તત્ત્વજ્ઞાનના વિષયો ઉપર ઇંગ્રેજી ભાષામાં પાશ્ચાત્ય પદ્ધતિને અનુસરતા અન્ય વિદ્વાનોના પ્રાસંગિક મત ઐતિહાસિક દૃષ્ટિથી આપ્યા છે. આથી પાશ્ચાત્યપદ્ધતિ પ્રમાણે ટેવાયલો આધુનિક સુશિક્ષિતવર્ગ પણ જોઇ શકશે કે આ પ્રત્યેક માર્ગના દુરાચાર તથા નાસ્તિકતા વિષે **શ્રીમદાચાર્યચરણે** કેવી સમીક્ષા કરી છે. એમના નિષિદ્ધ આચરણ તથા નાસ્તિક તર્કજાલથી સાવધાન થઈ સનાતન વેદમાર્ગના પ્રામાણિક આર્યસજ્જનોએ દૂર રહેવું–એવા **શ્રીમદાચાર્યચરણના** અપૂર્વ હિતકર બોધ માટે તથા તદ્‌ સ્ય **શ્રીપુરુષોત્તમજી**ના વક્તવ્ય માટે તુલનાત્મક દૃષ્ટિથી સર્વકોઈ પ્રામાણિક વિચારક પણ ગૌરવ ધરાવી શકશે. વાદિપ્રતિવાદી, સામ્પ્રદાયિક વા અસમ્પ્રદાયિક, તટસ્થ વા શ્રદ્ધાલુ સર્વ કોઈ તત્ત્વજિજ્ઞાસુને આ શ્રીમદાચાર્યચરણનો **નિબન્ધગ્રંથ** મનનીય છે, અને આ અનુવાદદ્વારા જો પ્રામાણિક જનસમાજ શ્રીમદાચાર્યચરણના મૂલગ્રન્થાવલોકન પ્રતિ આકર્ષાશે તો મ્હારો પરિશ્રમ સફલ થયો છે–એમ માનીશ. આંગ્લભાષાને પરિચિત થયલો પ્રામાણિકવાચક જોઇ શકશે કે **સાંખ્ય, યોગ, બૌદ્ધ, તન્ત્ર,** કણાદ, ઇત્યાદિ દર્શનશાસ્ત્રો કે જેમાંના કેટલાકનાં બીજ તો પ્રાચીન સમયથી ભારતવર્ષમાં પ્રચલિત હતા પરન્તુ જેમની ઉત્તરોત્તર વધતી જતી નાસ્તિક તર્કકુતર્કજાલથી તથા દુરાચારથી વેદમૂલક **સનાતન કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ**

**તથા ભક્તિમાર્ગમાંથી જીવો ભ્રષ્ટ થઇ બહિર્મુખ થતા** હતા તેમનો પણ યથાર્થ **ઉપન્યાસ શ્રીમદાચાર્યચરણે** તથા **શ્રીપુરુષોત્તમજીએ** કર્યો છે, અને તે તે મતની **વિચારશ્રેણીનો તેમજ** બાહ્યઆચારાદિનો ગુણદોષનો તુલનાત્મક વિચાર કર્યો છે. આ પ્રકારે **શ્રીમદાચાર્યચરણ** તે તે મતના ફલનો તથા સાધનનો પ્રામાણિક નિર્ણય કરી આધુનિક **કલિકાલના દૈવીજીવ સમક્ષ ભગવન્માર્ગીય** દષ્ટિબિન્દુ ધરે છે, અને **મુમુક્ષુને** ભક્ત્યુત્પાદક **ભાગવતશાસ્ત્રનો તત્ત્વાર્થ** સર્વથા ગ્રહણ કરવા પ્રેરે છે. **શ્રીમદાચાર્યચરણ** કંઇ નાસ્તિકોનો નિગ્રહ કરવા પ્રવૃત્ત થયા નથી, પરન્તુ આસ્તિકોને શિક્ષણ આપવા પ્રવૃત્ત થયા છે. **તેથી** પોતે શરણાગત જીવોને ઉપદેશ કર્યો છે કે **ભગવદ્ભજનના અભાવે** સર્વ કોઈ જીવની આલોકમાં **પુનરાવૃત્તિ થાય** છે, પરન્તુ ભગવદ્ભક્તોને **પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે.** માટે **જીવે ભગવત્પ્રપન્ન થઇ ભગવદાનન્દાર્થે ભગવદ્ભજન જ અવશ્ય કર્તવ્ય છે. इतिश्रीकृष्णार्पणमस्तु । अस्माकं तु गतिर्नान्या श्रीकृष्णः शरणं मम ॥**

## तत्त्वार्थदीपनिबन्धसम्बन्धि संस्कृतसाहित्य

**कारिकायुगः**–પ્રાચીન **સમયથી** ભારતવર્ષના પ્રત્યેક દર્શન સાહિત્યમાં **कारिकायुग** પ્રચલિત છે. આ પ્રકારે સાંખ્ય, યોગ, બૌદ્ધ, અલંકાર શાસ્ત્ર ઇત્યાદિ ઉપર કારિકા સાહિત્ય **ઉપલબ્ધ થાય છે.** જેમકે **साङ्ख्यकारिका, गौडपादकारिका** ઇત્યાદિ. આ જ પ્રકારે શ્રીમદાચાર્યચરણની પૂર્વે આ તત્ત્વાર્થ દીપનિબન્ધની કારિકા જેવું કારિકાનું સાહિત્ય હોવું જોઇએ. એ કારિકાનો **અર્થ** સમજાવે એવી ટીકાઓ પણ લખાતી. જેમકે **मम्मटनो काव्यप्रकाश,** અલંકારશાસ્ત્રની કારિકાઓ સમજાવે છે. આ જ પ્રકારે શ્રીમદાચાર્યચરણે **तत्त्वार्थदीप** નિબન્ધમાં મૂલ કારિકાઓ રચી છે. તે ઉપર **तत्त्वर्थप्रकाश** નામનું વ્યાખ્યાન કર્યું છે. આ ઉપરાન્ત પણ શ્રીમદાચાર્યચરણે શ્રીસુબોધિન્યાદિ ગ્રન્થમાં પણ પ્રત્યેક અધ્યાયના પ્રારમ્ભમાં, મધ્યમાં તથા અન્તમાં ભગવદ્ભાવ પ્રચુર **कारिकाओ** રચી છે. આ કારિકા સૂત્રરૂપે સ્વલ્પ અક્ષરમાં બહુ **ગમ્ભીર અર્થ** સૂચવે છે, આ કારિકાનો પાઠ કરતાં જ શ્રીમદાચાર્યચરણનું **અસ્મિત્વ સ્ફુરે છે. શ્રીમદાચાર્યચરણ** વ્યાખ્યાન કરતાં જ્યારે જ્યારે પ્રફુલ્લિત આનન્દના **ઉભરામાં આવી** જતા ત્યારે ત્યારે પોતે **कारिका** રચી દેતા હોય એમ દિશે છે. **અતએવ** આ કારિકાનો પાઠ કરી **શ્રીમદાચાર્યચરણનું હાર્દ કણ્ઠસ્થિત કરવાની** પ્રાચીન પરમ્પરા આ **સમ્પ્રદાયમાં છે. निर्भयराममट्टे** તો **कारिकार्थ** નામના ગ્રન્થમાં શ્રીમદાચાર્યચરણની કારિકાઓ એકત્રિત કરી, તેનો અર્થ સંસ્કૃતમાં **સમજાવ્યો છે. એજ પ્રકારે આ** મૂલ **कारिका**ઓ તથા તેના ગુર્જરભાષામાં **શબ્દાર્થ** તથા **વ્યાખ્યાન** થાય તો સામાન્યકક્ષાના **સામ્પ્રદાયિકોને તથા** અન્યતટસ્થતત્ત્વજિજ્ઞાસુઓને તો લાભ જ છે. એમાં સંશય નથી.

(૧) **तत्त्वार्थदीपकारिकाः**–પ્રાયઃ ૩૦૦૦ મૂલ કારિકા **શાસ્ત્રાર્થ** પ્રકરણથી પ્રારમ્ભી **ભાગવતાર્થ પ્રકરણના** અન્ત પર્યન્ત આ **તત્ત્વાર્થ**દીપનિબન્ધમાં વિદ્યમાન છે. આ સંસ્કૃત **મૂલ કારિકાઓનો** નિત્ય પાઠ કરનારો સામ્પ્રદાયિક ભગવદ્ભક્ત ભગવન્માર્ગના **સિદ્ધાન્તમાંથી** કદાપિ ભ્રષ્ટ થતો નથી. (૨) **तत्त्वार्थप्रकाशः**–ઉપરોક્ત **તત્ત્વાર્થદીપકારિકા ઉપર પ્રકાશ** કરે એવું આ **શ્રીમદાચાર્યચરણનું** પ્રાસાદિક **વ્યાખ્યાન** છે. આ **तत्त्वार्थप्रकाश શાસ્ત્રાર્થ** તથા **સર્વનિર્ણય** પ્રકરણ ઉપર સમગ્ર વિદ્યમાન છે, પરન્તુ **ભાગવતાર્થ**

પ્રકરણની કારિકા ઉપર પ્રથમ સ્કન્ધથી ૫ મા સ્કન્ધની કારિકા ૧૨૨ પર્યન્ત જ તે ઉપલબ્ધ થાય છે. દુર્ભાગ્યે ૫ મા સ્કન્ધની ૧૨૨ મી કારિકાથી તે ૧૨ મા સ્કન્ધ પર્યન્ત **તત્ત્વાર્થપ્રકાશ** પ્રાપ્ત થતો નથી, માત્ર **તત્ત્વાર્થદીપ**ની મૂલ કારિકાઓજ બિરાજે છે. **(૩) आवरणभङ्ग:**–જેમ **दीप**ને ઉજ્જ્વલ કરવા **શ્રીમહાચાર્યચરણે** **प्रकाश** નામનું વ્યાખ્યાન કર્યું તેમ દશદિગન્તવિજયિ ગોસ્વામિ **શ્રીપુરુષોત્તમજીએ** **तत्त्वार्थप्रकाश**ને દેદીપ્યમાન કરવા–વધારે સ્પષ્ટ કરવા **आवरणभङ्ग** નામની ટીકા અર્થાત્ **અન્ધકારનો–અજ્ઞાનનો** નાશ કરે એવી ટીકા કરી છે. આ **आवरणभङ्ग** નામની ટીકા **શ્રીમહાચાર્યચરણ**ના પ્રાપ્ય સર્વ **तत्त्वार्थप्रकाश** ઉપર છે. **ભાગવતાર્થ ૫ મા** સ્કન્ધની કારિકા ૧૨૨ પછી **શ્રીપુરુષોત્તમજીએ** પોતીકી ટીકાનું નામ '**योजना**' એવું રાખ્યું છે, કારણ કે તે પછી **तत्त्वार्थप्रकाश** ઉપલબ્ધ ન થવાથી માત્ર **तत्त्वार्थदीप** કારિકાનો અર્થ યોજી આપવાનું કાર્ય એમનું રહે છે. સમ્પ્રદાયમાં આ ધુરન્ધર ગોસ્વામિશ્રીની **નામસેવા** પણ જેવી તેવી નથી. **तत्त्वार्थप्रकाश**ના અભાવે મૂલ કારિકાનો અર્થ એવો તો અસ્પષ્ટ રહે છે કે કોઇ દિશા દર્શાવનાર વિશ્વસનીય ટીકાકાર જોઇએ. સદ્‌ભાગ્યે **શ્રીપુરુષોત્તમજીએ** આ ખોટ પૂરી આપી સમ્પ્રદાયના ગ્રન્થોમાં આ નિબન્ધગ્રન્થને એક અમૂલ્યઆભૂષણ કરી આપ્યો છે. **(૪) निबन्धटिप्पणी:–શ્રીકલ્યાણરાયજીએ** આ ટીકા રચી છે. શાસ્ત્રાર્થ પ્રકરણની ૧–૨ કારિકા ઉપર જ મુદ્રિત થઇ છે. **(૫) सत्स्नेहभाजन:**–ભારતમાર્તણ્ડપણ્ડિત **શ્રીગટ્ટૂલાલજી**નું આ અપૂર્ણ વિવરણ શાસ્ત્રાર્થપ્રકરણની કારિકા ૧–૫ ઉપરજ મુદ્રિત થયું છે. **इति शुभम्।**

---



જગદ્‌ગુરુ **શ્રીમદ્વલ્લભાચાર્યજી(મહાપ્રભુજી)** સં. ૧૭૨૪ ભાદ્રપદ શુક્લ ૧૧ એ પ્રકટ થયા.



**વિદ્વત્કેસરી શ્રીપુરુષોત્તમજી**
**आवरणभङ्गकार**

# સાનુવાદપ્રથમપ્રકરણની ]*વિષયાનુક્રમણિકા*[ સર્વનિર્ણય તત્ત્વદીપ નિબન્ધ.


| પ્રથમ પ્રમાણપ્રકરણ. | મૂલ પૃષ્ઠ. |
| --- | --- |
| આવરણભઙ્ગ ટીકાકાર શ્રીપુરુષોત્તમજી કૃત મઙ્ગલસ્તુતિ. | ૧ |
| તત્ત્વદીપનિબન્ધ એક સ્વતન્ત્ર ગ્રન્થ. | ૨ |
| નિબન્ધના ત્રણ પ્રકરણ. | ૨ |
| પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણનો સાર. | ૨ |
| પ્રસ્તુત દ્વિતીય સર્વનિર્ણયપ્રકરણની | ૩ |
| આવશ્યકતા. આ પ્રકરણના ૪ વિભાગ. | ૪ ૫ |
| પ્રથમપ્રમાણપ્રકરણની અવતરણિકા. | ૫ |
| (૧) વેદનિર્ણય. (કા. ૧-૩૨) પૃ. ૫-૫૫. | |
| વેદાર્થનિર્ણયકારિકા (૧-૧૮) પૃ. ૫-૩૩. | |
| સમગ્ર વેદાર્થરૂપ પરબ્રહ્મ કૃષ્ણની મઙ્ગલ સ્તુતિ. ( કા. ૧ ). | ૬ |
| વેદના પૂર્વ તથા ઉત્તર કાણ્ડના અર્થરૂપે વિરાજતા સ્વાનન્દદાયક ભગવાન્ કૃષ્ણ, જે પોતે બહુરૂપ છે, પરબ્રહ્મરૂપ છે, તેમની માત્ર સ્તુતિ જ થઇ શકે છે. | ૬—૮ |
| વેદના પઞ્ચપ્રકારના યજ્ઞરૂપો પણ ક્રમેકરીને ભગવાન્ હરિ જ ધારણ કરે છે. | ૮—૯ |
| પઞ્ચવિધ યજ્ઞના પ્રયાજાદિ સાધનો તથા સ્રુગાદિ પણ તે હરિ જ થાય છે. સાધ્યસાધનરૂપ પણ તે જ છે. (કા. ૨). | ૧૦ ૧૧ |
| વૈદિક યજ્ઞનું ફલનિરૂપણ (પૃ. ૧૪-૨૮). (કા. ૪-૧૫). એ યજ્ઞસ્વરૂપી ભગવાન્ જ દ્વિરૂપ થઈ (૧) નિત્યપ્રકૃતિ યજ્ઞરૂપ તથા (૨) વિકૃત-કામ્યયજ્ઞરૂપ પણ થાય છે. | ૧૨-૧૩ |
| બ્રહ્મજ્ઞાનયુક્ત થઇ યથોક્ત વૈદિક કર્મ કરનારને જ આધિદૈવિક યજ્ઞનું ઉત્તમોત્તમ ભગવદાનન્દરૂપ ફલ પ્રાપ્ત થાય છે. | ૧૪-૧૫ |
| યજ્ઞસ્વરૂપની અભિવ્યક્તિ થયે ઉત્તમાધિકારિને પણ આ મોક્ષ ક્રમે ક્રમે જ થાય છે. મર્યાદામાં ક્રમમોક્ષ જ ફલ છે. સદ્યોમુક્તિ તો અતિકૃપાથી થાય છે. | ૧૫-૧૬ |
| બ્રહ્મજ્ઞાનના અભાવમાં તો ક્રમે ક્રમે દ્વિવિધસ્વર્ગસુખપ્રાપ્તથાય છે. (કા. ૪). | ૧૬ |
| દ્વિવિધસ્વર્ગસુખ-(૧) વાક્યશેષથી સિદ્ધ થતું નિરન્તર આત્મસુખ (કા. ૫); | ૧૬-૧૭ |
| (૨) લોક પ્રસિદ્ધિથી થતું સ્વર્ગલોકનું ક્ષયિષ્ણુસુખ જેની ગતિધ્રુવ ઉપર નથી. | ૧૬ |
| (કા. ૬-૭). સ્વર્ગપદનો અર્થ (૧૯-૨૨). | ૧૭ |
| બ્રહ્મજ્ઞાનરહિત નિષ્કામ કર્મ કરનારાને આત્મસુખરૂપ ઉત્તમકક્ષાનું સ્વર્ગ ફલ પ્રાપ્ત થાય છે, આ આધ્યાત્મિક યજ્ઞનું ફલ છે. પરન્તુ સકામ કર્મ કરનારને દુ:ખમિશ્રિત તથા કાલગ્રસ્ત એવું નિકૃષ્ટકક્ષાનું આધિભૌતિક સ્વર્ગલોકનું ફલ પ્રાપ્ત થાય છે. જ્ઞાનાભાવે કેવલ કર્મનું આ ફલ પ્રવૃત્તિ માર્ગે થાય છે. ( કા. ૪-૮ ). | ૧૬-૧૯ |
| આત્મસુખની પ્રાપ્તિ સત્ત્વગુણનો ઉદય થયે થાય છે. (કા. ૮). | ૧૯-૨૦ |
| 'સ્વર્ગ' શબ્દનો અર્થ પ્રસિદ્ધ સ્વર્ગલોક જ નહિ, પરન્તુ વાક્યશેષે આત્મસુખ પણ થાય છે. તે સુખ સત્ત્વથી થાય છે. | ૨૧ |
| સ્વર્ગપદનો ક્લિષ્ટ પ્રયોગ કરીને વેદ પરોક્ષ કથન કરે છે. ( કા. ૧૦ ). | ૨૧ |
| આવા પરોક્ષ કથનથી તથા શ્રુતિએ કહેલા કામિત ફલથી હીનાધિકારી પણ યજ્ઞકર્મમાં પ્રવૃત્તિ કરે છે. ( કા. ૧૦ ). | ૨૧-૨૨ |
| પશુબન્ધયાજિને જે સર્વલોક પ્રાપ્ત થાય છે તે સુખને આત્મસુખ સમજવું. વળી, ચાતુર્માસ્યયાજિનો જે અક્ષય્ય સુકૃતભાગ કહ્યો છે તે 'અક્ષય્ય સુખ' એટલેજ આત્મસુખસમજવું, 'ક્ષયિષ્ણુ સ્વર્ગલોકનું સુખ' નહિ. (કા. ૧૧). | ૨૨-૨૪ |
| નિત્યયજ્ઞનું ફલ જે સ્વર્ગ કહ્યું છે તે આત્મસુખ છે. પશુપુત્રાદિ તો વિકૃતયજ્ઞનું ફલ છે. (કા. ૧૨). | ૨૨-૨૪ |

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

**વિકૃતિસ્વરૂપયજ્ઞ** પણ તે **ભગવાનનું** **૨૪-૨૫** જ રૂપ છે, તે **હરિ** જ **વિકૃત-કામ્ય ફલનું દાન** કરે છે. **(કા. ૧૩).**

**નિત્યકર્મની** કોઇ પણ રીતે **પ્રસિદ્ધિને** ,, અર્થે જ **વેદમાં પશુપુત્રાદિકામ્યફલનું** કથનછે. કામ્યફલ કંઇ મુખ્ય નથી. **(કા. ૧૪).** અન્તે **નિત્યફલ** સિદ્ધકરવું.

કોઇ પણ પ્રકારે **નિત્ય યજ્ઞ** સિદ્ધ થાય **૨૬-૨૭** **એ અર્થે જ-નિત્યયજ્ઞના અઙ્ગ તરીકે જ કામ્ય ફલો** વેદે કહ્યાં છે. **(કા. ૧૫).**

**જ્ઞાનકાણ્ડમાં** જેમ **ધ્યાનાદિ**ધારણાથી **૨૬-૨૯-૨૮** **પરમાત્મા પ્રકટ** થાય છે તેમ **કર્મકાણ્ડમાં આવ્હનાદિ ક્રિયાથી યજ્ઞસ્વરૂપી ભગવાન્** પ્રકટ થાય છે. **(કા. ૧૬).**

**દુઃખાભાવ** તથા **સુખપ્રાપ્તિ**-આ બે **૨૯-૩૧** **પુરુષાર્થ** તરીકે મનાયલા છે. **(કા. ૧૭).** **(૧) દુઃખાભાવ=મોક્ષ; (૨) સુખ= અલૌકિક કામ**-આ બેનું **અઙ્ગ ધર્મ** છે. **ધર્મ** પણ **અર્થથી** સાધી શકાય છે, તેથીજ વેદે **અર્થ**સાધક યત્ન **કર્મો** કહ્યાં છે, કે જેથી **ધર્માર્થે** દ્રવ્યાદિ મળી શકે.

**સાધન** તથા **ફલરૂપે** પ્રકટ એવા **ભગ-** **૩૧-૩૩** **ગવાન્** હરિનું જ **પુરુષાર્થ સ્વરૂપે વેદમાં** નિરૂપણ થયું છે. **(કા. ૧૮);** **વેદાર્થ** નિર્ણય કરી હવે આચાર્યશ્રી

**વેદના સ્વરૂપનું વિશેષ નિરૂપણ** **૩૪-૪૭** કરે છે. **(કા. ૧૯-૨૫).** શ્રુત્યર્થ નિત્ય છે.

**વેદનું પ્રયોજન શું?** (કા. ૧૯). **૩૩-૩૬** રૂપપ્રપઞ્ચમાં આસક્ત થયલા જીવોને બન્ધક પ્રપઞ્ચાસક્તિથી દૂર કરી મુક્તિ દાન કરવા ભગવાન્ પોતેજ વેદ**શ્રુતિ**-રૂપે પ્રકટ થયા. શ્રુતિ તારક છે,- -જીવને મોક્ષમાર્ગ દર્શાવે છે. **(કા. ૧૯).**

**દેવ-દાનવ-માનવ**-એમ ત્રિવિધ જીવો **૩૬-૩૮** ઉત્પન્ન થયા છે, કે જેમણે સ્વભાવ ગુણના ભેદથી વેદનું જ્ઞાન પ્રાપ્ત કરી પોતપોતીકી વિચિત્ર પ્રકૃતિ પ્રમાણે **શ્રુત્યર્થનું** અનેક પ્રકારે **વ્યાખ્યાન** કર્યું. (કા. ૨૦)

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

વિવિધવાદીઓના **વિવિધ** લોકપ્રતીત **મત.** **૩૮-૩૯** તેમનું પણ **અન્તિમ** શુભ પર્યવસાન છે. તેમાં વેદનો યથાર્થ અભિપ્રાય ન જાણીને કેટલાક વાદિઓ વેદનો **અર્થ** કેવલ **ક્રિયામાત્ર** છે એમ કહે છે. **(કા. ૨૧).**

પ્રાકૃત લોકોને વેદયજ્ઞાદિમાં **અભિરુચિ** **૩૮-૪૭** કરાવવા માટે આવા લોકપ્રતીત કર્મ-વાદાદિ મતોને પણ મહર્ષિઓ ભગવદિચ્છાને અનુકૂલ થઇ પ્રવર્તાવે છે. જૈમિન્યાદિના કર્મ માર્ગ. **(કા. ૨૧-૨૨).**

**યથોક્ત-વેદમાં** કહ્યા પ્રમાણે અનુસરવાથી **૪૪** **મોક્ષ** થાય છે, **અન્યથા પુનર્જન્મ** થાય છે. **(કા. ૨૩).** સાત્ત્વિકોનેજ યથાર્થ નિત્ય વેદાર્થ સ્ફુરે છે.

**અર્ચિરાદિ દેવયાન**માર્ગ તથા **ધૂમાદિ-** **૪૪-૪૭** **પિતૃયાન** માર્ગ, તથા તૃતીય **જન્મ-મરણનો** માર્ગ-આ ત્રણે ગતિમાં અર્ચિરાદિ માર્ગ ઉત્તમ છે, પરન્તુ ધૂમાદિ માર્ગને વિષે **વૈરાગ્ય** ઉત્પન્ન થવા માટે **ધૂમાદિમાર્ગનું તથા તૃતીય જન્મ-મરણના માર્ગનું** નિરૂપણ કર્યું છે, કે જેથી લોકો ઉત્તમ **દેવયાન** માર્ગે પ્રવૃત્ત થવા શુભ કર્મો કરે. **(કા. ૨૪).**

**વેદના શાખાભેદોનાં સ્વરૂપ તથા** **૪૭-૫૨** **અર્થ.** **(કા. ૨૫-૩૯).**

**એક જ કર્મના બહુ પ્રકારો છે.** **૪૭-૪૮** તે સર્વેનો વિશેષ નિર્ધાર પૂર્વે **મરીચ્યાદિઋષિઓ** કરી શક્યા. **આધુનિક** દ્વિજો તેનો પાઠ કરવાને તથા તેના **અર્થ સમજવાને** પણ **અશક્ત** છે. તેથી **દ્વાપર** યુગને અન્તે ભગવાન્ **હરિએ વ્યાસાવતાર** ધરી **એક** યજ્ઞરૂપ કર્મને **ચાતુર્હોત્ર**વિભાગવડે **વ્યસ્ત** કર્યું-પૃથક્ કર્યું. શાખાભેદો તો **વ્યાસશિષ્યોએ** વ્યાસનીજ પ્રેરણાથી કર્યા છે. **(કા. ૨૫-૨૭).**

અનુષ્ઠાનના પ્રકારમાં પૂર્વે **ઐચ્છિક** વિકલ્પ **૪૮-૪૯**

હતો.હમણા વ્યવસ્થિતવિકલ્પ છે.હમણાના જીવોને માટે શાખાભેદ હોવાથી પોતપોતીકી શાખાની પરમ્પરા પ્રમાણે જ યજ્ઞમૂર્તિનું અનુષ્ઠાન થઇ શકે છે.

***શાખાભેદ** કરીને***વ્યાસે** મન્દજીવો.પર ૪૯–૫૨
**કૃપા** કરી છે. તે તે શાખામાં તે તે ઉપનિષદ્‌ના પાઠનો સમાવેશ છે. **કર્મની** માફક **બ્રહ્મ**ના ભેદોનું પણ ઋષિઓ અર્થાત્ વેદના ઉપનિષદ્રૂપ શ્રુતિવાક્યો બહુ પ્રકારે ગાન કરે છે. **પૂર્વકાણ્ડનો જ્ઞાનકાણ્ડથી ભિન્ન રીતે પાઠ કરવો નહિ.** જો તેમ થાય તો જ્ઞાનકાણ્ડનો ઉચ્છેદ થઇ જાય. તેમ ન થાય તેથી તે તે ઉપનિષદ્‌ને તે તે શાખામાં અન્તર્ગત કર્યાં છે. કર્મશાખાન્તર્ગત ઉપનિષદોના પાઠથી એકવાક્યતા સમજવી. ઉભયકાણ્ડ પરસ્પર ઉપકારક છે. (કા. ૨૮, *૫૫, ૫૬, ૫૭. જુઓ પૃ. ૧૧૬–૧૨૧, ૧૩૦–૧૩૭: **વ્યાસાવતાર**નું ઉત્કૃષ્ટ કાર્ય).

**વેદાર્થ**નો**નિશ્ચય** થવા **મીમાંસાનિર્ણય** ૫૨–૫૪
આવશ્યક છે. કર્મતત્ત્વજ્ઞ **જૈમિનિએ** વેદના **પૂર્વ**કાણ્ડ-**કર્મ**કાણ્ડની**મીમાંસા** કરી અને સર્વજ્ઞ **વ્યાસાવતારે** પોતે વેદના **ઉત્તરકાણ્ડની-જ્ઞાનકાણ્ડની મીમાંસા** કરી. ઉભયે મીમાંસાનું જ્ઞાન થયે સર્વવેદાર્થનો નિર્ણય થઇ શકે છે. (જુઓ કા.૭૮. પૃ. ૧૫૯–૧૬૨ ). જેમ વેદના **પાઠ** વિષેનો સન્દેહ ટાળવા **લક્ષણ** ગ્રન્થનો **પ્રાતિ**શાખ્યાદિમાં **ઉપયોગ** છે, તેમ **વેદ**ના **અર્થ** વિષેનો **નિર્ણય** કરવા **મીમાંસાનો** ઉપયોગ છે. (કા ૩૦–૩૧). **ઉભયેકાણ્ડની** એકજ પુરુષોત્તમ ભગવાનને વિષે **એકવાક્યતા** થઈ શકે છે. પુરુષનું **૬** પ્રકારે વિધાન થયું છે*. તેમાં **કર્મ**કાણ્ડના ***૫** પ્રકારના **યજ્ઞસ્વરૂપ** પણ ભગવાન્ **હરિ** છે, તથા **૬*** ઠ્ઠા પ્રકારમાં **જ્ઞાન**કાણ્ડના **બ્રહ્મસ્વરૂપ** પણ **ભગવાન્ હરિ** છે. પૂર્વ તથા ઉત્તર–એમ **ઉભયે** મીમાંસા **એક** જ **વેદાર્થ**રૂપ ભગવાન્ **હરિ**નું નિરૂપણ કરે છે. ભગવાન્ **અનન્ત** મૂર્તિ છે તેથી **અનન્ત**રૂપે વર્ણન કરવા વેદની શાખાઓ પણ **અનન્ત** છે. (કા.૩૨).

**(૨) સ્મૃતિનિર્ણય. (કા. ૩૩–૪૬). ૫૫–૭૬**

**સ્મૃતિ એટલે ઋષિઓએ કરેલું** ૫૫–૫
**પૂર્વાચારનું સ્મરણ. વેદના** તથા **આચારના** ભેદથી તેમજ વળી સ્મૃતિઓનું મૂલ **પ્રત્યક્ષ વેદ** નહિ, તેમજ **ઉત્સન્નશાખા,** વા **પ્રચ્છન્નશાખા,** વા **વિપ્રકીર્ણશાખા** પણ **નહિ,** પરન્તુ **નિત્યાનુમેય** વેદ જ સ્મૃતિઓનું મૂલ હોવાથી આ **સ્મૃતિ**ઓ **બહુ** પ્રકારની થઇ છે. ( કા. ૩૩–૩૪ ). **સ્મૃતિઓનું** મૂલ જેમ નિત્યાનુમેય **વેદ** છે તેમ **આચાર** પણ છે એમ **વૈસર્જના**-ભિકરણથી સમજી શકાય છે. તેથી આ **સ્મૃતિ** પ્રમાણનો પૃથક્ જ નિર્ણય કર્તવ્ય છે. પ્રથમ **પ્રમાણ** જે વેદ છે તે **વેદનિર્ણયની** દિશાએ આ **સ્મૃતિ**-નામના દ્વિતીય **પ્રમાણનો** નિર્ણય થઇ શકે જ નહિ. તેથી પૃથક્ જ સ્મૃતિનિર્ણય કરવો એ આવશ્યક છે. **સ્મૃતેશ્ચ** એમ સૂત્ર યોજીને **વેદવ્યાસ** પણ **બ્રહ્મ** મીમાંસામાં સ્મૃતિનું પૃથક્ પ્રામાણ્ય સ્વીકાર્યું છે. **સર્વવેદનું દર્શન** જેમનેં થયું છે એવા **વ્યાસાદિ ઋષિઓ** પણ **સ્મૃતિનું અનુમાનત્વે પ્રામાણ્ય** સ્વીકારે છે.

**વ્યવહારોપયોગિ સ્મૃતિઓ.(કા.૩૪–૩૮).૫૬–૬૪**

**(૧) પૂર્વકલ્પનો આચાર** કેટલીક ૫૬–૬૯
સ્મૃતિઓનું **મૂલ** છે. (૨) **પૂર્વકલ્પનો ન્યાય-નીતિ**શાસ્ત્ર કેટલીક સ્મૃતિઓનું

પ્રથમ પ્રમાણપ્રકરણ. મૂલ પૃષ્ઠ.

મૂલ છે. (૩) તેમજ દેશાચાર તથા લોકવ્યવહાર પણ કેટલાક સ્મૃતિઓનું મૂલ છે. ધર્મોપયોગિ સ્મૃતિઓ. યોગબલથી નિત્યાનુમેયવેદનું સ્મરણ કરીને ઋષિઓએ યાગાદિ ધર્મમાં ઉપયોગિ થાય એવી સ્મૃતિઓ પ્રણીત કરી છે, કે જે ગૃહ્યસૂત્ર–આચાર તથા પ્રાયશ્ચિત્તાધ્યાયનું નિરૂપણ કરે છે. વિશુદ્ધિજનક હોવાથી આ સ્મૃતિઓ ધર્મમાં સાક્ષાત્ ઉપયોગિ છે. ( કા. ૪૬ ).

આ ૪ પ્રકારની સ્મૃતિઓનું ફલ. ૫૭–૫૯

(૧) આચારમૂલક સ્મૃતિથી લોકમાં પ્રવૃત્તિ થાય છે અર્થાત્ પ્રકર્ષ કરીને લોકમાં સ્થિતિ કરી શકાય છે. આચારથી વ્રતતીર્થગમનાદિ કરીને લોકમાં ઉત્તમ પ્રકૃષ્ટ જીવન વ્યતીત કરી શકાય છે. (૨) સ્મૃતિપ્રોક્ત વ્યવહારને અનુસરવાથી લોકમાં આજીવિકા પ્રાપ્ત થાય છે. (૩) સ્મૃતિપ્રોક્ત ન્યાયને અનુસરવાથી વ્યવહાર સિદ્ધ થાય છે. ( ૪ ) નિત્યાનુમેય વેદે કહેલા પ્રાયશ્ચિત્તાદિ આચારથી વિશુદ્ધિ ઉત્પન્ન થાય છે. આ સ્મૃતિઓનું મૂલ પણ નિત્યાનુમેયવેદ જ છે, પ્રત્યક્ષ વેદ નથી એમ નિર્ણય થઈ શકે છે. (કા ૩૪. પૃ.૫૭–૫૮–૫૯).

સ્મૃત્યર્થનો સ્પર્શ પ્રત્યક્ષવેદની શ્રુતિ- ૫૯–૬૦

ઓ કરતી નથી. સ્મૃતિનું પ્રયોજન શું ? વૈદિકધર્મનું પોષણ કરવું એજ સ્મૃતિનું પ્રયોજન છે. વૈદિકધર્મ દેહસ્થાનીય છે, સ્માર્તધર્મ ગૃહસ્થાનીય છે. શ્રૌત તથા સ્માર્ત એમ ઉભયે ધર્મના સમવાયથી–એકીકરણથી ધર્મ-પુષ્ટ થાય છે. સ્વાધ્યાયનું અધ્યયન યાગ, તપ, બ્રહ્મવિચાર–ઇત્યાદિ જે શ્રુત્યુક્ત ધર્મો છે તે યથાક્રમે કેવલ બ્રહ્મચર્યાશ્રમનું, ગૃહસ્થાશ્રમનું, વાનપ્રસ્થાશ્રમનું, તથા સંન્યાસાશ્રમનું પાલન કર્યાથી જ સાધી શકાય છે. હવે આ આશ્રમધર્મોનું નિરૂપણ સ્મૃતિઓ જ કરે છે, પ્રત્યક્ષ વેદ વિભાગ આ ધર્મોનું નિરૂપણ કરતો નથી. તેથી આશ્રમોનું તથા આશ્રમધર્મોનું નિરૂપણ કરનારી સ્મૃતિઓ વૈદિકધર્મનું પોષણ કરે છે. જેમ દેહને ગૃહાદિ પુષ્ટ કરે છે, તેમ વૈદિકધર્મને આ સ્મૃતિઓ પુષ્ટ કરે છે. (કા. ૩૫).

નિત્યાનુમેયવેદમૂલક સ્મૃતિનો અર્થ. ૬૦–૬૨

(કા. ૩૬–૩૭). (૧) ગર્ભાધાનાદિ ૧૬ સંસ્કાર, (૨) સન્ધ્યોપાસનાદિ, (૩) નિત્ય શ્રાદ્ધાદિ કર્મો, (૪) પાકયજ્ઞાદિ, તથા (૫) પ્રાયશ્ચિત્ત ( કર્મવિપાકાદિ ) આમ ૫ પ્રકારે કર્મસંગ્રહ થાય છે. આ પંચ પ્રકારના કર્મનું મૂલ નિત્યાનુમેય વેદ છે; પ્રત્યક્ષ વેદ આ સ્માર્તકર્મનું મૂલ છે જ નહિ.

પૌરાણાચાર જેનું મૂલ છે એવી સ્મૃતિનો ૬૨–૬૩

વિચાર. આ સ્મૃતિઓ વ્રતતીર્થાદિનું નિરૂપણ કરે છે, પુરાણ એમનું મૂલ છે એથી એમ ન સમજવું કે પુરાણો જોઈને જ આ સ્મૃતિઓનું નિર્માણ થયું છે. પરન્તુ પૂર્વના સદાચારથી જ–પૌરાણાચારથી જ આ સ્મૃતિઓ પ્રકટ થઇ છે. એમાં પુરાણો સદાચાર કહ્યો છે. (કા. ૩૭.)

લોકપ્રવૃત્તિ કરાવે એવી લોકાચાર ૬૩–૬૪

મૂલક સ્મૃતિનો વિચાર. (કા.૩૮).

કૃષ્યાદિજીવિકાનું–ખેતી વિગેરેનું શાસ્ત્ર કે જે પૂર્વ ઋષિના આચારથી પ્રાપ્ત થયું છે તેનો વિચાર આ સ્મૃતિ કરે છે. (જુઓ પરાશર વિષ્ણુ-ઈત્યાદિની સ્મૃતિઓ.) આ લોકાચાર મૂલક સ્મૃતિમાં પણ

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

ગવાદિ (ખેતી)નું, પ્રાપ્ત થયલી મીલ્કતના **ભાગદાનાદિનું**, તથા **પ્રતિગ્રહાદિનું** તેમજ આપત્તિમાં પણ ધર્મરક્ષણનું વિધાન કર્યું છે. **આ** સ્મૃત્યુક્ત રીતિએજ **આ** સર્વ લોકવ્યવહારમાં ધાર્મિક જીવન કેમ વ્યતીત કરવું તેનો નિર્ણય થઇ શકે છે. **દાય**ભાગાદિલોકવ્યવહાર પણ ઋષિસ્મૃત છે, પૂર્વાચારથી પ્રાપ્ત છે.

**નીતિમૂલક સ્મૃતિનો વિચાર. (કા. ૩૮).** કરદણ્ડાદિનું પ્રતિપાદન કરે એવા સ્મૃતિશાસ્ત્રનું મૂલ **પુરાવિદોની-પૂર્વનો ઇતિહાસ** જાણનારા **ઋષિઓની** યુક્તિ છે. જુઓ **વિષ્ણુ, યાજ્ઞવલ્કય,** તથા **મનુ**-ઇત્યાદિની સ્મૃતિઓ.(કા ૩૮). ૬૪

આ પ્રકારે **કર્તૃશોધક સ્મૃતિ** વિભાગ વિચાર્યો. હવે સ્મૃતિનું **દેશાદિશોધક શુદ્ધિ**સ્વરૂપ વિચારે છે. **(કા. ૩૯).** ૬૪

દ્રવ્યાદિ શુદ્ધિ વિષે વિકલ્પ. **કેટલાકો શુદ્ધિ** ને **સંસ્કારથી પૃથક્**-પદાર્થાન્તર (જુદો પદાર્થ) માને છે. કોઈકના મત પ્રમાણે **શુદ્ધિ સંસ્કાર** છે. **દેવલ હેમાદ્રિના** ભિન્ન મત. **(કા.૩૯).** ૬૪-૬૭

**શુદ્ધિનું સ્વરૂપ (કા. ૩૯-૪૦)** ૬૮-૬૯
(૧) **દેશ,** (૨) **કાલ,** (૩) **દ્રવ્ય,** (૪) **કર્તૃ,** (૫) **મન્ત્ર,** (૬) **કર્મ**ના ભેદથી ૬ પ્રકારની શુદ્ધિ છે. **૨ પ્રકારની શુદ્ધિ:** (૧) આ **૬** થી થતી શુદ્ધિ, અને (૨) આ **૬** ની શુદ્ધિ. આ **પૃથક્** પક્ષોક્ત **શુદ્ધિ** સર્વનું અઙ્ગ છે, અને વિશેષે કરીને **શ્રૌત અર્થમાં ઉપયોગિ** છે, કારણકે દેશકાલાદિ ૬ જો શુદ્ધ હોય તો **ધર્મસિદ્ધ** થાય છે, પરન્તુ જો તેઓ શુદ્ધ ન હોય તો **અધર્મ** થાય છે. **(કા. ૪૦).**

**કલ્પસૂત્રોને** વિષે અર્થતઃ વેદત્વ તથા કર્તૃતઃ **સ્મૃતિત્વ**-એમ ઉભયે પ્રતીત થાય છે. કલ્પસૂત્રો વેદાઙ્ગ છે. ૬૯-૭૩

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

(જુઓ કા. ૭૩ પૃ. ૧૫૮). કેમકે કલ્પસૂત્રો સાંકર્યાર્થે સંકલિત કરીને શ્રૌત યજ્ઞાદિ ધર્મનું વર્ણન કરે છે **આ** વેદાઙ્ગભૂત કલ્પસૂત્રોક્ત પ્રકારે કરાતો ધર્મ પણ ખરેખર શ્રૌત જ થાય છે. **મરી**ચ્યાદિઋષિ તેમ કરતા.**(કા.૪૧-૪૨).**

**ગૃહ્યોક્ત ધર્મો શ્રૌત નથી. ધર્મોપયોગિ સ્મૃતિનો વિચાર. (કા.૪૩-૪૫). ઇષ્ટિ-સ્થાલીપાક** તથા **ઔપાસન** કર્મો કોઇપણ પ્રકારે શ્રૌત નથી. તેઓ શ્રૌતથી ભિન્ન છે, વિજાતીય છે. ૭૧-૭૨

**સર્વાધાનવિધિ-અર્ધાધાનવિધિ.(કા. ૪૬).** "(૧) શ્રૌત કર્મ બલિષ્ઠ છે, તેથી **શ્રૌત** તથા **સ્માર્ત** એ ઉભયે કર્મ જો એકકે સમયે કરવા પ્રાપ્ત થાય તો **મુખ્ય કાલમાં શ્રૌત** જ કર્તવ્ય **છે, સ્માર્ત** કર્મ કર્તવ્ય **નથી.** (૨) અથવા તો પછીથી **ગૌણકાલે સ્માર્ત કર્મ** કરવું-એમ **કેટલાકોનો** મત છે. ૭૧

માત્ર **સ્માર્તકર્મ** કર્યાથી તો **બ્રાહ્મણને** ૭૨
બ્રહ્મનો **આભાસ** જ પ્રાપ્ત થાય છે, તથા ફલ પણ તેવું જ **સ્વર્ગાભાસાદિ** પ્રાપ્ત થાય છે; જ્યારે કેવલ **શ્રૌતકર્મ** કર્યાથી **અખિલ** મુખ્ય **ફલ** પ્રાપ્ત થાય છે."**આ** પ્રકારે**દીક્ષિત**પૂર્વ મીમાંસાભાષ્યકાર **આચાર્ય**શ્રીનો **શ્રૌતકર્મ**ને વિષે દૃઢાગ્રહ કેટલો બધો છે એ સુજ્ઞ વિચારકને પ્રતીત થશે. **શ્રૌત**કર્મને **પોષણ** આપવું એજ **સ્મૃતિધર્મનું પ્રયોજન** છે.

**જ્ઞાનોપયોગિ સ્મૃતિનો વિચાર-** ૭૩-૭૬
**(કા. ૪૬). સ્માર્ત બ્રહ્મપ્રકરણ** કલ્પસૂત્ર જેવું છે. તે ચતુર્થ **સંન્યાસાશ્રમનો આચાર** કહે છે, એનું મૂલ **પુરાણો** છે. **સ્માર્ત** બ્રહ્મજ્ઞાન **સર્વ સાધારણ** છે. વેદશ્રુતિજ્ઞાનવત્ આ જ્ઞાન

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

સ્વતન્ત્ર ફલ સાધી શકતું નથી, પરન્તુ ઉપનિષદ્ જ્ઞાન પ્રાપ્ત થવામાં ઉપકાર કરે છે.

**સ્માર્તપ્રમેયનો નિર્ણય.-સ્મૃતિની** ૭૩-૭૬ **બલવત્તા વર્ણાશ્રમધર્મને** વિષે જ છે. **(આવરણભઙ્ગ).વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગુણધર્મ, નિમિત્તધર્મ,** તથા **સાધારણધર્મ**- આ ૬ પ્રકારના **સ્માર્તધર્મનું** નિરૂપણ કરવામાં **સ્મૃતિ** બલવતી છે. આ ષડ્વિધ **સ્માર્તધર્મ** પણ **શ્રૌતધર્મને** ઉપકારક છે. ( યાજ્ઞ૰ **મિતાક્ષરા** ). **સ્માર્ત બ્રહ્મજ્ઞાન** પ્રકરણ વસ્તુતઃ પુરાણ તથા ઉપનિષદ્‌ની તુલનામાં નિર્બલ છે.

**પુરાણનિર્ણય. ( કા. ૪૭-૭૧ ).** ૭૬-૧૫૩

**પુરાણોને વિષે વેદધર્મનો અતિદેશ.** ૭૬-૭૭ પુરાણો વેદવત્ **પૂર્વસિદ્ધ** છે, સર્વોપયોગિ છે, **શ્રૌતસ્માર્તધર્મને ઉપકાર કરે છે, વેદોનું** ઉપબૃંહણ કરે છે, તથા એમને વિષે **વેદાતિદેશ** છે. **પુરાણો વેદસમ્મિત** છે. ( કા. ૪૭ ).

**પુરાણો પરમપુરુષાર્થતાનું નિરૂપણ** ૭૮-૮૧ **કરે છે. પુરાણો પઞ્ચમવેદ છે. નિત્ય** તથા **કામ્ય** એવા (૧) **ધર્મ**, (૨) **અર્થ**, (૩) **કામ**, (૪) **મોક્ષ**, તથા (૫) **ભક્તિ—આ ૫ પુરુષાર્થો** તથા તે તે પુરુષાર્થ સાધી આપે એવા **દેશકાલાદિ** ષડ્ગુરૂપી**સાધનોનું** નિરૂપણ **પુરાણો** કરે છે. તેથી વેદવત્ જ **પુરાણનિર્ણય** કર્તવ્ય છે. **પુરાણો પૂર્વથી સિદ્ધ** છે, તેથી **પુરાણોનું કર્તૃત્વ વ્યાસાદિને** વિષે છે એમ કહી શકાતું નથી. પૂર્વે પુરાણો ન જ હતા **અને વ્યાસે** પુરાણો નૂતન કર્યા છે એમ કંઇ નથી, પરન્તુ લોકકલ્યાણાર્થે **વ્યાસે** પૂર્વસિદ્ધ પુરાણોના વિશાલસાહિત્યનું માત્ર **સમસન** કર્યું છે-સઙ્ક્ષેપમાં **વ્યાખ્યાન** કર્યું છે. (જુઓ **વ્યાસકાર્ય** પૃષ્ઠ. ૧૧૬-૧૨૩;૧૩૨-૧૩૬).(૪૭).

**પુરાણોની સર્વોપયોગિતા—વેદો** તો ૮૨ માત્ર શુદ્ધ ત્રૈવર્ણિકોને ઉપયોગિ છે; જ્યારે **પુરાણો** તો **સર્વોપયોગિ** છે. **ચારે વર્ણોનો** તથા **સ્ત્રીશૂદ્રાદિ સર્વેનો કલ્યાણ** માર્ગ **પુરાણો** દર્શાવે છે. વળી **પુરાણોનો** ક્વચિત્ ઉપયોગ છે એમ નહિ, પરન્તુ **ધર્મમાત્રમાં** પુરાણોનો ઉપયોગ છે. પુરાણો તો **સર્વોપકરણ** જેવા છે. શ્રૌતધર્મ દેહસ્થાને છે, **સ્માર્તધર્મ** ગૃહસ્થાને છે, જ્યારે **પુરાણધર્મ** તો **ઉપકરણસ્થાને** છે—અર્થાત્ **શ્રૌતસ્માર્ત**ધર્મને ઉપકાર કરે એવો **પુરાણનો ધર્મ** છે. **પુરાણોક્ત વ્રતદાનાદિકધર્મ** વિના **વેદોક્ત** ધર્મનો તથા **સ્માર્ત**ધર્મનો નિર્વાહ પણ થઇ શકતો નથી. **પુરાણો મહોદાર** થઇ **સર્વજીવોના** ઉદ્ધારને અર્થે અતિ ઉપયોગિ છે (૪૭).

**પુરાણપુરુષાર્થનો નિર્ણય**—દ્વિવિધ ૮૩ પુરુષાર્થો. (૧) ઇશ્વરે વિચારેલા **પુરુષાર્થો વેદમાં** કહ્યા છે. (૨) **ઋષિઓએ** વિચારેલા **પુરુષાર્થો પુરાણમાં** કહ્યા છે, જે આ યુગમાં **સર્વસુલભ** છે.

**પુરાણોની આવશ્યકતા(કા.૪૮-૪૯).** ૮૩-૮૫ સર્વ **સૃષ્ટિપદાર્થનું યથાર્થસ્વરૂપ** પુરાણથીજ જાણીશકાયછે. **પુરાણને ધર્મનું હૃદય** કહ્યું છે. પુરાણના **અર્થનું** અજ્ઞાન હોય તો સૃષ્ટિના સર્વ પદાર્થોનું અજ્ઞાન રહે છે. વેદમાં બીજરૂપે કહેલા **બ્રહ્માદિ વિષ્ણુ** ઇત્યાદિનું તથા તેમના **આખ્યા**દિનું યથાર્થ સ્વરૂપ **પુરાણોમાં** સવિસ્તર નિરૂપિત કરેલું છે. પુરાણો વેદાર્થનું **ઉપબૃંહણ-સમર્થન** કરે છે. **પુરાણોને**

| પ્રથમ પ્રમાણપ્રકરણ. | મૂલ પૃષ્ઠ. |
| --- | --- |
| વિષે વૈદિક અર્થ હોવાથી પુરાણોનો મહાન્ ઉપયોગ છે. પુરાણો વેદાર્થ વિષે થતા સન્દેહનું નિવારણ કરતા હોવાથી પુરાણોનો મીમાંસાવત્ ઉપયોગ છે. | |
| પુરાણ-ઉપપુરાણ-સંહિતાદિના વિભાગ વિષે નિર્ણય. તેમના લક્ષણવિભાગાદિ વિષે મત્સ્યપુરાણાદિના સંસ્કૃત શ્લોકનો સાર્થ ઉપન્યાસ. શાખાવિભાગવત્ પુરાણોના વિભાગ થયા છે. પુરાણોની વેદતુલ્યતા છે. જેમ વેદશાખામાં કાઠકાદિ સમાખ્યા-નામો છે, તેમ પુરાણોમાં પણ બ્રાહ્મ ઇત્યાદિ સમાખ્યા નામો છે. પુરાણોમાં પણ વેદવત્ અનેક ઉપપુરાણો, સંહિતાઓ-ઇત્યાદિ શાખાવિભાગો થયા છે. ૧૮ પુરાણો તથા ૧૮ ઉપપુરાણો, તથા ૬ સંહિતાદિનું સરલ વિવેચન (કા. ૪૮-૪૯). | ૮૬-૯૦ |
| પુરાણ શ્લોકસઙ્ખ્યાદિનો નિર્ણય. પુરાણ, ઉપપુરાણ, સંહિતા, મહાપુરાણ ઇત્યાદિનાં લક્ષણ તથા સંક્ષિપ્ત વર્ણન. સાત્ત્વિક, રાજસ, તથા તામસ-એમ ત્રિવિધ પુરાણો. મહાપુરાણનું લક્ષણ તો એક શ્રીમદ્ભાગવતને વિષે જ છે. ૬ પ્રકારની સંહિતા. કાશ્મીર સંહિતા-પુરુષોત્તમ સંહિતા. પુરાણોનું ભગવન્ત, ક્રમે ક્રમે સર્વોદ્ધારકત્વ. (કા. ૪૮-૪૯). | ૯૦-૯૧ |
| કલ્પાનુસારિ પુરાણવિભાગ નિર્ણય. પુરાણો તત્તત્કલ્પીય ભુવનાત્મક ભગવાનનું અનેક રીતે વર્ણન કરે છે. ભગવાન્ કૃષ્ણે સત્ત્વસ્વરૂપે, રજોસ્વરૂપે, એમ અનેક પ્રકારે તે તે કલ્પોની ભુવન સૃષ્ટિનું નિર્માણ કર્યું છે. (કા. ૫૦-૫૧). | ૯૨ |
| દૈનંદિનાદિ વિવિધ કલ્પસૃષ્ટિ નિર્ણય. માત્સ્યપુરાણે કરેલું કલ્પોનું કીર્તન. કલ્પ વિષે સંસ્કૃતશ્લોકો. બ્રહ્માજીના એક માસના ૩૦ કલ્પોનું વર્ણન વિવિધ કલ્પાનુસારિ | ૯૩-૯૪ |
| પુરાણોક્ત અનન્તકલ્પસૃષ્ટ્યાદિનિર્ણય. (કા. ૫૦-૫૧) વિચિત્ર ભુવન સૃષ્ટિ. | ૯૫-૧૦૨ |
| કલ્પાનુસાર બ્રહ્માણ્ડરચનાનિર્ણય-કલ્પ પરિમાણનિર્ણય. સ્વલ્પ પરમાણુ કાલથી પ્રારમ્ભી કલ્પપર્યન્તના કાલનું કોષ્ટક. કાલ બલથી થતો નાશ. ઉભયે પાપ તથા કાલ સર્વના આયુષ્યનો ભોગ કરેછે. જેટલો સમય ધર્માચાર થાય-પુણ્ય થાય તેટલા સમયનો ક્ષય કાલથી થતો અટકે છે. પુણ્યથી આયુષ્ય વૃદ્ધિ અને પાપે ક્ષય. | ૯૫ |
| વિચિત્ર બ્રહ્માણ્ડરચના નિર્ણય. ભગવાનનું અગાધ માહાત્મ્ય. કલ્પ પરિમાણ નિર્ણય. બ્રહ્માનો ૧ દિવસ=દૈનન્દિન લોક કલ્પ, આવું બ્રહ્માનું દીર્ઘ આયુષ્ય પણ ગત પ્રાય છે. વિકરાલ કાલ સર્વના આયુષ્યનો ભોગ કરી રહ્યો છે, ભાગવત સુબોધિન્યાદિમાં કરેલું કાલનિરૂપણ, આણ્ડકોશના અનેક આવરણો. વિવિધ કલ્પમાં વિવિધાકારે ભૂગોલાદિ ગોળાઓનું વર્ણન ભાગવતના પઞ્ચમ સ્કન્ધોક્ત તિર્યગ્ગોલથી આ વર્તમાન શ્વેતવારાહ કલ્પનો ભૂગોલાકાર જુદો છે. ૧૦ ગણા પૃથિવ્યાદિ આવરણોથી યુક્ત એવો આ આણ્ડકોશ પણ ભગવાનના રોમકૂપને વિષે પરમાણુ જેવો છે. લઘુરૂપ દિન કલ્પ. જ્યોતિઃશાસ્ત્રોક્ત વિચિત્ર ૬ ભૂગોલાદિનું વર્ણન. (શ્રીસુબોધિની-૩). | ૯૬-૯૭ |
| વિવિધકલ્પમાં વિવિધલોકરચના. બ્રહ્માજીનો દ્વિપરાર્દ્ધ જેટલો કાલ પણ જગદાત્મા અક્ષરબ્રહ્મનો એક નિમેષ માત્ર છે. પરન્તુ કાલ દેહાભિમાની લોકોનું નિયમન કરે છે. ભગવાનના અક્ષરધામમાં કાલનું સામર્થ્ય નથી. | ૯૭ |
| અનન્તશાખીય ભુવનાત્મક વૃક્ષ. | ૯૮-૯૯ |

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

**કલ્પનું સ્વરૂપ.** પુરાણો તથા કલ્પ વિષે **મત્સ્યપુરાણ**, **કૂર્માદિપુરાણ**, **ભાગવત**, **સુબોધિની**, **મહાભારત**, **જ્યોતિઃશાસ્ત્ર**, **સૂર્યસિદ્ધાન્ત** ઇત્યાદિએ કહેલા સંસ્કૃત વાક્યોનો સાર્થ ઉપન્યાસ. (પૃ.૯૬–૧૦૨).

**સાત્વિક, રાજસ, તામસ** તથા **સંકીર્ણ** ૧૦૦
**કલ્પો.** તે તે કલ્પમાં સર્વરૂપી ભગવાન્ તે તે **વિષ્ણુ, બ્રહ્મા,** શિવ, **સરસ્વતીપિતૃગણાદિ**રૂપ ધરી તે તે કલ્પની **સૃષ્ટિ** કરે છે. **સર્વસ્વરૂપી**ભગવાન્
**કૃષ્ણકૃત ભુવન સૃષ્ટિ નિર્ણય.** ૧૦૧
તે તે કલ્પમાં **બ્રહ્મા** શિવાદિ દેવોનું જે માહાત્મ્ય ગાયું છે તે ભગવાન્નુંજ માહાત્મ્ય સમજવું. **એક જ** ભગવાનની ઉપાસના **બહુરૂપે** થાય છે. **એક જ કૃષ્ણભગવાન્**પોતે **શિવબ્રહ્માદિ** અનેક રૂપો ધરે **છે,** અને ભુવનસૃષ્ટિ કરે છે.

**તત્તત્પુરાણોક્ત ભક્તિમુક્ત્યાદિપ્રમેય** ૧૦૨
**નિર્ણય.** ભગવાન્ **સર્વાકાર** છે. તે તે નામે તે તે **રૂપે** એક ભગવાન્નુંજ કથન છે. તથાપિ વિકૃતતુલ્ય તે તે ગુણાવિષ્ટ **બ્રહ્માદિદેવ**ની સગુણ મૂર્તિને વિષે જે **ભક્તિ** થાય છે તે **સગુણા** છે, પરન્તુ સર્વાકાર, નિર્ગુણ, તથા અવિકારિ એવા ભગવાન્ કૃષ્ણને વિષે જે **સાક્ષાત્ ભક્તિ** થાય **છે** તે **નિર્ગુણા ભક્તિ** છે.

પુરાણોક્ત **સાત્વિકાદિ કલ્પમાં થતી** ૧૦૩
**મુક્તિનો નિર્ણય.** સાત્વિક કલ્પીય **ધર્માચારથી મુક્તિ, રાજસધર્માચારથી સુખ,** તથા ધર્માભાવે સંસાર પ્રાપ્ત થાય છે. **અપેક્ષિત શ્રદ્ધાદિધર્મોનં સર્વત્ર** ગ્રહણ કરવું. (કા. ૫૨–૫૩).

**અન્ય** કલ્પમાં કહેલા સાધનો તથા પુરુષાર્થો ૧૦૪
જો **અપેક્ષિત હોય તો** તેના અધિકારિઓ ભલે તેનો સ્વીકાર કરે. **વર્તમાન** (ચાલુ)

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

**શ્વેતવારાહ**કલ્પમાં **ત્રિવિધ** પ્રકૃતિના જીવો છે તેથી તેમને માટે **સાત્ત્વિક, રાજસ,** તથા **તામસ** એમ **ત્રિવિધ** પુરાણો પણ આવશ્યક છે. **ત્રિવિધપુરાણોમાં** કહેલા ધર્માચરણથી તે તે તામસ રાજસપ્રકૃતિના જીવોને ઉત્તરોત્તર ઉત્કર્ષ સિદ્ધ થઇ **ક્રમે ક્રમે મુક્તિ** પ્રાપ્ત થાય છે.

**તે તે રાજસ તામસ પુરાણોક્ત** ૧૦૫-૧૦૬
**મુક્તિવચનનો અર્થ. (કા. ૫૪).** તે તે **રાજસ તામસ હીન** અવસ્થાનો પરિત્યાગ થયે ક્રમેક્રમે સાત્ત્વિક થઇ **નિર્ગુણ** થવાય અને નૈર્ગુણ્યથી **મોક્ષ** થાય છે–એમ **ક્રમમુક્તિ** થાય છે. અતિદુષ્ટ તામસ જીવોને ઉત્તરોત્તર ઉત્કર્ષ પ્રાપ્ત કરાવી નૈર્ગુણ્ય સિદ્ધ કરાવી **મોક્ષદાન** કરવા **ત્રિવિધપુરાણો** પ્રવૃત્ત થયા છે. એમ ત્રિવિધપુરાણોની **સાર્થકતા** સિદ્ધ થાય છે.

**હીનાવસ્થાનો પરિત્યાગ થયે** ૧૦૭-૧૦૮
**ક્રમમુક્તિ નિર્ણયઃ**–તામસ **રાજસાદિ હીનઅવસ્થાનોપરિત્યાગથયે નિર્ગુણ મુક્તિ નિર્ણય. બાલાનુશાસન** ન્યાય પ્રમાણે તામસરાજસાવસ્થા દૂર કરાવી સદ્ધર્માચરણથી ઉત્તરોત્તર ઉત્કર્ષ પ્રાપ્ત કરાવવા તે તે તામસરાજસાદિ પુરાણોએ **મુક્તિફલ** કહ્યું છે. **તામસ** તથા રાજસપુરાણોએ કહેલું જે **મોક્ષપદ** છે તે **મોક્ષ સાધન** વાચક છે–**અર્થાત્** તામસરાજસ પુરાણોથી **સાક્ષાત્ મુક્તિફલદાન** થતું નથી, પરન્તુ ઉત્તરોત્તર **સદ્ધર્માચરણ** થયે **પરમ્પરાથી મુક્તિફલદાન** થાય છે. **સર્વે જીવોને એકસમાન પરમાનન્દની પ્રાપ્તિ** થવા રૂપ **મોક્ષ** થાય છે. આ પ્રકારના **મોક્ષમાં વૈજાત્ય હોતું નથી.** જેવો **જીવ** તેવો મોક્ષ એમ નથી. તથી દુષ્ટ **પ્રાકૃત** મટી **નિર્ગુણ** થવું.

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

સર્વથા ભગવત્સમ્બન્ધથી **મોક્ષ** થાય છે. ૧૧૦
એમ **સાધનનિર્ણય**કર્યોછે.પ્રથમ **તામસ જીવ રાજસ** થાય, પછી તે સાત્ત્વિક થાય, તે પછી નિર્ગુણ થઇને તે વિરજ મોક્ષ પ્રાપ્ત કરે છે. **સર્વથા ભગવત્સમ્બન્ધ** થાય એજ આ મોક્ષમાં પરમ સાધન છે. **અનન્ય ભગવત્પ્રપત્તિથી** જ દૈવી ગુણમયી માયા તરાય છે. તેથી જીવે પ્રભુના **અનન્ય** શરણે રહેવું.

**સર્વથા ભગવત્સમ્બન્ધ થવાના અનેક** ૧૧૧
પ્રકારો છે, ભગવાન્ **હરિ**ને વિષે **કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐકય,** અથવા તો **સૌહૃદ** થવાથી જીવને **સર્વથા ભગવત્સમ્બન્ધ** થાય છે. **(કા. ૫૪).**

**સર્વથા ભગવત્સમ્બન્ધના બલ-** ૧૧૨-૧૧૩
**થી સર્વમુક્તિનિર્ણય.** સર્વથા ભગવત્સમ્બન્ધ થાય તો કોઇપણ પ્રકારના **જાતિભેદવિના** સર્વ કોઇનો ઉદ્ધાર થાય છે. કોઈ પણ યોનિના જીવને જો ભગવાનને વિષે કોઈ પણ **કામ, ક્રોધ, વૈર, સૌહૃદસ્નેહાદિભાવે** સતત ચિન્તનથી **ભગવત્સમ્બન્ધ** થાય તો તેથી સર્વ કોઇ જીવને એક સમાન મોક્ષરૂપ ફલ પ્રાપ્ત થાય છે જ. તેથી **ભગવત્સમ્બન્ધજ પરમપુરુષાર્થ** છે. **ભગવત્સમ્બન્ધનો અર્થ-ભગવાનમાં તન્મય થવું-સર્વાત્મભાવ** પ્રાપ્ત થવો એમ છે.

**પૌરાણિક મુક્તિ વ્યવસ્થાઃ-** ૧૧૪-૧૧૫
તામસ જીવોને **મુક્તિ** પ્રાપ્ત કરવામાં **બહુ વિલમ્બ** થાય, **રાજસ** જીવોને તેથી **ન્યૂન વિલમ્બ** થાય, અને સાત્ત્વિકોને વિલમ્બ ન થાય **આમ**-હીનાવસ્થાનો **પરિત્યાગ થયે ઉત્તરોત્તર ક્રમમુક્તિરૂપ** ફલ સર્વત્ર પુરાણમાં કહ્યું છે. **બ્રહ્મપુરાણાદિના વ્યાસવાકયો આ ક્રમ-**

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

**મુક્તિનું નિરૂપણ કરે છે.** ક્રમે ક્રમે હીન જીવો પણ અત્યુત્તમ કૃષ્ણ ભગવદ્ભક્તિ પ્રાપ્ત કરે એવું જે **ભક્તિમાર્ગીય મહોદાર** દૃષ્ટિબિન્દુ છે તે **પુરાણો** સૂચવે છે. **પુરાણસ્વારસ્ય. (કા. ૫૪).**

પ્રત્યેક **ચતુર્યુગે સર્વજીવોદ્ધારને અર્થે** ૧૧૬
**વ્યાસાવતારનું દૈવીજ્ઞાન** કાર્ય. **વેદવ્યાસકાર્ય** (પૃ. ૧૧૬-૧૨૩, ૧૩૨-૧૩૬). કલિયુગના મન્દજીવોપર કૃપા કરવા **વ્યાસાવતાર** દ્વાપર યુગને અન્તે **વેદ વિભાગ, શાખાવિભાગાદિ, પુરાણસમાસાદિ,** તથા **ભારત ગીતા**ભાગવતાદિ પ્રણીત કરેછે.(કા.૫૫).

**વ્યાસાવતારનું પ્રયોજન.** વ્યાસકૃત ૧૧૭
**શાખાવિભાગાદિ પુરાણસમાસાદિ.** આ વિષે શ્રીસુબોધિનીનું વ્યાખ્યાન.

**દ્વાપર** યુગને **અન્તે વ્યાસ**કૃત **સર્વોદ્ધા-** ૧૧૮
**રક પ્રયાસ. શાખાભેદ** કલિયુગના **મન્દ જીવોને અર્થે** જ તેમના **શક્તિહ્રાસ**ને લીધે જ થયાછે,નહિ કે **અધિકારભેદ**જણાવવા માટે થયાછે.પૂર્વે સમગ્રવેદનું સાઙ્ગોપાઙ્ગ અનુષ્ઠાન કર્યે જે ફલ થતું તેજ ફલ હવે પોતપોતાની શાખા પૂરતું જ વેદાનુષ્ઠાન કરે તો તેટલા કર્મથી પણ થાય છે. હમણાં પણ કલિયુગના મન્દ જીવોને **યજ્ઞ**સ્વરૂપી **વિષ્ણુ**ના **સાક્ષાત્ ફલા**નુભવ થાય એ અર્થે વ્યાસાવતારે **કૃપા**કરી શાખાભેદાદિ કર્યાછે.

**સ્ત્રીશૂદ્રાદિ સર્વહિતાર્થે ભારતાદિ** ૧૧૯-૧૨૧
**ભક્તિગ્રન્થદ્વારાભક્તિપ્રવર્તાવી**વ્યાસાવતારે મન્દજીવોપર કૃપા કરીછે.અનેકવ્યાસો. **યુગભેદે વ્યાસભેદ.** ૨૮ વેદવ્યાસો. પ્રતિ દ્વાપર યુગને **અન્તે** વ્યાસપદે **અન્ય વ્યાસનું** નિવેશન. **અન્ય જીવ વ્યાસો** કરતાં **સત્યવતીસુત** ભગવજ્જ્ઞાન-

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

**કલાવતાર કૃષ્ણદ્વૈપાયન વ્યાસનું** સર્વલોકોદ્ધારાર્થે અધિકકાર્ય. **સ્ત્રીશૂદ્રાદિ** સર્વ કોઇનો ઉદ્ધાર થાય એ **અર્થે ભગવદ્ભક્તિ** પ્રવર્તાવે એવા **ભારતભાગવતાદિ** ઇતિહાસપુરાણાખ્યાનાદિ પ્રકટ કર્યાં. જો કે બ્રાહ્મણે સમગ્રવેદના પઠનાનુષ્ઠાનાદિ કર્તવ્ય છે તથાપિ કલિયુગમાં જીવોના સ્વલ્પ આયુષ્ય તથા મન્દશક્તિને લીધે સમગ્ર વેદાનુષ્ઠાનાદિ શક્ય નથી—એ જોઇને શ્રીવ્યાસાવતારે વેદવૃક્ષના શાખાવિભાગાદિ કર્યા કે જેથી **ત્રૈવર્ણિક દ્વિજો** પણ ભગવાનના પ્રમેયબલનો આશ્રય કરી પોતપોતાની વેદશાખા પૂરતાં જ **અધ્યયનાદિ** કરીને **સુકરતાથી ભવસાગર** તરવા માટે યથાકથંચિત્ અવકાશ પ્રાપ્ત કરી **ભગવદ્ભક્તિ** કરે. આમ કલિયુગમાં સર્વસુલભ ભગવદ્ભક્તિ માર્ગ પ્રકટ કરી ત્રૈવર્ણિક દ્વિજો તેમજ **સ્ત્રી**શૂદ્રાદિ—એમ **સર્વ** કોઇનો **ઉદ્ધાર** થાય એ **અર્થે** વેદવ્યાસાવતારે **શાખાવિભાગ, પુરાણસમાસ,** તથા **ભારતભાગવતાદિ** ગ્રન્થો કરી **સર્વતાધિક** પ્રયાસ કર્યો છે.

**વ્યાસાવતારની કૃપાલુતા—સ્ત્રીશૂદ્રાદિનો પણ ઉદ્ધાર** માર્ગ દર્શાવ્યો. **સર્વત્રધર્મનિર્ધારક ભારતગ્રન્થ.** "શૂદ્રાદિને જ્ઞાન ન આપવું"—ઇત્યાદિ જે **નિષેધ** છે તે **સર્વોદ્ધારક ભારતાદિ** ગ્રન્થ વિષે લાગુ પડતો નથી. **ભારતગીતાદિ** દ્વારા સ્ત્રીશૂદ્રાદિ સર્વનો ઉદ્ધાર છે. સર્વોદ્ધારક સારસ્વતકલ્પની રીતિનો સ્વીકાર આ ભારતગીતાદિમાં કર્યો છે. **(કા. ૫૬-૫૭).** ૧૨૨

**ભાગવત પ્રકટ** કરવાને અર્થે જ **વ્યાસાવતાર.** ભાગવતમાં અન્ય **(સારસ્વત)** કલ્પોક્ત પ્રકારે બતાવેલા **સર્વોદ્ધારક ભગવાન્ કૃષ્ણ સામ્પ્રત** શ્વેતવારાહ કલ્પના જીવોનો પણ ઉદ્ધાર કરે છે. ભગવન્નામાત્મક ભાગવત શાસ્ત્રદ્વારા સ્ત્રીશૂદ્રાદિ સર્વનો ઉદ્ધાર થાય છે. **ભાગવત સારસ્વતકલ્પને અનુસરે** છે. એ **સારસ્વતકલ્પાનુસારિ ભાગવતથી** પણ **આધુનિક શ્વેત વારાહ કલ્પના જીવોનો ઉદ્ધાર** થઇ શકે છે. તેથી **ભાગવત** માર્ગ જ **સર્વોદ્ધાર** છે. **(કા. ૫૮-૬૧).** ૧૨૩-૧૨૪

સર્વ ભાવે કૃષ્ણભજને સર્વ પ્રાણિમાત્રનો ઉદ્ધાર. કામ ક્રોધ વૈર સ્નેહાદિભાવે ભગવદ્ભજન કર્યાથી સર્વ કોઇને મુક્તિદાન થાય છે. ભગવત્સમ્બન્ધથી પાપીઓની પણ મુક્તિ. ભગવાનને વિષે નિત્ય કામ ક્રોધ સ્નેહાદિથી નિરન્તર પ્રબલ હરિભાવના થવાથી પાપ નાશ થઇ સર્વ કોઇને મુક્તિદાન થાય છે. ભગવાનને વિષે સતત કામ ક્રોધ સ્નેહાદિભાવથી અખિલ જગત્ **ભગવદાત્મક** સ્ફુરે **છે. આમ** કોઇપણ જીવ કોઇપણ ઉપાયે **સતત** ભગવચ્ચિન્તન કર્યાથી મુક્તિ પામે છે. ભગવત્સમ્બન્ધથી **સર્વ** કોઇને મુક્તિદાન થાય છે. (ભાગવતના સપ્તસ્કન્ધનું તથા દશમસ્કન્ધના શ્રીસુબોધિની **રાસ** પઞ્ચાધ્યાયના શ્લોકોનું વ્યાખ્યાન). **બાધક** એવા જે દ્વેષાદિભાવો છે તેઓ પણ કૃષ્ણભજનમાં **સાધક** થઇ જાય છે. બાધક દ્વેષાદિભાવો પણ જો **ભગવત્સમ્બન્ધ** કરાવતા હોય તો તે **બાધક** ભાવો પણ મોક્ષ**સાધક** થઇ જાય છે. **(કા. ૫૮). ભારતાખ્યાનનું** સ્વારસ્ય પણ **ભગવત્પરત્વે** છે. **( કા. ૫૬ ૫૮, પૃ. ૧૨૯-૧૩૦ ).** ૧૨૫-૧૨૯

**ગીતાભાગવતાદિનું સામાનાધિકરણ્ય. સર્વોદ્ધારક ગીતા ભાગવતનો ઉપદેશ (કા. ૫૯).** ૧૩૦

**પ્રથમ પ્રમાણપ્રકરણ. મૂલ પૃષ્ઠ.**

**કલિકાલમાં ભગવન્નામાત્મક** ભાગવત **શાસ્ત્રદ્વારા** મુક્તિ છે. ભગવાન્ પોતે જ ભક્તિ તથા શરણને **અર્થે** પ્રવૃત્તિ પણ **શાસ્ત્રદ્વારા જ** સમ્પાદિત કરી આપશે. સામ્પ્રત કલિયુગમાં–અનવતાર દશામાં ભાગવતથી જ સર્વોદ્ધાર છે. અત એવ રૂપ લીલાનો તિરોભાવ કરી નામલીલા રૂપ ભાગવતશાસ્ત્રનો વિસ્તાર કરવા ભગવાન્ હરિ વ્યાસરૂપે પ્રકટ થયા. ભગવત્પ્રોક્ત **ગીતાર્થ**નો વિસ્તાર-અર્થાત્ વ્યાસ જ **ભાગવતશાસ્ત્રમાં વ્યાસાવતારે** કર્યો છે. ભાગવતગીતાર્થનો વિસ્તારછે. ૧૩૧-૧૩૨

**ભગવદ્ભજન કર્યાથી જ ભાગવતાર્થનો બોધ** થાય છે. ભગવદ્ભજન કર્યા વિના ગીતામાં કહેલા અતિ ગૂઢ ઈશ્વરવાક્યોનો અર્થાવબોધ થતો નથી, કેમકે વ્યાસને સત્ત્વાંશનું **વ્યવધાન** બાધ કરે છે કે જેને લીધે વેદવ્યાસે પુરાણ સમાસ તથા ભારતગ્રન્થ કર્યા છતાં પણ એમનો આત્મા પ્રસન્ન થતો નથી. ભગવત્કૃપાથી **નારદો**પદેશદ્વારા સત્સઙ્ગ ભગવદ્ગુણાનુવાદ કર્યા પછી તે વ્યવધાન દૂર થયું. તે પછી નિર્મલ સમાધિયોગમાં ભાગવતાર્થનો અનુભવ કરી વ્યાસે ભાગવત શાસ્ત્ર પ્રકટ કર્યું. જીવવ્યાસોનું આ કાર્ય નથી.**(કા. ૫૯-૬૦).** ૧૩૨

**યુગભેદવ્યાસભેદ.** અન્યજીવવ્યાસો કરતાં સત્યવતી સુત વ્યાસાવતારનું ઉત્કૃષ્ટ સર્વોદ્ધારક કાર્ય. **(કા. ૬૦-૬૧).** ૧૩૩

**ભારત** પર્યન્ત અન્ય સર્વ ગ્રન્થ કર્યા તો પણ વ્યાસાવતારનું ચિત્ત પ્રસન્ન થયું નહિ, કારણ કે એમણે હજી ભગવદ્ગુણાનુવાદ કરાવે એવો ભાગવત ગ્રન્થ પ્રકટ કર્યો ન હતો. **ભાગવતાર્થ સનાતન** છે, વેદમાં મુખ્યત્વે કહેલો છે, પરન્તુ અતિ ગોપ્ય છે. **બ્રહ્મસનકાદિને** જ જાણીતો હતો. ભગવાને ગીતામાં **સંક્ષિપ્ત**રૂપે પ્રકટ કર્યો, અને વ્યાસાવતારે એ **ભાગવતાર્થ**નો વિસ્તાર ભાગવતમાં કર્યો-**ભગવદ્ભજન** કર્યાથી પોતાને વ્યવધાન–બાધ કરતો પ્રતિબન્ધ નિવૃત્ત થયો. તે પછી પોતે ભાગવત કહ્યું. ૧૩૪

**આમ વ્યાસે ભાગવત** શાસ્ત્ર પ્રકટ કર્યું. વ્યાસાવતારનું પ્રયોજન.**(કા. ૬૨).** ભગવદ્ભજનથી વ્યવધાન નિવૃત્ત થયું ત્યારે **વ્યાસે સમાધિમાં ભાગવતદર્શન**કર્યું. એથી ભાગવત પ્રમાણ ગ્રન્થછે.આચાર્યશ્રી પ્રમાણ ચતુષ્ટય માને છે. **(કા. ૬૨-૬૪).** ૧૩૫-૧૩૬

**ભાગવતાર્થ પૂર્વસિદ્ધ છે, સનાતન છે, સર્વગોપ્ય** છે. **(કા. ૬૨-૬૩).** ૧૩૭

**નિબન્ધા**દિના પ્રમાણવાક્યો. **હંસગીતા, ભાગવત ઋગ્વેદમન્ત્ર, બ્રહ્મસૂત્રકાર,** આ સનાતન ભાગવતધર્મ જે ગીતામાં ભગવાને કહ્યો છે તેનો વિસ્તાર વ્યાસાવતારે ભાગવતમાં કર્યો છે. એમ સર્વ સુલભ એવી ભક્તિ પ્રવર્તાવી વ્યાસાવતારે કલિયુગના મન્દ જીવોપર કૃપા કરી છે. હવે ભગવદ્ભક્તિ જ સુકર છે.

**બાદરાયણ સૂત્રકારનો** પણ એ સનાતન ભગવદ્ધર્મ વિષે મુખ્ય આદર છે. **ગીતાદિને** વિષે પણ **ભાગવતત્વ** છે, **પુરાણત્વ** નહિ, કેમકે ગીતા ભગવાને કહી છે. અને જે કંઇ ભગવાને કહ્યું છે તે **ભાગવત** છે. ભાગવત સપ્રમાણ ગ્રન્થ છે. ૧૩૮

**ભાગવત=ભગવત્પ્રોક્ત ભગવતફલ** પ્રદગ્રન્થ. આ ભાગવતની **સનાતન પરમ્પરા** છે. લોકમાં તે તે અધિકારિને વિષે ભક્તિપ્રચારાર્થે **સંક્ષિપ્ત** ભાગવતાર્થનું **વિપુલીકરણ–વિસ્તાર**પૂર્વક વર્ણન કર્યું છે. **સૂક્ષ્મ-સ્થૂલ** ભાગવત.(આમાં ભાગ ૧૩૯-૧૪૦

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

વત સુબોધિન્યાદિના સાર્થ પ્રમાણ વાક્યો. કા. ૬૪). ભાગવતમાં લોકોનો વિશ્વાસ રહે એ **અર્થે** ભાગવતની પુરાણત્વે ગણના થઇ છે. લોકોને પઞ્ચરાત્રાદિ આગમશાસ્ત્ર કરતાં પુરાણમાં અધિક વિશ્વાસ છે.

હવે **વેદમાર્ગ** દુષ્કર છે, **ભાગવતમાર્ગ** સુકર છે, સર્વતોધિક છે.(કા. ૬૬-૬૯). ૧૪૧

પઞ્ચરાત્રાદિ**આગમતન્ત્ર**શાસ્ત્રાદિ જેવા સ્વતન્ત્રગ્રન્થથી **ભાગવત**શાસ્ત્ર વિલક્ષણ છે. પઞ્ચરાત્રાદિ ગ્રન્થો તો ઉપાસનાનું વિધાન કરે છે; જ્યારે **ભાગવત** તો એક મુક્તિદાયક અત્યુત્તમ **ભક્તિગ્રન્થ** છે, **પઞ્ચરાત્રવત્ સ્વતન્ત્રગ્રન્થ** નથી. ભાગવતમાં પુરાણ લક્ષણો. ૧૦ પ્રકારની ભગવલ્લીલાનું પ્રતિપાદન-ઇત્યાદિ. વેદસંજ્ઞાનો સઙ્કોચ કરી ભાગવતની પુરાણત્વે ગણના શામાટે કરી એનું પ્રયોજન. (કા. ૬૫-૬૬). ૧૪૨-૧૪૩

**ભગવદ્વચનામૃત ભાગવત** જ આ કલિયુગમાં **સર્વોદ્ધારક** મહાપુરાણ છે, કે જેમાં સજ્જનોને દૃઢ વિશ્વાસ છે. કેમકે ભાગવત વેદ પ્રકટ કર્તા એવા જે ભગવાન્ છે તેમનું વચનામૃત છે. (કા. ૬૬). ૧૪૪

**સામ્પ્રત** કલિયુગમાં લોકોનો આચાર અત્યન્ત મલિન થઇ ગયો છે, એથી જ વેદમાર્ગ દુષ્કર થઇ ગયો છે **સ્મૃતિ** વાક્યોનો **સાર્થ** ઉપન્યસ. (કા. ૬૭). ૧૪૫

ધર્મ સાધી આપે એવા **દેશકાલાદિ ૬** સાધન **શુદ્ધ** રહ્યા નથી, એથી જ વેદ માર્ગનું અનુષ્ઠાન હવે કલિયુગના મન્દ જીવોને માટે કઠિન છે. હવે વેદ, સ્મૃતિ, તથા પુરાણોના અર્થો બાધિત થયા છે. તેથી હવે કાલાદિ સાધનની અપેક્ષા કરે નહિ એવો **ભાગવત** ધર્મ જ આવશ્યક છે. (કા. ૬૮-૬૯). ૧૪૬

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

આ કલિકાલમાં **ભાગવતાર્થનો અભ્યાસ** માત્ર કર્યાથી **સર્વ** કોઈ જીવની **મુક્તિ** થાય છે. (કા. ૬૮). ૧૪૭

ભાગવતનો આવો ઉત્કર્ષ છે તેથી **ભાગવત** જેવા મુક્તિશાસ્ત્ર ઉપર **આજીવિકા ન** કરવી. ભાગવતનું જ્ઞાન થવાથી જીવને પરમ **ભગવત્પ્રેમ** થાય છે, કે જેથી કૃષ્ણ ફલ પ્રાપ્ત થાય છે. (કા. ૬૮-૬૯). ૧૪૮-૧૪૯

આ **ભગવન્માર્ગમાં સર્વનો અધિકાર** છે. આ ભાગવત માર્ગ સુકર છે, આ માર્ગમાં અન્ય સર્વ ધર્મનો પરિત્યાગ કરી ભગવાનનું અનન્ય શરણ સ્વીકાર્યાથી સર્વ કોઇ જીવ આ કલિયુગમાં કૃતાર્થ થઇ જાય છે. (**ભાગવતમાં** કહેલા **પ્રહ્લાદાદિના પ્રમાણ** વાક્યો).(કા. ૬૯). ૧૫૦

આ કલિયુગમાં એક ભાગવતશાસ્ત્ર જ **ફલોન્મુખ** રહ્યું છે. **યોગસાઙ્ખ્ય** વિષે **સમીક્ષા**-બીજા યોગસાઙ્ખ્યાદિ માર્ગો એવા નથી. તેઓ સાત્ત્વિક હોય તો જ તેમનું પ્રયોજન છે, પરન્તુ હાલ તો તેઓ જ્ઞાનના દુર્લભ વાદથીયુક્તછે, મનોરથ કલ્પિત છે, તેમજ નિષિદ્ધાચારનો ઉપદેશ કરે છે. એવા માર્ગનું સેવન કર્યાથી જીવો વ્યામોહ પામી ભગવાનથી બહિર્મુખ થાય છે તેથી ભાગવતથી જ સર્વોદ્ધાર છે-એમ આ **પુરાણ પ્રકરણમાં** નિરૂપિત કર્યું. ૧૫૧-૧૫૨

અન્તે ભગવન્માર્ગે જ ઉદ્ધાર. ષડ્વેદાઙ્ગનિર્ણય ૧૫૩

**(૪) પ્રકીર્ણક ૬ વેદાઙ્ગાદિનો નિર્ણય ૧૫૩-૧૬૩**

વેદાઙ્ગો પણ ધર્માર્થે છે. (કા.૭૨-૭૮).

**(अ)** ષડ્વેદાઙ્ગનું પ્રયોજન-**સ્વરૂપથી**, **અર્થથી** તથા **અનુષ્ઠાનથી** એમ ત્રિવિધ **વેદરક્ષા ૬** વેદાઙ્ગો કરે છે.(કા.૭૨ ૭૩). ૧૫૪

**શિક્ષા તથા કલ્પ વેદની સ્વરૂપતઃ રક્ષા** કરે છે, **નિરુક્ત તથા** વ્યાક- ૧૫૫

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

**રણ વેદની અર્થત: રક્ષા** કરે છે. **જ્યોતિષ તથા** છન્દસ્ **વેદની અનુષ્ઠાનત: રક્ષા** કરે છે. **આમ આ ૬** વેદાઙ્ગો પણ વેદને સુરક્ષિત કરી રહ્યા છે.

૬ વેદાઙ્ગોનું વિશેષ નિરૂપણ. નિરુક્તનું જ ૧૫૬
વેદાઙ્ગત્વ છે. નિઘણ્ટુ તો નિરુક્તમાં અન્તર્ગત છે. **નિઘણ્ટુ** સ્વતન્ત્ર વેદાઙ્ગ નથી.

**નિરુક્ત** તથા **નિઘણ્ટુ** વિષે ચર્ચા. ૧૫૭
વેદાર્થનું જ્ઞાન થવામાં **નિરુક્ત** ઉપયોગિ છે. **નિઘણ્ટુ** તો વૈદિક શબ્દકોશ છે કે જેનો વિચાર **યાસ્ક** નામના મહર્ષિએ નિરુક્ત નામના વેદાઙ્ગમાં નૈગમકાણ્ડમાં કર્યો છે. **અર્થજ્ઞાન** કરાવવામાં **વ્યાકરણ**નો **વિશેષ** ઉપયોગ છે. **સામા**ન્યત: **સર્વ** ૬ અઙ્ગ સર્વત્ર વેદ રક્ષા કરવામાં ઉપયોગિ છે. **( કા. ૭૪-૭૫ ).**

**નિઘણ્ટુ** નામનો વૈદિકકોશ-ધાતુપારાયણ- ૧૫૮
નામપારાયણ કરે છે. કલ્પસૂત્રોને વિષે વેદત્વ તથા સ્મૃતિત્વ પ્રતીત થાય છે તોપણ એમને વિષે સાક્ષાદ્ધર્મ પ્રતીત થતો હોવાથી કલ્પસૂત્રો વસ્તુત: વેદાઙ્ગ જ છે. (જુઓ પૃ. ૬૮-૬૯. **કા. ૪૧-૪૨).**

પ્રાતિશાખ્યાદિ**તથા અનિરુક્ત્યાદિ લક્ષણ**- ૧૫૯-૧૬૩
-ગ્રન્થોનો સમાવેશ વ્યાકરણમાં થાય છે. વ્યાકરણમાં અન્તર્ગત હોવાથીજ એમનું વેદાઙ્ગત્વ છે. પાણિનિનું વ્યાકરણ જ **વેદાઙ્ગ** છે. નિરુક્ત કરતાં **વ્યાકરણ**નો વિષય વિશાલ છે. **( કા. ૭૬-૭૮ ).**

**છન્દો તથા જ્યોતિ:**શાસ્ત્ર નામના વેદાઙ્ગનો ૧૬૦
ઉપયોગ. યજ્ઞના અનુષ્ઠાનમાં છન્દો મન્ત્ર પાઠમાં, તથા જ્યોતિષ્ કાલમુહૂર્ત જાણવામાં ઉપયોગિ છે. **( કા. ૭૬-૭૮ ).**

**લૌકિક** તથા **વૈદિક એમ** અનેક વ્યાકરણો ૧૬૧
**છે.** તેમાં **પાણિનિનું** વ્યાકરણ જ વેદાઙ્ગ **સમજવું. બ્રાહ્મ,** ઐન્દ્ર, તથા ચાન્દ્ર, ઇત્યાદિ (વૈદિક) વ્યાકરણો હમણા **અપ્રસિદ્ધ** છે. કૌમાર, **કાલાપ** તથા **સારસ્વત** ઇત્યાદિ વ્યાકરણો માત્ર લોકમાં જ ઉપયોગિ છે. **નિરુક્ત, પ્રાતિશાખ્ય,લક્ષણગ્રન્થ**તથા**વ્યાકરણાદિ** વિષે ચર્ચા. શબ્દત: તેમજ **અર્થત: વેદરક્ષા.**

વ્યાકરણાન્તર્ગત હોવાથી જ **પ્રાતિશાખ્યો** ૧૬૨
તથા લક્ષણાદિ ગ્રન્થો **વેદાઙ્ગ છે એમ સમજવું.** જુઓ કા. ૨૯-૩૦ **આવરણ**ભઙ્ગ, પૃ. ૫૨ ). વેદના પાઠમાં શબ્દોચ્ચારમાં કદાપિ સન્દેહ થાય તો તેનો નિરાસ કરવા **અનિરુક્ત્યાદિ લક્ષણ ગ્રન્થો** કર્યા છે, તેમનો **સમાવેશ પ્રાતિશાખ્યમાં** થાય છે, અને પ્રાતિશાખ્યનો **સમાવેશ** વ્યાકરણમાં થાય છે. છન્દોજ્ઞાન **શબ્દ**-ધર્મત્વે કરીને જ વેદના **અનુષ્ઠાનમાં** ઉપયોગી છે. **યજ્ઞાનુષ્ઠાન**માં સામગાનમાં **સામહિંસા** ન થાય એ માટે છન્દોજ્ઞાન આવશ્યક છે. આમ **છાન્દોની વેદાઙ્ગતા છે.**

યજ્ઞમાં **સામના સંશરવિલેશ** દોષ દૂર ૧૬૩
કરવા **છન્દોજ્ઞાન** ઉપયોગિ છે. **આ** પ્રકારે વેદ વિષે સન્દેહ દૂર કરી **૬ વેદાઙ્ગો વેદની ત્રિવિધરક્ષા** કરતા હોઇ **ધર્મોપયોગિ** છે. **( કા. ૭૬-૭૮ ).**

**(ચ)** ઉપવેદોનો નિર્ણય. **(કા. ૭૯) ૧૬૪-૧૬૬**

**આયુર્વેદાદિ ૪ ઉપવેદોનો** પણ **ધર્મ- ૧૬૪-૧૬૫**
**સિદ્ધિમાં ઉપયોગ** છે. તે તે **આયુ**ર્વેદાદિ ઉપવેદોના સનાતનસિદ્ધગ્રન્થો,તેના પ્રણેતા બ્રહ્માદિકો. **ધનુર્વેદ**સંહિતા-તેના પાદવિભાગો ગાન્ધર્વ વેદનો ઉપયોગ. **સઙ્ગી**તાદિથી-ચિત્તોદ્વેગનો નાશ કરી **આ** ઉપવેદ ભગવદ્ગુણગાન કરાવી ધર્મ સિદ્ધ કરાવે છે.

'**સ્થાપત્ય**'નામનો ઉપવેદ યજ્ઞપાત્રાદિ સિદ્ધ ૧૬૫
કરાવી ધર્મમાં **સાક્ષાત્** ઉપયોગિ **થાય છે. અર્થ**શાસ્ત્રથી પ્રાપ્તથયલા દ્રવ્યનો વિનિયોગ

**પ્રથમ પ્રમાણપ્રકરણ.** **મૂલ પૃષ્ઠ.**

જો ધર્માર્થ થાય તો જ **અર્થશાસ્ત્રનું** પ્રયોજન છે, આમ પરમ્પરાથી-દ્વારક ધર્મોપયોગ થતો હોવાથી અર્થ શાસ્ત્રનું ઉપવેદત્વ માન્યું નથી. અર્થ શાસ્ત્રના પ્રણેતા અગસ્ત્યાદિમહામુનિઓ છે. **અર્થશાસ્ત્રાદિ** ૧૮ વિદ્યાનો ઉપયોગ પણ ધર્મ સિદ્ધ્યર્થ જ છે. અર્થ શાસ્ત્રનો સમાવેશ ન્યાયમાં-નીતિશાસ્ત્રમાં થાય છે, કે જે આસ્તિક શાસ્ત્ર ભારત ગ્રન્થમાં પ્રસિદ્ધ છે. (જુઓ પૃ. ૧૬૯-૧૭૦).

**વાત્સ્યાયનાદિ** ઋષિઓના કામશાસ્ત્રનો ઉપયોગ મોક્ષોપયોગિ કામસુખનું નિરૂપણ કરવા માટે છે. આ કામ સુખ પણ મોક્ષ સુખમાં દૃષ્ટાન્ત છે. **મોક્ષ** નામના પરમ પુરુષાર્થનું સુખ જે અનુભવૈકવેદ્ય છે તેનું દૂરથી માત્ર દૃષ્ટાન્ત આપવા પૂરતું જ મેરુસર્ષપવત્ કામસુખ કહ્યું છે. આમ આ કામસુખનું નિરૂપણ જે **વાત્સ્યાયનાદિઋષિઓએ કામશાસ્ત્રાદિ રસ**-શાસ્ત્રમાં કર્યું છે તેનો ઉદ્દેશ કંઇ લોકમાં પ્રાકૃત વિષય સુખમાં જીવોને ફસાવવા એમ નથી. પરન્તુ એવા જીવો પણ લોકમાં ઉત્તમ ભાસતા કામસુખને પણ તુચ્છ **સમજી જિતેન્દ્રિય** થાય અને તેઓ જેથી નિરવધિ પરમ અલૌકિક સુખ નિરન્તર પ્રાપ્ત થાય એવા **મોક્ષ**પુરુષાર્થમાં પ્રવૃત્ત થાય એ ઉદ્દેશથી આ ઋષિઓએ **રસશાસ્ત્રો** કર્યા છે. પ્રાકૃત રસાભાસથી **દૂર રહી** જીવો આ રસશાસ્ત્રાદિનો વિનિયોગ **ભગવત્સેવાશૃઙ્ગારમાં** જ કરી કૃતાર્થ થાય એ ઉદ્દેશથી આ ઋષિઓએ કરેલા રસશાસ્ત્રો પણ મોક્ષાર્થે સાર્થક છે એમ સમજવું. (કા. ૭૯). ૧૬૬

**(ङ)કાવ્યાદિશાસ્ત્રનો ઉપયોગઃ**-મિથ્યા અર્થનું પ્રતિપાદન કરે એવા ઉત્પ્રેક્ષાદિ અલઙ્કારથી થયલા કાવ્યોનો ઉપયોગ ધર્માર્થ થઇ શકતો નથી. તોપણ કાવ્યપ્રણેતાને ક્વચિત્ કીર્તિ પ્રાપ્ત થાય છે, કે જે કીર્તિ ફલસાધક હોય છે. આમ ફલાંશમાં કાવ્યાદિનો ઉપયોગ છે. વળી કાવ્યાદિના પાઠથી નૈપુણ્ય પ્રાપ્ત થાય છે કે જેનો ઉપયોગ નીતિશાસ્ત્રમાં થઇ શકે છે. (કા. ૮૦). ૧૬૭

**વાલ્મીકિરામાયણ** પ્રમાણભૂત છે. કારણ કે એ આદ્ય ભક્તિકાવ્ય છે, તથા સમાધિમાં એના અર્થનું સાક્ષાત્ દર્શન કરીને **વાલ્મીકિ** ઋષિએ પ્રકટ કર્યું છે. ૧૬૮

**વાશિષ્ઠાદિ રામાયણનું** પ્રામાણ્ય ક્યાંસુધી? જેટલે અંશે બીજા **વાશિષ્ઠાદિરામાયણો** વાલ્મીકિ **રામાયણ** સાથે **અવિરુદ્ધ** હોય તેટલે અંશેજ એમનું પ્રામાણ્ય છે, અન્યથા કદાપિ નહિ. (કા. ૮૧-૮૨). ૧૬૯

**(च)ન્યાયતર્કશાસ્ત્રાદિ વિષે નિર્ણય. ૧૬૯-૧૭૨** (કા. ૮૨-૮૩). **"ન્યાય"**=ભારતમાં પ્રસિદ્ધ એવા બ્રહ્મા તથા બૃહસ્પત્યાદિનાં નીતિશાસ્ત્ર આ આસ્તિક વેદાનુકૂલ નીતિશાસ્ત્રોક્ત ન્યાય પ્રમાણ છે. પરન્તુ બાધક **અક્ષપાદીય** ન્યાય પ્રમાણભૂતનથી.

વેદાનુકૂલ **મીમાંસા** આવશ્યક છે, અન્ય કાણાદાદિશાસ્ત્રો માત્ર બુદ્ધિનો વ્યામોહ કરવાને અર્થે જ પ્રવૃત્ત થયા છે તેથી તેમનો આદર કરવો નહિ (કા. ૮૨-૮૩). ૧૭૦

**પ્રમાણચતુષ્ટયને વિષે આસ્થાઃ—૧૭૧-૧૭૨**

પદ્મપુરાણે ગણાવેલા **બુદ્ધિમોહક-શાસ્ત્રો.** આ શાસ્ત્રોના શ્રુતિવિરુદ્ધ તર્કથી મતિમોહ ન થાય એ માટે **પ્રામાણિક વેદમતાનુસારિ આર્ય** સજ્જનોએ **વેદાદિ પ્રમાણ ચતુષ્ટયોક્ત માર્ગ**-નું જ દૃઢ **અવલમ્બન** કરી **કૃતાર્થ** થવું. ૧૭૧

**ભાગવતમાર્ગે સર્વોદ્ધાર** કરવાને પ્રયત્નાત્મા થઇ **ભગવાન્ શ્રીકૃષ્ણ** પ્રકટ થયા છે. શ્રીકૃષ્ણશરણ વિશ્વધર્મ છે. ૧૭૨

**સારાર્થબોધિકા ~~~~~~~~ અનુક્રમણિકા. પૃષ્ઠ ૧-૧૪.**

ઉપોદ્ઘાતઃ-૧૫-૩૨. વેદાર્થાદિનિર્ણયઃનિત્યાનુમેયવેદમૂલકપાકયજ્ઞાદિવૈધદેવાદિધર્મવિચાર-મૂલપૃષ્ઠ ૬૧-૬૨.

॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोवर्धनधरणचरणकमलेभ्यो नमः । यज्ञभोक्त्रे नमः ।

श्रीभागवतप्रतिपदमणिवरभावांशुभूषितमूर्तिचरणरेणुभ्यो नमः ॥

वन्दे श्रीवल्लभाचार्यानपारकरुणान्वितान् । स्वीयानां तत्त्वदीपेन स्वान्तध्वान्तनिवारकान् ॥ १

नन्दसूनुपदसौख्यदं नवं दुःखसङ्घदलनातिवैभवम् ।
श्रीमदग्निपदपङ्कजासवं भावयामि सततं नमामि च ॥ २ ॥

श्रीमद्वल्लभनन्दनपदपाथोजन्मरेणवस्ते मे । सन्तु कृपामधुभरिता दन्तुरमन्तुक्षमादक्षाः ॥ ३

श्रीपरिवृढपदपङ्कजरेणवमेणीदृशा जुष्टम् । कुङ्कुमपङ्कमनारतमाप्तुमहं कामये दास्ये ॥ ४ ॥

श्रीकृष्णसंवीतसुवर्णवर्णाऽम्बराभिधानोऽस्य कृपां दधानः ।
विवेचयन्नाशयमत्र तत्त्वदीपप्रकाशाऽऽवरणं भनज्मि ॥ ५ ॥

**પ્રસ્તુત ગ્રન્થપરિચય:**—"જે જીવો સાત્વિકો છે, ભગવદ્ભક્ત છે, મુક્તિના અધિકારિ છે, અને ભગવદિચ્છાથી જેમનો આ અન્તિમ જન્મ છે એવા ઉચ્ચકોટિના મુમુક્ષુઓ પણ આ કલિકાલમાં પોતાના પારલૌકિક પુરુષાર્થમાંથી ભ્રષ્ટ ન થાય અને આ મનુષ્ય જન્મ સફલ કરી કૃતાર્થ થઈ જાય–" એમ જીવોદ્ધારના શુભ ઉદ્દેશથી જ શ્રીમદાચાર્યચરણે આ તત્ત્વદીપ નિબન્ધ નામનો ગ્રન્થ પ્રકટ કરવાનો પરિશ્રમ લીધો છે. આમ તત્ત્વજીજ્ઞાસુઓને માટે અખણ્ડભૂમણ્ડલાચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીએ આ તત્ત્વદીપનિબન્ધ નામના સ્વતન્ત્ર ગ્રન્થમાં તત્ત્વદીપ નામની મૂલ સંસ્કૃત કારિકાઓ રચી છે, અને તે તે કારિકાનો અર્થ સ્ફુટ થાય એ માટે પોતે કૃપા કરીને तत्त्वदीपप्रकाश નામનું વ્યાખ્યાન પણ કર્યું છે. આ તત્ત્વદીપ નિબન્ધ ॥ મૂલ ૩ પ્રકરણો છે:–(૧) શાસ્ત્રાર્થ, (૨) સર્વનિર્ણય, તથા (૩) ભાગવતાર્થ. તેમાં પ્રમાણબલને આધારે પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણ નિરૂપિત કર્યું. હવે પ્રમેયબલને આધારે આ દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણનું નિરૂપણ થાય છે–એમ આચાર્યશ્રી પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણ નિબન્ધ સમાપ્ત કરી નીચેની કારિકામાં કહે છે:—

प्रमाणबलमाश्रित्य शास्त्रार्थो विनिरूपितः । प्रमेयबलमाश्रित्य सर्वनिर्णय उच्यते ॥ ६ ॥

प्रमाणेन प्रमेयेण फलतः साधनेन च । सर्वनिर्णयबोधाय द्वितीया प्रक्रियोच्यते ॥ ७ ॥

હવે આ જે સર્વનિર્ણય નામનું દ્વિતીય પ્રકરણ છે, તેમાં પણ પ્રમાણ, પ્રમેય, ફલ તથા સાધન એમ ૪ અવાન્તર પ્રકરણો છે. અન્તિમ ફલ તથા સાધન એમ ૩-૪ પ્રકરણનો ગુર્જરાનુવાદ અમે મૂલ સંસ્કૃત કારિકા સાથે કેટલાક વર્ષ ઉપર પ્રસિદ્ધ કર્યો છે. ત્યાર બાદ મુદ્રણવ્યયને માટે જ્યાં ત્યાં નિરાશા પછી અન્તે અમારા સાહસથી જ આ પ્રથમ પ્રમાણ પ્રકરણનો ગુર્જરાનુવાદ પ્રસિદ્ધ કરવાનું સૌભાગ્ય ભગવત્કૃપાથી પ્રાપ્ત થયું છે. હવે ૨ જા પ્રમેય પ્રકરણનો ગુર્જરાનુવાદ પ્રસિદ્ધ થવો બાકી રહે છે. જો અમારી સ્વતન્ત્રતા પૂરક મુદ્રણાદિ ખર્ચની સુયોગ્ય દ્રવ્યવ્યવસ્થા પ્રથમથી જ થતી હશે તો ભગવદિચ્છાથી અવશિષ્ટ પ્રમેયપ્રકરણનો અનુવાદ પણ પ્રસિદ્ધ થઈ જશે. આચાર્યશ્રીના આ સમગ્ર પ્રકરણોનો આ ગુર્જરાનુવાદ પ્રથમ જ પ્રસિદ્ધ થાય છે. તેથી ગુજરાતી ભાષામાં શ્રીવલ્લભાચાર્યજીના મૂલ તત્ત્વસિદ્ધાન્ત સમજવામાં જો વૈષ્ણવોને તેમજ ગુજરાતી સાહિત્યની ધર્મજિજ્ઞાસુ જનતાને જો આ ગુર્જરાનુવાદ કોઈ પણ રીતે સરલ તથા ઉપયોગિ થઈ પડશે તો હું મ્હારો પ્રયાસ સફલ થયેલો માનીશ. આ પ્રમાણ પ્રકરણમાં શ્રીમદાચાર્યચરણ તત્ત્વજિજ્ઞાસુઓ માટે પ્રમાણાદિનું યથાર્થ સ્વરૂપ શું છે તેનો નિર્ણય કરી આપે છે. સદાનન્દ ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે જ ફલસ્વરૂપ છે,

અને આ **પરમફલની** પ્રાપ્તિ કરવા જીવે અન્ય સર્વનો **પરિત્યાગ** કરી સર્વથા **ભગવદ્ભજન** કરવું એ તાત્પર્ય શ્રુત્યાદિ સર્વ **પ્રમાણોથી** તેમજ શ્રુતિને **અવિરુદ્ધ** હોય એવા **સર્વ પ્રમાણોથી** સિદ્ધ થાય છે. આ કાલયુગમાં શ્રુતિ વિરુદ્ધ કેવલ તર્કપ્રતિષ્ઠાવલમ્બિ સાહિત્ય ગ્રન્થો બુદ્ધિને વ્યામોહ કરે છે, અને મોક્ષેચ્છાવાળા જીવને પણ ભ્રમ ઉત્પન્ન કરે છે, જેથી યથોચિત મોક્ષોપયોગિ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન પણ થઇ શકતા નથી. આવા મુમુક્ષુ તત્ત્વ જિજ્ઞાસુ સાધુ અધિકારીની **અસમ્ભાવના** તેમજ વિપરીત ભાવના ટળી જાય અને બુદ્ધિવ્યામોહક ગ્રન્થોની જાલમાં ન ફસાતાં સ્વલ્પ આયુષ્યમાં આવા જીવો આત્યન્તિક શ્રેય: પ્રાપ્તિ કરે એ માટે **શ્રીમદાચાર્યચરણે** આ **તત્ત્વદીપ નિબન્ધ** તથા **શ્રીસુબોધિન્યાદિ** ગ્રન્થો પ્રકટ કર્યાં છે. એવા **મુમુક્ષુ તત્ત્વજિજ્ઞાસુઓ** માટે આ **પ્રકરણમાં** **શ્રીમદાચાર્યચરણે પ્રમાણના બલાબલનો** અર્થાત્ કયું પ્રમાણ કેટલે અંશે **સબલ** છે અને કયા અંશમાં **નિર્બલ** છે–એનો નિર્ણય કર્યો છે. તેમાં પ્રથમ **વેદાર્થનિર્ણય** કર્યો છે. અહીં **સમગ્રવેદાર્થનું** તાત્પર્ય **પરબ્રહ્મ ભગવાન્ સદાનન્દ શ્રીકૃષ્ણ** પરત્વે છે–એવો **નિર્ણય આચાર્યશ્રી** સિદ્ધ કરી આપે છે. **વેદના પઞ્ચવિધયજ્ઞોનું** તેમજ તે **યજ્ઞોના પ્રયાજાદિસાધનોનું સ્વરૂપ** પણ **ભગવાન્ હરિ છે.** **શ્રીમદાચાર્યચરણ** તે તે અધિકારીના ભેદથી **આધિદૈવિક, આધ્યાત્મિક** તથા **આધિભૌતિક** એમ **ત્રણ** પ્રકારના **યજ્ઞો** સ્વીકારે છે. **બ્રહ્મજ્ઞાનપૂર્વક** યથાયોગ્ય સાઙ્ગોપાઙ્ગ વેદોક્ત **યજ્ઞ** કરનારા નિષ્કામ અધિકારીનો **યજ્ઞ આધિદૈવિક** થાય છે. એ યજ્ઞનું ફલ પણ એવું **ઉત્તમ થાય છે** કે જેમાં **યજ્ઞાત્મકભગવાન્ વિષ્ણુ સાક્ષાત્ અભિવ્યક્ત** (પ્રકટ) થાય છે અને તો ભગવદાનન્દરૂપ ફલનું દાન **કરે છે.** આ ભગવાનના સ્વરૂપમાં સમગ્ર વેદાર્થના **આધિદૈવિક** સ્વરૂપનું **૬** પ્રકારે સાકાર (પ્રકટ) દર્શન **થાય છે.**(જુઓ મૂલ પૃ.૫૩-૫૪). આ ૬ પ્રકારમાં વેદના **ઉત્તરકાણ્ડમાં** વર્ણવેલું **ઔપનિષદ બ્રહ્મજ્ઞાન** શ્રીભગવાનના **શિર:સ્થાને** વિરાજે છે, વેદના **પૂર્વકાણ્ડમાં** વર્ણવેલા જે **અગ્નિહોત્રાદિ ૫ યજ્ઞો** છે તેમાં **અગ્નિહોત્ર** તથા **દર્શપૂર્ણમાસ** આ ૨ **યજ્ઞો** શ્રીભગવાનના બે શ્રી**હસ્તકમલ**માં વિરાજે છે, **પશુ** તથા **ચાતુર્માસ્ય** આ ૨ **યજ્ઞો** ભગવાનના બે **શ્રીચરણારવિન્દમાં** વિરાજે છે, તથા **૧ સોમ યજ્ઞ** શ્રીભગવાનના શ્રીકટિઅઙ્ગમાં–**મધ્ય** ભાગે બિરાજે છે. **આધિદૈવિક યજ્ઞ** કરનારાને જે આ **ભગવદાનન્દરૂપી મોક્ષ** પ્રાપ્ત થાય છે તે **ક્રમશ:** થાય છે, **સદ્યોમુક્તિ** તો **અતિકૃપાથી** થાય છે. આનાથી **ઉતરતો** **મધ્યમ અધિકારી બ્રહ્મજ્ઞાનના અભાવે નિષ્કામ આધ્યાત્મિક યજ્ઞ** કરે છે. આ **આધ્યાત્મિક યજ્ઞનું** ફલ **સ્વર્ગ** છે કે જેમાં **આત્મસુખ** નામનું ફલ પ્રાપ્ત થાય છે, વળી, આના કરતાં પણ હીન **કક્ષાનો મન્દ અધિકારી સકામ આધિભૌતિક યજ્ઞ** કરે છે, કે જે યજ્ઞનું ફલ ક્ષયિષ્ણુ **સ્વર્ગાદિ લોક છે.** આ સ્વર્ગલોકનું ફલ શાશ્વત હોતું નથી, પરન્તુ કાલગ્રસ્ત છે, સ્પર્ધાસૂયાદિથી ભરપૂર છે, દુ:ખલેશથી **યુક્ત છે.** **બ્રહ્મજ્ઞાનયુક્ત** થઇ **વૈદિકયજ્ઞ** કરનારા નિષ્કામ ઉત્તમાધિકારીને **આધિદૈવિકયજ્ઞનું** ઉત્તમોત્તમ **ફલ ભગવદાનન્દ** પ્રાપ્ત થાય છે. **બ્રહ્મજ્ઞાનના અભાવમાં ક્રમેક્રમે દ્વિવિધ સ્વર્ગસુખ** પ્રાપ્ત **થાય છે.** તેમાં **નિષ્કામયજ્ઞ** કરનારા અધિકારીને **નિત્ય આત્મસુખ** પ્રાપ્ત થાય છે. તથા **સકામયજ્ઞ** કરનારા **અધિકારીને સ્વર્ગલોકનું** ક્ષયિષ્ણુસુખ પ્રાપ્ત થાય છે કે જે **સ્વર્ગલોકનું** સુખ **દુ:ખથી મિશ્રિત છે,** **કાલગ્રસ્ત** છે, તથા હીનકક્ષાનું છે. **બ્રહ્મજ્ઞાનના અભાવમાં નિત્ય નિષ્કામયજ્ઞ** કરનારા મધ્યમ અધિકારીને આમ **ક્ષયિષ્ણુ સ્વર્ગલોકથી** પણ **ભિન્ન** પ્રકારનું **બીજું નિત્ય આત્મ સુખ આપે એવું** **સ્વર્ગસુખ પ્રાપ્ત** થાય છે. આમ **સ્વર્ગ=सुष्ठु अर्ज्यते इति स्वर्ग:** :-( જુઓ ભાનુજી દીક્ષિતની **અમરકોશ વ્યાખ્યા** ). સારી રીતે જેનું **અર્જન** થાય તે **જ સ્વર્ગ** છે, અને તે **સ્વર્ગમાં સ્વર્ગલોકનું** ક્ષયિષ્ણુસુખ ન મળતાં નિત્ય **આત્મસુખ** પ્રાપ્ત થાય તો જ **વાસ્તવિક સ્વર્ગરૂપી ફલ** પ્રાપ્ત થયું એમ

સમજાવી **શ્રીમદાચાર્યચરણે** એક **અપૂર્વ** સિદ્ધાન્ત પ્રતિપાદિત કર્યો છે. **શ્રીમદાચાર્યચરણે** અતિ પરિશ્રમથી **શોધેલા આ રમણીય** હૃદયંગમ શ્રૌત સિદ્ધાન્તથી જ **अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति। (आपस्तम्बश्रौतसूत्र. २-१-१)** ચાતુર્માસ્યયાજિને અક્ષય્યસુકૃત પ્રાપ્ત થાય છે એમ આ શ્રુતિએ કહેલા **અક્ષય્ય** ફલનું સ્વારસ્ય ઘટાવી શકાય છે. **યજ્ઞથી થતા અક્ષય્યસુખાત્મક સ્વર્ગફલનો** જે આ નિર્દેશ આ ફલશ્રુતિ કરી રહી છે તે **અક્ષય્યસુખ** કંઇ ક્ષયિષ્ણુ સ્વર્ગલોકનું સુખ ન હોઇ શકે, પરન્તુ કોઈ **નિત્ય આત્મસુખ** જ હોવું જોઇએ કે જે સુખ નિત્ય છે, નિરન્તર **દુઃખલેશથી રહિત** છે, તથા જેનો **ગ્રાસ કાલ** પણ કરી શકતો **નથી. સ્વર્ગલોકના ક્ષયિષ્ણુ ફલથી** પૃથક્-વિલક્ષણ એવું કોઈક બીજું **નિત્ય આત્મસુખ** છે, અને તે આત્મસુખ જ **યજ્ઞનું પરમ સ્વર્ગ ફલ** છે-એવું **અપૂર્વ** પ્રતિપાદન કરી **શ્રુત્યુક્ત સ્વર્ગ ફલની અક્ષય્યતા** યથાર્થ રીતે ઘટાવવાનું **અપૂર્વમાન શ્રીમદાચાર્યચરણ શ્રીવલ્લભદીક્ષિતને** જ ઘટે છે. અન્ય કોઇ પણ આચાર્યે આ પ્રકારે શ્રુત્યુક્ત **સ્વર્ગ ફલનું યથાર્થ અક્ષય્યત્વ** સમજાવ્યું નથી. આ વિષયમાં કેટલાક આચાર્યો તો વેદોક્ત કર્મથી થતા **સ્વર્ગ ફલને** માત્ર **ક્ષયિષ્ણુ સ્વર્ગ લોક** જ સમજે છે કે જ્યાંથી **પુણ્ય ક્ષીણ** થયે **આ મર્ત્ય લોકમાં** અવતરવું પડે છે. પરન્તુ અહીં ભગવાને સકામ **કર્મિઓના** જ નિન્દા કરી છે. ભગવાને કંઈ નિષ્કામકર્મયુક્ત વેદધર્મમાર્ગની નિન્દા કરી નથી એ મર્મ ન **જાણવાથી** તેઓ વેદધર્મમાર્ગને હાનિ કરે છે, કારણકે **વેદના નિત્યયજ્ઞ** કર્યાથી પ્રાપ્ત થતું જે **સ્વર્ગ છે** તે **સ્વર્ગમાં અક્ષય્ય આત્મસુખ** પ્રાપ્ત થાય છે, આમ **શ્રુત્યર્થને સર્વાંશે યથાર્થ રીતે ઘટાવવાનું ગૌરવ શ્રીમદ્વલ્લભાચાર્યજીને** જ ઘટે છે. વેદના **જ્ઞાનકાણ્ડ** તથા **કર્મકાણ્ડ** ઉભયકાણ્ડ પરસ્પર ઉપકારક છે. **જ્ઞાનકાણ્ડમાં ધ્યાનાદિ ધારણાથી પરમાત્મા પ્રકટ** થાય છે, તેમ **કર્મકાણ્ડમાં આધાન-અન્વાધાનાદિ ક્રિયાથી સાક્ષાત્ વિષ્ણુ યજ્ઞસ્વરૂપી ભગવાન્** પ્રકટ થાય છે. ***અન્ય** વાદીઓ વેદનો **અર્થ કેવલ ક્રિયામાત્ર** છે-એમ કહી કર્મકાણ્ડને ગૌણ માને છે, પરન્તુ તેમ ન માનતા **શ્રીમદાચાર્યચરણ પોતે દીક્ષિત** થઇ જૈમિનિ પ્રણીત **પૂર્વમીમાંસાનું ભાષ્ય** કરે છે, અને તેમાં એમ પ્રતિપાદન કરી આપે છે કે '**यज्ञो वै विष्णुः-યજ્ઞ** એ નિશ્ચયે કરીને **વિષ્ણુ છે.**' અને જો તે **યજ્ઞ** સાઙ્ગોપાઙ્ગ **સિદ્ધ** થઇ શકે તો **યજ્ઞનારાયણ** વિષ્ણુભગવાનના **સાક્ષાત્ દર્શન થઈ શકે** છે આમ વેદના **પૂર્વકાણ્ડની** શ્રુતિઓનું **યથાર્થ સ્વારસ્ય** છે એમ **શ્રીમદ્વલ્લભાચાર્યજીએ** પોતે **પૂર્વના શબરકુમારિલાદિ ભાષ્યકારોથી વિલક્ષણ રીતે વેદની જૈમિનીય પૂર્વમીમાંસાનું*** ભાષ્ય **કરી** સિદ્ધ કરી આપ્યું છે. **જૈમિનિની પૂર્વમીમાંસા** ઉપર **શ્રીમદાચાર્યચરણે રચેલા ભાષ્યની નિમ્નોક્ત** ધર્મજિજ્ઞાસાસૂત્રાર્થનિર્ણાયક કારિકા તથા ઉપલબ્ધ થતો **ભાવાર્થપાદ** તથા શ્રીપુરુષોત્તમજીનું વિવરણ પણ **મનનીય** છેઃ—

---

***બુદ્ધાવતાર** પછીના કેટલાક **આચાર્ય** તો વેદના **ઉપાખ્યાનો** તથા **અર્થવાદાદિ** મિથ્યા છે-એમ માની તે તે ફલ શ્રુતિ રોચનાર્થક છે-સ્તાવક છે. અજ્ઞાની જીવોને વેદના કર્મો કરાવવા લલચાવે છે-એમ **અર્થ** કરે છે, પરન્તુ **વેદ પ્રતારક** નથી. જીવોને **છેતરવા** માટે કંઇ ભગવન્નિઃશ્વાસરૂપ વેદ પ્રવૃત્ત થયો નથી, પરન્તુ વેદ તો તારક છે-જીવોનો ઉદ્ધાર કરવા માટે પ્રવૃત્ત થયો છે અને એથી એના **અક્ષરેઅક્ષર સત્ય છે-વિશ્વાસપાત્ર** છે-એમ માની **શ્રી મદ્વલ્લભાચાર્યજી** ઉપરોક્ત શ્રુતિવાક્યને સર્વાંશે **યથાર્થ ન્યાય** આપી કહે છે કે '**વેદના ઉપાખ્યાનો તથા અર્થવાદાદિ** સર્વાંશે સત્ય છે. **બુદ્ધાવતાર** પૂર્વે કોઇએ વેદના **ઉપાખ્યાનાદિનું મિથ્યાર્થત્વ** કહ્યું પણ નથી તેમ એ યોગ્ય પણ નથી.' (શ્રીમદણુભાષ્ય ૧-૧-૪).

[सेवाधर्मस्तु शूद्रस्य मान्यो ह्युत्तमसाधकः। अर्थादिसाधको धर्मो वर्णिनामिति निश्चयः।
तत्रापि वैदिको धर्मो मोक्षान्तो ब्राह्मणे स्थितः। मोक्षे हि लौकिकः शुष्येदतो वेदस्यतत्फलम्।
अतो धर्मस्य जिज्ञासा कर्तव्या सर्वथा द्विजैः। जैमिनिः कर्मतत्त्वज्ञः प्रतिज्ञां तत्करोति हि।
स्वातन्त्र्येऽपि च संसिध्येन्मीमांसायाः फलं महत्। पुराणपङ्क्तिपाठेन शिक्षाद्यङ्गेष्वपाठतः।
नैतावता लौकिकत्वं स्वरूपेण फलेन वा। सन्देहवारणं शास्त्रं तदेतत्सुविनिश्चितम्।
सुष्ठुआसमन्तादध्येयः स्वाध्यायो वेद उच्यते। उपसर्गद्वयादर्थस्तथाध्येयो न चान्यथा॥
पाठमात्रं ह्यनुष्ठाने शिक्षादीनां द्वयं द्वयं। वाक्यार्थस्य तु निर्धारो न शक्यस्तैः कथञ्चन।
अतो वाक्यार्थनिर्धारे मीमांसैव गतिर्भवेत्॥ वेदोऽखिलोधर्ममूलमित्यादि श्रुतिभिः स्फुटम्॥
यज्ञेनयज्ञमयजन्त देवास्तानिधर्माणि प्रथमान्यासन्। वेदप्रणिहितोधर्मो ह्यधर्मस्तद्विपर्ययः।
वेदार्थो धर्मएवेति स्वयं निश्चित्य सर्वतः। जिज्ञासां प्रतिजानीते धर्मस्येत्यथ केचन।
वेद एव द्विजातीनां निःश्रेयसकरः परः। अतस्तदर्थसंसिद्धौ सर्वं सेत्स्यति सर्वतः।
'अथातो धर्मजिज्ञासा' सूत्रमाद्यमिदं ततः। अथाधिक्रियते यस्माद्धर्मज्ञानात्फलं महत्।
अतो धर्मावबोधाय विचारो योगरूढितः। अध्याहारो न कर्तव्यो नाप्यर्थापत्तिकल्पना।
स्वातन्त्र्यस्मृतेरबाधश्च 'ज्ञेयश्चे'ति विधेर्बलात्। प्रवृत्तिरत्र विप्राणां वैदिकत्वे ततो भवेत्]।
[नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम।४-३१।यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते।४-२३ गीता।] **अथातो धर्मजिज्ञासा**-સૂત્રથી પ્રારમ્ભી કર્મતત્ત્વજ્ઞ જૈમિનિઋષિએ વેદના કર્મકાણ્ડનો નિર્ણય **પૂર્વમીમાંસા શાસ્ત્રમાં** કર્યો છે. વેદના કર્મકાણ્ડ વિષે સન્દેહ નિવારે એવું આ **પૂર્વમીમાંસાશાસ્ત્ર** છે. જો કે શિક્ષાદિ વેદાઙ્ગમાં આ શાસ્ત્રની ગણના નથી અને પુરાણની સાથે એની ગણના છે તો પણ સ્વરૂપથી કે ફલથી આ શાસ્ત્ર લૌકિક નથી. **મીમાંસાને** વિષે સ્વાતન્ત્ર્યથી ધર્મવિચાર કર્યો છે તો પણ એ મીમાંસાશાસ્ત્રથી **મહત્ ફલ મોક્ષ-બ્રહ્માનન્દ** સિદ્ધ થાય છે. સર્વે **આસ્તિક** તન્ત્રમાં **દુઃખાભાવ** તથા **સુખપ્રાપ્તિ**-આ બન્નેને 'પુરુષાર્થ' તરીકે માન્યા છે. તેમાં **ધર્મ** પણ **અર્થથી**-દ્રવ્યથી સાધી શકાય છે. પ્રથમ **ધર્મથી દ્રવ્યોપાર્જન** કર્યા પછી, એ **દ્રવ્યનો વ્યય-ખર્ચ** પોતીકા **પરમપુરુષાર્થમાંથી ભ્રષ્ટ** કરાવે એવા અનર્થકારક લૌકિક **કામોપભોગમાં નિરર્થક ન કરવો**, કેમકે તેથી સંસારરૂપી અનિષ્ટ ફલ પ્રાપ્ત થાય છે, માટે એ **દ્રવ્યથી** મનુષ્યે અવશ્ય **ધર્મપુરુષાર્થ જ સિદ્ધ** કરવો. આ ઉદ્દેશથી જ **આચાર્યશ્રી** અહીં બોધ કરી રહ્યા છે કે **धर्मो हि अर्थेन साधितः। અર્થથી-ધનથી**-સ્ત્રી-પશુપુત્રાદિથી **ધર્મ સાધવો. देवतोद्देशेन मन्त्रकरणको हविस्त्यागः यागः।** દેવતાને ઉદ્દેશીને-હવિરૂપના-દ્રવ્યાદિનો ત્યાગ કરવો તે **યાગ** છે. **આ યાગ** પણ કેવલ **ભગવત્પ્રીત્યર્થ** * થાય તો તે ઉત્તમોત્તમ યાગ છે. આવી **શ્રીમહાચાર્યચરણની ઉત્તમોત્તમ** આજ્ઞા

---

***अत्ता चराचरग्रहणात्। १-२-९ ब्रह्मसूत्र।** આ બ્રહ્મસૂત્રમાં **શ્રીબાદરાયણાચાર્યે આનન્દમય** પરબ્રહ્મ **પુરુષોત્તમ** ભગવાન્ પોતે **ભોક્તા** છે એમ સિદ્ધ કર્યું છે. આમ **ભગવાન્ યજ્ઞ ભોક્તા** છે. તેથી **ભગવાનના આધિદૈવિક યજ્ઞો** કરવાના ભાવથી પુષ્ટિમાર્ગીય **આચાર્યો**, **વૈષ્ણવો**, તેમ **જ અન્ય વૈષ્ણવસામ્પ્રદાયિકો** આજે પણ ભગવાનની **રાજસેવાનો** અઢળક ખર્ચ નભાવી રહ્યા છે. તેઓ **શ્રીનાથદ્વારા શ્રીજગન્નાથાદિ ભગવદ્ધામમાં ભગવત્પ્રીત્યર્થે** પુષ્કલ દ્રવ્ય સામગ્રી **યજ્ઞાત્મક, યજ્ઞપતિ** તથા **યજ્ઞભોક્તા** એવા શ્રીભગવાનને **સમર્પિત** કરે છે. નિજસેવ્ય **શ્રીનાથજીના સેવા-પ્રબન્ધો, અન્નકૂટોત્સવ,** શ્રી ગોમખ-**ગોવર્ધન યાગ,** છપ્પનભોગ **પુરુષોત્તમ** માસના ઉત્સવો ઇત્યાદિ **ભગવત્સેવાત્મક આધિદૈવિક યજ્ઞોમાં** આજે પણ **વૈષ્ણવો** પુષ્કલ સેવાભાવથી ધનધાન્યાદિ સર્વ

છે. આ આચાર્યશ્રીની શિક્ષાને અનુસરી સમ્પ્રદાયના વૈષ્ણવ શ્રેષ્ઠિઓ વ્યાપારવાણિજ્યાદિ ધાર્મિક વૃત્તિથી દ્રવ્યોપાર્જન કરી તે દ્રવ્યનો વિનિયોગ પણ પુષ્કલ દ્રવ્ય સામગ્રી–ઇત્યાદિથી સિદ્ધ થાય એવા ભગવત્સેવાત્મક આધિદૈવિક યજ્ઞયાગાદિમાં કરી પોતાનું વૈશ્યવૈષ્ણવ તરીકેનું જીવન અદ્યાવધિ સફલ કરી રહ્યા છે. જો શ્રીવલ્લભાચાર્યજીનું આટલું પણ વેદગીતા ભાગવતાનુસાર આસ્તિક સનાતન ધાર્મિક શિક્ષણ ન હોત તો કેટલાએ વૈશ્ય વણિક્ સૃષ્ટિના જીવો શાસ્ત્રવિમુખ હોઇ કેટલાએ વર્ષોથી ભગવાનથી તેમજ સન્માર્ગથી સર્વથા બહિર્મુખ થઇ ગયા હોત. અર્થથી ધર્મ સાધવો એવો ઉપદેશ કરીને શ્રીમદાચાર્યચરણે આ કલિયુગમાં કેટલા વર્ષોથી અસઙ્ખ્ય વ્યાપારી વણિક્ વૃત્તિથી જ જીવનારી સૃષ્ટિના લોકોને પણ ઉદ્ધાર પામવાનો માર્ગ બતાવ્યો છે. વેદમાં જેનું વિધાન કર્યું છે તેજ ધર્મ છે અને તેથી વિપરીત જે હોય તે અધર્મ છે. માટે અલૌકિક એવા મોક્ષને વેદનું ફલ કહ્યું છે. ત્રૈવર્ણિકોને અર્થાદિ સર્વ પુરુષાર્થ સાધી આપે એવો ધર્મ વેદમાં કહ્યો છે. આ વૈદિક ધર્મ બ્રહ્મજ્ઞાનિ-સાધુ બ્રાહ્મણને વિષે (તો) મોક્ષ પર્યન્ત સ્થિર સ્થિતિ કરે છે. એમ અગ્રે નિરૂપિત થશે. આ

---

સામગ્રી સમર્પિત કરે છે. વળી, યજ્ઞયાગાદિ ધર્મક્રિયામાં–વિષ્ણુયાગાદિમાં જે આજે પણ વ્યાપારી વૈષ્ણવો તથા સનાતન વૈદિક ધર્માભિમાનિ આર્યસજ્જનો પોતે સ્વવ્યવસાયાદિથી પ્રાપ્ત કરેલા દ્રવ્યનો વિનિયોગ મહોદારવૃત્તિથી કર્યા જાય છે તે પણ–અર્થથી–ધનથી ધર્મપુરુષાર્થ જ અવશ્ય સાધવો–એમ આ શ્રીમદાચાર્યચરણના અત્રોક્ત સનાતન વૈદિકધર્માનુસારી શિક્ષણને જ આભારી છે. આથી પુષ્કલ ધનિક વ્યાપારીઓ આ માર્ગમાં જ કેમ શ્રદ્ધા રાખી ધનનો વિનિયોગ ધર્માર્થે કર્યા જાય છે એ સુજ્ઞ વિચારક જોઇ શકશે. (જુઓ શ્રીસુબો. ૧૦ ૨૦–૯–૩૩; ૪૬–૪૯; ૧૦–૨૧–૨૫–૩૮, ૧૦–૨૪–૨૨–૨૮.) *ભગવત્પ્રીત્યર્થે સર્વસમર્પણ પૂર્વક ભગવત્સેવા કરવી એ ઉત્તમ આધિદૈવિક યજ્ઞ છે–એમ સિદ્ધ કરવા ભગવાન્ યજ્ઞભોક્તા થઇ યજ્ઞપત્નીઓ ઉપર પ્રસન્ન થાય છે, હેતુ પ્રાપ્ત ઇન્દ્રયાગને મિષે ગોસવનો બોધ કરે છે, અર્થાત્ યજ્ઞના હવિષ્, મન્ત્ર તથા દેવતા–આ સર્વનું મૂલ ભગવાન્ પોતે છે–એમ બોધ કરે છે. વળી, દ્રવ્યાદિની ન્યૂનતાથી કે સાધન વૈગુણ્યથી જો યજ્ઞનો ક્ષય થાય તો દ્રવ્યાદિની સમ્પૂર્તિ કરી આપી તે યજ્ઞનો ક્ષય થતો પણ યજ્ઞપતિ ભગવાન્ અટકાવે છે. આમ યજ્ઞનું પરમતાત્પર્ય વેદ ધર્મમાર્ગરક્ષક યજ્ઞપતિ, યજ્ઞમહોત્સવકર્તા તથા યજ્ઞસ્વરૂપી એવા શ્રીભગવાનને વિષે છે. ગોવર્દ્ધન ભગવદ્રૂપ હોવાથી ગોવર્દ્ધન યાગ ભગવદ્યાગ છે, અને ભગવદ્યાગ સર્વ વેદવિહિત હોવાથી ભગવાને ગોવર્દ્ધન યાગ કરાવ્યો છે. આ પ્રસઙ્ગમાં *યોજનાકાર લાલુભટ્ટ યજ્ઞનું સ્વારસ્ય ભગવત્પરત્વે ઘટાવે છે:— ભગવાનથી જો વૈમુખ્ય થાય તો કર્મોનું આધિદૈવિકત્વ સમ્પાદિત થઇ શકતું નથી અને તેથી કર્મરહિતત્વ જ છે; માટે આધિદૈવિક યજ્ઞ સ્વરૂપી શ્રીકૃષ્ણજ આરાધ્ય છે. શુદ્ધ વૈદિક કર્મ તો તેજ છે કે જેમાં નિષ્કામતાથી કરાતા અગ્નિહોત્રાદિથી સોમ યજ્ઞ પર્યન્ત પઞ્ચવિધ નિત્યકર્મોથી ભગવત્પ્રાપ્તિ થઇ શકે. ભગવાન્ શ્રીકૃષ્ણની સેવાર્થે અન્નાદિ સામગ્રી અવશ્ય સમર્પિત કરવી એ ભગવન્માર્ગમાં પરમ આધિદૈવિક યાગ છે.

*अयमर्थः–यदि यज्ञ एवास्माकं परमेश्वरः इति बुद्धिस्तदाऽयं श्रीकृष्ण आराधनीयः। आधिदैविकयज्ञरूपत्वात् आधिदैविकयज्ञस्य विष्णुरूपत्वात्। "यज्ञो वै विष्णु"रिति श्रुतेः। "एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः। त्रींल्लोकान् व्याप्य भूतात्मा भुङ्क्ते विश्वभुगव्ययः" इति पद्यते, तत्रापि विष्णुशब्द एतस्य श्रीकृष्णस्यैव वाचकोऽतः श्रीकृष्णार्थं गोपेभ्यो-[illegible]। +પુષ્ટિભક્તિમાર્ગ વૈદિકમર્યાદામાર્ગથી પૃથક્ છે તો પણ વેદથી અવિરોધે પ્રવર્તે છે.

મોક્ષ પ્રાપ્ત થાય ત્યારે જ ધર્માર્થકામરૂપ જે લૌકિક ત્રિવર્ગ છે તે ગૌણ થઇ જાય છે—અસાર થાય છે, તેથી લોકપ્રસિદ્ધ એવું સ્વર્ગ લોકનું સુખ જ કંઇ વેદનું મુખ્યફલ નથી, પરન્તુ તે મોક્ષ જ વેદનું પરમફલ છે. અર્થાત્ વૈદિકધર્મમાર્ગનો નિર્ણય કરવામાં કેવલ સ્વર્ગપર્યન્તનો જ ફલ વિચાર કર્યો નથી, પરન્તુ મોક્ષપર્યન્ત ફલવિચાર કર્યો છે. અર્થ—ધનનો વ્યય જો ધર્માર્થે ન થતાં કેવલ લૌકિકમાં જ થાય તો તેથી સંસારરૂપ અનિષ્ટ ફલ થાય છે, તેથી ભગવત્પ્રીતિ સમ્પાદિત કરે એવા અલૌકિક સેવાધર્મમાં તેમજ યજ્ઞયાગાદિ ધર્મમાં દ્રવ્યાદિ અર્થનો વિનિયોગ કરવો, આમ વેદ પ્રતિપાદિત યજ્ઞ ધર્મમાં લોકોને જે આ કલિકાલમાં પણ અભિરુચિ છે, અને તેઓ યજ્ઞાર્થે ધનદ્રવ્યાદિનો વિનિયોગ કરવા જે આજે પણ શ્રદ્ધાથી તત્પર થાય છે તે શ્રીમદાચાર્યચરણે આ સનાતન વૈદિકધર્મ વિષયને અનુસરીને જે આસ્થાપૂર્વક ભગવત્પ્રીત્યર્થે અહન્તાામમતાત્મક દ્રવ્યાદિનો ત્યાગ કરવાનો ઉપદેશ કર્યો છે તેને લીધે જ છે. આ યજ્ઞો પણ પ્રત્યેક વર્ણને માટે તથા પ્રત્યેક આશ્રમને માટે ભિન્ન ભિન્ન છે. આ ભારતવર્ષમાં જન્મ ધરીને જે પુરુષ પોતાકા યજ્ઞ કરતો નથી તેનું જીવન વ્યર્થ છે તે તે પ્રકારના પોત પોતાકા યજ્ઞો તો સર્વે આશ્રમિઓને તેમજ સર્વે વર્ણિઓને કરવાના જ છે. અત એવ શ્રી ભગવાને ગીતામાં ઉપદેશ કર્યો છે કે પોત પોતાકા યજ્ઞ કરે નહિ એવા પુરુષને આ લોક પણ સિદ્ધ થતો નથી તો પછી તેને પરલોક સિદ્ધ થવાની તો આશા જ ક્યાંથી? યજ્ઞાર્થે—ભગવત્પ્રીત્યર્થે કરેલાં કર્મો લય પામે છે—બન્ધનરૂપ થતાં નથી. 'આ યજ્ઞો પણ વેદમાં કહેલાં છે' 'અખિલ વેદ ધર્મનું મૂલ છે' 'યજ્ઞથી દેવોએ યજ્ઞ કર્યો છે' આ યજ્ઞ ધર્મો જ મુખ્ય છે. આમ યજ્ઞના સાધન તથા ફલરૂપે યજ્ઞનારાયણ ભગવાન્ શ્રીહરિનું જ વેદમાં પુરુષાર્થરૂપે વર્ણન થયું છે. (જુઓ મૂલ પૃષ્ઠ ૫-૩૩).

<u>વેદવ્યાસશિષ્ય જૈમિનિમુનિની પૂર્વમીમાંસાનું એ સ્વતન્ત્ર ભાષ્ય કરી શ્રીમદાચાર્યચરણે જે પ્રવૃત્તિ કરી તેનું સમર્થન:</u>- જૈમિનિઋષિની પૂર્વમીમાંસા તથા એમના ગુરુ શ્રીવેદવ્યાસની ઉત્તરમીમાંસા આ ઉભયે મીમાંસાશાસ્ત્રો સમગ્ર વેદના વિષયોમાં જે જે સન્દેહ થાય તેનો નિરાસ કરવામાં ઉપયોગિ છે. શ્રીવેદવ્યાસની ઉત્તરમીમાંસા ઉપર જેમ અનેક ભાષ્યકારના વ્યાખ્યાનો પ્રચલિત છે, તેમ જૈમિનિની પૂર્વમીમાંસા ઉપર પણ શબરમુનિ ઇત્યાદિ ભાષ્યકારોના અનેક વ્યાખ્યાનો પ્રચલિત છે. બાદરાયણવ્યાસની ઉત્તરમીમાંસા ઉપર શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્રીમદ્બૃહદ્ભાષ્ય, તથા શ્રીમદણુભાષ્ય-એમ બે ભાષ્ય પ્રકટ કર્યા છે, તેમજ વ્યાસશિષ્ય જૈમિનિએ રચેલા પૂર્વમીમાંસાશાસ્ત્ર પણ કારિકાયુક્ત ભાષ્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સાઙ્ગોપાઙ્ગ સિદ્ધ કર્યું દિસે છે, તથાપિ સામ્પ્રદાયિક અવ્યવસ્થાને લીધે દુર્ભાગ્યે આજે આપણને આ અમૂલ્ય સમ્પૂર્ણ ભાષ્ય પ્રાપ્ત થતું નથી. માત્ર પ્રારમ્ભના જિજ્ઞાસા સૂત્રની ૧-૪૨ કારિકાઓ તથા દ્વિતીયાધ્યાયના પ્રથમ ભાવાર્થપાદનું ભાષ્ય જ જ્યાં ત્યાંથી આપણને ઉપલબ્ધ થાય છે. જેમ ઉત્તર-બ્રહ્મમીમાંસાનું પ્રથમ બ્રહ્મસૂત્ર '**अथातो ब्रह्मजिज्ञासा**' છે, તેમ પૂર્વ-ધર્મમીમાંસાનું પ્રથમ સૂત્ર '**अथातो धर्मजिज्ञासा**' છે. પૂર્વમીમાંસાના આ '**अथातो धर्मजिज्ञासा**' સૂત્રના વિસ્તૃત ભાષ્યવિભાગના સિદ્ધાન્તનું પ્રતિપાદન સંક્ષેપમાં શ્રીમદાચાર્યચરણે કારિકા ગ્રન્થમાં પ્રથમ કર્યું છે. અગ્નિસ્વરૂપ આચાર્યશ્રી આ કારિકામાં કેવો ધર્મોત્સાહજનક ગમ્ભીર અર્થનો બોધ કરી રહ્યા છે તે અત્રોપન્યસ્ત કારિકાનું મનન કરવાથી સુજ્ઞ વિચારક સમજી શકશે. દીક્ષિત શ્રીમદ્વલ્લભાચાર્યજીના સકલ પૂર્વમીમાંસાભાષ્યમાં તો આવી સહસ્રશઃ કારિકાઓ હશે જ. યજ્ઞકર્તા શ્રીવલ્લભદીક્ષિત આચાર્યશ્રીનું આ લુપ્ત થયલું મીમાંસા સાહિત્ય જો સર્વાંશે પ્રાપ્ત થાય તો તત્ત્વના જિજ્ઞાસુઓને સનાતન વૈદિક ધર્મનું અપૂર્વ તત્ત્વ જાણવાનું મલે એમ છે બૃહત્સ્તોત્ર સરિત્સાગરના પાઠ્ય ગુટકામાં પૂર્વમીમાંસાકારિકાને નામે જે કારિકાઓ મુદ્રિત થઇ છે તે કારિકાઓમાં તો વસ્તુતઃ આ

**પ્રથમ સૂત્રનો જ અર્થસન્દોહ** છે. તેથી આ ભાષ્યના વિવરણકાર **શ્રીપુરુષોત્તમજી** આ **કારિકાઓને ધર્મજિજ્ઞાસાસૂત્રાર્થ નિર્ણાયક** એવી સંજ્ઞા આપે છે તે સુયોગ્ય છે. માત્ર આ ઉપલબ્ધ કારિકાનું તથા ભાષ્યપાદનું મનન થાય તો તેથી પણ શ્રીમદાચાર્યપ્રણીત મૂલ પૂર્વમીમાંસા ભાષ્યનું અર્થગામ્ભીર્ય કેવું અપૂર્વ ગૌરવભર્યું હોવું જોઇએ તેનું દિગ્દર્શન થાય છે, અને જે આવી **સહસ્રશઃકારિકાથી** સમ્બદ્ધ થયલું **પૂર્વમીમાંસાભાષ્ય** આજે આપણા હીનભાગ્યથી પ્રાપ્ત થતું નથી તેને માટે ખેદ ઉત્પન્ન થાય છે. સામ્પ્રદાયિક સાહિત્યની દુર્વ્યવસ્થાને લીધે લુપ્ત થયલો જો આ **સમગ્ર પૂર્વમીમાંસાભાષ્ય** ગ્રન્થ પણ આપણા સદ્ભાગ્યે પ્રાપ્ત થાય તો સર્વ પ્રામાણિક જનોને એમ સ્પષ્ટ પ્રતીત થાય કે **દીક્ષિત શ્રીવલ્લભાધીશ્વરે તો સનાતન વૈદિકધર્મમાર્ગનું સંરક્ષણ કર્યું છે અને વૈદિકધર્મમાર્ગને વિરોધ ન** આવે એમ **ભગવત્પ્રમેયબલને** આધારે **ભક્તિમાર્ગાદિનું સંસ્થાપન** કર્યું છે. બુદ્ધાવતારે વૈદિક ધર્મમાર્ગ કલુષિત કર્યો છે. તે પછીના જે કેટલાક પૂર્વમીમાંસકો થયા તેમણે સ્વસ્વ પ્રકૃતિ વૈચિત્ર્યથી ભિન્ન ભિન્ન વ્યાખ્યાન કરી જૈમિનિ જેવા મહર્ષિને અન્યાય કરી સનાતન વેદધર્મમાર્ગનો વિપ્લવ કર્યો છે એમ **શ્રીમદાચાર્યચરણ** જોઇ રહ્યા છે તે દૂર કરવા માટે જ **શ્રીમદ્વલ્લભ દીક્ષિત શ્રીમદાચાર્યચરણે ઉભયે મીમાંસાશાસ્ત્રની એકાર્થતાસ્વીકારી વ્યાસશિષ્ય *જૈમિનિની* પૂર્વમીમાંસાનું** પણ **ભાષ્ય** પ્રસિદ્ધ કરી **સનાતન** વેદધર્મની અનન્ય અપૂર્વ **રક્ષા** કરીછે.

<u>વૈદિકધર્મમાં વિપ્લવઃ</u>—"કોઇક વિચારક સનાતન વૈદિકધર્મમાર્ગનો નિર્ણય કરવામાં લૌકિક રીતિ સ્વીકારે છે, 'ધર્મનું સ્વર્ગસ્વરૂપ ફલ અનિત્ય છે—ક્ષયિષ્ણુ છે, જે **અવિદ્વાન્** હોય તેને જ તેવા ધર્મમાં, તેવા ધર્મફલમાં, અને તેવા ધર્મફલપ્રતિપાદક **ગ્રન્થમાં અધિકાર** છે **મોક્ષ** તો **નિસ્સંબોધ,** અને **નિરાનન્દ** છે'-ઇત્યાદિ કલ્પના કરે છે, અને **પૂર્વમીમાંસાશાસ્ત્રની** અવગણના કરવા જતાં વૈદિકધર્મનો જ વિપ્લવ કરે છે"-આવા કોઇક સાહસિક ટીકાકારનો નિગ્રહ કરવાને અર્થે **પૂર્વમીમાંસા**ભાષ્ય પ્રકટ કરીને **દીક્ષિત** શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ખરેખર **સનાતન વૈદિકધર્મનું** સંરક્ષણ કર્યું છે. આ વૈદિક ધર્મનો વિપ્લવ કરનારાનો નિગ્રહ કરવા **શ્રીમદાચાર્યચરણ** કહે છે કેઃ- **વૈદિકમાર્ગ સ્વરૂપનિત્ય** છે, **શબ્દપ્રધાન** છે; જ્યારે **લૌકિકમાર્ગ પ્રવાહનિત્ય** છે, અને **અર્થપ્રધાન છે,** તેથી **લૌકિક માર્ગની** રીતિએ વૈદિક માર્ગનો **નિર્ણય** થઇ શકે **નહિ. જલ** તથા **અગ્નિની** માફક **લોક** તથા **વેદ** પરસ્પર **વૈરી** છે. તેથી બુદ્ધિમાન્ પુરુષે **વેદમાં લોકનું સંમિશ્રણ** કરીને વેદનો નાશ કરવો નહિ. પરન્તુ **લોકથી વેદનું સંરક્ષણ** કરવું. લોકદૃષ્ટિથી **વેદનું ગ્રહણ** કરવામાં આવે તો **સ્વરૂપનિત્ય વેદનો** પણ **નાશ** થઇ જાય-અર્થાત્ વેદમાં નિજ કાર્ય સમ્પાદિત કરવાની પણ યોગ્યતા રહે નહિ. આમ **વેદવિપ્લવ** થાય, અન્યથા અર્થકલ્પના કરવી પડે, માટે **વૈદિક નિર્ણયમાં લોકરીતિનો ઉપયોગ** કરવો નહિ. **વેદથી લોકનો** જે **બાધ** કરવાનો છે તે પણ

---

*આ પૂર્વમીમાંસામાં **જૈમિનિ** સૂત્રકાર પોતે કર્મકાણ્ડની મીમાંસાના **અમુક વિષયમાં મતભેદ** થતાં પોતીકા **સિદ્ધાન્ત**માં સૂત્રમાં પોતીકા(જૈમિનિ)એવા નામનો સ્પષ્ટ નિર્દેશ કરી **બાદરાયણ, બાદરિ, ઐતિશાયન, આત્રેય, કાર્ષ્ણાજિનિ, લાબુકાયન,** અને **કામુકાયન**-ઇત્યાદિ**મીમાંસકો**ના નામ આપી તે તે **આચાર્યના મત ઉપન્યાસ કરે છે,** અને તે પછી **જૈમિનિનો સિદ્ધાન્ત** તો આવો છે એમ કહી સૂત્રમાં પોતીકા સિદ્ધાન્ત પોતીકા નામ સાથે જોડી સરલ રીતે સમજાવે છે. આ સઙ્કેત ધ્યાનમાં રાખી **બ્રહ્મસૂત્રમાં બાદરાયણનું,** અને **પૂર્વમીમાંસાના** સૂત્રોમાં **જૈમિનિનું** જે નામ શ્રવણ થાય છે તેથી **વૈદિક ધર્મજિજ્ઞાસુ સૂજ્ઞ આર્ય** સજ્જનોએ કોઇ પણ રીતે ભ્રાન્ત થવું નહિ. (જુઓ પુષ્ટિ ભ. સુ. પૂજ્ય **મ. ગ. શાસ્ત્રીજીનો** લેખ.)

અધિકારીના ચિત્તમાં રહેલો જે આન્તર વાસનાત્મક લોક છે તેનો જ બાધ કરવાનો છે. બાહ્ય લોકનો કંઇ બાધ કરવાનો નથી. તેથી વૈદિકધર્મમાં અધિકારીના સ્વરૂપનો વિચાર પ્રથમ કર્તવ્ય છે. અધિકારી ચારે વર્ણિઓ છે, અને ચારે વર્ણિઓને ધર્મ-અર્થ-કામ તથા મોક્ષ-આ ૪ ફલ પ્રાપ્ત થાય છે. તેમાં પણ વૈદિક ધર્મનું પરમ ફલ કંઈ સ્વર્ગાદિ ત્રિવર્ગ જ નથી, પરન્તુ વૈદિક ધર્મનું પરમ ફલ મોક્ષ છે. (૧) વૈદિકમાર્ગે ઉત્તમ બ્રાહ્મણને આ મોક્ષફલ પ્રાપ્ત થાય છે. (૨) અસત્ સત્ શૂદ્ર પણ સેવાધર્મથી ધર્મ-અર્થ-કામાદિત્રિવર્ગની આકાઙ્ક્ષા ન કરતાં મોક્ષની જ વાઞ્છના કરે છે; (૩) ક્ષત્રિય વૈશ્યાદિ પણ અર્થકામરૂપ ફલમાં નિષ્ઠા ન રાખતાં મોક્ષની જ વાઞ્છના કરે છે. (૪) स्वर्गकामो यजेत ઇત્યાદિ શ્રુતિનો જો મહાવાક્ય પ્રમાણે અર્થ કરીએ તો 'યજ્ઞથી કામમયપુરુષની ચિત્તશુદ્ધિ થઈ લૌકિક ત્રિવર્ગ શોષાઇ જાય છે અને અન્તે બ્રહ્માનન્દરૂપ મોક્ષફલ પ્રાપ્ત થાય છે.' એવો બોધ થાય છે. પરન્તુ વેદવિપ્લવવાદી જેમ માને છે તેવો નિસ્સમ્બોધ-' નિરાનન્દ મોક્ષ તો શ્રુતિમાં કોઇ પણ સ્થલે સિદ્ધ થતો નથી. સુખની પણ પરાકાષ્ઠા બ્રહ્માનન્દ જ છે અને તે વૈદિકધર્મનું મુખ્ય ફલ છે. જનકાદિ ઉત્તમ અધિકારી પણ ધર્મથી જ નિત્ય બ્રહ્માનન્દની વાઞ્છના કરે છે. જ્ઞાનરહિત એવો જે દેહાભિમાની હીન અધિકારી છે તેવા પુરુષે તો પુષ્કલ કર્મ કરવાના છે. તેથી વેદમાર્ગમાં ક્રમે ક્રમે સકામ તથા નિષ્કામ એવા 'સર્વ કોઈ દ્વિજને સ્વર્ગપર્યન્ત જ અધિકાર છે'-એમ નથી, પરન્તુ વૈદિક ધર્મમાં દ્વિજને મોક્ષપર્યન્ત ઉત્તમોત્તમ અધિકાર છે. તેથી કર્મતત્ત્વજ્ઞ સૂત્રકાર જૈમિનિ પ્રથમ સૂત્રમાં અનુબન્ધચતુષ્ટયનું અર્થાત્ અધિકારી, વિષય, સમ્બન્ધ, તથા પ્રયોજન આ ૪ નું જ્ઞાન કરાવે છે. જેમકે 'अथातो धर्मजिज्ञासा। એથી ધર્મનો વિચાર આરમ્ભાય છે. ધર્મજ્ઞાનથી મોક્ષપર્યન્ત મહત્ફલ પ્રાપ્ત થાય છે એથી ધર્મજ્ઞાનને અર્થે શ્રુતિસ્મૃતિમાં દર્શાવેલા ધર્મનો હવે વિચાર આરમ્ભાય છે.' આ પ્રતિજ્ઞા-સૂત્રથી આરમ્ભાતી જૈમિનિમુનિની પૂર્વમીમાંસાનું સુવિસ્તૃત ભાષ્ય કરવાને શ્રીમદાચાર્યચરણ પ્રથમ કારિકાગ્રન્થમાં આ પ્રથમ સૂત્રનો અર્થ સઙ્ગ્રહ કરે છે, જેમકે, :-

लौकिको वैदिकश्चैव मार्गो नित्यो द्विधा मतः। प्रवाहेण स्वरूपेण नित्यत्वं च तयोः क्रमात् ॥१
अर्थःप्रधानंलोकेहिशब्दोऽन्यस्मिन्निति स्थितिः।जलाग्न्योरिवसंरक्षा तयोःकार्यामनीषिभिः।२
लोके(को? जलं द्वितीयस्तु दहनो वैरिणौमिथः। लोकदृष्ट्या यदा वेदः स्पृश्यते नाशमेतिहि॥३
लौकिकं सहसा वेदो नहि बाधितुमर्हति। यथा पात्रव्यवहितं वह्निना शुष्यते जलम् ॥ ४
तथाधिकारिचित्तस्थो लोको वेदेन शुष्यति। धर्मार्थकाममोक्षाख्या वर्णिनां प्रतिलोमतः॥५
नियताः पूर्वभावी तु पराङ्गं सति निश्चितम्। सतःशूद्रस्य नार्थाद्या मोक्षो हि ब्राह्मणेस्थितः॥६
धर्मार्थकामैःसाध्यःस मोक्षः)मान्यथाब्रह्मताभवेत्।फलं सुखं तस्यकाष्ठा ब्रह्मानन्द इतिस्थितिः॥
सच्चिद्रूपं तच्चेति केचित् तत्रैव संस्थिताः। गृहस्थानामतिथिवद् गृहस्थाइव केचन ॥ ८ ॥
अतःसाधकपक्षस्तु मुख्यः साभिमते महान्। सुखदुःखाभावरूपत्वाभावादिति चेन्नहि ॥९॥
मोक्षः सम्बध्यते यस्मात्फलत्वेनाथमोचने। विशेषणत्वकाम्यत्वपक्षाभ्यां फलता न हि ॥१०
जीवनागारदाहादेरपि तत्त्वप्रसङ्गतः। प्रायश्चित्ते परस्त्रीणामपि तत्त्वप्रसङ्गतः ॥ ११ ॥
उच्यते काम्यतायां तद्विधिबोध्यैकसाध्यता।प्रयोजिका फलत्वे हि तस्मात्सुष्ठूक्तमार्थिकम्॥१२

વેદના આ ઉભયકાણ્ડમાંથી અર્થાત્ સમગ્રવેદમાં ષડ્ગુણયુક્ત આનન્દાકાર ભગવાન્ શ્રીકૃષ્ણનું નિરૂપણ છે. પૂર્વકાણ્ડમાં અગ્નિહોત્ર તથા દર્શપૂર્ણમાસ-આ ૨ યજ્ઞો આનન્દસ્વરૂપ યજ્ઞપુરુષ ભગવાન્ શ્રીકૃષ્ણના ૨ શ્રીહસ્ત છે. પશુ તથા ચાતુર્માસ્ય-આ ૨ યજ્ઞો ભગવાન્ શ્રીકૃષ્ણના ૨

શ્રીચરણારવિન્દ છે, અને ૧ સોમયજ્ઞ ભગવાન્ શ્રીકૃષ્ણની કટિ છે. યજ્ઞના અનુષ્ઠાનથી આરમ્ભીને ફલાનુભવ થાય ત્યાં સુધી પૂર્વકાણ્ડમાં સાધન તરીકે યજ્ઞક્રિયા જ પ્રતીત થાય છે, તેથી ક્રિયારૂપ ધર્મને વિષે પ્રવિષ્ટ થયેલા એવા ક્રિયાશક્તિમાન્ યજ્ઞસ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ પૂર્વકાણ્ડનો અર્થ છે. પૂર્વકાણ્ડમાં સર્વત્ર ભગવદાત્મક ક્રિયારૂપ યજ્ઞનું પ્રતિપાદન છે, અને ઉપનિષત્પ્રોક્ત જ્ઞાનયુક્ત યજ્ઞક્રિયાથી આ યજ્ઞપુરુષની અભિવ્યક્તિ અથવા તો પ્રાદુર્ભાવ થાય છે. જો યજ્ઞકર્તા[1]સાત્ત્વિક હોય, તેનું જ્ઞાન જો [2]સાત્ત્વિક હોય, અને તેનો યજ્ઞ પણ જો [10]સાત્ત્વિક હોય તો જ તે યજ્ઞ આધિદૈવિક થાય છે, અને એવા ભક્તિભાવપૂર્વક આધિદૈવિકયજ્ઞ કર્યાથી-નિજ આજ્ઞાનું પાલન કર્યાથી સન્તુષ્ટ થઇને સ્વરૂપાત્મક યજ્ઞપુરુષ ભગવાન્ અભિવ્યક્ત થઇ તેને ક્રમમુક્તિનું દાન કરે છે. સદ્યોમુક્તિનું દાન તો ભગવાન્ અતિકૃપાથી જ કરે છે. જો રાજસજ્ઞાનવાન્ સાત્ત્વિકકર્તા સાત્ત્વિક યજ્ઞ કરે તો કર્મપ્રધાન દેવતાઓ તેવા અધિકારિના આધ્યાત્મિક યજ્ઞથી પ્રસન્ન થઇ તેને સ્વર્ગાત્મક આત્મ-સુખનું દાન કરે છે. રાજસ જ્ઞાનવાન્ રાજસ કર્તા રાજસ કામ્ય-વૈકૃત આધિભૌતિક યજ્ઞ કરે છે, જેથી તેને અપૂર્વદ્વારા સ્વર્ગ લોકરૂપીફલ સિદ્ધ થાય છે. વેદના પૂર્વકાણ્ડમાં સર્વત્ર ક્રિયાશક્તિને વિષે પ્રવિષ્ટ થઇ રહેલા એવા ક્રિયાશક્તિમાન્ નિત્યસિદ્ધ ભગવાન્ શ્રીકૃષ્ણનું જ પ્રતિપાદન કર્યું છે-એ સિદ્ધાન્ત ધ્યાનમાં રાખવાથી ભગવાન્ શ્રીકૃષ્ણ જ સર્વત્ર પ્રવર્તક છે, નિવર્તક છે અને ફલદાતા છે-એ ઔપનિષદસિદ્ધાન્ત પણ સુદૃઢ થાય છે. પૂર્વકાણ્ડનું પર્યવસાન કેટલાકો કહે છે તેમ કેવલ વિધિ નિષેધમાં જ થતું નથી, પરન્તુ સર્વપ્રવર્તક, સર્વનિવર્તક, તથા સર્વફલદાતા એવા નિત્યસિદ્ધ ભગવાન્ શ્રીકૃષ્ણમાં જ સિદ્ધ થાય છે તેથી ભગવદ્રૂપયજ્ઞદ્વારા ભગવાન્ શ્રીકૃષ્ણની ભક્તિ કરવી એજ પૂર્વકાણ્ડનું પણ રમણીય સ્વારસ્ય છે. આ વિચારશૈલી અન્ય રામાનુજાદિ વૈષ્ણવમાર્ગીય ગ્રન્થોમાં પણ સુપ્રસિદ્ધ જ છે. ભગવન્નિઃશ્વાસરૂપ મન્ત્રબ્રાહ્મણાત્મક વેદનો જે ભાગ યજ્ઞનું પ્રતિપાદન કરે છે તેને પૂર્વકાણ્ડ કહે છે. તેમ ભગવન્નિઃશ્વાસાત્મક મન્ત્રબ્રાહ્મણાત્મક વેદનો જે ભાગ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે તેને ઉત્તરકાણ્ડ કહે છે. વેદનો આ બ્રહ્મપ્રતિપાદક ભાગ ભગવાનના શિરઃસ્થાને વિરાજે છે. ક્રિયાશક્તિ અથવા ક્રિયાધર્મને વિષે પ્રવિષ્ટ થઇ રહેલા એવા ક્રિયાવાન્ ધર્મિયજ્ઞસ્વરૂપી પુરુષનું પ્રતિપાદન વેદના પૂર્વકાણ્ડમાં કર્યું છે.[11*] આમ વેદના પૂર્વકાણ્ડમાં પ્રતિપાદિત કરેલા અગ્નિહોત્રાદિ ૫ યજ્ઞો આનન્દાકાર ભગવાન્ શ્રીકૃષ્ણના ૨ શ્રીહસ્તકમલ, ૨ શ્રીચરણારવિન્દ, તથા ૧ શ્રીકટિરૂપ થઇ રહ્યા છે. તેમ જ વળી, ઉપનિષદ્માં પ્રતિપાદિત થયલું જે બ્રહ્મ છે તે આનન્દાકાર ભગવાન્ શ્રીકૃષ્ણનું શિરો-રૂપ છે. જેમ યજ્ઞક્રિયાથી આવરણનો ભઙ્ગ થઇ ક્રિયાવાન્ યજ્ઞપુરુષનો આવિર્ભાવ થાય છે, તેમ વૃત્તિથી આવરણનો ભઙ્ગ થઇને જ્ઞાનવિશિષ્ટ ધર્મિબ્રહ્મનો આવિષ્કાર-પ્રાદુર્ભાવ થાય છે. પૂર્વ-કાણ્ડમાં યજ્ઞાનુષ્ઠાનથી આવરણનો ભઙ્ગ થઇને યજ્ઞપુરુષનો પ્રાદુર્ભાવ થાય છે, તેમાં ઉત્તર-કાણ્ડમાં ગુરૂપસત્તિથી-ગુરુને શરણે જવાથી આવરણનો ભઙ્ગ થઇને બ્રહ્મનો પ્રાદુર્ભાવ થાયછે. પૂર્વકાણ્ડમાં યજ્ઞસ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણના રમણનું નિરૂપણ કર્યું છે, તેમ ઉત્તરકાણ્ડમાં બ્રહ્મસ્વરૂપ પુરુષોત્તમ શ્રીકૃષ્ણના રમણનું નિરૂપણ કર્યું છે. ક્રિયાશક્તિ અથવા ક્રિયાધર્મનો અઙ્ગીકાર કરીને ભગવાન્ શ્રીકૃષ્ણ ક્રિયાવાન્ યજ્ઞસ્વરૂપ ધારણ કરીને જે રમણ કરે છે તેનું નિરૂપણ

---

[1]જુઓ અત્રોક્ત આવરણભઙ્ગસાર. પૃષ્ઠ ૧૨, ૧૩, ૧૫, ૧૬, ૫૪ ટિપ્પણ્યાદિ. ગીતા. ૧૮-૨૬; [2]૧૮-૨૦; [3]૧૭-૧૧. *[11] અહીં આચાર્યશ્રી સનાતન વેદબ્રહ્મસૂત્ર ગીતાભાગવતાદિ સર્વ પ્રસ્થાન શાસ્ત્રની એકાર્થતા ભગવાન્ શ્રીપુરુષોત્તમને વિષે દર્શાવે છે. આ એકાર્થતાનો ઉલ્લેખ હિન્દુ લૉના મૂલ ધારાશાસ્ત્રી કોલ-બ્રુક નામના ઈંગ્રેજી વિદ્વાન્ કરે છે. વેદમાં ક્રિયા, ઉપનિષદ્માં જ્ઞાન ગીતાભાગવતમાં ધર્મિ પુરુષોત્તમ કથ્યા છે.

**પૂર્વકાણ્ડમાં** છે, તેમ **જ્ઞાનશક્તિ** અથવા **જ્ઞાનધર્મનો** અઙ્ગીકાર કરીને **ભગવાન્** શ્રીકૃષ્ણ **જ્ઞાનવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ** ધારણ કરીને જે **રમણ** કરે છે તેનું નિરૂપણ **ઉત્તરકાણ્ડમાં** કર્યું **છે.** તેથી **ભગવદંશ જીવે** ભગવદ્રૂપ **બ્રહ્મજ્ઞાન**દ્વારા **ભગવાન્** શ્રીકૃષ્ણની **ભક્તિ** કરવી એ જ **ઉત્તરકાણ્ડનું** રમણીય સ્વારસ્ય છે. અત્ર આ આશય છે:—ભગવાનના ૩ **સ્વરૂપ** છે, (૧) **ક્રિયાને** વિષે પ્રવિષ્ટ થયલું ક્રિયા વિશિષ્ટ યજ્ઞસ્વરૂપ; (૨) **જ્ઞાનધર્મને** વિષે પ્રવિષ્ટ થયલું **જ્ઞાનવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ;** (૩) **ક્રિયા** તથા **જ્ઞાન**—આ ઉભયેધર્મને વિષે પ્રવિષ્ટ થયલું-વિશિષ્ટ **શ્રીકૃષ્ણ-સ્વરૂપ.** આ ૩ સ્વરૂપમાંથી (૧) યજ્ઞાત્મક **સ્વરૂપ**નું પ્રતિપાદન **વેદના પૂર્વકાણ્ડે** કર્યું છે; (૨) **બ્રહ્માત્મક સ્વરૂપ**નું પ્રતિપાદન વેદના **ઉત્તરકાણ્ડે** કર્યું છે, અને (૩) **જ્ઞાન** તથા **ક્રિયા—આ ઉભયે** ધર્મથી **વિશિષ્ટ** એવા **પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનું સમાસતઃ** પ્રતિપાદન શ્રીમદ્ભગવદ્**ગીતામાં** તથા વિસ્તરતઃ પ્રતિપાદન **શ્રીમદ્ભાગવતરૂપસમાધિભાષામાં** કર્યું છે. આમ **શ્રીમદાચાર્યચરણ** વેદ, ગીતા તથા ભાગવત-એમ ત્રણે શાસ્ત્રની એકાર્થતા કરી આપે છે. પરન્તુ આ રહસ્ય ન સમજવાથી **પૂર્વમી-માંસકો કેવલ કર્મથી** જ (નહિ કે ઇશ્વરથી) ફલદાન થાયછે એમ કહી **નિરીશ્વરવાદ**નું નિરૂપણ કરે **છે, અને** એ રીતે **વેદના પૂર્વકાણ્ડનો** અનર્થ કરી **સર્વવિપ્લવ** કરે છે. તેમજ **માયાવાદીઓ યજ્ઞકર્માદિમાં સર્વત્ર મિથ્યાત્વ**નું તથા અનુપયુક્તત્વનું પ્રતિપાદન કરી **સર્વવિપ્લવ** કરે છે. તેથી **શ્રીમદ્વલ્લભા-ચાર્યજીએ જૈમિનિમહર્ષિની પૂર્વમીમાંસાશાસ્ત્ર** ઉપર અપૂર્વ **ભાષ્ય** પ્રકટ કરીને **નિરીશ્વર-**વાદાદિથી વેદવિપ્લવ કરી રહેલા **મીમાંસકોની** ભ્રાન્તિનું નિવારણ કર્યું છે, તેમજ **ઉત્તર-મીમાંસા** ઉપર **શ્રીમદ્-બૃહદ્ ભાષ્ય,** તથા **અણુભાષ્ય-**એમ ૨ ભાષ્યો પ્રકટ કરીને **માયાવાદાદિથી** થયલી ભ્રાન્તિનું નિવારણ કરીને **શુદ્ધ સનાતન બ્રહ્મવાદ** પ્રસિદ્ધ કર્યો છે. વળી, **શ્રીમદ્ભાગવત** ઉપર **તત્ત્વદીપનિબન્ધ,** તેના ઉપરની **તત્ત્વપ્રકાશ** નામની ટીકા, તથા **શ્રીસુબોધિનીજી** તથા **સૂક્ષ્મ ટીકા**-ઇત્યાદિ ગ્રન્થો જીવોદ્ધારને **અર્થે** પ્રકટ કર્યા છે, કે જેમાં **જ્ઞાન** તથા **ક્રિયા—આ ઉભયે ધર્મથી** વિશિષ્ટ એવા **પુરુષોત્તમની ભક્તિ** કરવી—એમ નિરૂપિત કર્યું છે. **આ** પ્રકારે **સમગ્ર વેદશાસ્ત્રની ગીતાભાગવતાદિ ભક્તિશાસ્ત્ર**ની સાથે એકાર્થતા કરી આપીને **શ્રીમદા-ચાર્યચરણ આ સનાતન આર્ય ધર્મના શાસ્ત્રોમાં** ભગવદ્ભક્તિનો રમ્ય **ફલાસ્વાદ** કરાવે છે.

**વેદ સ્વતઃ પ્રમાણ** છે-પ્રમાણ **મૂર્ધન્ય** છે. આ વેદના **યજ્ઞ**પ્રતિપાદક **પૂર્વકાણ્ડમાં લીલાવિશિષ્ટ ભગવાન્** શ્રીકૃષ્ણના **યજ્ઞ**સ્વરૂપનું નિરૂપણ કર્યું છે, તેમજ **બ્રહ્મ**પ્રતિપાદક **ઉત્તર-**કાણ્ડમાં **અથવા** વેદાન્તમાં લીલા વિશિષ્ટ શ્રીકૃષ્ણના **બ્રહ્મ**સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. ઉપનિષદ્ના સર્વ વેદાન્ત વાક્યો વિવિધ પ્રકારે શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનન્દ બ્રહ્મનું **જ** અનેક રીતે પ્રતિપાદન **કરે** છે. જેનો વિચાર **બ્રહ્મસૂત્રમાં શ્રીમદ્વેદવ્યાસે** કર્યો છે **પૂર્વતન્ત્રથી** ઉત્તરતન્ત્ર **બલિષ્ઠ છે,** અને **તેથી** પૂર્વકાણ્ડનો **અર્થ** સમજવામાં પણ ઉત્તરમીમાંસા ઉપયોગ છે. **પૂર્વશાસ્ત્ર**નું નિયમન **ઉત્તરશાસ્ત્ર કરે** એ ન્યાયથી **શ્રીમદ્વેદવ્યાસનું ઉત્તરમીમાંસાશાસ્ત્ર** જૈમિનિકૃત **પૂર્વમીમાંસા**નું નિયમન **કરે છે.**

**વેદના યજ્ઞયાગાદિ ધર્મનું સ્વારસ્ય — भाष्यार्थाः कर्मशब्दास्तेभ्यः क्रियाप्रतीयेतैषह्यर्थो विधीयते॥२-१-१॥** આ પૂર્વ મીમાંસા સૂત્રના ભાષ્યમાં **શ્રીમદાચાર્યચરણ** કહે છે કે **પુરુષ પ્રયત્નથી ક્રિયારૂપી અર્થ નિષ્પન્ન** થઇ શકે છે. **યાગાદિ ધર્મ** કંઇ **કેવલ ક્રિયામાત્ર નથી.** પરન્તુ **યાગાદિ ધર્મ અતીન્દ્રિય સ્થિર** ધર્મ છે. **'द्रव्यदेवतासम्बन्धो हि यागः।'** '**દ્રવ્યદેવતાનો સમ્બન્ધ** એ જ **યાગ** છે. દેવતા **અતીન્દ્રિય** હોવાથી **તત્સમ્બન્ધ** પણ **અતીન્દ્રિય** છે. યજમાનની **પ્રીતિને લીધે દેવતા દ્રવ્યનો અઙ્ગીકાર** કરે **એજ સમ્બન્ધ** છે. **દ્રવ્ય** પણ **અલૌકિક છે. દ્રવ્ય**

અનિત્ય છે—એમ માનવાનું કંઇ પણ કારણ નથી. યાગ કંઇ ચેષ્ટા નથી, કે જેથી વિનાશ કે અદૃષ્ટ કલ્પી શકાય. જે આધુનિક લોકો યાગને ક્ષણિક કલ્પે છે તેમજ જે નૈયાયિકો યાગને અદૃષ્ટાત્મક ધર્મ માને છે તેઓ યાગ પદાર્થને સમજતા નથી. પરસ્વત્વાપાદનરૂપ દાન પણ અતીન્દ્રિય છે. લોકો તો બાહ્યદષ્ટિથી દાનવિષેના કાયિક વ્યાપારને વિષે જ દાન શબ્દનો પ્રયોગ કરે છે અને કહે છે કે દાન પ્રત્યક્ષ છે, પરન્તુ શાસ્ત્રીય દૃષ્ટિએ આ પ્રયોગ કરેલો ન હોવાથી આ અર્થ વાસ્તવિક નથી. ઉદ્દેશ્ય દેવતા અતીન્દ્રિય હોવાથી પરસ્વત્વાપાદનરૂપ દાન પણ અતીન્દ્રિય છે, તેમજ યાગ પણ અતીન્દ્રિય છે, યાગ કંઈ અનિત્ય પ્રત્યક્ષ ક્રિયા નથી. વ્યાપારરૂપ યાગ ભલે પ્રત્યક્ષ હોય તો પણ ફલસ્વરૂપ યાગ અતીન્દ્રિય છે. યાગની સર્વ ક્રિયામાં મન્ત્રથી અવઘાત થાય છે. સાક્ષાત્ દેવપત્નીઓ કર્ત્રીઓ છે, નહિ કે લૌકિકપત્નીઓ. દેવોનું આવાહન થાય છે તેથી યાગ અતીન્દ્રિય છે—અલૌકિક છે. યાગીય દ્રવ્યાદિના સ્વરૂપનો નિર્ણય:—યાગીય દ્રવ્યાદિ નિત્ય છે, અલૌકિક છે તેમજ દેવતા પણ અલૌકિકી તથા નિત્ય છે. એટલે જેમાં દેવતા યજમાનના પ્રીતિ-હેતુત્વથી દ્રવ્યનો સ્વીકાર કરે એવો જે યાગ છે તે યાગ કંઇ અનિત્ય ક્રિયારૂપ છે એમ માની શકાતું નથી. તેથી *देवान् भावयतानेन ते देवा भावयन्तु वः। परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ આ *ગીતા વાક્યથી પ્રીતિપૂર્વક યજમાને ત્યાગ કરેલા દ્રવ્યનો અઙ્ગીકાર જે દેવતા કરે છે તે દેવતાની પ્રીતિ પણ યાગજન્ય ફલભોગપર્યન્ત સ્થિર રહે છે. આથી પ્રીતિ હેતુત્વે દેવતાએ કરેલો દ્રવ્યનો સ્વીકાર પણ સ્થિરસ્વરૂપ છે તથા નિત્ય છે. વળી, દ્રવ્ય તથા દેવતા—આ બન્ને ભગવદવયવ હોવાથી સ્વરૂપત: નિત્ય છે. શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કન્ધના યજ્ઞસમ્ભાર વાક્યમાં चातुर्होत्रं च सत्तम। આ વાક્યથી યાગીયક્રિયા પણ પુરુષના અવયવ તરીકે સિદ્ધ કરી છે તેથી યાગ કંઇ લૌકિકી ચેષ્ટા-ક્રિયાસ્વરૂપ નથી, પરન્તુ યાગ અલૌકિક અધિષ્ઠાનવાળો છે, ક્રિયાન્તર છે, તથા અતીન્દ્રિય છે. માટે યાગ નશ્વર નથી. આમ 'યાગ નશ્વર છે, વિનાશ પામે છે કે અદષ્ટ ઉત્પન્ન કરે છે'—ઇત્યાદિ કલ્પના કરવી યોગ્ય નથી. પરન્તુ યાગ તો નિત્ય છે, તથા સ્થિર ધર્મ છે—જેની અભિવ્યક્તિ જ પુરુષ પ્રયત્નની ક્રિયાથી થાય છે. એમ કોઇ પણ પ્રકારના બાધ વિના સિદ્ધ થાય છે. ઈશ્વર એવા ભગવાન્ સર્વનિયામક થઈ પ્રવૃત્તિનિવૃત્તિ કરાવે છે:—વાક્ય તો તો સ્વર્ગાદિ ફલનો તથા યાગાદિ સાધનનો બોધ કરે છે, તેમનાથી જ કંઇ પુરુષની પ્રવૃત્તિ થઇ શકતી નથી.

---

*આ ગીતા વાક્યમાં પણ જે યજમાન તથા દેવોની પરસ્પર ભાવના કહી તે જો યજમાન શ્રદ્ધાથી દેવપૂજન કરે તથા દેવતા જો પ્રીતિથી દ્રવ્યનો સ્વીકાર કરે તો જ સમ્ભવે છે અને શ્રદ્ધાથી પૂજન વિના તેમજ દેવતાના અઙ્ગીકાર વિના સમ્ભવતી નથી. તેથી યાગમાં દ્રવ્ય દેવતાનો સમ્બન્ધ થાય- પ્રીતિહેતુત્વે સ્વીકાર થાય એ મુખ્ય છે द्रव्यदेवतासम्बन्धो हि यागः। यजतिचोदना द्रव्यदेवताक्रियं समुदाये कृतार्थत्वात्। આ પૂર્વમીમાંસાના ૪ થા અધ્યાયના સૂત્રમાં દ્રવ્ય દેવતા ક્રિયા સમુદાયને યાગનું લક્ષણ કહ્યું છે. દ્રવ્ય તથા દેવતાનો સમ્બન્ધ થાય એ યાગનું સ્વરૂપ છે એમ આમિક્ષાધિકરણમાં સિદ્ધ થાય છે. આ દ્રવ્ય તથા દેવતા જો ઉદાસીન રહે તો કંઇ યાગનું સ્વરૂપ સિદ્ધ થતું નથી, પરન્તુ જો આ દ્રવ્ય તથા દેવતાનો સમ્બન્ધ થાય—પ્રીતિહેતુત્વે સ્વીકાર થાય તો જ યાગ સિદ્ધ થાય છે. અર્થાત્ યજમાનના પ્રીતિહેતુત્વે દેવતા જો દ્રવ્યનો સ્વીકાર કરે તો જ યાગ સિદ્ધ થાય છે. દેવતાનું સ્વરૂપ ચેતન છે-સાકાર વિગ્રહસ્વરૂપથી યુક્ત છે એમ શ્રીબાદરાયણ વ્યાસચરણે તથા જૈમિનિએ મીમાંસા દર્શનમાં સિદ્ધ કર્યું છે, તથા શ્રીમદાચાર્યચરણે તે તે ભાષ્યમાં વ્યાખ્યાત કર્યું છે.

*(જુઓ મૂલ પૃ. ૨૮-૨૯-૩૮-૪૩). શઙ્કા–“ **एष उ एव साधु कर्म कारयति** । આ સર્વનિયામક ઈશ્વર એવા પરબ્રહ્મ ભગવાન્ જ સાધુ કર્મ કરાવે છે-ઇત્યાદિ જે શ્રુત્યુક્ત ઈશ્વરનું જ પ્રવર્તકત્વ છે તેનો આદર શા માટે કરતા નથી? અર્થાત્ વિધિનું પ્રવર્તકત્વ સ્વીકારી સ્વતન્ત્ર કર્મથીજ ફલ થાય છે એમ શા માટે મનાય છે?” આ શઙ્કા થાય તો ***શ્રીમદાચાર્યચરણ** સમાધાન કરે છે કે **ઈશ્વર પ્રવૃત્તિ કરાવે છે**–એમ જો કે **શાસ્ત્ર સમ્મત** છે તો પણ એ મત દૃષ્ટવિરોધિ છે. લૌકિક જીવોને **દૃષ્ટમાં જ** વિશ્વાસ હોવાથી એવા જીવો તે તે કર્મો કરી તે તે દૃષ્ટફલ પ્રાપ્ત કરે અને એ રીતે તેઓ **વિશ્વાસથી** વેદોક્ત કર્મ કરી યથાકથઞ્ચિત્ **વેદસન્મુખ** થાય એ ઉદ્દેશથી જૈમિનિ **મહર્ષિએ કર્મો કર્યાથી સાક્ષાત્** દૃષ્ટ ફલ થાય છે–એવો બોધ કરવા **કર્મમીમાંસાશાસ્ત્ર** પ્રવૃત્ત કર્યું છે. **વસ્તુતઃ** તો ઈશ્વર જ **પ્રવર્તકનિવર્તક** છે અને **તે તે કર્મ** કરાવી તે તે જીવને તે તે **કર્મ પ્રમાણે તે તે ફલનું દાન** કરે છે–એ શાસ્ત્રાનુસારિમત જ બ્રહ્મસૂત્રકાર **શ્રીબાદરાયણાચાર્યને** તથા તેમને અનુસરનારા સર્વે **આસ્તિક આચાર્યોને** અભીષ્ટ છે. પરન્તુ **દૃષ્ટમાં વિશ્વાસ** રાખે એવા **પ્રાકૃત જનસમાજને** એવા **દૃષ્ટાતીત શાસ્ત્રાનુસારિમતમાં શ્રદ્ધા ન** હોવાથી તેમને જો કેવલ શાસ્ત્રીય મતનો જ ઉપદેશ કરવામાં આવે તો તેઓ **સર્વથા વેદોક્ત** કર્મ કરતા અટકી જાય અને તેઓ **વૈદિક સન્માર્ગમાંથી બહિર્મુખ** થઇ જાય. પરન્તુ તેમ ન થાય એ માટે **સ્વતન્ત્ર કર્મથી** ફલ થાય છે એવો **દૃષ્ટમત** જૈમિનિ મહર્ષિએ પ્રવર્તાવ્યો છે. પરન્તુ એથી કાંઇ **જૈમિનિ** મહર્ષિનું અન્તિમ તાત્પર્ય એવા સ્વતન્ત્ર નિરીશ્વર કર્મવાદમાં જ છે એમ સમજવું નહિ. **જૈમિનીય** તથા **વૈયાસમતમાં** કોઈ પણ વિરોધ નથી. શ્રુત્યેકશરણ સ્વીકારનારા નરોએ **જૈમિનિના** મતમાં જો **શ્રુતિવિરુદ્ધાંશ** પ્રતીત થાય તો તેટલા અંશનો ત્યાગ કરવો. **महान्तो हि भगवदनुगुणाः**। મહર્ષિઓ પણ ભગવદિચ્છાને **અનુકૂલ** થઈ તે તે મતો તે તે પ્રકૃતિના લોકના કલ્યાણને **અર્થે** પ્રવર્તાવે છે. આમ ભગવદિચ્છાને **અનુકૂલ** થઇ **જૈમિનિ** મહર્ષિએ દૃષ્ટવિશ્વાસુ એવા જે પ્રાકૃતલોકો છે તેમની બુદ્ધિમાં ઉતરે એવો લોકપ્રતીત સ્વતન્ત્ર કર્મમાર્ગ પ્રવર્તાવ્યો છે, કે જેથી દૃષ્ટાનુરોધિ લોકો તે તે વેદોક્ત કર્મ કરી તે તે દૃષ્ટફલ પ્રાપ્ત કરીને પણ યથાકથઞ્ચિત્ વેદસન્મુખ રહે. આથી કંઈ ઉત્તમકોટિના નિષ્કામ મોક્ષેચ્છુ અધિકારીને માટે કર્મ સ્વાતન્ત્ર્યવાદ શ્રેયસ્કર છે એમ નથી. જો **જૈમિનિમહર્ષિનો અન્તિમ આશય** કેવલ દૃષ્ટાનુરોધિ લોકપ્રતીત નિરીશ્વર કર્મ સ્વાતન્ત્ર્યવાદાદિમાં જ હોત તો વેદના **સઙ્કર્ષ(ણ)**કાણ્ડના **ઉપાસના** સૂત્રોમાં તેમજ **અશ્વમેધ** પર્વમાં **જૈમિનિમહર્ષિએ** પોતે જે બ્રહ્મમાહાત્મ્યનો તથા **ભગવન્માહાત્મ્યનો** ઉપદેશ કર્યો છે તે પોતે શા માટે કરે!” અર્થાત્ સામર્થ્યાદ્ જૈમિનિ મહર્ષિને **સેશ્વર** ભક્તિયુક્ત કર્મમાર્ગ જ અભીષ્ટ છે એમ પ્રતીત થાય છે.(જુઓ અન્તિમ યુગના આપોદેવ્યાદિ મીમાંસાગ્રન્થો). **આથી લોકપ્રતીત** નિરીશ્વર કર્મમાર્ગ જ **જૈમિનિને** અભિપ્રેત છે–એમ જે **જૈમિનિના** ટીકાકારો **અન્યથા** નિરૂપિત કરે છે તેઓ પોતાની ભ્રાન્તિનો આરોપ જ **સ્વાચાર્ય જૈમિનિને** વિષે કરે છે એમ દિશા **સમજવી.** આ વિષે જુઓ *નિમ્નોક્ત **વાલ્લભ જૈમિનિભાષ્ય** તથા **અણુભાષ્યના** ઉપન્યાસો.

---

[*(श्रीमदाचार्यपादभाष्यविवरणम्-२-१-५) नन्वेवं सति 'एष साधु कर्मकारयती'ति श्रुत्युक्तं ईश्वरस्यैव प्रवर्तकत्वं कुतो नाद्रियत इत्यत आहुः ईश्वरः प्रवर्तयतीतिमतं दृष्टविरोधि । तथा च लौकिकानां दृष्ट एव विश्वासात् जैमिनेश्च तादृशामेव यथाकथञ्चिद्वेदसम्मुखीकरणार्थं प्रवृत्तत्वात्तदनादर इत्यर्थः। एवमन्यत्रापि बोध्यं, यदि जैमिनेरयमाशयो न स्यात् तदोपासनासूत्रेषु जैमिनीयेऽश्वमेधपर्वणि च ब्रह्ममाहात्म्यं भगवन्माहात्म्यं च किमिति वदेत्? । अतो य इतोऽन्यथा निरूपयन्ति ते स्वभ्रान्तिं

વેદ સંરક્ષાનું ફલ–ચિત્તની લૌકિક વાસનાઓ શોષાઇ મોક્ષ પ્રાપ્ત થાય છે. વિરોધિ જલરૂપ લોકથી અગ્નિરૂપ વેદનું સંરક્ષણ બુદ્ધિમાન્ પુરુષે કરવું. વેદનો નિર્ણય વેદ વિરુદ્ધ લોક રીતિએ ન જ કરવો. લોકદૃષ્ટિએ વેદનો સ્પર્શ થાય–વેદનું ગ્રહણ થાય તો ખરેખર વેદનો નાશ થાય છે. વૈદિક નિર્ણયમાં લૌકિક રીત સ્વીકારવામાં આવે તો વૈદિક વાક્ય લૌકિક સમાન થઇ જાય, અને જો એમ વૈદિક વાક્ય લોકતુલ્ય થાય તો એવા વૈદિક વાક્યના અર્થમાં અવિશ્વાસ ઉત્પન્ન થાય, અને તેથી અવિશ્વાસપાત્ર વૈદિક વાક્યમાં સ્વકાર્યસમ્પાદિત કરવાની પણ યોગ્યતા રહે નહિ. એટલું જ નહિ પરન્તુ લોક રીતિનું મિશ્રણ થવાથી (૨) વેદનો વિપ્લવ થાય, (૩) વેદમાં અમુક તો અયોગ્ય છે એમ અસમ્ભાવનાની કલ્પના કરીને વેદનો સ્પષ્ટ અર્થ ત્યજીને વિપરીત સમ્ભાવનાને લીધે અન્યથા અર્થ થાય. આમ વેદનો નાશ ન થાય એ માટે લૌકિક રીતિએ વૈદિક માર્ગનો નિર્ણય સર્વથા બુદ્ધિમાન્ વૈદિકે કરવો નહિ. પરન્તુ અગ્નિરૂપ વૈદિક માર્ગને આધારે જલરૂપ લૌકિક માર્ગનો જ બાધ કરવો એ જ પરમ ઉદ્દેશ છે વૈદિક નિર્ણયમાં લોકમિશ્રણ થવાથી આ ઉદ્દેશ સચવાતો નથી. જલથી અગ્નિનો નાશ થવા ન દેતાં અગ્નિ જલનું શોષણ કરે એવો કોઇક પ્રકાર ગ્રહણ કરવો એ

---

जैमिनाद्यारोपयन्तीतिदिक्—मित्थमाहुः एवमित्यादि, तेनेदं सिध्यति सिद्धावस्थापन्नधात्वर्थरूपक्रियात्मको धर्मउदासीनो नामपदेभ्यः प्रतीयते, साध्यावस्थापन्नधात्वर्थः क्रियात्मकः पुरुषापेक्षः पुरुषार्थरूप आख्यातपदेभ्यः। तत्रापि लिङंशेनारभ्यतया अतः पुरुषार्थतया तदारभ्यतया च प्रतीतिजननादाख्यातपदानि ( धर्म ) प्रमितिजनने मुख्यानि नामपदानि तु सिद्धतद्बोधकतया तदुपकारकाणीति निष्कर्षः॥जै.भा.वि.॥
प्रवर्तकत्वं कृष्णस्य न विध्यर्थस्य कर्हिचित्। कार्यतादिपरिज्ञानमुत्पाद्यैष प्रवर्तयेत् ॥१
अनिष्टमिष्टमाध्यं वा नासाध्यं किञ्चिदस्ति हि।तथापि यतते कश्चित् क्वचिद्देव हरीच्छया॥२
मिथ्याप्रलोभनं वेदे न क्वचित् कर्हिचिद्भवेत्। तथैव कर्मविज्ञानं धर्मस्तेनैव नान्यथा ॥३
साधनानि स्वरूपं च सर्वस्याऽऽह श्रुतिः फलम्। न प्रवर्तयितुं शक्ताः,तथा चेन्नरको नहि॥४
આ સર્વનિર્ણયનિબન્ધના પ્રમેયપ્રકરણની નિમ્નોક્ત કારિકામાં શ્રીમદાચાર્યચરણ નિર્ણય કરી આપે છે કે વેદના વિધ્યર્થક શબ્દ કંઇ વસ્તુતઃ પ્રવર્તક થતા નથી, પરન્તુ વેદના શ્રુતિ શબ્દો સાધન, તથા ફલ–ઇત્યાદિ કેમ પ્રાપ્ત કરવા તેનો બોધ સ્ફુટ જ કરે છે, પણ વસ્તુતઃ જીવની જે અમુક કર્મમાં પ્રવૃત્તિ થાય છે તે પ્રવૃત્તિ કરાવનારા તો ભગવાન્ શ્રીકૃષ્ણ જ છે, કે જે સર્વ સમર્થ પ્રભુ પોતે જ જીવને વેદ શબ્દોક્ત વિધ્યાદિદ્વારા કાર્યતાદિનું પરિજ્ઞાન કરાવીને સર્વત્ર પ્રવૃત્તિ કરાવે છે. (कारिका. अणुभाष्य.१–१–३) तस्मात पूर्वमीमांसानभिज्ञाः क्रियापरत्वं सर्वस्यापि वेदस्य वदन्तो मूर्खा एव॥ तस्मादन्यान्योपयोगित्वे न कोऽपि दोष क्रियाज्ञानयोः स्वातन्त्र्येण पुरुषार्थसिद्ध्यर्थं भिन्नतया शास्त्रप्रवृत्तिः। ભગવાન્ વિધિદ્વારા અર્થ બોધ કરાવી પ્રવૃત્તિ કરાવે છે એમ કહે છેઃ–साधनं च फलं चैव सर्वत्राह श्रुतिः स्फुटम्। न प्रवर्तयितुं शक्ता तथा चेन्नरको नहि॥१
प्रवर्तकस्तु सर्वत्र सर्वात्मा हरिरेव हि। यज्ञ एव हि पूर्वत्र बोध्यते स्वर्गसिद्धये ॥ २ ॥
सिद्ध एव हि सर्वत्र वेदार्थो वेदवादिनाम्। मन्त्राणां कर्मणां चैव दर्शनश्रवणाच्छ्रुतौ ॥३
कृतिश्च सिद्धतुल्यत्वं वेदः स्वार्थे च सन्मतः। श्रीमुरलीधरव्याख्या। श्रुति विधिवाक्यं, सर्वस्यापि स्वर्गादेर्योगादेश्च साधनं यागादिः, फलं स्वर्गादिरिति (श्रुतिः) बोधयति, न तु प्रवर्तयति। तथा सति अनिष्टसाधने विषभक्षे युद्धे द्रुपतने पाषाणमते

યોગ્ય છે. અગ્નિ પણ એકાએક તો જલને શોષતો નથી, તેમ અગ્નિરૂપ વૈદિક માર્ગ પણ એકાએક જલરૂપ લૌકિક માર્ગનો બાધ કરતો નથી, પરન્તુ જેમ પાત્રને વિષે વ્યવહિત (રહેલું) જલ અગ્નિથી શોષાય છે, તેમ અધિકારીના આન્તર ચિત્તને વિષે રહેલો જે વાસનાત્મક લોક છે તે જ અગ્નિરૂપ વૈદિક માર્ગથી શોષાય છે લોક *પ્રવાહે કરીને નિત્ય છે, તેથી લોકનો બાહ્ય ભઙ્ગ સમ્ભવતો નથી, પરન્તુ આન્તર જ ભઙ્ગ સમ્ભવે છે. સ્વરૂપનિત્ય એવો જ વેદ છે તે પણ પ્રવાહનિત્ય એવા બાહ્ય લોકનો એકાએક બાધ કરી શકતો નથી, પરન્તુ કેવલ વાસનાત્મક આન્તર લોકનો જ બાધ કરી શકે છે, અર્થાત્ વેદરૂપ એવો જે અગ્નિ છે તે અધિકારીના ચિત્તને વિષે રહેલા આન્તર વાસનાત્મક લોકને જ શોષે છે. વૈદિક મોક્ષ જ મુખ્ય ફલ છે. શૂદ્રનું ફલ ધર્મ છે, વૈશ્યનું ફલ અર્થ છે. ક્ષત્રિયનું ફલ કામ છે, અને બ્રાહ્મણનું ફલ મોક્ષ છે. વળી જે સદ્બ્રાહ્મણ અર્થાત્ સાધુ બ્રહ્મજ્ઞાની હોય તેને વિષે જ મોક્ષ ફલીભૂત થાય છે, જે સાધુ-સત્ ક્ષત્રિય હોય તેને વિષે જ કામ ફલે છે, જે સદ્વૈશ્ય હોય તેને જ અર્થ ફલે છે અને જે સચ્છૂદ્ર હોય તેને જ ધર્મ ફલીભૂત થાય છે. વૈદિક ધર્મમાર્ગમાં જે મોક્ષ છે તે બ્રહ્માનન્દરૂપ મોક્ષ છે, અને ભક્તિ માર્ગના દૃષ્ટિ બિન્દુથી આ મોક્ષ પણ

*(૧) લૌકિક=પ્રવાહ, (૨) વૈદિક=મર્યાદા, (૩) પુષ્ટિ=ભગવત્કૃપા આ-ત્રણ માર્ગ અધિકાર, સ્વરૂપ, ક્રિયા, તથા ફલ-ઇત્યાદિની દૃષ્ટિએ પૃથક્ પૃથક્ છે-એમ શ્રીમદાચાર્યચરણે પુષ્ટિ-

मिथ्यात्वेनाऽसाध्येऽपि मोक्षे च प्रवृत्तिर्नस्यात्। प्रवर्तकत्वे दूषणान्तरमाहुः-तथा चेदिति-प्रवर्तकत्वे शब्दस्य सर्वानिष्टसाधनेऽविशेषेण प्रवर्तयेदिति न कस्यापि नरकोभवेत्। दृष्टादृष्टानिष्टदर्शनान्न प्रवर्तकत्वं शब्दस्य। मुरलीव्याख्या। उपसंहरन्ति तस्मादिति। जैमिनि र्हि कर्मतत्त्वज्ञो व्यासशिष्यः कथमपि न तद्विरुद्धं वक्तुमर्हति। परन्तु आधुनिकाः पूर्वमीमांसाया जैमिनिकृतायाः तात्पर्याऽनभिज्ञाः सन्तः क्रियापरत्वं साक्षात्परम्परया वा सर्वस्य विध्यर्थवादमन्त्रादिरूपस्य वेदस्य वदन्तो बुद्धिहीना एव। सर्वस्याऽपि वेदस्य तत्स्वरूपमात्रप्रतिपादकत्वात्। न हि कर्मणो लौकिकमेव फलम्। ज्ञानिकृतस्य तस्य वेदयानमार्गेण मुक्तिफलकत्वात्। निष्कामकृतस्याऽऽत्मानन्द साधकत्वाच्च। तस्य भगवद्रूपत्वात्सर्वसामर्थ्यवत्त्वेन फलमत उपपत्तेरिति न्यायेन च सर्वफलदातृत्वमिति ज्ञापनार्थं लौकिकमपि फलं दर्शितम्। तथा ब्रह्मज्ञानस्याऽपि य एवं वेदेत्यादौ लौकिकफलसाधकत्वोक्तेर्दृश्यमानत्वेन साम्यानुपपत्तिरित्यर्थः। भाष्यप्रदीपः-यथा ध्यानादिक्रियया भगवत्प्राकट्यं तथाऽऽधानादिक्रियाया यज्ञात्मनो भगवतःप्राकट्यमिति न क्रियागोचरकृतिवैयर्थ्यमितिभावः। वेदान्तचन्द्रिका-होमयागादिकृतिसिद्धस्य घटादेः तुल्यत्वं ज्ञापयति। तथा च ब्रह्मात्मकत्वेन सिद्धस्य घटादेर्यथा कर्तृकरण व्यापारैर्णैवाऽऽविर्भावो यथा वा सिद्धस्यैव भगवद्रूपस्याऽपि ध्यानादिभिरभिव्यक्तिस्तद्वदाधानादिक्रियादिभिरेव भगवद्रूपस्य यागहोमादेराविर्भाव इति। स्वार्थो मुख्यवृत्त्या प्रतिपाद्यो अर्थः। सिद्धरूपस्यैव धर्मस्य जैमिनेरभिप्रेतत्वम्। तस्मात् स्वाचार्यसिद्धान्तविरुद्धवादित्वेन तत्तात्पर्यानभिज्ञास्तथा वदन्तो मूर्खा एव। [ક્રિયાથી ભગવદ્રૂપયજ્ઞના સિદ્ધ અર્થના સાક્ષાત્દર્શન કરી જીવ કૃતાર્થ થાય એ જૈમિનિનો આશય છે.]

*પરાઙ્ગ છે–અર્થાત્ જે પરમાનન્દ ભજનાનન્દરૂપ પરમ ફલ છે તેનું અઙ્ગ છે. આ વૈદિક મોક્ષ ઉત્કૃષ્ટ ફલ છે તેથી જ શૂદ્ર, વૈશ્ય, તથા ક્ષત્રિય વર્ણીઓ પણ અન્તે ધર્મ, અર્થ, અને કામરૂપ પુરુષાર્થથી મોક્ષની જ આકાઙ્ક્ષા રાખે છે. શુશ્રૂષા–સેવા ધર્મ સિદ્ધ થાય એ માટે ભગવાનના ચરણકમલમાંથી શૂદ્ર પ્રથમ જન્મ પામ્યો, જેની સેવા વૃત્તિથી હરિ સન્તુષ્ટ થાય છે. દ્વિજ, ગો, અને દેવની નિષ્કપટ શુશ્રૂષા, અને યદૃચ્છાલાભથી સન્તોષ ઇત્યાદિ સેવા ધર્મથી શૂદ્ર ને મોક્ષ પ્રાપ્ત થાય છે અહીં કોઇ નિ:સમ્બોધમોક્ષવાદી સનાતન વેદધર્મના મોક્ષ વિષે શઙ્કા કરે છે કે ' સુખને અર્થે સર્વને આકાઙ્ક્ષા હોય છે, તેથી તે સ્વર્ગલોકનું સુખ જ મુખ્ય ફલ છે અને મોક્ષ તો નિસ્સમ્બોધ નિરાનન્દ છે, તેથી તેવો મોક્ષ ફલરૂપ ક્યાંથી હોઇ શકે ' ? આ શઙ્કા પણ ન કરવી, કેમ જે અહીં શ્રીમહાચાર્યચરણ અત્રોક્ત મીમાંસાભાષ્યમાંની કારિકામાં સમાધાન કરે છે કે ( ૧ ) સુખ એ જ ફલ છે, અને તે સુખની પરાકાષ્ઠા બ્રહ્માનન્દ છે. વળી, ' સત્ય, જ્ઞાન, અનન્ત બ્રહ્મ '–એ શ્રુતિથી બ્રહ્માનન્દ સચ્ચિદ્રૂપ છે, તેથી કેટલાક ઋષિઓએ સચ્ચિદ્રૂપ બ્રહ્મમાં જ સ્થિતિ કરી છે, અને ત્યાં સર્વથા દુ:ખાભાવ હોવાથી સચ્ચિદ્રૂપબ્રહ્મ ફલ છે એમ નિર્ણય કર્યો છે. આમ ' મોક્ષ નિસ્સમ્બોધ અને નિરાનન્દ છે '–એ પક્ષ અસઙ્ગત હોવાથી અત્રોક્ત બ્રહ્માનન્દરૂપ મોક્ષ જ વૈદિકધર્મનું પરમફલ છે. વળી, ( ૨ ) સકામ હીન અધિકારી ગૃહસ્થના કેટલાક આનન્દો અતિથિની માફક અનિત્ય છે, અને કેટલાક આનન્દો ગૃહસ્થની માફક સાર્વદિક છે-નિત્ય છે. આ ઉભય પ્રકારના આનન્દો વૈદિકધર્મનું જ ફલ છે, તેથી વૈદિકધર્મ મોક્ષ સાધી આપી શકે છે. આ સાધક પક્ષ મુખ્ય છે-ઉત્તમ છે ' કેટલાક ' તત્ત્વજ્ઞ મનીષિઓએ–બુદ્ધિમન્તોએ કર્મથી અમૃતત્વનો–અનન્ત ફલનો ભોગ કર્યો' આ શ્રુતિથી, તેમજ 'કર્મ કર્યાથી જ જનકાદિ ઋષિઓ સંસિદ્ધિને પ્રાપ્ત થયા''–આ સ્મૃતિથી, તથા 'મોક્ષ, કરતાં અન્ય સુખ કંઇ મુખ્ય નથી'–આ યુક્તિથી પણ એમ સિદ્ધ થાય છે કે મોક્ષ મુખ્ય ફલ છે. (૩) વળી, જે પુરુષ જ્ઞાનશૂન્ય હોઇ દેહાદિમાં દૃઢ અધ્યાસ રાખે છે તેને માટે મહાન્–પુષ્કલકર્મ કરવાનો પક્ષ છે. આથી સિદ્ધ થાય છે કે સકામ તેમજ નિષ્કામ દ્વિજોએ ફલમાં સાધનરૂપ એવો ધર્મનો વિચાર સર્વથા કર્તવ્ય છે. આમ સકામ તેમજ નિષ્કામ ઉભયે ત્રૈવર્ણિક દ્વિજો આ પૂર્વમીમાંસાના અધિકારી છે, ફલમાં સાધનરૂપ ધર્મવિચાર વિષય છે પ્રતિપાદ્યપ્રતિપાદકભાવ સમ્બન્ધ છે, અને કેવલ ત્રિવર્ગ જ નહિ, પરન્તુ મોક્ષફલનું દાન થાય એ પ્રયોજન છે આમ **અનુબન્ધ-ચતુષ્ટયનો **બોધ કરાવી જૈમિનિમુનિ નિજ પૂર્વમીમાંસાશાસ્ત્ર આવશ્યક છે–એમ બોધ કરે છે.

<u>વેદ શ્રુતિનું પ્રયોજન:</u>—(જુઓ મૂલ પૃષ્ઠ ૩૩–૪૭. શ્રુત્યર્થ નિત્ય છે. રૂપ પ્રપઞ્ચમાં આસક્ત થયલા જીવોને બન્ધ કરાવે એવી પ્રપઞ્ચાસક્તિમાંથી દૂર કરી તેમને મુક્તિદાન કરવા ભગ-

---

પ્રવાહમર્યાદા નામના ગ્રન્થમાં નિરૂપિત કર્યું છે વળી ગીતાતાત્પર્યમાં શ્રીપ્રભુચરણે તો લૌકિક પ્રવાહમાર્ગ, તથા વૈદિકમાર્ગ–આ ઉભયે માર્ગને ભક્તિમાર્ગના નિર્ણયમાં અનુપયુક્ત માન્યા છે–એ પુષ્ટિમર્મજ્ઞ વિચારકે ધ્યાનમાં રાખવું ઘટે છે.*જુઓ તૈત્તિરીય ઉપનિષદ્‌ની આનન્દવલ્લી. અક્ષરબ્રહ્મ પર્યન્ત સર્વે આનન્દોની ગણના કરી છે, પરન્તુ જેમાં ભક્તને ચતુર પરબ્રહ્મ પુરુષોત્તમની સાથે સાયુજ્ય થઇઅલૌકિક રસાત્મક સુખનું દાન થાય એવા પરમાનન્દને અગણિત કહ્યો છે. **सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ।** આ તૈત્તિરીય ફલ શ્રુતિએ કહેલું નિરવધિઆનન્દાત્મક ફલનું દાન ભક્તિ-માર્ગે જ ભગવદ્ભજનથી થઇ શકે છે **કોઇ પણ કલ્યાણકારિ દર્શનશાસ્ત્રમાં યોગ્ય અભ્યાસકોની પ્રવૃત્તિ થાય એ માટે તે શાસ્ત્રનો અધિકારી કોણ છે, તે શાસ્ત્રનો વિષય શું છે. તેનો સમ્બન્ધ શું છે, તથા તે શાસ્ત્રનું ફલ શું છે–આ ૪ અનુબન્ધનો બોધ પ્રથમથી જ કરાવવો એવો શિષ્ટાચાર આર્ય શાસ્ત્રકારોનો છે,જેથી અનુબન્ધ ચતુષ્ટયનો બોધ બાદરાયણજૈમિન્યાદિ ઋષિઓ મીમાંસાશાસ્ત્રના પ્રથમસૂત્રમાં કરાવે છે.

વાન્ પોતેજ વેદશ્રુતિ સ્વરૂપે પ્રકટ થયા છે. શ્રુતિઓ તારક છે–જીવોનો ઉદ્ધાર કરે એવો મોક્ષ માર્ગ દર્શાવે છે. દેવ–દાનવ–માનવ–એમ ત્રિવિધ જીવોએ પોતપોતીકી પ્રકૃતિ પ્રમાણે શ્રુત્યર્થનું અનેક પ્રકારે વ્યાખ્યાન કર્યું છે. આ રીતે કેટલાક મીમાંસક વાદીઓ વેદનો અર્થ કેવલ ક્રિયામાત્ર છે એમ કહે છે. ખરી રીતે તો આ મત લોકપ્રતીત છે. દૃષ્ટ ફલમાં વિશ્વાસ રાખનારા પ્રાકૃત લોકોને કોઇ પણ રીતે વેદના નિત્ય યજ્ઞાદિમાં અભિરુચિ કરાવવા માટે આ મત કહ્યો છે અને ભગવદિચ્છાને અનુસરી તે તે મહર્ષિઓ તે તે લોકપ્રતીત મતો પ્રવર્તાવે છે, અને કહે છે કે કેવલ યજ્ઞકર્મ કર્યાથી–ક્રિયામાત્ર કર્યાથી જ દૃષ્ટ તેમ જ અદૃષ્ટ એમ સર્વ પ્રકારનું ફલ સાધી શકાય છે, પરન્તુ ખરું જોતાં સાત્ત્વિકોનેજ યથાર્થ વેદાર્થ સ્ફુરે છે. એથીજ આચાર્યશ્રી બોધ કરે છે કે વેદમાં કહ્યા પ્રમાણે અનુસરવાથી મોક્ષ થાય છે, અન્યથા–વેદવિરુદ્ધ આચરણ થાય તો પુનર્જન્મ થાય છે. દુઃખાત્મક સંસારના વારંવાર જન્મમરણના ફેરાવાલા અધમમાર્ગમાં ગતિ ન થાય અને તે તે હીન ગતિથી જીવને વૈરાગ્ય સિદ્ધ થાય અને તે જીવ ઉત્તમગતિએ કોઇ પણ પ્રકારે મોક્ષ પ્રાપ્ત કરે એ ઉદ્દેશથી શ્રીમદાચાર્યચરણ અહીં મરણ પછી જીવની ત્રિવિધ ગતિ કહી છે. (૧) અર્ચિરાદિ–દેવયાન માર્ગ, (૨) ધૂમાદિ–પિતૃયાન માર્ગ, તથા (૩) તૃતીય જન્મ મરણનો માર્ગ, આ ત્રણે ગતિમાં અર્ચિરાદિ–દેવયાન પન્થે ગતિ કરવાનો માર્ગ ઉત્તમ છે. આ મોક્ષ પ્રાપ્ત કરનારા મુક્ત આત્માઓની આ દેવયાન માર્ગે ગતિ થાય છે. (જુઓ મૂલ પૃષ્ઠ ૪૪–૪૭). મરણાવસ્થા પછીના આ ગૂઢ વિષયનું રમણીય પ્રતિપાદન બ્રહ્મમીમાંસાના ફલ વિચાર નામના ચતુર્થ અધ્યાયમાં બ્રહ્મસૂત્રકાર શ્રીબાદરાયણ વ્યાસજીએ કર્યું છે. મુક્તાત્માની ગતિ કેવી થાય છે અને આતિવાહિકો અર્થાત્ દિવ્ય ભગવદીય પુરુષો તે તે અધિકારવાળા મુક્ત આત્માને અર્ચિરાદિ માર્ગે કયા કયા વચલા ધામમાંથી ભગવદ્ધામમાં લઇ જાય છે–એ વિષયનું સુન્દર વ્યાખ્યાન શ્રીપ્રભુચરણ વિઠ્ઠલેશ્વરજીએ શ્રીમદણુભાષ્યમાં કર્યું છે.(જુઓ શ્રીમદણુભાષ્યના ૪થા અધ્યાયનો ૩ જો પાદ). સહસ્ર કોટિ સંવત્સરથી આ સંસારમાં ભ્રમણ કરી રહેલા જીવો આ અર્ચિરાદિ દેવયાન માર્ગે ગમન કરે અને અન્તે ભગવદ્ધામમાં પહોંચે એ શુભ ઉદ્દેશથી શ્રુતિએ કલેશથી ભરેલા એવા દ્વિતીય ધૂમાદિમાર્ગનું તથા જેમાં વારંવાર જન્મમરણ થયા કરે એવા તૃતીય માર્ગનું નિરૂપણ કર્યું છે કે જે માર્ગની ગતિના કલેશ જોઇને જ જીવોને વૈરાગ્ય ઉત્પન્ન થાય અને તેઓ અન્તે દેવયાન માર્ગે પ્રવૃત્ત થવા શુભ કર્મો કરે. વેદના શાખાભેદોનાં સ્વરૂપ તથા અર્થ. આ વિષય સમજાવતાં શ્રીમદાચાર્યચરણ કહે છે કેઃ–"તે એક જ યજ્ઞકર્મના વેદમાં બહુ પ્રકારો છે એમ શાખાભેદ કરીને કહ્યું છે. તે સર્વેનો વિશેષ નિર્ધાર પૂર્વે મરીચ્યાદિઋષિઓ કરી શકયા. આધુનિક દ્વિજો તો તેનો પાઠ કરવાને તથા તેનો અર્થ સમજવાને પણ અશક્ત છે. તેથી દ્વાપરયુગને અન્તે ભગવાન્ હરિએ વ્યાસાવતાર ધરી એક યજ્ઞસ્વરૂપ કર્મને ચાતુર્હોત્ર વિભાગવડે વ્યસ્ત કર્યું. આમ–પૃથક્ શાખાભેદ કરીને ભગવાન્ વ્યાસે મન્દજીવો પર કૃપા કરી છે. તે તે શાખામાં તે તે ઉપનિષદ્ના પાઠનો સમાવેશ થયો છે. કર્મની માફક બ્રહ્મના વિવિધ વિષયોનું વેદના ઉપનિષદ્રૂપ શ્રુતિ વાકયો બહુ પ્રકારે ગાન કરે છે. વેદના જ્ઞાનકાણ્ડ તથા કર્મકાણ્ડ એમ ઉભયેકાણ્ડ પરસ્પર ઉપકારક છે. આથી વેદાર્થનો નિશ્ચય થવા મીમાંસાનિર્ણય આવશ્યક છે. કર્મતત્ત્વજ્ઞ જૈમિનિએ વેદના પૂર્વકાણ્ડ–કર્મકાણ્ડની મીમાંસા કરી, અને સર્વજ્ઞ વ્યાસાવતારે પોતે વેદના ઉત્તરકાણ્ડની–જ્ઞાનકાણ્ડની મીમાંસા કરી. આ ઉભયે મીમાંસાનું જ્ઞાન થયે સર્વવેદાર્થનો નિર્ણય થઇ શકે છે. જેમ વેદના પાઠ વિષેનો સન્દેહ ટાળવા લક્ષણગ્રન્થનો પ્રાતિશાખ્યાદિમાં ઉપયોગ છે, તેમ વેદના અર્થ વિષેનો નિર્ણય કરવા માટે મીમાંસાનો ઉપયોગ છે." જૈમિનિની પૂર્વમીમાંસાનું

તાત્પર્ય કેવલ ક્રિયાવાદમાં છે, અને ઈશ્વર વિના જ કેવલ કર્મથી જ દૃષ્ટાદૃષ્ટ સર્વ ફલ સાધી શકાય છે–એવો વાદ પ્રવર્તાવી પૂર્વના કેટલાક ભાષ્યકારોએ તથા ટીકાકારોએ જૈમિનિને અન્યાય કર્યો. વળી "ઉભયે શાસ્ત્ર સ્વતન્ત્ર છે તેથી જૈમિનિની કર્મમીમાંસાનું જ્ઞાન બ્રહ્મમીમાંસામાં આવશ્યક નથી"–એમ કહી બ્રહ્મસૂત્રના કેટલાક ભાષ્યકારોએ તો કર્મમાર્ગ નિરર્થક છે એમ સૂચવીને જૈમિનિઋષિને અન્યાય કર્યો. તેથી અસન્તુષ્ટ થઇ સનાતન વૈદિક ધર્મની સંરક્ષા કરવા માટે આ કર્મમાર્ગના પણ પ્રવર્તક થઈ વલ્લભ દીક્ષિત શ્રીમદાચાર્યચરણે પોતે જૈમિનિમહર્ષિના ધર્મમીમાંસાશાસ્ત્ર ઉપર તેમજ બાદરાયણાચાર્યના બ્રહ્મમીમાંસાશાસ્ત્ર ઉપર સ્વતન્ત્ર ભાષ્યો પ્રકટ કર્યા, અને તેમાં સમગ્ર વેદના ઉભયેકાણ્ડની એકવાક્યતા એક જ પુરુષોત્તમ ભગવાનને વિષે છે એમ પોતે સિદ્ધ કરી આપે છે. તેમાં પોતે કહે છે કે કર્મકાણ્ડના ૫ પ્રકારના યજ્ઞરૂપ પણ ભગવાન્ હરિ છે તથા ૬ ઠ્ઠા પ્રકારમાં જ્ઞાનકાણ્ડના બ્રહ્મરૂપ પણ શ્રીભગવાન્ હરિ છે. પૂર્વ તથા ઉત્તર એમ ઉભયે મીમાંસા એક જ વેદાર્થરૂપ ભગવાન્ હરિનું નિરૂપણ કરે છે. ( જુઓ કા. ૩૦–૩૩. પૃ. ૫૩–૫૫ ). ભગવાન્ અનન્તમૂર્તિ છે, તથી ભગવાન્‌નું અનન્તરૂપે વર્ણન કરવા વેદની શાખાઓ પણ અનન્ત થઇ છે. ( જુઓ અનુક્રમણિકા તથા મૂલ પૃષ્ઠ ૧–૫૬ સમગ્ર વેદાર્થનિર્ણય ). આ પ્રકારે સમગ્રવેદના અર્થના આધિદૈવિક રૂપનું દર્શન જ્ઞાન તથા ક્રિયા આ ઉભયે શક્તિથી વિશિષ્ટ એવા ધર્મિ પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણને વિષે થાય છે. આ વેદાર્થરૂપી પુરુષોત્તમની અનન્ત મૂર્તિ છે અને તથી વેદની શાખાઓ પણ અનન્તરૂપે તેનું વર્ણન કરે છે. આમ સર્વ વેદ ભગવદ્રૂપ હોઇ પ્રમાણ છે. જૈમિનિના તથા વ્યાસના મતમાં વિરોધ પ્રતીત થાય તો તે દૂર કરી સમગ્ર વેદાર્થનું યથાર્થ તાત્પર્ય સમજાવવા શ્રીમદાચાર્યચરણે ઉભયે મહર્ષિના મીમાંસાશાસ્ત્ર ઉપર ભાષ્યો પ્રકટ કર્યા છે, અને તેમાં પોતે સિદ્ધ કર્યું છે કે ધર્મ કંઈ કેવલ ક્રિયામાત્ર નથી. 'વેદનું તાત્પર્ય કેવલ ક્રિયા કરવામાંજ છે અને ઈશ્વરનિરપેક્ષ કર્મથી જ ફલદાન થાય છે એવો જૈમિનિનો નિરીશ્વરવાદ છે' એમ જે કેટલાક પૂર્વમીમાંસકટીકાકારો કહે છે તે યોગ્ય નથી. એથી એ લોકપ્રતીત મત સામે કેટલાક સુજ્ઞ આચાર્યો સેશ્વરમીમાંસાવાદ પ્રવર્તાવે છે. (આ વિષે જુઓ ઉપર આ ઉપોદ્ઘાતના પૃષ્ઠ ૨૪–૨૬. ) જૈમિનિ સૂત્રના દ્વિતીયાધ્યાયના, ભાવાર્થપાદના ભાષ્યમાં શ્રીવલ્લભાચાર્યજી સિદ્ધ કરે છે કેઃ-"ધર્મ તો નિત્ય સિદ્ધ અર્થ છે. યાગાદિમાં દ્રવ્યદેવતાનો સમ્બન્ધ છે. પ્રીતિહેતુથી સમર્પિત કરેલા દ્રવ્યનો સ્વીકાર દેવતા કરે છે. આમ યાગાદિ અતીન્દ્રિય છે, સ્થિર ધર્મ છે, નિત્ય સિદ્ધ છે, જેની માત્ર અભિવ્યક્તિ જ પુરુષપ્રયત્નથી થતી ક્રિયાવડે થઇ શકે છે." અર્થવાદાદિ સહિત સમગ્રવેદ ધર્મમાં પ્રમાણ છે. સ્મૃતિઓ પણ ધર્મમાં પ્રમાણ છે. <u>સ્મૃતિનિર્ણયઃ</u>–આ વિષે આચાર્યશ્રી કહે છે કે ઋષિઓએ પૂર્વચરિતનું–પૂર્વાચારનું સ્મરણ કરીને જ ધર્મશાસ્ત્રાદિ ગ્રન્થો પ્રકટ કર્યા તેને સ્મૃતિ કહે છે. વેદાચારના વિભેદને લીધે ઋષિઓએ આવી બહુવિધ–બહુ પ્રકારની સ્મૃતિઓનું કથન કર્યું છે. નિત્યાનુમેય વેદનું સ્મરણ કરીને તેમજ પૂર્વકલ્પના આચાર, લોક વ્યવહાર, દેશાચાર, ન્યાય–નીતિશાસ્ત્ર, તથા પુરાવિદાની–પૂર્વના ઇતિહાસ જાણનારા ઋષિઓની યુક્તિનું સ્મરણ કરીને ઋષિઓએ આ સ્મૃતિઓ પ્રકટ કરી છે. પ્રત્યક્ષ વેદ આ સ્મૃતિઓનું મૂલ હોય એમ સમજી શકાતું નથી, પરન્તુ નિત્યાનુમેય *વેદ જ આ સ્મૃતિનું મૂલ છે. શ્રુતિ તથા સ્મૃતિ ઉભયે ધર્મનાં નેત્ર છે. કેટલીક સ્મૃતિનું મૂલ આચાર છે–એમ પૂર્વમીમાંસાના વૈસર્જનાધિકરણથી જાણી શકાય છે. યોગબલે ઋષિઓને જે નિત્યાનુમેય વેદનું સ્મરણ થયું અને તે પછી જે ધર્મ તેમણે સ્મૃતિમાં કહ્યો છે તે ધર્મ અવશ્ય કર્તવ્ય છે. આમ ધર્મોપયોગિ સ્મૃતિનું મૂલ નિત્યાનુમેય વેદ છે. શ્રુતિ કરતાં સ્મૃતિ દ્વયન્તરિત છે–અર્થાત્ અનુભવ તથા અર્થ–આ બન્નેથી સ્મૃતિ ગુંથાયલી છે. અર્થાત્

ધર્માદિ વિષયવાળી સ્મૃતિમાં તે તે ઋષિને તેવો તેવો અનુભવ તથા તેવો તેવો અર્થ યોગબલને લીધે નિત્યાનુમેય વેદનું સ્મરણ થવાથી સ્ફુર્યો તથા તે તે ઋષિએ સ્મૃતિગ્રન્થોમાં તે વેદાર્થ પ્રકટ કર્યો—એમ અનુભવાનુમાન તથા અર્થાનુમાન-બે અનુમાન સ્મૃતિમાં થઈ શકે છે. સ્મૃતિમાં કહેલો અર્થ પણ ધર્મમાં પ્રમાણ છે, કેમકે યોગબલે નિત્યાનુમેય વેદાનુસારે તે અર્થ તે ઋષિને સ્મરણગોચર થયો છે આ સ્મૃતિઓનું મૂલ (જેમ કેટલાક ગુરુ-પ્રાભાકરાદિ મતવાલા માને છે તેમ) ઉત્સન્નશાખા નથી, તેમજ પ્રચ્છન્નશાખા નથી, તેમજ વિપ્રકીર્ણશાખા પણ નથી, પરન્તુ નિત્યાનુમેય વેદ જ ધર્મોપયોગિ સ્મૃતિનું મૂલ છે-એવો નિર્ણય જે શ્રીમદાચાર્યચરણે અહીં સ્થાપિત કર્યો છે તે નિર્ણય જ સુયોગ્ય સિદ્ધાન્ત છે-એમ શ્રીપુરુષોત્તમજીએ આવરણભઙ્ગમાં મનનીય વિવેચન કર્યું છે. *(જુઓ કા ૩૩-૩૪ નો આવરણભઙ્ગ તથા અહીં પૃષ્ઠ ૫૭-૬૦ તથા તેનાં ટિપ્પણો.)

<u>સ્મૃતિઓનું પ્રયોજન તથા મૂલ</u>:—વૈદિકધર્મને આવશ્યક પોષણ આપે એવા જે સ્વાધ્યાય-અધ્યયન, યાગ, તપશ્ચર્યા, તથા બ્રહ્મવિચાર-ઇત્યાદિ જે ધર્મો છે તે તે તે બ્રહ્મચર્યાદિ આશ્રમથી જ સાધી શકાય છે; જેમકે (૧) સ્વાધ્યાયનું અધ્યયન-એ બ્રહ્મચર્યાશ્રમનો ધર્મ છે; (૨) યાગ-એ ગૃહસ્થાશ્રમનો ધર્મ છે; (૩) તપશ્ચર્યા-એ વાનપ્રસ્થાશ્રમનો ધર્મ છે; (૪) બ્રહ્મવિચાર-એ સંન્યાસાશ્રમનો ધર્મ છે. આ ચારે ધર્મો તે તે બ્રહ્મચર્યાદિ આશ્રમનું જ યથાયોગ્ય અનન્ય પાલન કર્યાથી જ સાધી શકાય છે. હવે વૈદિક ધર્મમાં ઉપયોગિ એવા આ સ્વાધ્યાયાધ્યયન, યાગ, તપ, તથા બ્રહ્મવિચાર ઇત્યાદિ ધર્મોનું તથા તેમને સાધી આપે એવા તે તે આશ્રમોનું નિરૂપણ સ્મૃતિઓ જ કરે છે. તેથી સ્મૃતિઓ વૈદિકધર્મને પોષણ આપે છે. આમ વૈદિકધર્મને પોષણ આપવું એ જ સ્મૃતિઓનું પ્રયોજન છે. (જુઓ આવરણભઙ્ગ). (૧) ગર્ભાધાનાદિ સંસ્કારો, (૨) સન્ધ્યોપાસનાદિકર્મ, (૩) નિત્યશ્રાદ્ધાદિકર્મ, (૪) *પાકયજ્ઞ, વૈશ્વદેવાદિક તથા યાવન્માત્ર ગૃહ્યોક્તકર્મ, તથા (૫) પાતકાદિના પ્રાયશ્ચિત્ત, તેમજ કર્મવિપાક-આ ૫ પ્રકારના કર્મનું મૂલ ખરેખર નિત્યાનુમેયવેદ જ છે; કારણકે આ ધાર્મિક કર્મો વિશુદ્ધિજનક હોઈ કર્માધિકાર સમ્પાદિત કરી આપે છે, અને ફલમાં પ્રતિબન્ધ થતો અટકાવે છે, અને એ રીતે ધર્મમાં ઉપયોગિ છે. (જુઓ આવરણભઙ્ગ; પાકયજ્ઞાદિના વિવેચન માટે જુઓ પૃષ્ઠ ૬૦-૬૧-૬૨ તથા ટિપ્પણો). લોકવ્યવહારમાં માનવ દિ ધર્મસ્મૃતિના ગ્રન્થો પ્રમાણ છે. સ્મૃતિપ્રોક્ત ન્યાયથી વ્યવહાર સિદ્ધ થાય છે. આ વ્યવહારને અનુસરવાથી લોકમાં આ-જીવિકાવૃત્તિ પ્રાપ્ત થાય છે. સ્મૃતિમાં કહેલા આચારને અનુસરવાથી લોકમાં યથાર્થ નિર્વાહ થઈ શકે છે. *ગર્ભાધાનાદિ સંસ્કાર, સન્ધ્યોપાસનાદિ, નિત્યશ્રાદ્ધાદિકકર્મ, પાકયજ્ઞાદિ, તથા પ્રાયશ્ચિત્ત—આ ૫ પ્રકારના કર્મનો સંગ્રહ નિત્યાનુમેયવેદ જેનું મૂલ છે એવા સ્મૃતિગ્રન્થોમાં કર્યો છે. પ્રત્યક્ષવેદ આ સ્માર્ત ધર્મનું મૂલ છે જ નહિ. વૈદિક ધર્મનું પોષણ કરવું એ જ સ્મૃતિનું પ્રયોજન છે. વૈદિક ધર્મ દેહસ્થાનીય છે, સ્માર્ત ધર્મ ગૃહસ્થાનીય છે. શ્રૌત તથા સ્માર્ત-આ ઉભયે ધર્મના સમવાયથી-ઉભયે ધર્મને એકીકૃત કરવાથી ધર્મ પુષ્ટ થાય છે. સ્વાધ્યાયનું અધ્યયન, યાગ, તપ, તથા બ્રહ્મવિચાર-ઇત્યાદિ જે આ શ્રુત્યુક્ત ધર્મો છે તે ધર્મોનું સેવન યથાક્રમે તે તે બ્રહ્મચર્યાદિ આશ્રમનું પાલન કર્યાથી જ સાધી શકાય છે. હવે આ આશ્રમ ધર્મોનું નિરૂપણ સ્મૃતિઓ જ કરે છે. પ્રત્યક્ષ (હમણા દૃષ્ટિગોચર થતો) વેદવિભાગ કંઇ આ ધર્મોનું નિરૂપણ કરતો નથી. છતાં પણ નિત્યાનુમેય વેદને અનુસરી સ્મૃતિઓ તે તે આશ્રમોનું તથા તે તે આશ્રમના ધર્મોનું નિરૂપણ કરે છે, જેથી સ્મૃતિ વૈદિક *ધર્મનું પોષણ કરે છે. જેમ દેહને ગૃહાદિ પુષ્ટ કરે છે, તેમ વૈદિક ધર્મને આ સ્મૃતિઓ પુષ્ટ કરે છે. (જુઓ પૃ. ૫૫-૬૨) પુરાણ-પૌરાણાચાર પણ કેટલીક વ્રતતીર્થાદિક કામ્ય કર્મનું નિરૂપણ કરનારી સ્મૃતિઓનું મૂલ

છે. પૂર્વના સદાચારથી જ-પૌરાણાચારથી જ આ શુદ્ધિજનક સ્મૃતિઓ નિત્યકર્મના અઙ્ગ તરીકે પ્રકટ થઇ છે. વેદમાં અધિકાર ન હોય એવા સર્વે લોકોને માટે વ્રતતીર્થાદિક નિત્ય છે તેથી એ સ્મૃતિનું મૂલ પુરાણ છે. વળી, *લોકપ્રવૃત્તિ કરાવે એવા લોકાચાર પણ કેટલીક સ્મૃતિનું મૂલ છે. આ લોકાચારમૂલ ઉપરથી પ્રકટ થયલી સ્મૃતિમાં ષડ્ગવાદિ (ખેતી) નું, પ્રાપ્ત થયલી મીલ્કતના દાયભાગાદિનું, તથા (દાન) પ્રતિગ્રહાદિનું તથા આપત્તિમાં પણ ધર્મરક્ષણ કેમ કરવું તેનું નિરૂપણ કર્યું છે. આ સ્મૃત્યુક્ત રીતિએ જ આ સર્વ લોક વ્યવહારમાં *ધાર્મિક જીવન કેમ વ્યતીત કરવું તેનો નિર્ણય થઇ શકે છે. પુરાવિદો-પૂર્વનો ઇતિહાસ જાણનારા ઋષિઓએ નીતિમૂલક સ્મૃતિનો વિચાર કર્યો છે. (જુઓ મૂલ પૃષ્ઠ ૬૨-૬૪; ૬૪-૬૮; ૬૮-૭૬). આ સ્મૃતિઓનું શુદ્ધિસ્વરૂપ વિચારતાં શ્રીમહાચાર્યચરણ બે *પ્રકારના મત આપે છે. (૧) કેટલાકો શુદ્ધિને સંસ્કારથી પૃથક્ પદાર્થાન્તર માને છે; જ્યારે, બીજા (૨) કોઈના મત પ્રમાણે શુદ્ધિ સંસ્કાર છે. દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર, તથા કર્મના ભેદથી ૬ પ્રકારની શુદ્ધિ છે. આ શુદ્ધિ શ્રૌત અર્થમાં ઉપયોગિ છે, કારણ કે દેશકાલાદિ ૬ શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાય, પરન્તુ જો તેઓ શુદ્ધ ન હોય તો અધર્મ થાય છે. <u>કલ્પસૂત્રોનું પ્રામાણ્ય:</u>—(જુઓ પૃષ્ઠ ૬૮-૭૨). કલ્પસૂત્રોને વિષે અર્થત: વેદત્વ છે, તથા કર્તૃત: સ્મૃતિત્વ છે. કલ્પસૂત્રો વેદાઙ્ગ છે કારણ કે કલ્પસૂત્રોમાં વેદનું યથાર્થ દર્શન કરનારા ઋષિઓએ સંકલિત કરીને શ્રૌતયજ્ઞાદિ ધર્મનું વર્ણન કર્યું છે. ગૃહ્યોક્ત ધર્મો શ્રૌત નથી. <u>**સર્વાધાનવિધિ</u>- <u>+અર્ધાધાનવિધિ</u> માટે જુઓ પૃષ્ઠ ૭૧-૭૩. શ્રૌતકર્મ બલિષ્ઠ છે તેથી શ્રૌત તથા સ્માર્ત-આ ઉભયે કર્મ જો એકે સમયે કરવાં પ્રાપ્ત થાય તો (૧) મુખ્ય કાલમાં શ્રૌત કર્મ જ કર્તવ્ય છે, પરન્તુ સ્માર્તકર્મ કર્તવ્ય નથી. (૨) અથવા તો પછીથી ગૌણકાલે સ્માર્ત કર્મ કરવું-એમ કેટલાકોનો મત છે. માત્ર સ્માર્તકર્મ કર્યાથી તો બ્રાહ્મણને

---

*ધર્મશાસ્ત્રના ગ્રન્થોનાં જેમકે મનુસ્મૃતિમાં-માનવધર્મશાસ્ત્રમાં તેમજ યાજ્ઞવલ્કયાદિ મુનિઓના સ્મૃતિગ્રન્થોમાં ભારત વર્ષના સનાતન સ્માર્તધર્મનો સઙ્ગ્રહ કર્યો છે. આ મનુસ્મૃતિનું કથન ભૃગુએ કર્યું છે, તેમ યાજ્ઞવલ્કયમુનિની સ્મૃતિનું કથન તેમના કોઇ શિષ્યે કર્યું છે. તેમાં પ્રથમાધ્યાયના ૭ ૮ શ્લોકમાં ધર્મના મૂલ હેતુઓ જણાવતાં કહ્યું છે:—

*श्रुतिः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः।सम्यक्संकल्पजः कामो धर्ममूलमिदं स्मृतम्।
इज्याचारदमाहिंसादानस्वाध्यायकर्मणाम्। अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्॥

શ્રુતિ-વેદ,સ્મૃતિ-ધર્મશાસ્ત્ર,સદાચાર,સાધુશિષ્ટોનો આચાર,સ્વ-પોતીકું પ્રિય. આત્માનું પ્રિય, શાસ્ત્રથી અવિરુદ્ધ કામ-આ સર્વે ધર્મનું જ્ઞાપન કરે એવા પ્રમાણરૂપ મૂલ હેતુઓ છે. એમાં વિરોધ આવે તો પછી પછીના કરતાં પૂર્વે પૂર્વે કહેલા મૂલ ધર્મ હેતુ પ્રમાણમાં અધિકબલવત્તર ગણાય છે. અર્થાત્ સર્વથા પ્રથમ મૂર્ધન્ય સ્થાને ગણાવેલી શ્રુતિનું પ્રામાણ્ય સર્વતોઅધિક છે. ઇજ્યા, આચાર, દમ, અહિંસા, દાન, તથા સ્વાધ્યાયાદિ કર્મોનો આજ એક પરમ ધર્મસિદ્ધ થાય છે, અને તે એ છે કે યોગથી આત્મદર્શન કરવું-અર્થાત્ બાહ્યચિત્તવૃત્તિનો નિરોધ કરીને આત્માનું-પરમાત્માનું-પરબ્રહ્મ પુરુષોત્તમનું સાક્ષાત્ યથાર્થ દર્શન કરવું. આમ યોગથી આત્મદર્શન કરવામાં દેશાદિ વિષેના નિયમ નથી. જ્યાં ચિત્તથી એકાગ્રતા થાય ત્યાં કોઇ પણ પ્રકારના વિક્ષેપ વિના આ દર્શન થાય છે.

*આ શુદ્ધિના વિષયમાં દશદિગન્ત વિજયિ શ્રી ગોસ્વામિ શ્રીપુરુષોત્તમજી આવરણભઙ્ગની ટીકામાં દેવલ-હેમાદ્રિના ભિન્ન ભિન્ન મતનો ઉપન્યાસ કરે છે તે મનનીય છે. (જુઓ મૂલ પૃષ્ઠ ૬૫-૬૭)

**सर्वाधानं तयोरैक्यकृतिः पूर्वयुगाश्रया। +अर्धाधानं स्मृतं श्रौतस्मार्ताग्न्योस्तु पृथक्कृतिः।

બ્રહ્મનો આભાસ જ પ્રાપ્ત થાય છે, તથા ફલ પણ તેવું સ્વર્ગાભાસાદિ જ થાય છે; જ્યારે કેવલ શ્રૌતકર્મ કર્યાથી અખિલ મુખ્ય ફલ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે દીક્ષિત પૂર્વમીમાંસા ભાષ્યકાર શ્રીવલ્લભાચાર્યજીને શ્રૌતકર્મને વિષે કેવો દુરાગ્રહ છે એ સુજ્ઞ વિચારક જોઈ શકશે. શ્રૌતકર્મને પોષણ આપવું-એજ સ્મૃતિધર્મનું પ્રયોજન છે. જ્ઞાનોપયોગિ સ્મૃતિનો વિચાર:—(જુઓ પૃષ્ઠ ૭૩-૭૬). સ્માર્ત બ્રહ્મપ્રકરણ કલ્પસૂત્ર જેવું છે. તે ચતુર્થ સંન્યાસાશ્રમના આચાર કહે છે. એનું મૂલ પુરાણો છે. સ્માર્ત (સ્મૃતિપ્રોક્ત) બ્રહ્મજ્ઞાન સર્વસાધારણ છે. તથાપિ સાક્ષાત્ ઉપનિષજ્ જ્ઞાન-વેદશ્રુતિજ્ઞાન જેમ સ્વતન્ત્ર ફલ સાધી શકે છે તેમ કંઈ આ સ્માર્ત બ્રહ્મજ્ઞાનથી સ્વતન્ત્ર ફલ સાધી શકાતું નથી, પરન્તુ ઉપનિષદ્ જ્ઞાન પ્રાપ્ત થવામાં આ સ્માર્ત બ્રહ્મજ્ઞાન ઉપકારક છે. <u>સ્માર્ત પ્રમેયનો નિર્ણય:</u>-સ્મૃતિની બલવત્તા વર્ણાશ્રમ ધર્મને વિષે જ છે. વર્ણ ધર્મ, આશ્રમ ધર્મ, વર્ણાશ્રમ ધર્મ, ગુણ ધર્મ, નિમિત્ત ધર્મ, તથા સાધારણ ધર્મ-આ ૬ ***પ્રકારના સ્માર્ત ધર્મનું નિરૂપણ કરવામાં સ્મૃતિ બલવત્તર છે. આ ષડ્વિધ સ્માર્તધર્મ પણ શ્રૌતધર્મને ઉપકારક છે. (જુઓ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં મિતાક્ષરાકારનો ઉપોદ્‌ઘાત).

<u>પુરાણનિર્ણય:</u>-पुराणम्-पुराभवः वेदः। सृष्ट्यादिप्रतिपादको ग्रन्थः। यथा शतपथब्राह्मणे। (१४-६-१०-६) "ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः। सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानि॥" तथा च बृहदारण्यकोपनिषदि। "अस्य महतो भूतस्य निःश्वसितमेतद् यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणम्॥" "इदं वा अग्रे नैव किञ्चिदासीदित्यादिकं जगतः प्रागवस्थामुपक्रम्य सर्गप्रतिपादकं वाक्यजातं पुराणम्" इति ऋग्वेदोपोद्‌घाते॥

ઇત્યાદિ પ્રમાણોથી પુરાણને વિષે વેદાતિદેશ સિદ્ધ થાય છે, પુરાણ-પુરાતન સમયે જે વિદ્યમાન છે એવો વેદ. જેમકે:—જગતના સૃષ્ટયાદિનું પ્રતિપાદન કરે એવો જે ગ્રન્થ તે પુરાણ છે. આ પુરાણ પઞ્ચમ વેદ છે. જેમકે શતપથબ્રાહ્મણ (૧૪-૬-૧૦-૬) માં ઇતિહાસ તથા પુરાણની ગણના ઋગ્વેદ, યજુર્વેદ-ઇત્યાદિ વેદ સાથે કરી છે. તેમજ વળી, બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ઇતિહાસને તથા પુરાણને પણ વેદ સમાન ભગવાનના નિઃશ્વાસરૂપે વર્ણવ્યા છે. જેમકે, "આ જે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાઙ્ગિરસ, ઇતિહાસ તથા પુરાણ છે તે આ મહા ભૂત-પરબ્રહ્મના નિઃશ્વાસ છે." વળી, સાયણાચાર્યે ઋગ્વેદના ઉપોદ્‌ઘાતમાં પુરાણનું વ્યાખ્યાન આ પ્રકારે કર્યું છે:-પૂર્વે આ જગત્ કંઈજ ન હતું.

***अत्र च धर्मशब्दः षड्विधस्मार्तधर्मविषयः। तद्यथा वर्णधर्म आश्रमधर्मो वर्णाश्रमधर्मो गुणधर्मो निमित्तधर्मः साधारणधर्मश्चेति। याज्ञ० मिताक्षरा। (જુઓ મનુ, યાજ્ઞવલ્ક્ય, વિષ્ણુ, ગૌતમ-ઇત્યાદિની સ્મૃતિઓ.) (૧) વર્ણ ધર્મ, જેમકે 'બ્રાહ્મણે નિત્ય મદ્યનું વર્જન કરવું'. (૨) આશ્રમ ધર્મ, જેમકે અગ્નીન્ધન-ભૈક્ષચર્યાદિ. (૩) વર્ણાશ્રમ ધર્મ, જેમકે બ્રાહ્મણને માટે પાલાશદણ્ડ છે' ઇત્યાદિ. (૪) ગુણ ધર્મ, જેમકે, 'શાસ્ત્રીયાભિષેકાદિ ગુણ યુક્ત રાજાએ પ્રજાના પરિપાલનાદિ કરવા. (૫) નિમિત્ત ધર્મ, જેમકે વિહિત કર્મ ન કર્યાથી તથા પ્રતિષિદ્ધ કર્મનું સેવન કર્યાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. (૬) સાધારણ ધર્મ, જેમકે 'કોઈએ પ્રાણિહિંસા કરવી નહિ.' આ ૬ પ્રકારનો સ્માર્ત ધર્મ ચાણ્ડાલપર્યન્ત સર્વને માટે સાધારણ ધર્મ છે. આમ શ્રુતિપોષક સ્માર્તધર્મ સર્વસાધારણ હોવાથી સાર્વજનિક છે અને સર્વ સનાતનધર્માભિમાનિ જનતા તેનું હમણાં પણ યથાશક્તિ સેવન કરી રહી છે. શ્રુતિ-સ્મૃતિ-પુરાણ આ સર્વે ધર્મ સાથે છે.

દ્યુલોક–આકાશ પણ ન હતું–ઇત્યાદિક જે જગત્‌ની પ્રાગવસ્થા શ્રુતિએ ઉપદેશી છે તેનો ઉપક્રમ કરીને જગતના સર્ગાદિનું પ્રતિપાદન કરે એવો જે ગ્રન્થ તે પુરાણ છે." પુરાણ પ્રવૃત્તિ વિષે કહ્યું છે:—

**शृणु वत्स प्रवक्ष्यामि पुराणानां समुच्चये। यस्मिन् ज्ञाते भवेज्ज्ञातं वाङ्मयं सचराचरम्॥**
**पुराणमेकमेवासीत् सर्वकल्पेषु मानद। चतुर्वर्गस्य बीजं च शतकोटिप्रविस्तरम्॥**
**कालेनाग्रहणं दृष्ट्वा पुराणस्य महामतिः। हरिर्व्यासरूपेण जायते च युगेयुगे॥**
**चतुर्लक्षप्रमाणेन द्वापरे द्वापरे सदा। तदष्टादशधा कृत्वा भूर्लोके निर्दिशत्यपि॥**
**अद्यापि देवलोके तु शतकोटिप्रविस्तरम्। अस्त्येव तस्य सारस्तु चतुर्लक्षेण वर्ण्यते॥**
**प्रवृत्तिः सर्वशास्त्राणां पुराणादभवत्ततः॥ [श्रीनारदीयपुराण ९२ अध्याय।** જુઓ અગ્રે પૃષ્ઠ ૮૫, ૮૬–૯૨ થી ૧૫૧. **પુરાણનિર્ણય.]** **પુરાણોનું વિસ્તૃત સાહિત્ય:**–પુરાણ સાહિત્ય પૂર્વે શતકોટિ વિસ્તૃત હતું, અદ્યાપિ દેવલોકમાં એ **વિસ્તૃત પુરાણ સાહિત્ય** વિરાજે છે. પરન્તુ **કાલબલે કલિકાલના લોકો એ વિસ્તૃત પુરાણ ગ્રન્થના અર્થનું** ગ્રહણ કરવા **અશક્ત** થયા છે–એમ જ્યારે **ભગવાન્ હરિ** જુએ છે, ત્યારે **ભગવાન્ પોતે મહામતિમાન્ વ્યાસરૂપે દ્વાપર યુગના અન્તે પ્રકટ** થાય છે અને તે **શતકોટિ વિસ્તૃત પુરાણ ગ્રન્થનો સાર** માત્ર **૧૮ પુરાણમાં ચતુર્લક્ષશ્લોકમાં** વર્ણવે છે. આ પ્રકારે **શ્રીનારદીય પુરાણના ૯૨** મા અધ્યાયમાં બ્રહ્માજીએ કહ્યું છે, **"પુરાણ"-*શબ્દની વ્યાખ્યા** આ પ્રકારે છે, જેમકે,—**( १ ) पुरा भवमिति पुराणम्। ( २ ) पुरा*नीयते इति वा।** (૧) **પૂર્વે** વિદ્યમાન હોય તે **પુરાણ;** અથવા (૨) જેનું **અસ્તિત્વ પુરાતન** સમય પર્યંત લઇ જઇ શકાય તે **પુરાણ. પુરાણ** એટલે વ્યાસાદિપ્રણીત વેદાર્થવર્ણિત પઞ્ચલક્ષણાન્વિત શાસ્ત્ર. અર્થાત્ વ્યાસાદિએ જેનું પ્રણયન કર્યું છે, વેદાર્થનું જેમાં વર્ણન થયું છે, તથા જે નીચે કહેલા **સર્ગાદિ ૫** લક્ષણથી યુક્ત છે–એવું જે શાસ્ત્ર છે તેને **પુરાણશાસ્ત્ર** સમજવું. જેમકે, (જુઓ મૂલ પૃષ્ઠ ૮૬–૯૨ માં **પુરાણ** ગ્રન્થોનું **વિવેચન.** ભાગ. ૨-૧૦ ૧; ૧૨-૭-૯-૧૦)

**सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च। वंशानुचरितं विप्र पुराणं पञ्चलक्षणम्।**
**सृष्टिश्चापि विसृष्टिश्च स्थितिस्तेषां च पालनम्। कर्मणां वासना वार्ता मनूनां च क्रमेण च॥**
**वर्णनं प्रलयानां च मोक्षस्य च निरूपणम्। उत्कीर्तनं हरेरेव देवानां च पृथक् पृथक्॥**
**दशाधिकं लक्षण च महतां परिकीर्तितम्। संख्यानं च पुराणानां निबोध कथयामि ते॥**

અર્થાત્ (૧) **સર્ગ,** (૨) **પ્રતિસર્ગ,** (૩) **વંશ,** (૪) **મન્વન્તર,** તથા (૫) **વંશાનુચરિત**– આ **૫ લક્ષણો,** હે વિપ્ર, **પુરાણને** વિષે હોય છે. વળી, પણ્ડિતો આ **૫** લક્ષણ તો **ઉપપુરાણને** વિષે છે એમ કહે છે. માટે હું તને **મહાપુરાણનાં લક્ષણ** કહું છું :—(૧) **સૃષ્ટિ,** (૨) **વિસૃષ્ટિ,** (૩) **સ્થિતિ,** (૪) તે જગતના જીવોનું **પાલન,** (૫) **કર્મની વાસના,** (૬) **મનુઓની વાર્તા,** (૭) **પ્રલયોનું વર્ણન,** (૮) **મોક્ષનું** નિરૂપણ, (૯) **હરિનું જ ઉત્કીર્તન,** (૧૦) **દેવોનું** પૃથક્ પૃથક્ **ઉત્કીર્તન**–આ દશ **અધિકલક્ષણ મહાપુરાણોના** વિષે ગવાયલા છે. ( જુઓ પૃષ્ઠ. ૯૦ )

---

**(३) *पुराणं कस्मात् पुरा नवं भवति। ( न वर्तमानकाले ) (यास्क. नि. ३–२४)** (૩) પુરા–પુરાતન સમયે નવું–વર્તમાન સમયે નહિ. આમ **નિરુક્તમાં યાસ્કાચાર્યે** જે નિરુક્તિ કરી છે તે **પુરાણ શબ્દની છે,** નહિ કે તેમણે **પુરાણગ્રન્થની** વ્યુત્પત્તિ કરી છે, કેવલ **પુરાણ શબ્દ** ઉપર, નહિ કે **પુરાણગ્રન્થ** ઉપર **દુર્ગાચાર્ય** કહે છે કે વર્તમાન કાલમાં ખરેખર **પુરાણ** શબ્દનો અર્થ **પ્રાચીન** જ થાય છે. આ સાથે ઉપરોક્ત ૧–૨ અર્થો જે પુરાણગ્રન્થોનું પ્રાચીન આસ્તિકતાભર્યું સનાતન વેદાર્થોપબૃંહક ગૌરવ સાચવે છે તેજ સનાતન આસ્તિકોને માન્ય છે. **પુરાણગ્રન્થો વેદાર્થનું** ઉપબૃંહણ કરતા હોઇ સર્વમાન્ય છે.

<u>પુરાણોની સર્વોપયોગિતા</u>:–(પૃષ્ઠ ૭૬–૧૫૩) **વેદની** માફક **પુરાણ પૂર્વસિદ્ધ છે, સર્વોપયોગિ છે,** **ધર્મ**માત્રમાં **પુરાણોનો** ઉપયોગ છે. પુરાણો તો **સર્વોપકરણ** જેવા છે. **શ્રૌતધર્મ દેહસ્થાને** છે, **સ્માર્ત**ધર્મ **ગૃહસ્થાને છે,** જ્યારે **પુરાણધર્મ** તો ઉપકરણસ્થાને છે. અર્થાત્ **પુરાણ શ્રૌતસ્માર્ત-ધર્મને ઉપકારક છે. પુરાણો મહોદાર** થઇ **સર્વોદ્ધારક** છે. **સૃષ્ટિપદાર્થનું** યથાર્થ **સ્વરૂપ પુરાણથી** જ જણાય છે પુરાણને **ધર્મનું** હૃદય કહ્યું છે. **પુરાણો વેદાર્થનું** ઉપબૃંહણ (વિપુલીકરણ) કરે છે. પુરાણોને વિષે **વૈદિક અર્થ** હોવાથી તેમજ **પઞ્ચરાત્રવત્** સ્વતન્ત્રતા ન હોવાથી કલિયુગના લોકોને મોક્ષાર્થે **પઞ્ચરાત્રાદિ** આગમશાસ્ત્ર કરતાં પણ **ભાગવતાદિ**પુરાણોમાં જ આસ્થા પુષ્કલ છે. **વેદાર્થ**ને વિષે થતા **સન્દેહનુંનિવારણ** કરતા હોવાથી **પુરાણો તો મીમાંસા** સમાન ઉપયોગિ છે (જુઓ **અનુક્રમણિકા**.પૃષ્ઠ.૬–૯)

**પૌરાણિક મુક્તિ વ્યવસ્થા**:–યથાર્થ મોક્ષ પ્રાપ્તિમાં **તામસ** જીવોને **વિલમ્બ** થાય, **રાજસો**ને તેથા **ન્યૂન વિલમ્બ** થાય **અને સાત્ત્વિકોને વિલમ્બ ન** થાય. આમ **હીનાવસ્થાનો પરિત્યાગ** થયે **ઉત્તરોત્તર ક્રમમુક્તિરૂપ ફલ સર્વત્ર** પુરાણમાં કહ્યું છે. તે તે તામસ, રાજસ, તથા સાત્ત્વિક–એમ તે તે ત્રિવિધ પુરાણો ક્રમે ક્રમે તે તે પ્રકૃતિના જીવને તામસ, રાજસાદિ **હીન અવસ્થાનો પરિત્યાગ** કરાવી **સાત્ત્વિક** કરે છે, અને **અન્તે** તેને **નૈર્ગુણ્ય** સમ્પાદિત કરાવી તેને **ક્રમમુક્તિનું** દાન કરે છે. તે તે તામસ રાજસાદિ કોટીનો જીવ તે તે પુરાણદ્વારા ઉત્તરોત્તર સદ્ધર્માચરણ કરી દુષ્ટ પ્રાકૃત મટી **નિર્ગુણ** થાય છે. એમ તેને **પરમ્પરાથી મુક્તિફલદાન** થાય છે. કામ, ક્રોધ, ભય, સ્નેહાદિ કોઇ પણ **પ્રકારે** જીવને **સર્વથા ભગવત્સમ્બન્ધ** થાય એજ મોક્ષમાં પરમ **સાધન** છે. **તેથી** જીવ પોતે ગમે **તેવો દુષ્ટ** વા **હીન** હોય તો પણ તેણે **અનન્યતાથી** ભગવત્સમ્બન્ધિ થઇ ભગવત્કૃપાનું **અવલમ્બન** કરવું **જેથી** તેનો **સત્વર ઉદ્ધાર** થાય છે. આમ **પુરાણો** ભક્તિમાર્ગીય **મહોદાર** દૃષ્ટિબિન્દુ સૂચવે છે.

(પૃષ્ઠ ૧૫૩–૧૭૨) ષડ્વેદાઙ્ગો તથા તદન્તર્ગત **પ્રાતિશાખ્યો** તથા **અનિરુક્ત્યાદિલક્ષણગ્રન્થો** ત્રિવિધ **વેદરક્ષા** કરે છે. **આયુર્વેદાદિ ૪ ઉપવેદો દેહરક્ષા** કરે છે. **અર્થ**શાસ્ત્ર, **કામ**શાસ્ત્ર, તથા **રસશાસ્ત્રાદિ પણ ધર્માર્થે** ઉપયોગિ થાય તો **સાર્થક** છે. જીવો લૌકિક સંસારમાં ફસાઇ કલેશ પામે એ માટે કંઇ તે તે ઋષિએ તે તે કામશાસ્ત્ર-રસશાસ્ત્રાદિ પ્રકટ કર્યાં નથી. પરન્તુ જીવો **જિતેન્દ્રિય** થઇ ભગવત્**સેવાશૃઙ્ગારાદિ**માં તથા ભાગવતપ્રોક્ત ભગવત્**કથારસમાં અલૌકિક ભગવદ્રસનું** પાન કરે એ માટે જ તે તે **ભરતવાત્સ્યાયનાદિ** ઋષિઓએ **નાટ્યકામશાસ્ત્રાદિ રસશાસ્ત્ર** પ્રકટ કર્યાં છે. **અભ્યાસકને** પાઠનૈપુણ્ય તથા **કર્તાને** ધર્મજનક કીર્તિપ્રાપ્ત **થતી** હોવાથી **કાવ્યશાસ્ત્ર ફલાંશમાં** જ ઉપયોગિ છે; **આદ્યકાવ્ય વાલ્મીકિ રામાયણ સર્વને ભગવદ્ભક્તિજનક** છે તેથી એનું **સંસેવન** કરવું ઘટે છે. એના **અવિરોધે** જ **અન્ય** રામાયણો પ્રમાણ છે. **રામાયણનું** અનન્ત સાહિત્ય તેમજ **ભારત**–ઇતિહાસ આખ્યાનો ભગવદ્ભક્તિ પ્રવર્તાવી **સ્ત્રીશૂદ્રાદિ** સર્વ કોઇનું પારમાર્થિક હિત સાધે છે. સામ્પ્રત કલિયુગમાં **દેશકાલાદિ ૬ ધર્મહેતુઓ અશુદ્ધ** હોવાથી વેદમાર્ગ દુષ્કર છે; તથાપિ **હવે** ભગવત્**પ્રમેયબલને** આધારે ગીતાભાગવતાદિ પ્રોક્ત એક **ભગવન્માર્ગ** જ અસદ્વ્યયશૂર થઇ **ફલોન્મુખ** રહ્યો છે. **આ ભગવન્માર્ગમાં સર્વનો અધિકાર** છે. બીજા **યોગસાઙ્ખ્યાદિમાર્ગો** જો સાત્ત્વિક હોય તો જ **સાર્થક** છે, **પણ** જો **નિષિદ્ધાચરણનો** તથા મનોરથ કલ્પિત દુર્બલજ્ઞાનવાદનો બોધ કરી તેઓ જીવને **બુદ્ધિ** વ્યામોહ **કરે, અને** ભગવદ્વિમુખ કરે તો તેમનું પ્રયોજન નથી. તેથી હવે ભગવલ્લીલાગુણાનુવાદરૂપી **ભાગવતથી** જ **નિસ્તાર** છે. વેદાદિ પ્રમાણને અનુકૂલ હોય એવા જ **મીમાંસાન્યાય**તર્કશાસ્ત્રાદિને પ્રમાણ માન્યા છે. **આથી સનાતનિ** પ્રામાણિક **મુમુક્ષુ**ઓએ વેદ, ગીતા, **બ્રહ્મસૂત્ર,** તથા **સમાધિભાષા ભાગવત**–આ **પ્રમાણ ચતુષ્ટયમાં** જ **આસ્થા** રાખી **ભગવન્માર્ગે** મનુષ્ય જીવન **સફલ** કરવું. **શ્રીકૃષ્ણશરણ વિશેષધર્મ** છે. **આમ** કલ્યાણેચ્છુ **સર્વ** કોઇ દૈવી જીવને **આચાર્યશ્રી** ઉદ્ધાર માર્ગ ઉપદેશી રહ્યા છે. **ઇતિ શ્રીઃ।**

॥ श्री कृष्णाय नमः ॥

॥ श्री गोपीजनवल्लभाय नमः ॥



॥ श्रीमदाचार्यजीचरणकमलेभ्यो नमः ॥

श्रीश्रीजगद्गुरुसकलाचार्यचक्रचूडामणि श्रीमद्वल्लभाधीशविरचितः स्वकृतप्रकाशाख्यव्याख्यासहितः तत्त्वप्रदीपः गोस्वामिश्रीश्रीपुरुषोत्तमजीमहाराजकृतया आवरणभङ्गाख्यव्याख्यया समलङ्कृतः । द्वितीयं सर्वनिर्णयप्रकरणम् ।

## । ગુર્જર અનુવાદ ।

### શ્રીમદ્વલ્લભાચાર્યજીએ રચેલા સપ્રકાશ તત્વપ્રદીપ નિબન્ધના દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણનું ભાષાન્તર.

मङ्गलस्तुतिः—करेण स्वीयानां हृदयमिव हैयङ्गवलवम्
दधानः सम्प्रीणन्नमृतमधुरैः बालचरितैः ।
हसन्नल्पैर्दन्तैः करचरणजान्वञ्चनपरः
शिशुः कृष्णोऽस्माकं दिशतु दशमीशः स्वविषयाम् ॥१॥

દશદિગન્તવિજયિગોસ્વામિશ્રી શ્રીપુરુષોત્તમજી મહારાજ સપ્રકાશ તત્ત્વપ્રદીપ નામના શ્રીમદાચાર્યજીના નિબન્ધ પર આવરણભઙ્ગ નામની પોતાની ટીકા કરતાં પહેલાં હાલ સુરતમાં વિરાજતા નિજસેવ્યનિધિ શ્રીબાલકૃષ્ણજી પ્રભુના સ્વરૂપનું ધ્યાન મઙ્ગલાચરણમાં કરે છે. તે એવા ઉદ્દેશથી કે શ્રી બાલ-

કૃષ્ણુ પ્રભુ કૃપા કરી નિજસેવકને આવરણભઙ્ગ નામની વ્યાખ્યા કરવામાં યથાર્થ સ્વારસ્યની દિશાનું સૂચન કરે. અર્થ:–"શ્રીબાલકૃષ્ણુજી પોતાના એક શ્રી હસ્તવડે નવનીતનો ટુક ઝાલી રહ્યા છે, તેથી જાણે સ્વીય–નિજભકતોના કોમલ હૃદય પોતાની પાસે ધરીને તેમની સાથે રમણ કેમ ન કરતા હોય એવાં દર્શન પોતે કરાવે છે. વળી, શ્રી બાલકૃષ્ણુજી પોતાની અમૃત જેવી મધુર બાલક્રીડા કરીને સર્વ નિજ ભકતોને સારી રીતે આનન્દ પમાડે છે. વળી, શ્રીબાલકૃષ્ણુજી પોતાના શ્રીહસ્ત, ચરણુ, તથા જાનુ (ઘુંટણુ) વડે ચાલતા ચાલતા પોતાના સ્વલ્પ દાંત વડે હાસ્ય કરે છે. એવા પ્રભુ શ્રી બાલકૃષ્ણુજી અમને (નિજ સેવકોને) સ્વવિષયક દૃષ્ટિ (કૃપા કરી) ભલે સૂચવો !"

**તત્વપ્રદીપ નિબન્ધ એક સ્વતન્ત્ર ગ્રન્થ.**

શ્રી વાક્પતિ શ્રી અગ્નિસ્વરૂપ શ્રી વલ્લભાચાર્યજીએ જીવોના ઉદ્ધારને અર્થે અનેક ગ્રન્થો પ્રકટ કર્યા છે. તેમાં કેટલાક, પ્રાચીન ગ્રન્થોના વ્યાખ્યાનરૂપ છે. અને કેટલાક, સ્વતન્ત્ર છે. પ્રાચીન ગ્રન્થોના વ્યાખ્યાનરૂપે શ્રીમતી સુબોધિનીજી, શ્રીમદણુભાષ્ય, પૂર્વમીમાંસાભાષ્ય, ગાયત્રીભાષ્ય, ઈત્યાદિ વિરાજે છે, સ્વતન્ત્ર ગ્રન્થોમાં શ્રીતત્ત્વપ્રદીપનિબન્ધ, પત્રાવલમ્બન, ષોડશગ્રન્થો ઈત્યાદિ વિરાજે છે. સ્વતન્ત્રગ્રન્થોમાં શ્રી તત્ત્વપ્રદીપનિબન્ધ એક સુવિસ્તૃત અને શ્રેષ્ઠ ગ્રન્થ છે. એ ગ્રન્થના અધિકારીનું વર્ણન કરતા શ્રીમદાચાર્યચરણુ શ્રી વલ્લભાધીશ આ ગ્રન્થના પ્રારમ્ભમાં કહે છે કે "જે જીવો ભગવદ્‌ભક્ત છે, સાત્ત્વિક છે, જેઓ મુક્તિના અધિકારી છે, અને જેમનો દૈવેચ્છાથી આ અન્તિમ જન્મ છે તેમના કલ્યાણુને અર્થે આ નિબન્ધ નામના ગ્રન્થનું નિરૂપણુ કરવામાં આવે છે." આ શ્રીતત્ત્વપ્રદીપનિબન્ધના ત્રણુ પ્રકરણુ છેઃ–શાસ્રાર્થ, સર્વનિર્ણય, અને ભાગવતાર્થ.

**નિબન્ધના ત્રણુ પ્રકરણુ.**

શાસ્રાર્થ પ્રકરણુમાં આચાર્યશ્રીએ એમ પ્રતિપાદત કર્યુ છે કે શુદ્ધ બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગનું જ્ઞાન ન હોવાથી સાત્ત્વિક જીવો પણુ હરિનું સેવન કરતા નથી. છતાં પણુ જે જીવો હરિની જે સેવા કરે છે તે તેઓ અન્ય મતને અનુસરીને કરે છે, જેને લીધે તેમનું સમ્પૂર્ણ કલ્યાણુ થતું નથી. તે નિવૃત્ત કરવા અને નિજ પ્રાદુર્ભાવ સફલ કરવા "પ્રપઞ્ચ અર્થાત્ વિશ્વ ભગવત્કાર્ય છે" ઈત્યાદિ કારિકાવડે આપશ્રીએ જડ, જીવ, તથા અન્તર્યામિનું સ્વરૂપ કહ્યું, તેઓ ભગવાનૂના અંશ છે એમ પ્રતિપાદિત કર્યુ, ભગવત્સ્વરૂપનું તથા તેમના સામર્થ્યનું પણુ નિરૂપણુ કર્યું, અને ભગવાન્ પોતે પરમફલરૂપ છે એમ સિદ્ધ કરી, અન્તે આચાર્યશ્રી એવો ઉપદેશ કરે છે કે ભગવદ્‌ભજન જ જીવોનું પરમફલ–પારલૌકિક ફલ છે, અને તે ભગવદ્ભજનજ અવાન્તર–ઐહિક ફલનું સાધન છે, તેથી

**પ્રથમ શાસ્રાર્થ પ્રકરણુનો સાર.**

જીવોએ ભગવદ્ભજન જ કરવું જોઇએ. સર્વશ્રુત્યાદિનો, પૂર્વોક્તપ્રમાણોનો, તથા તેનાથી અવિરુદ્ધ એવા અન્ય સર્વ પ્રમાણોનો આવો જ મુખ્ય તાત્પર્ય--ગોચર અર્થ નીકળી શકે છે એમ પોતે શાસ્ત્રાર્થ પ્રકરણમાં નિશ્ચય કરી આપ્યો છે. આ સિદ્ધાન્ત ઉત્તમ અધિકારીના હૃદયમાં સત્વર પ્રવેશ કરે છે,

**દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણની આવશ્યકતા.**

પરન્તુ મન્દ અને મધ્યમ અધિકારીઓને જ્યાં સુધી પ્રમાણોનું પૌર્વાપર્ય પ્રતિપન્ન કરી આ સિદ્ધાન્ત સમજાવવામાં આવે નહિ ત્યાં સુધી તેમના હૃદયમાં ભગવદ્ભજન કરવારૂપી આ સત્ય સ્થિર થતું નથી. એટલુંજ નહિ પણ ક્વચિત્ અસમ્ભાવના તથા વિપરીતભાવના પણ ઉદ્ભવે છે. અસમ્ભાવના તથા વિપરીતભાવના આ પ્રકારે ઉપસ્થિત થાય છેઃ-"પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણમાં જીવ, જડ તથા અન્તર્યામિ જે ભગવાનના અંશ છે, અને ભગવાનથી અભિન્ન છે'-એમ જે પ્રતિપાદિત કર્યું તે શ્રુત્યાદિ પ્રમાણના બલને લીધે હોવાથી શબ્દથી જ સિદ્ધ થયલું સમજાય છે. વળી અન્ય પ્રમાણોથી વિરુદ્ધ અર્થ પ્રતિપાદન કરતો વેદનો શબ્દ આદરવા યોગ્ય નથી. અનેક શ્રુતિના પ્રમાણોથી પણ પ્રત્યક્ષથી વિરુદ્ધ હોય એવા અર્થના નિર્ણય પર આવી શકાતું નથી. પ્રત્યક્ષ પ્રમાણથી નિર્ણીત-સિદ્ધ થયલો 'ઘોડો' સો વેદના શબ્દોથી પણ 'ગાય' છે એમ મનાવી શકાતું નથી. એ રીતે પૂર્વ પ્રકરણમાં કહેલું જીવોનું અંશત્વાદિ, શબ્દસિદ્ધ છે, પ્રત્યક્ષ સિદ્ધ નથી, તેથી તે યોગ્ય નથી. વળી શ્રુતિઓનું પ્રામાણ્ય આસ્તિકોએ સ્વીકાર્યું હોય તો પણ શ્રુત્યર્થ (શ્રુતિનો અર્થ) આપણા જેવાઓને વિષયગોચર થતો નથી અને તેથી શ્રુત્યર્થનો નિર્ણય કરનારા સર્વજ્ઞ સ્મૃતિકારોનો આશ્રય શ્રુતિના અર્થનો નિર્ણય કરવામાં લેવો જોઇએ. **પ્રથમ શાસ્ત્રાર્થ** પ્રક--રણમાં કહેલું કથન સ્મૃતિવિરુદ્ધ હોવાથી તે અશ્રૌત વા શ્રુતિવિરુદ્ધ હોય એમ પણ સમ્ભવે"—આવા પ્રકારની અસમ્ભાવના વિપરીતભાવના થાય તો તે નિવૃત્ત કરવાને અર્થે આ દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણ આવશ્યક છે એમ સમજી તેનું વ્યાખ્યાન કરતાં પહેલાં ગત પૂર્વપ્રકરણની સઙ્ગતિ બતાવે છે.

## સર્વનિર્ણય પ્રકરણ અને તેના વિભાગો.

**સર્વનિર્ણય પ્રકરણ એટલે શું ?**

પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણમાં પ્રમાણબલનો આશ્રય કરી તત્ત્વનિર્ણય કર્યો હતો, જ્યારે આ સર્વનિર્ણય પ્રકરણમાં પ્રમેય બલનો આશ્રય લઈ અર્થનિર્ણય થાય છે. સર્વનિર્ણયનો બોધ થવાને અર્થે ગત શાસ્ત્રાર્થ પ્રકરણમાં જે કહેલું છે તેનો નિર્ણય આ દ્વિતીય પ્રકરણમાં પ્રમાણ, પ્રમેય, ફલ તથા સાધન-એમ ચારે પ્રકારે કરવામાં આવે છે. આ રીતે પ્રમાણાદિ ચાર પ્રકારની યુક્તિથી કર્મમાર્ગ, જ્ઞાન-

-માર્ગ, અને ભક્તિમાર્ગ ઇત્યાદિ માર્ગોનું, પ્રપઞ્ચ—જગતના પદાર્થોનું તેમજ પ્રમાણાદિનું યથાર્થ સ્વરૂપ શું છે તેનો નિશ્ચયાત્મક બોધ થાય છે. આ રીતે અસમ્ભાવના તથા વિપરીતભાવનાની નિવૃત્તિ થવાથી મન્દ તથા મધ્યમ અધિકારીઓના હૃદયમાં પ્રથમ શાસ્ત્રાર્થપ્રકરણમાં કહેલો અર્થ સ્થિર થવાથી એ પ્રથમ પ્રકરણનું નિરૂપણ સફલ થાય છે; અને મુખ્ય ઉત્તમ અધિકારીને જે અર્થ પૂર્વે ઉત્પત્તિથી નિરૂપિત થયો હતો તે આ પ્રકરણમાં ઉપપત્તિથી નિરૂપિત થાય છે; એટલે એવા ઉત્તમ અધિકારીને સ્થૂણાખનન[1] ન્યાયવડે પૂર્વોક્ત અર્થ જે પોતાને જ્ઞાત હતો તે હવે સુદૃઢ થાય છે. આ પ્રકારે ઉભયે પ્રકરણની એક જ કાર્યરૂપ સંગતિ થાય છે.

**સર્વનિર્ણયના ચાર વિભાગ.**

પ્રમાણાદિનું યથાસમ્ભવ તેમના અઙ્ગસહિત યુક્તિપૂર્વક પ્રતિપાદન થતાં માર્ગનો, તથા પદાર્થ વિગેરેના યથાર્થ સ્વરૂપનો બોધ થાય છે, અને તેથી અસમ્ભાવના તથા વિપરીતભાવનાદિ નિવૃત્ત થાય છે. એ પ્રકારે સમ્બન્ધ ઘટના સમજવી. અને જે પ્રમાણાદિ ચાર પ્રકારે નિરૂપણ કરવામાં આવ્યું છે તે કૃષ્ણદ્વૈપાયન વ્યાસના મતને અનુસરીને કરવામાં આવ્યું છે. જેમ ચતુર્લક્ષણી બ્રહ્મમીમાંસામાં સમન્વય, અવિરોધ, સાધન તથા ફલ એમ ચાર પ્રકરણથી વેદાર્થનો નિશ્ચય કર્યો છે, તેમ અત્ર પ્રમાણ, પ્રમેય, ફલ તથા સાધનથી વેદાર્થનો નિશ્ચય કર્યો છે. વળી ઉપર કહેલી રીતે અસમ્ભાવના ઇત્યાદિ ઉદય પામે તો તેને નિવૃત્ત કરવા પ્રમાણાદિના બલાબલનો નિશ્ચય કરવો, અર્થાત્ કયું પ્રમાણ સબલ હોઇ સ્વીકારવા યોગ્ય છે, કયું પ્રમાણ નિર્બલ હોઈ સ્વીકારવાને યોગ્ય નથી, તેમજ માન્ય પ્રમાણોમાં પણ પરસ્પર વિરોધ હોય ત્યાં કયા પ્રમાણને સ્વીકારવું, અને કયા પ્રમાણને ન સ્વીકારવું ઇત્યાદિ સર્વનો નિર્ણય કરવો જોઇએ.

**(૧) પ્રમાણ પ્રકરણ.**

આ નિર્ણય, પ્રમાણના સ્વરૂપનો નિર્ણય કર્યા વિના થઇ શકે નહિ. આ રીતે અત્ર પ્રથમ પ્રમાણ પ્રકરણની આવશ્યકતા છે એમ સિદ્ધ થાય છે. આ સર્વનિર્ણય પ્રકરણમાં ૧–૮૩ કારિકા પર્યન્ત પ્રમાણ પ્રકરણનું નિરૂપણ થયું છે. પ્રથમ પ્રમાણ પ્રકરણથી વેદ અને વેદને અનુસરતાં જ પ્રમાણ, પ્રમાણોમાં બલિષ્ઠ છે એમ માનવું પડે છે. પરન્તુ ત્યારે બીજી શઙ્કા ઉદ્ભવે છે કેઃ—“ જીવ જડ અને અન્તર્યામી એ ત્રણ જો બ્રહ્મના અંશ છે, તો પછી તેઓમાં પરસ્પર તારતમ્ય કેમ છે ? મૂલ એક હોવા છતાં એ તારતમ્ય કયાંથી આવ્યું ? જડ, જીવ તથા અન્તર્યામી એ સર્વ જો

---

૧ સ્થૂણા—સ્તમ્ભને દાટેલો હોય તો પણ જો પુનઃ હચમચાવીને દાટવામાં આવે તો તે વધારે સ્થિર અને સુદૃઢ થાય છે, તેમ એક સમય જાણેલા અર્થને પુનઃ ઊહાપોહ કરીને સમજાવવામાં આવે તો તે અર્થનું જ્ઞાન સચોટ, અને સુદૃઢ થતું જાય છે.

બ્રહ્મથી અભિન્ન છે–તો પછી એમનામાં અને બ્રહ્મમાં શો વિશેષ રહ્યો ? ”

પ્રમેય પ્રકરણ (૨)

આવી શઙ્કા ઉદય પામે તો તે દૂર કરવાને અર્થે હેતુપૂર્વક સર્વનો સ્વરૂપનિર્ણય કરવો જોઇએ. આ નિર્ણય, પ્રમેય પ્રકરણમાં ( ૮૪–૧૮૦ કારિકામાં) શ્રીમહાચાર્યચરણે કર્યો છે. એ રીતે પ્રમાણપ્રકરણ પછી પ્રમેયપ્રકરણની આવશ્યકતા પણ સિદ્ધ થઈ જાય છે. એ રીતે પ્રમેયપ્રકરણથી જડ, જીવ, તથા અન્તર્યામી ઇત્યાદિનું તારતમ્ય, અને તેમના કરતાં બ્રહ્મમાં વિશેષ આધિકય છે એમ જાણ્યા પછી પણ પાછી બીજી શઙ્કા ઉપસ્થિત થાય છેઃ–“ વેદમાં તો કર્મ, જ્ઞાન, તથા ભક્તિ–ઈત્યાદિ સાધનો દર્શાવ્યા છે, છતાં ભક્તિ એ સર્વથી કેમ અધિક છે ? ” આ શઙ્કા દૂર કરવા સર્વસાધનોના ફલનું, તથા તેઓને વિષે થતાં સુખ તથા દુઃખના તારતમ્ય–ન્યૂનાધિકયનું નિરૂપણ કરવું જોઈએ. એ નિરૂપણ ફલપ્રકરણમાં (૧૮૧–૨૮૮ કા. માં ) કર્યું છે. એ રીતે દ્વિતીય

ફલ પ્રકરણ. (૩)

પ્રમેય પ્રકરણ પછી તૃતીય ફલપ્રકરણની આવશ્યકતા પણ સિદ્ધ થઈ જાય છે. “ એ રીતે ફલતઃ તથા સુખસાધ્યતાએ ભક્તિની અધિકતા જાણ્યા છતાં પણ જો ભક્તિના ફલના જેવું જ ફલ, વેદોક્ત માર્યાદિક સાધનથી થઈ જતું હોય તો પછી વેદમાં કહેલા માર્યાદિક સાધનમાં અને ભક્તિરૂપ સાધનમાં શો વિશેષ રહ્યો તે સમજાતું નથી.”

સાધન પ્રકરણ (૪)

આ શઙ્કા નિવૃત્ત કરવા સાધનના સ્વરૂપનો નિર્ણય કરવો જોઇએ. એ નિર્ણય અત્ર સાધનપ્રકરણમાં (૨૮૯–૩૨૩ કા. માં) કર્યો છે. એ રીતે તૃતીય ફલ પ્રકરણ પછી ચતુર્થ સાધનપ્રકરણની સંગતિ સિદ્ધ થાય છે.

**ગ્રન્થાવતાર**—આ રીતે પ્રમાણ, પ્રમેય, ફલ તથા સાધનથી શાસ્ત્રાર્થપ્રકરણમાં કહેલો સિદ્ધાન્ત સુદૃઢ થાય છેઃ **સર્વતત્વના નિર્ણયનો** ઉપદેશ કરે એવું દ્વિતીય સર્વ નિર્ણય પ્રકરણ છે, એ પ્રકારે જે બુદ્ધિમન્ત સાત્ત્વિક ભગવદ્ભક્ત અધિકારીઓને ઉપદેશ જોઇએ છે તેમને ઉદ્દેશીને શ્રીમહાચાર્યચરણ કહે છે. પૂર્વ પ્રકરણમાં વેદ, શ્રીકૃષ્ણવાકય, વ્યાસસૂત્ર અને વ્યાસની સમાધિ ભાષા–એમ પ્રમાણ ચતુષ્ટયથી કહેલા વેદાદિ શબ્દાત્મક પ્રમાણનો વિષય શ્રીમહાચાર્યચરણને પ્રથમ ચર્ચવો છે.

## વેદાર્થ.

પ્રમાણ ચતુષ્ટયમાં વેદાદિશબ્દપ્રમાણનો પ્રથમ નિર્દેશ કર્યો છે તેથી, અને વેદ સવિષય છે તેથી, તેના પ્રમેયનો તથા સ્વરૂપ ઇત્યાદિનો નિર્ણય કરવાની ઇચ્છાથી પ્રારમ્ભમાં વેદના અર્થરૂપ ભગવાન્‌ની મઙ્ગલાર્થે (**पञ्चात्मकम**) એ પ્રથમ કારિકાથીસ્તુતિ કરે છે. શ્રીમહાચાર્ય ચરણ સર્વનિર્ણય કરવાતત્પર થયાછે. વેદ સર્વ

પદાર્થોનું મૂલ છે તેથી વેદના અર્થરૂપે વિરાજતા ભગવાન્ કૃષ્ણની મઙ્ગલાર્થે સ્તુતિ કરવી યોગ્ય છે એમ ઔચિત્ય પણ આપશ્રી પ્રદર્શિત કરે છે.

**तत्त्वार्थ दीप०—पञ्चात्मकं द्विरूपं च साधनै र्बहुरूपकम् ।**
**स्वानन्ददायकं कृष्णं ब्रह्मरूपं परं स्तुमः ॥ १ ॥**

**કારિકાનો ભાવાર્થ:—અગ્નિહોત્ર,**[1] **દર્શપૂર્ણમાસ,**[2] **પશુ,**[3] **ચાતુર્માસ્ય**[4] અને **સોમ**[5] એમ અગ્નિહોત્રાદિ યજ્ઞના પઞ્ચ ભેદ વડે. જે, **પઞ્ચાત્મક** છે, જે અગ્નિહોત્રાદિ–યજ્ઞના **પ્ર**કૃતિ તથા **વિ**કૃતિ એમ બે ભેદ વડે **દ્વિરૂપ** છે, જે અનેક શાખાઓમાં કહેલા નાના પ્રકારના **સાધ**નોએ કરીને **બહુ**રૂપ છે, તથા જે **સ્વ–આનન્દનું** દાન કરનાર **બ્રહ્મ**રૂપ છે એવા **પર** કૃષ્ણની અમે **સ્તુ**તિ કરીએ છીએ ! (૧)

***વિવેચન:**—આ મઙ્ગલકારિકામાં આચાર્યશ્રી વેદના અર્થરૂપે વિરાજતા શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરે છે. સમગ્ર વેદના બે કાણ્ડ છે. (૧) પૂર્વ-કર્મ કાણ્ડ, અને (૨) ઉત્તર–જ્ઞાન કાણ્ડ, આ ઉભય કાણ્ડ એકજ ભગવાન્ અર્થાત્ પુરુષનું પ્રતિપાદન કરે છે. પૂર્વ–કર્મકાણ્ડ, ભગવાનની ક્રિયા શક્તિનું પ્રતિપાદન કરે છે, જ્યારે ઉત્તર–જ્ઞાન કાણ્ડ, ભગવાનની જ્ઞાનશક્તિનું પ્રતિપાદન કરે છે. અર્થાત ઉભયે કાણ્ડનો સમગ્ર અર્થ, ક્રિયાશક્તિથી તથા જ્ઞાનશક્તિથી વિશિષ્ટ એવા ધર્મી શ્રીકૃષ્ણ–પુરુષોત્તમ થાય છે. **पुरुषो विहितः षोढा**–અર્થાત્ "પુરૂષનું ષટ પ્રકારે વિધાન થયું છે" એમ અગ્રેકારિકા (૩૨) માં તેમજ આચાર્યશ્રીએ રચેલા જૈમિનિમીમાંસાભાષ્યના ભાવાર્થ પાદમાં આ સિદ્ધાન્તનું વિશેષ નિરૂપણ કરવામાં આવ્યું છે. "વેદના પૂર્વકાણ્ડમાં કેવલ ક્રિયાનું જ પ્રતિપાદન છે અને ઉત્તર–જ્ઞાન કાણ્ડમાં કેવલ જ્ઞાનનુંજ પ્રતિપાદન છે"–એ પક્ષનો આદર આચાર્યશ્રી કરતા નથી. આચાર્યશ્રી તો **'यज्ञो वै विष्णुः'**. **'ऋचां मूर्द्धानम्'** અર્થાત્ 'યજ્ઞ એ નિશ્ચય વિષ્ણુ છે,' 'બ્રહ્મ ઋચાઓ–શ્રુતિઓનું શીર્ષ છે,' ઇત્યાદિ શ્રુતિને અનુસરીને એવો રમણીય સિદ્ધાન્ત સ્થાપિત કરે છે કે વેદના પૂર્વ–કર્મકાણ્ડનો અર્થ ક્રિયાશકિતવિશિષ્ટ યજ્ઞ નારાયણ ભગવાન્ વિષ્ણુ છે, અને ઉત્તર–જ્ઞાનકાણ્ડનો અર્થ જ્ઞાનશકિતવિશિષ્ટ બ્રહ્મ છે. પુરુષોત્તમ શ્રીકૃષ્ણના

---

* શ્રીમાન્ વલ્લભાધીશ્વરે પોતે આ **तत्त्वार्थप्रदीप** કારિકાઓ લખ્યા પછી તેમના ઉપર **तत्त्वार्थप्रकाश** નામનું નિજવિવેચન જીવને સુકરબોધ થવાને અર્થે કૃપા કરીને રચ્યું છે. તદુપરિ દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીએ **आवरणभङ्ग** નામની ટીકા રચી છે. એ **तत्त्वार्थप्रकाश** ના સમગ્ર વાકયનો અનુવાદ આવરણભઙ્ગ ટીકાનુસાર સુવિસ્તૃત કરીને સરલભાષામાં વાચકવૃન્દ પાસે આ વિવેચનમાં આપ્યો છે. કોઈ પણ અંશમાં શ્રીમદાચાર્યચરણના વાકયનો અનુવાદ લુપ્ત ન થાય, અને તેનો અર્થ સુસ્પષ્ટ થાય એ ઉદ્દેશ આ વિવેચનમાં રાખ્યો છે કારણકે માત્ર **अक्षरशः** ભાષાન્તર બહુ ક્લિષ્ટ તથા અસ્પષ્ટ થઈ જાય છે.

શિરોભાગ સ્થાને, વેદના જ્ઞાનકાણ્ડના અર્થરૂપ એવું જે બ્રહ્મ છે તે વિરાજે છે, કારણ કે શિરોભાગ જ્ઞાનોત્પત્તિમાં આવશ્યક છે. એ જ પુરુષોત્તમ શ્રીકૃષ્ણના બે શ્રી હસ્તરૂપે અગ્નિહોત્ર તથા દર્શપૂર્ણમાસ નામના કર્મકાણ્ડના બે યજ્ઞ વિરાજે છે, અને એમના બે શ્રીચરણરૂપે પશુ તથા ચાતુર્માસ્ય નામના કર્મકાણ્ડના બે યાગ વિરાજે છે. પુરુષોત્તમના હસ્ત, ચરણ તથા મધ્યભાગમાં વેદના કર્મકાણ્ડના અગ્નિહોત્રાદિ યાગ, સ્થિતિ કરે છે, કારણ કે હસ્ત, ચરણ તથા મધ્યભાગથી જ ક્રિયા થઇ શકે છે. એ પુરુષોત્તમના સહસ્ર શીર્ષ, સહસ્ર હસ્ત, સહસ્ર પાદ છે, અર્થાત્ અનન્ત શીર્ષ, અનન્ત હસ્ત તેમજ અનન્ત પાદાદિ હોય છે, તેમ જ્ઞાનકાણ્ડની શ્રુતિઓ તથા કર્મકાણ્ડના યાગ તથા તેમની શાખાઓ અનન્ત હોય છે. આ રીતે એક જ પુરુષોત્તમ શ્રીકૃષ્ણને વિષે સમ્પૂર્ણ વેદના સમગ્ર કાણ્ડ તથા અનન્ત શાખાઓના સમ્પૂર્ણ અર્થની એકાર્થતાનું રમણીય સ્વારસ્ય શ્રીવલ્લભાધીશે કરી આપ્યું છે.

ફલદાતા ધર્મ કે જ્ઞાન નથી, પરન્તુ ધર્મી, ઇશ્વર-પર-કૃષ્ણજ ફલનું દાન કરે છે, 'જૈમિનિના મત પ્રમાણે ધર્મ-કર્મ પોતેજ ફલદાન કરે છે અને એ પ્રમાણે ધર્મરૂપે વા જ્ઞાનાદિરૂપે ફલનું દાન થાય છે'–એવી શઙ્કા થાય તો તેનું નિરાકરણ કરવા મૂલ કારિકામાં **कृष्णम्** પદ યોજ્યું છે, છે, અને તેથી એમ સિદ્ધ થાય છે કે ઇશ્વરસ્વરૂપે ભગવાન્ કૃષ્ણ પોતે જ, (કર્મ નહિ ), ફલદાતા થાય છે. 'ફલદાતા ભગવાન્જ છે, કર્મ વા અપૂર્વાદિ નથી,'–એ સિદ્ધાન્ત **फलमत उपपत्तेः** ( ૩. ૨. ૩૮ ) બ્રહ્મસૂત્રનાં શ્રીમદણુભાષ્યમાં શ્રી મત્પ્રભુચરણે પ્રદર્શિત કર્યો છે. મૂલ કારિકામાં **ब्रह्मरूपम्** એવું પદ યોજવાનો એવો ઉદ્દેશ છે કે ઉત્તરકાણ્ડના અર્થરૂપ પણ ભગવાન્ શ્રીકૃષ્ણ છે. પૂર્વાર્દ્ધમાં **પઞ્ચાત્મક, દ્વિરૂપ, સાધનોથી બહુરૂપ, અને સ્વાનન્દદાયક** એમ ચારપદોથી પૂર્વમીમાંસામાં વર્ણવેલા સિદ્ધ ભગવાન્નું યજ્ઞાત્મકત્વ, કારિકા નિરૂપિત કરે છે. ઉત્તરાર્દ્ધમાં **સ્વાનન્દદાયક, બ્રહ્મરૂપ, અને પર** એમ ત્રણ પદે કારિકા, ઉત્તરમીમાંસામાં કહેલા જ્ઞાનરૂપ સિદ્ધ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. 'પૂર્વકાણ્ડનું સ્વરૂપ તથા ઉત્તરકાણ્ડનું સ્વરૂપ–આ ઉભય સ્વરૂપમાં ઉત્તરમીમાંસામાં પ્રતિપાદિત કરેલું સ્વરૂપ ઉત્તમ છે' એમ સૂચવવા મૂલ કારિકામાં **परम्** પદ, ( બ્રહ્મરૂપની સાથે ) યોજ્યું છે. 'ફલદાન કંઈ ધર્મથી થતું નથી, પરન્તુ ધર્મીજ ફલદાન કરે છે–' એમ પ્રતિપાદન કરવા જ્ઞાન તથા ક્રિયા એમ ઉભય ધર્મવિશિષ્ટ ધર્મી શ્રીકૃષ્ણનું સ્તવન કારિકામાં કર્યું છે. "વેદના કર્મકાણ્ડના અર્થરૂપે તથા જ્ઞાનકાણ્ડના અર્થરૂપે વિરાજતા, તથા ફલનું દાન કરતા એવા કૃષ્ણની સ્તુતિ અમે અમારા જ્ઞાન પ્રમાણે જ કરીએ છીએ, કારણકે જીવમાત્રના સ્વકૃત પ્રયત્નથી પ્રભુનું સ્વરૂપ જાણી શકાતું નથી," આ રીતે

શ્રીમદાચાર્યચરણ શ્રીવલ્લભાધીશ વેદાર્થરૂપ કૃષ્ણપ્રભુનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં નિજદીનતા પ્રકટ કરે છે. શ્રુતિઓ કહે છે કે આનન્દમય પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું જ્ઞાન પ્રાપ્ત કરવાને વાણી તથા મન સમર્થ નથી. **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।** અર્થાત્ 'જ્યાંથી વાણી, મન સાથે ( તે પરબ્રહ્મને ) પામ્યા વિના નિવૃત્ત થાય છે–પાછી ફરે છે.' એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે વેદાર્થરૂપ સ્વાનન્દદાયક પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્રનું યથાર્થ જ્ઞાન ભગવત્કૃપા વિના થઇ શકતું નથી. આ વિષયમાં જીવકૃત પ્રયત્ન નિષ્ફલ છે. જીવે તો એ ભગવાન્‌ની યથાજ્ઞાન સ્તુતિજ કરવાની છે. આ કારિકામાં '**स्वानन्ददायकम्**' એ પદ, દેહલીદીપક ન્યાયવડે પૂર્વમીમાંસાના અર્થ સાથે તથા ઉત્તરમીમાંસાના અર્થ સાથે નીચે પ્રમાણે ઘટાવી શકાય છે. પૂર્વમીમાંસામાં **स्वानन्ददायक**નો અર્થ **स्व**=પશુ-પુત્રાદિ;+**आनन्द**=આત્મસુખ;+**दायक** દાન કરનારા. અર્થાત **स्वानन्ददायक** એટલે પશુપુત્રાદિ તથા આત્મસુખનું દાન કરનારા વિષ્ણુ–શ્રીકૃષ્ણ એવો અર્થ, પૂર્વમીમાંસામાં થઇ શકે છે. ઉત્તરમીમાંસામાં, **एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ।** અર્થાત્ 'આ પરબ્રહ્મનાજ આનન્દની માત્રાથી અન્ય જીવો જીવે છે' એ શ્રુતિ પ્રમાણે **स्वानन्द**=ભગવાન્‌નો અંશરૂપ જે આનન્દ છે તેના **दायक**=દાન કરનારા, તે, **स्वानन्ददायक** પરમબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ છે એમ સમજવું (૧)

વેદ, સર્વનું મૂલ છે, તેથી વેદના અર્થરૂપ ભગવાન્‌ની સ્તુતિ શ્રી આચાર્યજીએ આ મઙ્ગલકારિકામાં સુયોગ્ય રીતે કરી છે.

ઉપર પ્રમાણે પ્રથમ મઙ્ગલકારિકામાં આચાર્યશ્રીએ સર્વ વેદાર્થનું કથન કરીને પ્રમાણથી નિર્ણય કર્યો. હવે પ્રમેયથી નિર્ણય કરતાં ઉપર જે ભગવાન્‌નું પઞ્ચાત્મકત્વ કહ્યું તેના પાંચ રૂપો શ્રીમદાચાર્યચરણ હવે અગ્રિમકારિકામાં ગણાવે છેઃ—

**त० दी०—अग्निहोत्रं तथा दर्शपूर्णमासः पशुस्तथा ।**
**चातुर्मास्यानि सोमश्च क्रमात्पञ्चविधो हरिः ॥ २ ॥**
**तत्साधनं च स हरिः प्रयाजादि स्रुगादि यत् ।**

**કારિકાભાવાર્થઃ—અગ્નિહોત્ર,[१] દર્શપૂર્ણમાસ,[२] પશુ,[३] ચાતુર્માસ્ય[४] અને સોમ[५]** એ ક્રમથી હરિ પઞ્ચવિધ છે. તેનાં સાધન પણ તે હરિ છે. સાધનયજ્ઞના પણ સાધન એવા જે પ્રયાજાદિ તથા સ્રુગાદિ છે તે પણ, તે હરિ છે.

નિરૂપણ કરે છે. પ્રમેય બે પ્રકારનું છે. એક પ્રમાણને અનુસરતું, જેનું જ્ઞાન કેવલ વેદના શબ્દોથી જ થઇ શકે છે તે; અને બીજું તેનાથી ભિન્ન, જે વેદથી સ્વતંત્ર છે તે. આ બે પ્રમેયમાં અત્ર વેદાનુસારિ પ્રમેયનો વિચાર આ કારિકાથી આરમ્ભાય છે. આમાં પ્રથમ અગ્નિહોત્ર છે; બીજો [2]દર્શ-પૂર્ણમાસ છે, દર્શ અને પૂર્ણમાસ એ બે જુદાં નથી, પણ એકજ છે. **परमेष्ठिनो वा एष यज्ञः।** અર્થાત્ "પરમેષ્ઠિનોજ **આ યજ્ઞ છે**" એ વેદવાક્યમાં આ બન્ને (દર્શ તથા પૂર્ણમાસ)ને એક યજ્ઞ તરીકેજ ગણ્યા છે. '**एष यज्ञः**' "આ (એક) યજ્ઞ છે" એમ એકવચનથી જ દર્શ તથા પૂર્ણમાસ એમ બન્નેનો નિર્દેશ કર્યો છે. એ બન્નેનું આવર્તન થાય તો પણ એ બન્નેનો (દર્શપૂર્ણમાસ પ્રકરણીય વાક્યમાં) એકવચનથી નિર્દેશ કર્યો છે, તેથી એ ઉભયથી એક જ યજ્ઞ સમજવો. તૃતીય **પશુ** નામનો યજ્ઞ [3]નિરૂઢયજ્ઞને નામે પ્રસિદ્ધ થયલો છે. વાયવ્યાદિ અનેક પશુયજ્ઞો છે તેમનો પરિચ્છેદ કરવા નિરૂઢ એવું એક નામ પ્રસિદ્ધ છે. ચોથા [4]ચાતુર્માસ્ય નામના સ્વતંત્ર યજ્ઞ છે.

પાંચમો [5]**સોમ** યજ્ઞ છે કે જે અગ્નિષ્ટોમ યજ્ઞને નામે પ્રસિદ્ધ છે. આ સર્વયાગ *ક્રમથીજ કરવા જોઈએ.

શઙ્કાઃ—"આ યજ્ઞો ક્રિયારૂપ હોવાથી તેઓ ભગવાનને વિષે પ્રીતિ સમ્પાદન કરવામાં સાધક થઈ પડે છે એમ માનવું જોઈએ. પરન્તુ આ યજ્ઞો ભગવદ્રૂપ છે વા તેમને વિષે ભગવત્ત્વ છે એમ માની શકાતું નથી."

---

જે ચાતુર્માસ્ય યજ્ઞ કહ્યા છે તે કાંઈ સોમયજ્ઞના અઙ્ગભૂત નથી, પરન્તુ સ્વતન્ત્ર છે. **વૈશ્વદેવ, વરુણ, પ્રઘાસ, સાકમેધ, સુનાસીરીય** નામના ચાર પર્વાત્મક–આ ચાર સ્વતન્ત્ર ચાતુર્માસ્ય યજ્ઞ છે. પ્રત્યેક પર્વમાં નાનાયાગથી વિશિષ્ટ થયલા આ ચારે યાગને એક યાગ સમજવા.

* અત્ર પ્રથમ ૧ અગ્નિહોત્ર છે કે જે યાવજ્જીવમ્ પ્રતિદિન કરવાનો છે; બીજો ૨ દર્શપૂર્ણ માસ યજ્ઞ પ્રતિમાસ કરવાનો છે; ત્રીજો ૩ પશુયજ્ઞ પ્રત્યેક છ માસે કરવાનો છે; ચોથો ૪ ચાતુર્માસ્ય વૈશ્વદેવાદિ યજ્ઞ ચાર પર્વમાં પ્રતિપર્વે કરવાના છે; અને પાંચમો ૫ સોમ યજ્ઞ પ્રતિવર્ષ કરવાનો છે. અહીં જે ક્રમ આપ્યો છે તે શ્રુતિને વા કલ્પસૂત્રને અનુસરીને આપ્યો છે. આપસ્તમ્બે કલ્પસૂત્રમાં પશુબન્ધનું વ્યાખ્યાન કર્યા પછી ચાતુર્માસ્ય યજ્ઞનું વ્યાખ્યાન કર્યું છે. તેથી ત્રીજો પશુ યજ્ઞ, અને ચોથો ચાતુર્માસ્ય યજ્ઞ એવો ક્રમ સમજવો. છતાં પણ ક્વચિત્ શ્રીમદ્ભાગવતના પઞ્ચમસ્કન્ધમાં ભરતજીના પ્રસઙ્ગમાં ૧ અગ્નિહોત્ર, ૨ દર્શપૂર્ણમાસ, ૩ ચાતુર્માસ્ય, ૪ પશુ, અને ૫ સોમ એવો પ્રકૃતિ વિકૃતિએ કરીને ક્રમ જોવામાં આવે છે. અર્થાત્ ચાતુર્માસ્યયજ્ઞ પછી પશુયજ્ઞ કરવામાં આવે છે. પરંતુ પ્રયોજનના ભેદને લીધે આ ક્રમભેદ છે. આ ક્રમની વ્યવસ્થા તે તે કલ્પ અને શિષ્ટાચાર વડે કરી લેવી.

આ **શઙ્કાનું સમાધાન** કરવા શ્રીમહાચાર્યચરણે મૂલ કારિકામાં કહ્યું છે કે "**पञ्चविधो हरिः** । હરિ ભગવાન્, પઞ્ચવિધ છે." અર્થાત્:-ભગવાન્ પોતેજ તે પઞ્ચ પ્રકારના યજ્ઞસ્વરૂપ છે. **मां विधत्ते अभिधत्ते माम्** । અર્થાત્ "મ્હારૂં ભગવાનનું જ (યજ્ઞમાં) વિધાન કરે છે, અને મ્હારૂં અભિધાન કરે છે" ઇત્યાદિ (૧૧-૨૧-૪૩) એકાદશસ્કન્ધના ભગવદ્વાક્ય પ્રમાણે યાગનું ભગવત્ત્વ સિદ્ધ થાય છે,તેથી 'યાગ એ કેવલ ક્રિયારૂપ છે' એવા વિરુદ્ધ પ્રત્યક્ષ મતનો આદર ન કરવો. વળી "**यज्ञो वै विष्णुः**" અર્થાત્ "યજ્ઞ એ નિશ્ચય વિષ્ણુ છે" ઈત્યાદિ શ્રુતિઓમાં યજ્ઞ જ નિશ્ચયે કરીને વિષ્ણુ ભગવાનનું સ્વરૂપ છે એમ સ્પષ્ટ કહ્યું છે, તેથી આ અગ્નિહોત્રાદિ પઞ્ચયજ્ઞો માત્ર ભગવત્પ્રીતિસાધક છે એટલું જ નહિ પરન્તુ સ્વતઃ હરિરૂપ જ છે. આ પઞ્ચયજ્ઞો દ્વારા ભગવાન્ હરિ પઞ્ચવિધ થાય છે.

આવો યજ્ઞ પઞ્ચવિધ હોવાથી હરિ પઞ્ચવિધ છે, અર્થાત્ યજ્ઞરૂપ સાધનરૂપ પણ હરિ છે, અને સાધ્યરૂપ આનન્દ પણ હરિ છે. (૨) હરિ પઞ્ચવિધ છે એટલુંજ નહિ, પણ સાધન અને સાધ્યરુપ પણ હરિ પોતેજ છે. પૂર્વે આનન્દનેજ ફલ તરીકે કહેલો છે, તેથી પ્રીતિને (તેના) વ્યાપારરૂપ જ સમજવી. આનન્દ એ ભગવાન્ છે, અને યજ્ઞ પણ ભગવાન્ છે. અર્થાત્ ફલ-સાધ્ય-આનન્દ, ભગવાન્ છે; અને યજ્ઞ-સાધન-પ્રીતિ પણ ભગવાન્ છે. યજ્ઞમાં પૂજારૂપ પણ ભગવાન્ છે અને પૂજ્યરૂપ પણ તે ભગવાન જ છે. આ પ્રકારે સાધનરૂપ અને સાધ્યરૂપ પણ ભગવાન્ પોતે જ છે. આ જ આશયથી શ્રી-મહાચાર્યચરણ કહે છે કે-'આનન્દ-ફલરૂપ ભગવાન્ છે, તેમ યજ્ઞ-સાધનરૂપ પણ

---

**૧ અત્ર યજ્ઞ એટલે હોમ સમજવો નહિ, પરન્તુ વિષ્ણુને અર્થાત્ દેવતાને ઉદ્દેશીને થયલો હવિસ્‌નો ત્યાગ સમજવો.**

૧ "અગ્નિહોત્રમાં **जुहोति** ચોદના હોવાથી અગ્નિહોત્ર, હોમ છે-એમ સમજી અત્રે યજ્ઞનો અર્થ હોમ સમજવો જોઇએ, અને તેમ થાય તો પછી એ અગ્નિહોત્રાદિ પાંચે યજ્ઞોનું ભગવત્ત્વ રહેશે નહિ !"-આ શઙ્કા દૂર કરવા કહે છે કે **जुहोति** ચોદનાને લીધે યજ્ઞનો અર્થ, હોમ, ન સમજવો. **जुहोति** પદ ત્યાગના અર્થમાં જૈમિનિએ પૂર્વમીમાં. સાના સૂત્રમાં ભાષ્યકારોએ તથા નવીનોએ પોતાના ભાષ્યમાં સપ્રમાણ વાપર્યું છે. **यस्य भूयांसो यज्ञक्रतवः** । અર્થાત્:-"જેના બહુ યજ્ઞક્રતુઓ છે" ઇત્યાદિ વાક્યમાં "દેવતાને ઉદ્દેશીને થયલો હવિસ્‌નો જે **ત્યાગ** છે" તેને જ યજ્ઞ કહેવો જોઇએ એમ કહ્યું છે. એ રીતે અગ્નિહોત્રને વિષે પણ હવિસ્‌ના ત્યાગરૂપે યજ્ઞત્વ તો રહેછે જ. "**स एष यज्ञः पञ्चविधोऽग्निहोत्रं दर्शपूर्णमासौ** । તે આ પઞ્ચવિધ યજ્ઞ છે"-ઇત્યાદિ મીમાંસકોની પણ પ્રસિદ્ધ શ્રુતિ છે. તેથી હરિ પોતેજ પઞ્ચવિધ યજ્ઞ છે એમ સમજવું.

ભગવાન્ છે એટલું જ નહિ પણ સાધનરૂપ એવો જે યજ્ઞ અને તેનું જે સાધન **પ્રયાજાદિ** તથા **સ્રુગાદિ** છે તે પણ ભગવાન્ છે.' (યજ્ઞમાં મુખ્ય ક્રિયાને પ્રયાજ કહે છે, અને યજ્ઞમાં ઘી હોમવાને માટે જે ખાદિર કે પલાસના લાકડાનો ચમચો વપરાય છે તેને સ્રુગ્ કહે છે). આ બે યજ્ઞના સાધન છે, અને એ પણ ભગવદ્રૂપ જ છે. સાધન–યજ્ઞના સાધન એવા જે પ્રયાજાદિ તથા સ્રુગાદિ છે તે પણ ભગવદ્રૂપ જ છે. પુરુષસૂક્તમાં અને એના વ્યાખ્યાનરૂપ દ્વિતીયસ્કન્ધ શ્રીમદ્ભાગવતના ષષ્ઠ અધ્યાયમાં આ સાધનોને ભગવાન્ યજ્ઞ-પુરુષના અવયવ કહ્યાં છે. અવયવો, અવયવીથી–અવયવવાન્થી જુદાં નથી પણ અભિન્ન છે, તેથી અત્ર શ્રીમદાચાર્યચરણ કહે છે કે ભગવાન્ જ સાધનરૂપ–પ્રયાજાદિરૂપ તથા ગાદિરૂપ છે, અને સાધ્યરૂપ–યજ્ઞરૂપ પણ પોતે જ છે.

અર્થાત્ વસ્તુ એક છતાં જેમ દ્વિરૂપ હોઈ શકે, તેમ ભગવાન્ એક હોવા છતાં દ્વિરૂપ હોઈ શકે છે. ભગવાન્ પોતે જ આનન્દરૂપ છે, અને યજ્ઞના સાધન એવાં જે પ્રયાજાદિ તથા સ્રુગાદિ તે પણ ભગવાન્ પોતે જ છે. અહીં સાધનની દ્વિરૂપતાનું નિરૂપણ કરવા **प्रयाजादि** તથા **स्रुगादि**નો નિર્દેશ કર્યો છે. જે કોઈ પણ રીતે યજ્ઞનું ફલ સિદ્ધ કરવામાં ઉપકારક થાય, અથવા તો જે, યજ્ઞનું સ્વરૂપ સિદ્ધ કરવામાં ઉપકારક થાય (તેને સાધન કહેવામાં આવે છે). આ વિના બીજું કોઈ (સાધન) થઈ શકતું નથી. પ્રયાજાદિ જે યજ્ઞમાં મુખ્ય ક્રિયારૂપ છે તે, અને ગાદિ કે જેથી યજ્ઞમાં ઘી હોમાય છે તે–આ બન્ને સાધન યજ્ઞનું ફલ તેમજ સ્વરૂપ સિદ્ધ કરવામાં ઉપયોગિ છે, તેથી તેમનું યજ્ઞના સાધનત્વે નિરૂપણ કર્યું છે અને એ *પ્રયાજાદિ- ગાદિ–સાધનરૂપ પણ હરિ પોતે જ થયા છે.

---

* અર્થાત્:—અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, પશુ ચાતુર્માસ્ય અને સોમ–એ પઞ્ચયજ્ઞ હરિ પોતે થાયજ છે. આ પાંચ યજ્ઞ એક યજ્ઞનારાયણના સ્વરૂપ હોવા છતાં હરિ પોતે એકજ છે. એક યજ્ઞનારાયણ ભગવાન્ પોતે પ્રયાજાદિ તથા સ્રુગાદિરૂપ સાધન પણ પોતે જ થઇને, તે સાધન દ્વારા અગ્નિહોત્રાદિ પઞ્ચયજ્ઞરૂપે યજ્ઞસ્વરૂપી વિષ્ણુ પ્રકટ થાય છે, અને "यज्ञो वै विष्णुः । 'યજ્ઞ, ખરેખર વિષ્ણુ છે'–એ શ્રુતિના મર્મનો સાક્ષાત્કાર યથાસ્થિત ભાગ્યવાનને કરાવે છે. यज्ञेन यज्ञमयजन्त देवाः । અર્થાત્ "યજ્ઞ વડે યજ્ઞનું–વિષ્ણુનું યજન દેવોએ કર્યું." આ પુરુષસૂક્તનો મન્ત્ર છે, તથા એ મન્ત્રના વિવરણરૂપ पुरुषावयवैरेते सम्भाराः सम्भृतां मया । અર્થાત્:–" આ યજ્ઞની સર્વ સામગ્રી યજ્ઞ–વિષ્ણુ–પુરુષના અવયવો વડે મ્હેં સંભારી છે."—એમ શ્રીમદ્ભાગવતના ૨–૬–૨૬ ઇત્યાદિ શ્લોક છે. પુરુષસૂક્ત તથા શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કન્ધમાં જે એવું વિવરણ કર્યું છે તેનાથી એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે યજ્ઞ, ભગવદાત્મક છે એટલુંજ નહિ પણ યજ્ઞના સાધન પ્રયાજાદિ, સ્રુગાદિ, તથા અન્ય સર્વ કોઇ પદાર્થ જે કોઇ પણ રીતે યજ્ઞની સાથે સમ્બન્ધ ધરાવે છે તે પણ ભગવદાત્મક છે. તે સર્વે પદાર્થો

આ પ્રકારે દેઢ કારિકાથી શ્રીમદાચાર્યચરણે ભગવાન્‌નું વેદમાં કહેલું પઞ્ચાત્મકત્વ પ્રતિપાદિત કર્યું છે. હવે મઙ્ગલકારિકામાં કહેલું ભગવાન્‌નું દ્વિરૂપત્વ સમજાવે છે:—

**ત૦ પ્રદીપ૦—પ્રાકૃતં રૂપમેતદ્ધિ નિત્યં કામ્યં તુ વૈકૃતમ્ ॥ ૩ ॥**

**કારિકાભાવાર્થ:**—આ જ (યજ્ઞરૂપ), પ્રાકૃત–નિત્ય છે, અને કામ્ય વૈકૃત પણ છે.

**વિવેચન:**—ઉપર ગણાવેલા અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, પશુ, ચાતુર્માસ્ય તથા સોમ–એ બે પ્રકારના છે–એક પ્રાકૃત, અને બીજા વૈકૃત. પ્રાકૃતકર્મ એજ નિત્ય કર્મ છે, અને વૈકૃત એ જ કામ્ય કર્મ છે એમ સમજવું. અર્થાત્ અગ્નિહોત્રાદિ પાંચ યજ્ઞો પ્રાકૃત–નિત્ય હોય છે, તેમ તે વૈકૃત–કામ્ય પણ હોય છે. અત્ર પ્રાકૃત શબ્દનો પારિભાષિક અર્થમાં પ્રયોગ થયો છે. **પ્રા**કૃત એટલે લૌકિક **અને** અપ્રાકૃત એટલે અલૌકિક–એવા અર્થમાં પ્રાકૃત શબ્દ સમજવાનો નથી. પરન્તુ **પ્રા**કૃત એટલે **પ્ર**કૃતિરૂપ એવો અર્થ અત્ર સમજવો. પ્રસિદ્ધ અગ્નિહોત્રના સ્વ એટલે પોતાના નામથી જ્યાં તેના સર્વ અઙ્ગોનું નિરૂપણ થયું હોય તે તેની **પ્ર**કૃતિ કહેવાય છે. અર્થાત્ જે જેટલું કહ્યું તેટલું સમ્પૂર્ણ અઙ્ગસહિત કરવું પડે, અને તેનાથી અમુક નિયત ફલ અવશ્ય થાય, તે, પ્રાકૃત અથવા નિત્ય કર્મ કહેવાય છે. નિત્ય–પ્રાકૃત–કર્મ, અને કામ્ય–વૈકૃત કર્મમાં ભેદ એટલો જ છે કે નિત્ય–**પ્રા**કૃત કર્મમાં અમુક નિયત ફલ છે, ફલ નથી એમ નહિ; જો એ નિત્ય કર્મ કરવામાં ન આવે તો પ્રાયશ્ચિત્ત લાગે છે. જેમકે રાજસેવા[1] મનુષ્યમાત્રને કર્ત્તવ્ય છે. જો તે ન કરવામાં આવે તો દણ્ડ થાય છે; તેમ પ્રાકૃત–નિત્ય કર્મ અવશ્ય થવું જ જોઇએ, અને જો તે ન થાય તો પ્રત્યવાય લાગે છે. જેમ રાજસેવા કર્યાથી અમુક ફલ થાય છે જ, ફલ નથી થતું એમ નથી, તેમ **પ્રા**કૃત–નિત્ય કર્મથી અમુક નિત્ય ફલ થાય છે જ, ફલ નથી થતું એમ નથી. અર્થાત્ જે કર્મ જો ન કરવામાં આવે તો પ્રત્યવાય–પ્રાયશ્ચિત્ત લાગે, અને જે કરવાથી અમુક નિયત ફલ થાય જ તેને

---

યજ્ઞ–પુરૂષના અવયવરૂપ છે. યજ્ઞસ્વરૂપી–વિષ્ણુ ભગવાન્, સદા સર્વદા તે તે યજ્ઞના પદાર્થોમાં, સામગ્રીમાં, ક્રિયામાં તેમજ સાધનાદિમાં બીનર સિદ્ધરૂપે વિરાજે છે. યજ્ઞના આવશ્યક સર્વ પદાર્થો એ યજ્ઞ પુરૂષના અવયવરૂપ છે. યજ્ઞની તે તે આવસ્યક ક્રિયાઓ કરીને યજ્ઞના તે તે અવયવરૂપ પદાર્થો વડે યજ્ઞસ્વરૂપી ભગવાનની અભિવ્યક્તિ એકલે પ્રાકટ્ય કરવાનું છે. જો યજ્ઞ સાઙ્ગોપાઙ્ગ કરવામાં આવે છે તો યજ્ઞસ્વરૂપ વિષ્ણુ નારાયણ ભગવાન્ પોતે સાક્ષાત્ અભિવ્યક્ત–પ્રકટ થઇ, ઉત્તમોત્તમ અધિકારીને યથેચ્છ ફલદાન કરે છે. શ્રીમદાચાર્યચરણ દીક્ષિતજી હોઇ યથાયોગ્ય યજ્ઞો કરી યજ્ઞસ્વરૂપી ભગવાનનો સાક્ષાત્કાર સિદ્ધ કરતા. પ્રાચીન જનકાદિ ઋષિઓને પણ યજ્ઞનું ભગવત્ત્વ સ્ફુરતું હતું. યજ્ઞ સિદ્ધ છે, સાધ્ય નથી.

પ્રાકૃત-નિત્ય કર્મ કહે છે, અને એનું જ પ્રતિપાદન વેદમાં મુખ્યતાથી કરેલું છે. આ **નિત્યકર્મથી** વિરુદ્ધ **કામ્ય** કર્મ છે, કામ્ય કર્મને જ વિકૃત કર્મ વા વૈકૃત કર્મ કહે છે. જે કામના હોય તેનું જ દાન કરનારું આ **વૈકૃત** કર્મ હોય છે. આ **કામ્યકર્મ**, **નિત્યકર્મની** માફક (નિજ) સ્વભાવથી નિયત ફલનું દાન કરતું નથી, એ તો કામના પ્રમાણે જ ફલદાન કરે છે.

આ પ્રકારે પ્રાકૃત-નિત્ય, અને વૈકૃત-કામ્ય-એમ અગ્નિહોત્રાદિ યજ્ઞનું દ્વિવિધત્વ દર્શાવીને વેદાર્થરૂપ થયજ્ઞ ભગવાનના દ્વિરૂપત્વનું મઞ્જુલકારિકામાં કહ્યા પ્રમાણે પ્રતિપાદન થયું.

**ઉપસંહાર:**—આ રીતે કર્મ-યજ્ઞનું પઞ્ચાત્મકત્વ દર્શાવીને, 'યજ્ઞ તે જ ભગવાન્ છે.' કહીને, હરિ પઞ્ચવિધ છે એમ કહીને, એ અગ્નિહોત્રાદિ પઞ્ચપ્રકારના યજ્ઞો, (૧) પ્રાકૃત-નિત્ય, અને (૨) વૈકૃત-કામ્ય-એમ દ્વિરૂપ છે એમ કહીને, ભગવાન્ પણ દ્વિરૂપ છે એમ શ્રીમદાચાર્યચરણે સિદ્ધ કર્યું. (૩)

**ઉપક્રમ:**—હવે અધિકારીઓના ભેદથી અગ્નિહોત્રાદિ કર્મ-યજ્ઞના ફલ દર્શાવતાં શ્રીમદાચાર્યચરણ અધિકારી, વ્યાપાર, કર્મસ્વરૂપ ઇત્યાદિ દર્શાવે છે. યજ્ઞ, અધિકારીના ભેદથી ત્રિવિધ છે-આધિદૈવિક, આધ્યાત્મિક, અને આધિભૌતિક. આધિદૈવિક યજ્ઞનું ફલ મોક્ષ છે, આધ્યાત્મિક યજ્ઞનુ ફલ સ્વર્ગ-આત્મસુખ છે, અને આધિભૌતિક યજ્ઞનું ફલ સ્વર્ગલોક છે. આ ત્રણ પ્રકારના ફલ શ્રીમદાચાર્યચરણ હવે દર્શાવે છે. તેમાં સર્વથી ઉત્તમ આધિદૈવિક યજ્ઞ છે, તેથી તેનું પ્રતિપાદન પ્રથમ કરે છે, પછી મધ્યમ અધિકારીને માટે આધ્યાત્મિક યજ્ઞનું ફલ કહે છે, અને પછી મન્દ અધિકારીને માટે આધિભૌતિક યજ્ઞનું ફલ કહે છે:—

---

૧ વેદ એ ભગવાનના નિઃશ્વાસરૂપ છે. એમાં પ્રવર્ત્તકવિધિ, ભગવાનની આજ્ઞારૂપ છે; 'શ્રુતિ અને સ્મૃતિ એ મ્હારી-ભગવાનની આજ્ઞારૂપ છે.' એ સ્મૃતિવાક્ય પણ એજ આશયને પોષે છે. યજ્ઞમાં યજ્ ધાતુ છે, અને તેનો ધાત્વર્થ 'પૂજા' થાય છે. એ રીતે યાગ એ ભગવાનની પૂજારૂપ છે.

યજ્ઞમાં ઇજ્ય પણ ભગવાન્ છે. આમ યાગ એ, ભગવાને આજ્ઞા કરેલી પૂજા છે. ભગવાને આજ્ઞા કરેલી યાગરૂપી પૂજા જો ન કરવામાં આવે તો એમની આજ્ઞાનો ભઙ્ગ થાય, અને તેથી દોષ લાગે. ભગવાને જે યાગ-પૂજા કરવાની આજ્ઞા કરી છે તે નિત્ય-પ્રાકૃત કર્મ કરવાને અર્થે છે, તેથી જો તે તે ન કરવામાં આવે તો દણ્ડ થાય, અને જો કરવામાં આવે તો અમુક નિયત ફલ પણ થાય. આ નિયમ કામ્ય કર્મને લાગુ પડતો નથી, કારણ કે તે કર્મ તો કામના હોય ત્યારે કરવાનું છે. કામના હોય ત્યારે તે કર્મ કરવાથી કામ્ય ફલ થાય છે. તે કર્મથી કંઇ નિયત-નિત્ય ફલ થતું નથી, તેથી એ કામ્ય કર્મ, પ્રાકૃત કર્મથી વિરુદ્ધ છે, અને વૈકૃત કર્મ કહેવાય છે. (ભગવત્સેવા કરવી,-એ પણ એક આધિદૈવિક યજ્ઞ-યાગ-રૂપ છે અને તે જો સદા સર્વદા આવશ્યક રીતે કરવામાં આવે તોજ ભગવાનની આજ્ઞાનું પાલન થઇ શકે છે, એવો પણ નિષ્કર્ષ નીકળી શકે છે.)

એ પ્રમાણે ઉદ્દેશતઃ ઉભયે ( પ્રાકૃત તથા વૈકૃત ) રૂપનું નિરૂપણ કરીને હવે ફલનું નિરૂપણ કરે છેઃ—

**ત૦ પ્ર૦—ज्ञानिनस्तदभिव्यक्तौ कर्तुर्मोक्षः क्रमाद्भवेत् ।**
**अन्यथा स्वर्गसौख्यं तु द्विरूपं तत् क्रमाद्भवेत् ॥ ४ ॥**
**वाक्यशेषात्त्वात्मसुखं प्रसिद्धे लोक उच्यते ।**
**यन्न दुःखेन सम्भिन्नं न च ग्रस्तमनन्तरम् ॥ ५ ॥**
**अभिलाषोपनीतं च तत्सुखं स्वः पदास्पदम् ।**
**स्पर्द्धासूयादिदुःखानि स्वर्गिणां स्युः सदा ध्रुवम् ॥ ६ ॥**
**प्रवृत्तिमार्गनिष्ठत्वान्न ध्रुवोपरि तद्गतिः ।**
**न च स्वर्गादिलोकेषु वाक्यशेषोक्तमीर्यते ॥ ७ ॥**
**अत आत्मसुखं वाक्ये वाच्यं तत् सत्त्वतो भवेत् ।**
**शुद्धे सत्त्वगुणोद्भेदः स्वर्गः सत्त्वगुणोदयः ॥ ८ ॥**
**अतस्तदेव हि फलं कामाभावेऽपि सिद्ध्यति ।**
**यागादे भगवद्रूपात्कामितं फलति स्फुटम् ॥ ९ ॥**
**श्लिष्टप्रयोगा वेदस्य परोक्षकथनं मतम् ।**
**बालानुशासनार्थाय रोचनार्थं तथा वचः ॥ १० ॥**

**કારિકાભાવાર્થઃ**—બ્રહ્મજ્ઞાન સહિત કર્મ કરનારને (યજ્ઞ પુરુષની) અભિવ્યક્તિ થતાં (અર્ચિરાદિ લોકમાં થઇને), ક્રમથી, એનો મોક્ષ થાય છે. અન્યથા (બ્રહ્મજ્ઞાનના અભાવમાં તો) બે પ્રકારનું સ્વર્ગસુખ થાય છે, અને તે નીચે દર્શાવેલા અધિકારીના ક્રમથી થાય છે. (૪) સ્વર્ગ શબ્દનો અર્થ વેદના વાક્ય શેષથી કરીએ, ત્યારે તો તેનો અર્થ આત્મસુખ–અન્તઃકરણસુખ–ચિત્તપ્રસાદ એવો થાય છે, પણ પ્રસિદ્ધ અર્થમાં સ્વર્ગ શબ્દનો અર્થ “ **स्वर्ग** નામનો લોક” એવો થાય છે. “ જે (સુખ)માં, દુઃખનો સમ્ભેદ હોતો નથી,અર્થાત્ દુઃખનો લેશમાત્ર પણ હોતો નથી; અને જે સુખનો કાલ ગ્રાસ કરી શકતો નથી–અર્થાત્ જે સુખ નિત્ય છે; અને જે સુખ અભિલાષથી પ્રાપ્ત થાય છે–તે, સુખ છે, અને તે સુખનું નામ **स्वर्गपद** છે. ”–( આ બ્રાહ્મણવાક્યથી, **स्वर्ग** શબ્દનો અર્થ “ **आत्मसुख** ” થાય છે. ) સ્પર્દ્ધા, ઈર્ષ્યા ઈત્યાદિ દુઃખ નિરન્તર સ્વર્ગવાસીઓને નિશ્ચય થાય છે, કારણકે પ્રવૃત્તિમાર્ગમાં તેમની નિષ્ઠા હોય છે; તે લોકોની ગતિ ધ્રુવલોકની ઉપર થતી નથી, અને આ ( લોકપ્રસિદ્ધ ) સ્વર્ગાદિ લોકમાં, ઉપરોક્ત બ્રાહ્મણ વાક્યમાં કહેલું આત્મસુખરૂપ સ્વર્ગસુખ

નથી. તેથી બ્રાહ્મણુવાક્યમાં જે સુખ કહ્યું તે **आत्मसुख** છે એમ કહેવું જોઇએ. એ આત્મસુખ, સત્ત્વગુણુથી થાય છે શુદ્ધિથી સત્ત્વગુણુની વૃદ્ધિ થાય છે. 'સત્ત્વગુણુનો ઉદય તે જ સ્વર્ગ છે'–એમ ભગવદ્‌વાક્ય છે માટે સત્ત્વગુણુના ઉદયરૂપ આત્મસુખ અર્થાત્ સ્વર્ગ, યાગ ન હોય તો પણુ સિદ્ધ થાય છે. યાગાદિ પણુ ભગવદ્રૂપ હોવાથી કામિત ફલ સ્ફુટ થાય છે. વેદ શ્લિષ્ટ પ્રયોગથી પરોક્ષ કથન કરે છે. બાલકોને શિક્ષણુ આપવાને તથા તેમની રુચિ ઉત્પન્ન કરવાને વેદ તેવી વાણી વદે છે.

**આધિદૈવિક યજ્ઞથી ઉત્તમાધિકારીને થતું ફલઃ—**

**વિવેચનઃ—**જે બ્રહ્મજ્ઞાનયુક્ત થઇને વેદમાં કહેલા યથાયોગ્ય પ્રકારે કર્મ–યજ્ઞ કરે છે તેને જ ભગવદાનન્દરૂપ ફલ પ્રાપ્ત થાય છે. તેમાં હેતુ શો ? તો કહે છે કે યજ્ઞાત્મક ભગવાન્ તેવા બ્રહ્મજ્ઞાનવિશિષ્ટ યજ્ઞ કરનારને પ્રકટ થાય છે, જો **પુરુષ** છ પ્રકારે વિહિત હોય છે તો તે **પુરુષ** પ્રકટ થાય છે. અર્થાત્ **पुरुषो विहितः षोढा** એ કારિકામાં કહ્યા પ્રમાણે **ઉત્તરકાણ્ડમાં** કહેલું ઔપનિષદ–શબ્દ બ્રહ્મજ્ઞાન તથા **પૂર્વકાણ્ડમાં** કહેલું અગ્નિહોત્રાદિ પઞ્ચાત્મકત્વ–એમ ષટ્ પ્રકારે વેદાર્થરૂપ ભગવાન્ **બ્રહ્મજ્ઞાન**સહિત યજ્ઞ કરનાર ને પ્રકટ થાય છે, ત્યારે જ વેદાર્થરૂપ ભગવાન્ ફલદાન કરે છે એવો ભાવ છે. મર્યાદામાં ક્રમમોક્ષ થાય એ જ ફલ છે. સદ્યોમુક્તિ ( સત્વરમુક્તિ થવી એ ) તો ( ભગવાનની ) અતિ કૃપાથી જ થાય છે.

આધિદૈવિક યજ્ઞ કરનારા ઉત્તમાધિકારીના ફલ તરીકે ઉપરના વિવેચનમાં કહ્યું તેમ વેદાર્થરૂપ ભગવાનના સાક્ષાત્ પ્રકટ દર્શન થાય છે એમ સમજવું. બ્રહ્મજ્ઞાન હોવા છતાં, પોતે નિષ્કામ હોવા છતાં, કેવલ ભગવદિચ્છાથી કર્મ કરનારા ઋષિઓ આ આધિદૈવિક યજ્ઞ કરે છે. તેઓ એમ માને છે કે દેહયોગ પણુ ભગવાને વિચારેલા કાર્ય માટે છે. તે લોકો બ્રહ્મજ્ઞાનસહિત તથા નિષ્કામપણે જ યજ્ઞાદિ કરે છે, અને તેમાં તેમને સર્વ દેવનું સાન્નિધ્ય અનુભવાય છે. ઉપનિષદ્‌માં કહેલું (**એક**) **ઔપનિષદ બ્રહ્મજ્ઞાન, તથા** પૂર્વકાણ્ડમાં કહેલા **પાંચ અગ્નિહોત્રાદિ યજ્ઞો** આ છ એકતાથી જેમાં વિરાજી રહ્યા છે એવા વેદાર્થરૂપ ભગવાન્ આવા ઋષિઓને પ્રકટ દર્શન દે છે, અને એ દર્શન થાય ત્યારે જ વેદાર્થરૂપ ભગવાન, ફલનું દાન કરે છે, આ ફલનું દાન પણ તરતજ થતું નથી, પરન્તુ અર્ચિરાદિ લોકમાં ભોગ ભોગવ્યા પછી જ થાય છે, કારણ કે મર્યાદા માર્ગમાં ક્રમે જ મુક્તિ થાય છે. (જુઓ અગ્રે કારિકા ૧૮૪ સાધન પ્રકરણ. શ્રૌત કર્મનું આચરણ કરનારો સન્તુષ્ટ મુનિ ક્રમથી મુક્તિ પ્રાપ્તિ કરે છે.) આ ઋષિઓ ભક્તિયુક્ત ન હોવાથી, પ્રેમયુક્ત ન હોવાથી, પ્રભુની વિશેષ કૃપાના પાત્ર નથી. તેથી એમની સદ્યોમુક્તિ થતી નથી. સદ્યોમુક્તિ તો અતિ કૃપાથીજ થાય છે. આ પ્રકારનું ભગવદાનન્દરૂપ ફલ કેવલ નિષ્કામ કર્મ કરનારાને થતું નથી, પરન્તુ જે, બ્રહ્મજ્ઞાનસહિત નિષ્કામપણે વેદમાં દર્શાવેલા પ્રકારે કર્મ કરે છે તેને જ થાય છે. આવા ઋષિ વિરલ જ હોય છે.

આવા ઋષિઓને જ કરેલા યજ્ઞાદિ શુભફલપ્રદ થાય છે. આવા જીવન્મુક્ત ઋષિઓ જેઓ બ્રહ્મજ્ઞાન યુક્ત થઇને નિષ્કામ હોવા છતાં કેવલ ભગદિચ્છાથી યજ્ઞાદિ કર્મ કરે છે. તેમને વેદાર્થરૂપ ભગવાન્ છ પ્રકારે પ્રકટ થઈ મોક્ષરૂપ ફલનું દાન કરે છે. **અર્થાત્** પૂર્વ-કાણ્ડમાં જ્યાં કર્મથી મોક્ષાદિનું પ્રતિપાદન કર્યું છે ત્યાં પણ જ્ઞાનસાહિત્ય હોવું જોઇએ. આ પ્રકારે ઉત્તમ અધિકારીના આધિદૈવક યજ્ઞનું ફલ કહ્યું. (૪)

હવે મધ્યમ અને હીન અધિકારીઓને કર્મ અર્થાત્ યજ્ઞનું જે ફલ થાય છે તે હવે કહે છે. મધ્યમ અધિકારી જ્ઞાનરહિત થઈને વેદમાં કહેલા યજ્ઞાદિ કર્મ નિષ્કામપણે કરે છે તેથી તેને ફલ તરીકે બ્રાહ્મણવાક્યમાં કહેલું આત્મસુખ–અન્તઃકરણસુખ પ્રાપ્ત થાય છે. હીન અધિકારી જ્ઞાનરહિત થઈને વેદમાં કહેલાં યજ્ઞાદિ કર્મ સકામનાથી કરે છે, તેથી તેને ફલ તરીકે લોકમાં પ્રસિદ્ધ થયલો, સ્પર્દ્ધા ઈર્ષ્યાદિદુઃખના લેશવાલો, તથા અનિત્ય એવો **સ્વર્ગલોક** પ્રાપ્ત થાય છે. હીન અધિકારીને આ અનિત્ય **સ્વર્ગલોક**માંથી પુણ્ય ક્ષીણ થયે પુનઃ મૃત્યુલોકમાં પ્રવેશ કરવો પડે છે. શ્રીમદ્વલ્લભાચાર્યજી **સ્વર્ગ** પદનો યૌગિક અર્થ **'આત્મસુખ'** કરી એક અપૂર્વ સિદ્ધાન્ત પ્રતિપાદિત કરી આપે છે, અને જિજ્ઞાસુઓની વિચારશ્રેણિને તથા નિષ્કામપણે બ્રહ્મજ્ઞાનરહિત કર્મ કરનારાને અતિ ગૂઢ સ્વારસ્ય સમજાવે છે. અધિકારીના ભેદથી થતું અને **સ્વર્ગ**પદથી સિદ્ધ થયલા એ **આત્મસુખ**નું તથા **સ્વર્ગલોક**નું વિશેષ નિરૂપણ નીચે પ્રમાણે છેઃ—

બ્રહ્મજ્ઞાનના અભાવમાં તો પઞ્ચાત્મક ભગવાનથી સ્વર્ગસુખ પ્રાપ્ત થાય છે. જ્ઞાન વિના જ્યાં યાગનો ઉપદેશ છે–એવા ભિન્ન વાક્યોમાં પણ સ્વર્ગનું જ ફલ તરીકે નિરૂપણ કરવામાં આવ્યું છે.

અર્થાત્ બ્રહ્મજ્ઞાનયુક્ત ન હોય એવા અધિકારી જો યજ્ઞાદિ કરે તો તેમને અગ્નિહોત્રાદિપઞ્ચયજ્ઞસ્વરૂપ ભગવાનથી જે ફલ પ્રાપ્ત થાય છે તેને સ્વર્ગ-સુખ કહેવામાં આવે છે. આ સ્વર્ગસુખ અધિકારીના ભેદને લીધે દ્વિવિધ છે. બ્રહ્મજ્ઞાનરહિત યજ્ઞ–કર્મ કરનારા બે પ્રકારના છે. એક નિષ્કામ અને બીજા સકામ. નિષ્કામ એ મધ્યમાધિકારી છે, અને સકામ એ હીન–મન્દ અધિકારી છે. આ બન્ને અધિકારી બ્રહ્મજ્ઞાનથી રહિત છે. આ બન્નેમાં નિષ્કામ યજ્ઞ કરનારને આત્મસુખરૂપ–અન્તઃકરણ સુખરૂપ–ચિત્તપ્રસાદસુખરૂપ સ્વર્ગફલ પ્રાપ્ત થાય છે, જ્યારે સકામ યજ્ઞ કરનારને (હીન કક્ષાનું લોકપ્રસિદ્ધ) સ્વર્ગલોકરૂપ પ્રાપ્ત થાય છે, ઉપરોક્ત આત્મસુખરૂપ સ્વર્ગમાં દુઃખનો લેશ નથી, કાલથી તેનો ગ્રાસ થતો નથી, અને અભિલાપમાત્રથી જ તે પ્રાપ્ત થાય છે; જ્યારે દ્વિતીય **સ્વર્ગ**લોકનું સુખ સ્પર્દ્ધા–ઇર્ષ્યાદિ દુઃખના સંયોગવાળું છે, અનિત્ય છે, અને અભિલાષ કર્યા પછી પ્રયત્નથી–કલેશથી પ્રાપ્ત થાય છે. (૫)

આમ સ્વર્ગ બે પ્રકારનું છે. એક તો બ્રાહ્મણ વાક્યમાં જે **સ્વર્ગસુખ–આત્મસુખ** કહ્યું છે તે, અને બીજું લોકમાં પ્રસિદ્ધ થયલા **સ્વગલોકનું સુખ** છે તે. પ્રથમ **સ્વર્ગસુખ–આત્મસુખ "સ્વર્ગ"**પદના યૌગિક અર્થથી સિદ્ધ થાય છે,

જેમકે सुष्ठु अर्ज्यते इति स्वर्गः । અર્થાત્ ' સારી રીતે જેનું ઉપાર્જન થાય છે તે સ્વર્ગ. અન્તઃકરણ સત્ત્વાકાર થતાં જ્યારે સર્વપ્રકારની ઈચ્છાઓ નિવૃત્ત થાય છે, ત્યારે આત્મસુખ પ્રકટ થાય છે. આ આત્મસુખ અગ્નિહોત્રાદિપઞ્ચયજ્ઞથી સાધ્ય હોય છે. યજ્ઞમાં અધિકૃત સર્વે દેવો જ્યારે પ્રસન્ન થાય છે, ત્યારે યજ્ઞ આધ્યાત્મિક થાય છે, અને ત્યારે આત્માનન્દ-આત્મસુખ પ્રકટ થાય છે. યજ્ઞના અધિષ્ઠાતા આ દેવો જો સન્તુષ્ટ થઇ પ્રસન્ન થતા નથી તો તે યજ્ઞ ભૌતિક થઇ જાય છે, અને તેના ફલ તરીકે લોકપ્રસિદ્ધ હીનકક્ષાનું સ્વર્ગલોકનું સુખ પ્રાપ્ત થાય છે.

અર્થઃ—આત્માનન્દ-આત્મસુખરૂપ સ્વર્ગ, નિષ્કામપણે બ્રહ્મજ્ઞાનરહિત થઈ કર્મ કરનારને પ્રાપ્ત થાય છે. તેનું વર્ણન, બ્રાહ્મણવાક્યમાં **यन्न दुःखेन संभिन्नम्**–કારિકામાં કહ્યું છે તેમ આ પ્રમાણે છેઃ–જે સુખમાં દુઃખનો સમ્ભેદ–લેશ નથી, જે સુખનો કાલ ગ્રાસ કરતો નથી, અને જે સુખ અભિલાષમાત્રથી પ્રાપ્ત થાય છે તે સુખને **"સ્વર્ગ"** કહે છે. આ બ્રાહ્મણ વાકયથી, જ્યાં જ્યાં **"સ્વર્ગ"** શબ્દનો પ્રયોગ થયો હોય ત્યાં સન્દેહ થતાં નિર્ણય કરવો કે અત્ર **"સ્વર્ગ"** શબ્દ "**આત્મસુખ**"ના અર્થમાં છે કે "**સ્વર્ગલોકસુખ**"ના અર્થમાં છે. નિષ્કામ યજ્ઞ કરનારનું અન્તઃકરણ સત્ત્વાકાર થતાં દેવતાઓ ત્યાં પ્રસન્ન થતાં, એક પ્રકારનું નિત્ય "**આત્મસુખ**" પ્રકટ થાય છે, જે "**સ્વર્ગ**" કહેવાય છે. સકામ યજ્ઞ કરનારનું અન્તઃકરણ સર્વ ઇચ્છાઓ નિવૃત્ત ન થતી હોવાથી સત્ત્વાકાર થતું નથી, અને તેથી દેવતાઓ પ્રસન્ન થતા નથી. આવા લોકોને જે સુખ પ્રાપ્ત થાય છે તે સ્વર્ગલોકનું સુખ સમજવું. આ **લોકપ્રસિદ્ધ** રૂઢ અર્થમાં સમજાયલું **સ્વર્ગસુખ,** સ્પર્ધા, ઇર્ષ્યાદિ દુઃખ-સંશ્લેષથી યુક્ત છે, અનિત્ય છે. અર્થાત્ પુણ્ય ક્ષીણ થયે સ્ખલિત થાય એવું છે, અને અભિલાષ કર્યા પછી પ્રયત્ન વા કલેશ વડે પ્રાપ્ત થઇ શકે એવું છે; જ્યારે ઉપર કહેલું સ્વર્ગ–અર્થાત્ **આત્મસુખ,** આ (હીન) **સ્વર્ગલોકના** સુખ કરતાં અત્યુત્કૃષ્ટ કક્ષાનું છે. આ **આત્મસુખ** વૈદિક છે, જ્યારે **સ્વર્ગલોકનું** સુખ લૌકિક છે. **આત્મસુખ** કેવલ અભિલાષથી–મનોરથથી પ્રાપ્ત થાય છે, જ્યારે **સ્વર્ગલોકનું સુખ** પ્રયત્નથી પ્રાપ્ત થઈ શકે છે. નિષ્કામ યજ્ઞ કરનારનું આત્મસુખ વિષયજન્ય નથી, કારણકે વિષયજન્ય સુખમાં પરિણામે દુઃખ થાય છે, જ્યારે આ આત્મસુખમાં તો દુઃખનો લેશ માત્ર પણ નથી. એથી વિરુદ્ધ, **સ્વર્ગલોકનું સુખ** વિષયજન્ય હોઈ દુઃખસંશ્લિષ્ટ–દુઃખથી મિશ્રિત હોય છે. વળી **આ આત્મસુખ, પરમાનન્દથી વિલક્ષણ છે, કારણકે પરમાનન્દની પ્રાપ્તિ તો પ્રભુની ઇચ્છાને અધીન છે, જ્યારે આ આત્મસુખ તો સ્વાધીન છે. એ રીતે આત્મસુખ, સ્વર્ગલોકના સુખથી તેમજ પરમાનન્દથી,**

**પૃથક્ છે, તેથી પારિશેષ્ય ન્યાય વડે નિષ્કામ યજ્ઞ કરનારનું જ એ આત્મસુખ સિદ્ધ થાય છે.** અત્ર શ્રુતાર્થાપત્તિ જ પ્રમાણ છે.

**'આત્મ'**શબ્દ અન્તઃકરણવાચી છે, તેથી **"આત્મસુખ"** એટલે **"અન્તઃકરણસુખ"** સમજવું. એ અન્તઃકરણસુખ જીવોપભોગ્ય જેવાનન્દથી ન્યૂન છે-એમ **'तुलयाम लवेन'** એ શ્લોકના **શ્રીસુબોધિની**જીમાં સ્પષ્ટ કર્યું છે. **"સ્વગ"** શબ્દનો યૌગિક અર્થ જે **'આત્મ-સુખ'** થાય છે તે શ્રીમહાચાર્યચરણે નિષ્કામપણે યજ્ઞ-કર્મ કરનારા જ્ઞાનરહિત **મધ્યમ અધિ-કારીના સમ્બન્ધમાં** યોજ્યો છે, તેમજ **स्वर्ग** શબ્દનો જે રૂઢ અર્થ **'સ્વર્ગલોક'** થાય છે તેનો પ્રયોગ સકામપણે કર્મ કરનાર જ્ઞાનરહિત હીન અધિકારીના સમ્બન્ધમાં કર્યો છે. (૪-૬)

**"સ્વર્ગ"**શબ્દનો અર્થ જ્યાં લોક થાય છે તે સ્વર્ગલોક, હીનાધિકારી વા મન્દ અધિકારીનું આધિભૌતિક સકામ યજ્ઞનું ફલ છે. **સ્વર્ગલોકમાં સ્થિતિ કરતા ઇન્દ્રાદિ દેવોને વિષે સ્પર્દ્ધા ઇર્ષ્યા ઇત્યાદિ થયાનું વેદાદિમાં શ્રવણ થાય છે, અને એ સ્પર્દ્ધા તથા ઈર્ષ્યાદિ દુઃખરૂપ છે.** પુણ્ય ક્ષીણ થતાં, ત્યાંથી પાત થાય છે એટલે એ સ્વર્ગલોકનું સુખ અનિત્ય છે. આ રીતે **સ્વર્ગલોકસુખ** અને **આત્મસુખ** એ બન્ને ભિન્ન છે. ***બ્રહ્મલોકને સ્વર્ગલોક ન કહેવો,** કારણકે બ્રહ્મલોકમાં આ સકામ તથા પ્રવૃત્તિમાર્ગમાં નિષ્ઠા રાખ-નારા હીન અધિકારીને સ્થાન પ્રાપ્ત થતું નથી. **જ્ઞાન વિના કેવલ યજ્ઞ-**

---

* બ્રહ્મલોક દ્વિવિધ હોય છે. એક પ્રવૃત્તિમાર્ગથી જઇ શકાય એવો, અને બીજો નિવૃત્તિમાર્ગથી જઈ શકાય એવો. **પ્રથમ બ્રહ્મલોક** ક્ષયાદિદોષવાન્ અને અનિત્ય છે; જ્યારે **બીજો બ્રહ્મલોક** ક્ષયાદિદોષરહિત અને **નિત્ય** છે. પ્રથમ પ્રકારના **અનિત્ય બ્રહ્મલોકના** વિષયમાં **સ્કન્દપુરાણમાં ઇન્દ્રદ્યુમ્ન** રાજાની કથા પ્રસિદ્ધ છે. એ બ્રહ્મલોકમાં યશઃસત્ત્વથી સ્થિતિ થઈ શકે છે. ઇન્દ્રદ્યુમ્ન રાજાએ **માર્કણ્ડેય તાલજઙ્ઘા**દિને પૂછ્યું કે 'મારા નામનો યશ તમે જાણો છો?' ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે 'અમે જાણતા નથી,' આથી ઇન્દ્ર-દ્યુમ્નને બ્રહ્મલોકમાંથી પોતાનો પાત થશે એવો ભય લાગ્યો. ત્યારે **માર્કણ્ડેયના** ઉપદેશથી બહુકલ્પ પર્યન્ત જીવનારા કોઇ કૂર્મ (કાચબા) ને પૂછ્યું કે 'તું મ્હારો યશ જાણે છે?' તેણે ઉત્તર આપ્યો કે ભૂમિ તારા યશથી સંપૂર્ણ છે. આ કથનથી તે ઇન્દ્રદ્યુમ્ન નિજ યશઃ-સત્વથી પાછો બ્રહ્મલોકમાં ગયો. એ રીતે આ (૧) **બ્રહ્મલોક** ઇન્દ્રાદિના સ્વર્ગની માફક અનિત્ય છે. **બીજા પ્રકારનો બ્રહ્મલોક** જે નિત્ય છે તેનું પ્રતિપાદન **'वेदान्तविज्ञान--सुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ॥ ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥'** ( मुण्डकोपनिषत्० ३-२-६ ) ઇત્યાદિ શ્રુતિમાં કર્યું છે. આ નિત્ય બ્રહ્મલોકમાં, પ્રવૃત્તિમાર્ગનિષ્ઠ સકામ અધિકારીને જવાનો અધિકાર નથી. વેદાન્તવિજ્ઞાનથી જેમણે અર્થ સુનિશ્ચિત કર્યા છે, સંન્યાસયોગથી જેઓ યતિ છે, અને જેઓ શુદ્ધસત્ત્વ છે-તે સર્વે મહાત્માઓ બ્રહ્મલોકને વિષે સ્થિત થઇને બ્રહ્માજીની સાથે અન્તકાલે અમૃતત્વ પ્રાપ્ત કરીને વિમુક્ત થાય છે. તેથી હીનકથાના સ્વર્ગલોકથી આ દ્વિતીય બ્રહ્મલોક **ભિન્ન છે એમ સમજવું. એટલું જ નહિ પણ 'આત્મસુખ' રૂપ સ્વર્ગથી એ 'બ્રહ્મલોક' જુદો છે. તેથી જ શ્રીમહાચાર્યચરણ કહે છે કે અત્ર 'સ્વર્ગ' શબ્દથી 'બ્રહ્મલોક' સમજવો નહિ."**

**કર્માદિ કર્યા કરવા તેનું નામ પ્રવૃત્તિમાર્ગ છે.** આ હીન સકામ અધિકારી કર્મ કરે છે, પરન્તુ બ્રહ્મજ્ઞાનથી રહિત થઇને તે કર્મ કર્યો જાય છે. '**એ હીન અધિકારી પ્રવૃત્તિમાર્ગમાં છે, તેથી એની ગતિ ક્રમમુક્તિમાર્ગે થતી નથી'–એમ કહેવાને કારિકામાં કહ્યું છે કે એ પ્રવૃત્તિમાર્ગનિષ્ઠ સ્વર્ગલોકના હીન અધિકારીની ગતિ ધ્રુવલોકની ઉપર જઇ શકતી નથી.** ઇન્દ્રાદિ લોકોને વિષે પણ બ્રાહ્મણ વાકયમાં કહેલું **આત્મસુખ**–અન્તઃકરણસુખ, સમ્ભવતું નથી, કારણકે તે લોકોનું સુખ, દુઃખથી સંશ્લિષ્ટ (મિશ્રિત) હોય છે, કાલથી ગ્રસ્ત હોય છે, અને અભિલાષથી સિદ્ધ ન થતાં પ્રયત્નથી અર્થાત્ ક્લેશથી સિદ્ધ થાય છે. બ્રાહ્મણવાકયમાં કહેલું સ્વર્ગસુખનું લક્ષણ ઇન્દ્રાદિલોકના સુખને લાગુ પડતું નથી. એ અનુપપત્તિને લીધે, **બ્રાહ્મણ વાકયમાં કહેલું આત્મસુખ ઇન્દ્રાદિલોકનું સુખ નથીજ. એ રીતે પારિશેષ્ય–ન્યાયવડે બ્રાહ્મણવાકયમાં કહેલું સ્વર્ગસુખ આત્મસુખ જ સમજવું** અને તેના અધિકારી નિવૃત્તિમાર્ગના નિષ્કામપણે યજ્ઞાદિ કર્મ કરનારા સાત્ત્વિક અન્તઃકરણના જીવો હોય છે એમ સમજવું.

બ્રાહ્મણ વાકયમાં કહેલા "**સ્વર્ગ**" શબ્દનો અર્થ "**આત્મસુખ**" જ અર્થાપત્તિથી થાય છે, અને **તેથી જ ભગવાને સ્વસાધન તરીકે (પોતાની પ્રાપ્તિમાં) સ્વર્ગ શબ્દનો પ્રયોગ કર્યો છે. સત્ત્વગુણની પ્રવૃત્તિ થાય ત્યારે જ એ આત્મસુખ થાય છે. વળી સત્ત્વની વૃદ્ધિ, શુદ્ધિથી થાય છે,** અને તે અર્થે અગ્નિહોત્રાદિપઞ્ચયજ્ઞોની આવૃત્તિનો ઉપયોગ થાય છે. **स्वर्गः सत्त्वगुणोदयः ।** અર્થાત્ "**સ્વર્ગ એટલે સત્ત્વગુણનો ઉદય**" અથવા "**સત્ત્વગુણથી** જેનો **ઉદય થાય છે તે જ સ્વર્ગ" એમ** શ્રી ભગવાનનું વાકય છે.

સારાંશઃ—અગ્નિહોત્રાદિપઞ્ચયજ્ઞોની આવૃત્તિ વારંવાર નિષ્કામ બુદ્ધિથી કરવામાં આવે છે, ત્યારે ચિત્તાદિની શુદ્ધિ થાય છે. ચિત્તાદિની શુદ્ધિ થતાં સત્ત્વની વૃદ્ધિ થાય છે. સત્ત્વગુણની વૃદ્ધિ થતાં સર્વ ઇચ્છાઓ–કામનાઓ નિવૃત્ત થાય છે, અને અન્તઃકરણ સત્ત્વાકાર થાય છે. ત્યારે જ યજ્ઞના અધિષ્ઠાતા પ્રસન્ન થાય છે, અને એક વિલક્ષણ **આત્માનન્દ–આત્મસુખ–અન્તઃકરણસુખ–ચિત્તપ્રસાદ** પ્રકટ થાય છે, અને એ સુખને વિષે જ બ્રાહ્મણ વાકયમાં કહેલો "**સ્વર્ગ**" પદનો અર્થ ઘટે છે. (૭)

આ આત્મસુખરૂપ ફલ નિત્ય છે. કામના ન હોય તો પણ યાગની સ્વરૂપમર્યાદાથી જ એ આત્મસુખ પ્રકટ થાય છે–એમ (**अतस्तदेव**) કારિકામાં કહે છે. એ અગ્નિહોત્રાદિપઞ્ચયજ્ઞો સ્વભાવથી જ શુદ્ધિ સમ્પાદિત કરી આપે છે. જેમકે ભોજન કરવામાં (સ્વભાવથી) તૃપ્તિ થાય છે જ; અને એમાં જેમ તૃપ્તિની કામનાની અપેક્ષા પડતી નથી, તેમ આ યજ્ઞો, સ્વભાવથી જ શુદ્ધિ સમ્પાદિત કરી આપે છે. એમને શુદ્ધિ સમ્પાદિત કરવામાં શુદ્ધિની કામનાની

અપેક્ષા હોતી નથી. કામનાની અપેક્ષા રાખ્યાવિના ફલદાન કરવું એ નિયમ **પ્રાકૃત**–નિષ્કામ નિત્ય યજ્ઞનો છે. **વિકૃત**–કામ્યયજ્ઞનો એ નિયમ નથી. વિકૃત–કામ્ય યજ્ઞમાં ફલદાન કરવામાં કામનાની અપેક્ષા હોય છે. વિકૃતિયજ્ઞમાં યાગાદિ ભગવદ્રૂપ હોવાથી આધિભૌતિક લોકાત્મક સ્વર્ગાદિનું ફલદાન કામના પ્રમાણે થાય છે. 'એ વિકૃત યજ્ઞમાં શા માટે કામનાની અપેક્ષા હોય છે'–એવી શઙ્કા થાય તો કારિકા સમાધાન કરે છે કે:–**यागादेर्भगवद्रूपात्** । અર્થાત્ યાગાદિ ભગવદ્રૂપ છે, અને તેમને લીધે સર્વ પ્રકારે–કામનાની અપેક્ષા રાખીને–પણ યજ્ઞ ફલદાન કરવા સમર્થ થાય છે.

અત્ર આ આશય છેઃ—યજ્ઞ પણ ભગવાન્ છે, અને ભગવાન્ સર્વફલદાતા છે, તેથી સ્વયં નિત્ય હોવા છતાં, અને પોતે સર્વપ્રકારે ફલનું દાન કરવાને સમર્થ હોવા છતાં, સકામ યજ્ઞ કરનારને સ્વર્ગલોકની કામના હોવાથી તેને તે ફલનું દાન, ભગવાન તેની કામનાને અનુસરીને કરે છે. કારીર્યાદિ યજ્ઞનું એવું સ્પષ્ટ ફલ અનુભવાય છે. તાત્પર્ય કે "જ્યાં સુધી જીવાય ત્યાં સુધી અગ્નિહોત્ર કરવો જોઇએ"–એ વાક્ય, જેમ યજ્ઞાદિના નિત્ય કરવામાં નિયામક છે, તેમ વિકૃત–કામ્ય યજ્ઞ કરવામાં કોઈ વાક્ય નિયામક નથી. તેથી વિકૃત યજ્ઞમાં નિયામક માત્ર કામના જ છે, અને યજ્ઞપ્રવૃત્તિ પણ કામનાથી જ થાય છે–એમ નિશ્ચય થાય છે. જો યાગથી એ કામના પૂરિત–સફલ થાય નહિ, તો લોકોનો યજ્ઞયાગાદિમાંથી વિશ્વાસ ઉઠી જતાં વેદના પૂર્વ–કર્મકાણ્ડનો ઉચ્છેદ થઈ જાય. એ રીતે વેદના કર્મકાણ્ડનો ઉચ્છેદ ન થાય એવા ઉદ્દેશથી જ "વિકૃત–કામ્ય–યજ્ઞમાં તો કામિત એટલે ઇચ્છેલું જ ફલ પ્રાપ્ત થાઓ! સત્ત્વશુદ્ધિ મા પ્રાપ્ત થાઓ"–એવી ભગવાને જ મર્યાદા કરી છે એમ સમજવું.

તે તે કામ્ય યજ્ઞમાં સ્પષ્ટ કામના પ્રમાણે ઇચ્છેલું ફલ સિદ્ધ થતું દેખાય છે, તેથી એમ જણાય છે કે ભગવાને એવી મર્યાદા કરી છે કે "**વિકૃત–કામ્ય યજ્ઞમાં કામનાનુસાર જ ફલ પ્રાપ્ત થાઓ.**" કારીર્યાદિ યજ્ઞો, વૃષ્ટિની કામના તથા પુત્રાદિની કામના પૂરણ કરવાને અર્થે જ થાય છે, તેથી પણ આ સિદ્ધાન્તને પોષણ મળે છે. (૮)

"**સ્વર્ગ**"શબ્દ શ્લિષ્ટ અર્થમાં–બે અર્થમાં વપરાયો છે. તેનું શું પ્રયોજન છે તે હવે સમજાવે છેઃ—

**શઙ્કાઃ**—"**સ્વર્ગ**" પદથી "**સ્વર્ગ**" નામનો **લોક** જ સમજવો જોઇએ! **स्वर्गो नाम लोकएव । स्वर्गाय वा एतानि लोकाय ह्रयन्ते । देवेभ्यो वै स्वर्गो लोक स्तिरोभवत् । स्वर्गो वै लोको नाकः ।** અર્થાત્ "**સ્વર્ગલોકને** માટે આ યજ્ઞો કરવામાં આવે છે." **દેવોમાંથી સ્વર્ગલોક** તિરોભૂત થયો." "**સ્વર્ગલોક** પરલોક–નાક છે." ઇત્યાદિ વાકયોમાં સર્વત્ર '**स्वर्ग**' શબ્દનો અર્થ '**સ્વર્ગલોક**' એવો થાય છે. છતાં તમે '**स्वर्ग**' શબ્દનો અર્થ '**આત્મસુખ**' થાય છે એમ કેમ કહો છો?"

**શઙ્કાનું સમાધાનઃ**—"તમારી શઙ્કા સત્ય છે. **અન્ગોમાં** સ્વર્ગશબ્દના પ્રયોગોમાં **'લોક'** શબ્દ, **'સ્વર્ગ'** શબ્દની સાથે સમાનાધિકરણ હોવાથી **"સ્વર્ગ"** શબ્દ **"સ્વર્ગલોક"**નું કથન કરે છે. અર્થાત્ જ્યાં સ્વર્ગ અને લોકનું સામાનાધિકરણ્ય હોય ત્યાં **'સ્વર્ગ'** એટલે **'સ્વર્ગલોક'** એવો અર્થ થઇ શકે. પરન્તુ **सोमेन स्वर्गकामो यजेत । સ્વર્ગકામે** સોમ યજ્ઞ કરવો '–આ **પ્રધાન** વાક્યમાં "**સ્વર્ગલોકકામે**" એવું પદ ન હોતાં, કેવલ "**સ્વર્ગકામે**" એવું પદ છે.

(અર્થાત્ "**સ્વર્ગ**ની કામનાવાળાએ સોમ યજ્ઞ કરવો" એ પ્રધાનવાક્યમાં **'સ્વર્ગ'** પદનો અર્થ સન્દિગ્ધ છે; તેથી એ સન્દેહનું નિવારણ બ્રાહ્મણ વાક્યમાં કહેલા **स्वर्ग** શબ્દના સ્પષ્ટ અર્થથી કરવો એવો× નિયમ છે.)

હવે બ્રાહ્મણવાક્યમાં "**स्वर्ग**" શબ્દ "**આત્મસુખ**"નું કથન કરે છે. તેથી પ્રધાનવાક્યમાં બ્રાહ્મણવાક્યની સમ્મતિથી "**સ્વર્ગ**" શબ્દનો અર્થ "**આત્મસુખ**" કરવો. જો "**સ્વર્ગ**શબ્દનો અર્થ માત્ર **'સ્વર્ગલોક'** જ થતો હોય તો બ્રાહ્મણ વાક્ય, જે **स्वर्ग**નો અર્થ **'આત્મસુખ'** કરે છે, તે વ્યર્થ થઇ જાય ! વળી, **'स्वर्ग'** શબ્દનો અર્થ જો '**સ્વર્ગલોક**' જ થાય તો પછી સન્દેહ જ રહ્યો નહિ; તો પછી આ બ્રાહ્મણવાક્યનો ઉપયોગ પણ રહેશે નહિ ! તેથી **'स्वर्ग'** શબ્દ વડે '**આત્મ સુખ**' તથા '**સ્વર્ગલોક**' એમ ઉભય અર્થનો સઙ્ગ્રહ કરવો જોઇએ."

**શઙ્કાઃ**—વેદમાં પ્રધાનવાક્યોમાં નિઃસન્દિગ્ધ **स्वर्ग** શબ્દનો પ્રયોગ કેમ કર્યો નથી ?–આ **શઙ્કાનો પરિહાર** કરવા કારિકામાં કહ્યું છે કે વેદને શ્લિષ્ટ પ્રયોગ ઇષ્ટ છે, તેથી નિઃસન્દિગ્ધ પ્રયોગ વેદ કરતા નથી. શ્લિષ્ટપ્રયોગથી પરોક્ષકથન થઇ શકે છે. પરોક્ષકથનથી બાલકોને શિક્ષા આપવાનું પ્રયોજન પણ સરે છે. વેદના પરોક્ષ કથનથી બાલકોને જે શિક્ષા પ્રાપ્ત થાય છે તેથી તેમની અભિરુચિ વેદ તરફ ઉત્પન્ન થાય છે. અનભિજ્ઞ સંસારાસક્ત

---

× મીમાંસાશાસ્ત્રનો નિયમ છે કે જો એક સ્થલે એક શબ્દનો સ્પષ્ટ અર્થ સમજાવ્યો હોય, અને બીજે સ્થલે તે શબ્દનો અર્થ સન્દિગ્ધ હોય તો તે નિઃસન્દિગ્ધ તથા સ્પષ્ટ **અર્થથી સન્દિગ્ધ** અર્થનો નિર્ણય કરવો જોઇએ.

પ્રધાનવાક્ય**માં "સ્વર્ગ"** પદની સાથે **"લોક"** પદનું સામાનાધિકરણ્ય નથી, તેથી **'સ્વર્ગ'** પદનો **અર્થ સન્દિગ્ધ છે.** બ્રાહ્મણ વાક્યમાં **'સ્વર્ગ'** પદનો **અર્થ** સ્પષ્ટ **સમજાવ્યો છે. તેથી પ્રધાનવાક્યમાં આવેલા સન્દિગ્ધ 'સ્વર્ગ'** શબ્દનો **અર્થ**, વાક્યશેષની એટલે કે બ્રાહ્મણવા**ક્યની સંમતિથી** કરવો **જોઇએ.** પ્રધાનવાક્યમાં કહ્યું છે કે '**સ્વર્ગ**ની કામનાવાળાએ સોમ યજ્ઞ કરવો.' બ્રાહ્મણ વાક્યમાં 'જે દુઃખથી સમ્ભિન્ન નથી, કાલથી ગ્રસ્ત નથી અને જે કેવલ અભિલાષથી પ્રાપ્ત થાય છે'–એમ ઉપર દર્શાવ્યા પ્રમાણે **"આત્મસુખ"** એવો **"સ્વર્ગ"**પદનો સ્પષ્ટ અર્થ કર્યો છે. તેથી પ્રધાનવાક્યમાં પણ **"સ્વર્ગ"** પદનો અર્થ બ્રાહ્મણવાક્યની સંમતિ પ્રમાણે **'આત્મસુખ'** એવો જ થાય **છે. આટલું** ધ્યાનમાં લીધા પછી હવેની વિચારશ્રેણિ સ્પષ્ટ થશે.

જીવોની વેદ તરફ અભિરુચિ ઉત્પન્ન થાય એવા પ્રયોજનથી વેદ શ્લિષ્ટપ્રયોગ વડે પરોક્ષકથન કરે છે એટલે વેદમાં આ પ્રકારના સન્દિગ્ધ વચન હોય એ સ્વાભાવિક છે.

વેદમાં **"સ્વર્ગ"** શબ્દ પર શ્લેષ અર્થાત્ બે સન્દિગ્ધ અર્થ છે. એક અર્થ **'આત્મસુખ'** છે અને બીજો **'સ્વર્ગલોક'** એવો અર્થ છે. મધ્યમ અધિકારીને માટે **આત્મસુખરૂપી સ્વર્ગ** હોય છે, અને હીન અધિકારીને માટે **આધિભૌતિક સ્વર્ગલોકનું** સુખ હોય છે. વેદાત્મક ભગવાનને શ્લિષ્ટપ્રયોગ તથા પરોક્ષકથન ઇષ્ટ છે. જેમ વૈદ્ય, બાલકને વા રોગીને ઔષધિ તરફ રુચિ ઉત્પન્ન કરાવવા ઔષધની પ્રશંસા કરે છે, તેમજ કટુ અને આરોગ્યવર્ધક ઔષધને પણ ઉપર ઉપરથી લલચાવે એવા સ્વાદિષ્ટ પદાર્થોથી મિશ્રિત કરે છે, તેમ વેદમાં હીન અધિકારીને સંસારની મિથ્યા પ્રવૃત્તિથી નિવૃત્ત કરવા, અને વૈદિક માર્ગની શુભ પ્રવૃત્તિ તરફ રુચિ કરાવવા યજ્ઞાદિ કર્મોની, આખ્યાનોની, તથા સંવાદ ઇત્યાદિની ફલ શ્રુતિ હોય છે. વેદમાં યજ્ઞાદિના ફલ તરીકે વિવિધપ્રકારના પારલૌકિક વૈભવયુક્ત સ્વર્ગલોકનું કથન કર્યું છે. હીન અધિકારી-સંસારાસક્ત જીવ, પ્રથમ યજ્ઞ કરવા માંડે છે તે એવી લાલચથી કે 'મને યજ્ઞાદિ કરવાથી સ્વર્ગલોક મલશે.' એમ યજ્ઞથી એની કામનાઓ તૃપ્ત થતાં એ હીન અધિકારી પણ ક્રમે ક્રમે નિષ્કામ થાય છે. એ નિષ્કામ થાય છે ત્યારે એની ચિત્તશુદ્ધિ થાય છે, અને ત્યારે એનું નિઃશ્રેયસ્ થાય છે. એમ ક્રમે ક્રમે હીન અધિકારીની ઉત્તરોત્તર ચઢતી થાય છે. આ રીતે વેદ પરોક્ષકથનથી તથા ફલશ્રુતિના કથનથી હીનઅધિકારીઓની વેદમાં કહેલા યજ્ઞકર્માદિ તરફ અભિરુચિ કરાવે છે અને શ્લિષ્ટ પ્રયોગ પણ સાર્થક કરે છે. (૧૦)

**'સ્વર્ગ'**નો અર્થ **'આત્મસુખ'** થાય છે એ વિષયમાં કાંઇક શંકા કરી તેનું સમાધાન આપે છેઃ—

**त० प्र०:—पशुबन्धयाजी सर्वांल्लोकानाप्नोति निश्चयः ।**
**अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति ॥ ११ ॥**
**अक्षय्यं सर्वलोकाख्यमात्मरूपं न चान्यथा ।**
**नित्ये स्वर्गः फलं नान्यत् पश्वादि विकृतौ फलम् ॥ १२ ॥**

**કારિકા ભાવાર્થઃ**—"**પશુબન્ધ** નામનો **યજ્ઞ કરનાર** નિશ્ચય **સર્વલોકને** પ્રાપ્ત કરે છે." **ચાતુર્માસ્ય** યજ્ઞ કરનારનું નિશ્ચયે કરીને **અક્ષય્ય** સુકૃત થાય છે." અત્ર " **અક્ષય્ય** " અને " **સર્વલોક** " શબ્દોથી " આત્મસુખરૂપ **સ્વર્ગ** " સમજવું, પણ બીજું, નહિ. (એ શબ્દોથી "સ્વર્ગ નામનો લોક" એવો અર્થ જો સમજવામાં આવે તો નિત્ય યજ્ઞોમાં ફલભેદ થઈ જશે-જે દોષરૂપ છે.) તેથી નિત્ય યજ્ઞનું ફલ સ્વર્ગ છે અને તે આત્મસુખ જ છે, બીજું કાંઈ નથી. પશુપુત્રાદિ નિત્ય-યજ્ઞનું ફલ નથી. પશુપુત્રાદિ તો વૈકૃત અર્થાત્ કામ્યયજ્ઞનું ફલ છે. (૧૧-૧૨)

**વિવેચનઃ**—અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ અને સોમ-એ પઞ્ચ-કર્મ નિત્ય છે. તેમાં અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ અને સોમનું ફલ સ્વર્ગ થાય છે એમ કહ્યું છે. જેમકે **अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः । दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत । ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत ।** અર્થઃ—"**સ્વર્ગની** " કામનાવાળાએ

અગ્નિહોત્ર યજ્ઞ કરવો'–આ વાક્યમાં **અગ્નિહોત્ર** નામના યજ્ઞના ફલ તરીકે **સ્વર્ગને** કહ્યું છે; "સ્વર્ગની કામનાવાળાએ દર્શપૂર્ણમાસ નામના યજ્ઞે કરીને યજન કરવું"–આ વાક્યમાં દર્શપૂર્ણમાસ નામના યજ્ઞનું ફલ સ્વર્ગ કહ્યું છે; "સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ–સોમયાગથી યજન કરવું"–આ વાક્યમાં સોમયાગનું ફલ '**સ્વર્ગ**' કહ્યું છે. આ રીતે "અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ અને સોમ–એ ત્રણનું ફલ સ્વર્ગ કહ્યું છે; જ્યારે **પશુબન્ધયાગ** અને ચાતુર્માસ્યયાગમાં ફલ તરીકે **સ્વર્ગ** કહ્યું નથી"–એમ જણાવવા કારિકામાં બન્ને વાક્યનો નિર્દેશ કર્યો છે. જેમકે, "પશુબન્ધ યાગ કરનાર નિશ્ચય **સર્વ લોક પ્રાપ્ત** કરેછે"–એ વાક્યમાં **પશુયાગ**ના ફલ તરીકે **સર્વલોકની પ્રાપ્તિ** થાય છે એમ કહ્યું છે; અને "ચાતુર્માસ્ય યાગ કરનારનું સુકૃત અક્ષય્ય થાય છે"–એ વાક્યમાં "**અક્ષય્ય સુકૃત**"ને ચાતુર્માસ્યયજ્ઞના ફલ તરીકે કહ્યું છે. આ રીતે પઞ્ચયજ્ઞમાં અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ અને સોમ–એ ત્રણ યજ્ઞનું ફલ સ્વર્ગ કહ્યું છે, અને બાકીના પશુયજ્ઞ તથા ચાતુર્માસ્ય–એ બે યજ્ઞના ફલ તરીકે 'સર્વલોકની પ્રાપ્તિ' તથા 'અક્ષય્ય સુકૃત'ને ફલ તરીકે દર્શાવ્યા છે. આમ હોવાથી "અગ્નિહોત્રાદિ પાંચે નિત્યયજ્ઞોનું ફલ એક જ આત્મસુખરૂપ સ્વર્ગ થાય છે"–એમ જે પૂર્વે સિદ્ધ કર્યું છે તેમાં સન્દેહ ઉદ્ભવે છે, અને તેથી બ્રાહ્મણવાક્યમાં પણ માત્ર સ્વર્ગશબ્દના પ્રયોગથી સર્વ-યજ્ઞોના ફલ તરીકે આત્મસુખરૂપ સ્વર્ગ કેમ માની શકાય ?–આ **શઙ્કાનું સમાધાન શ્રીમદાચાર્યચરણ** (अक्षय्यं सर्वे) કારિકામાં કરે છે. અર્થાત્ અત્ર 'ચાતુર્માસ્ય યાગનું ફલ **અક્ષય્યસુકૃત** છે'–એ વાક્યમાં કહેલા '**અક્ષય્ય' શબ્દનો** તથા '**સુકૃત** શબ્દનો અર્થ, તેમ જ 'પશુબન્ધયાજી **સર્વલોકની પ્રાપ્તિ** કરે છે'–એ વાક્યમાં કહેલા '**સર્વલોક**' શબ્દનો અર્થ, બ્રાહ્મણવાક્યમાં કહેલું '**આત્મસુખ**' જ થાય છે. આ ચાતુર્માસ્યયાગ તથા પશુયાગ સમ્બન્ધિ બન્ને વાક્યમાં કહેલું ફલ જો **આત્મસુખ** માનીએ તો જ પાંચે અગ્નિહોત્રાદિ નિત્ય યજ્ઞનું ફલ એક થાય છે. પાંચે અગ્નિહોત્રાદિ નિત્યયજ્ઞોનું ફલ એક[1] જ માનવું જોઇએ–એવા હેતુથી પણ (વેદમાં) '**સ્વર્ગ**'શબ્દવડે '**આત્મસુખ**' નામના અર્થનું પ્રતિપાદન કર્યું છે; કારણકે અગ્નિહોત્રાદિપઞ્ચયજ્ઞાત્મક ભગવાન્ એકજ છે. **પઞ્ચવિધ હરિ એક** હોવાથી એ પઞ્ચયજ્ઞનું ફલ એકજ **સ્વર્ગ** નામનું **આત્મસુખ**જ માનવું જોઇએ એ સિદ્ધાન્ત યોગ્યછે. આ મતનો અનાદર કરીને જો '**સ્વર્ગ**'શબ્દનો '**સ્વર્ગલોક**'એવો જ અર્થ માત્ર સ્વીકારવામાં આવે તો પઞ્ચયજ્ઞના એકફલત્વને બાધ આવે છે. તેથી નિષ્કામ, નિત્ય, અગ્નિહોત્રાદિ પઞ્ચયજ્ઞનું ફલ આત્મસુખરૂપ સ્વર્ગ થાય છે એમ જ

---

૧:—અગ્નિહોત્રાદિ પાંચે યજ્ઞનું ફલ એક જ માનવું જોઇએ, કારણકે અહીં યાગનું નાનાત્વ હોવાથી કયા યાગનું ફલ પ્રથમ થાય, અને કયા યાગનું ફલ પછીથી થાય એનો નિર્ણય અશક્ય છે.

સમજવું. **પશુ** ઇત્યાદિ બીજું ફલ થાય એ કાંઈ નિત્યયજ્ઞનું ફલ નથી. **પશુ** ઈત્યાદિ ફલ તો વિકૃત-કામ્ય યજ્ઞનું ફલ છે. બાલક નથી એવા અર્થાત્ પ્રેક્ષાવાન્ નિષ્કામ અધિકારીને નિત્યયજ્ઞમાં ફલતરીકે **આત્મસુખરૂપ સ્વર્ગ** પ્રાપ્ત થાય છે, અને બાલક હોય એવા અર્થાત્ સકામઅધિકારીને વિકૃત-કામ્ય યજ્ઞમાં ફલ તરીકે **સ્વર્ગલોક વા પશ્વાદિ** પ્રાપ્ત થાય છે. (૧૧-૧૨)

હવે વિકૃતયજ્ઞ કેવી રીતે ફલસાધક થાય છે તે સમ્બન્ધમાં શઙ્કા કરી સમાધાન આપે છે:—

**त० प्र०—रूपं तदेव विकृतेः किञ्चित्साधनमन्यथा ।**
**विकृताद्धि हरेः किञ्चिद्विकृतं फलमीर्यते ॥ १३ ॥**
**नित्यकर्मप्रसिद्ध्यर्थं काम्यादीनां विधिः श्रुतौ ।**
**पशुपुत्राद्यभावे तु न नित्यं कर्म सिद्ध्यति ॥ १४ ॥**

**કારિકાભાવાર્થઃ**—વિકૃતિરૂપ યજ્ઞ પણ ભગવાનનું જ રૂપ છે, પરન્તુ કાંઇક સાધન અન્યથા થવાથી અગ્નિહોત્રાદિ વિકૃત થાય છે, અને યજ્ઞ કંઇક વિકૃત થવાથી હરિથી વિકૃત-કામ્ય ફલદાન થાય છે-એમ કથાય છે. નિત્યકર્મની પ્રસિદ્ધિને અર્થે જ શ્રુતિ-વેદમાં કામ્યાદિનું વિધાન છે. પશુપુત્રાદિના અભાવમાં તો નિત્ય કર્મ જ સિદ્ધ ન થાય. (૧૩-૧૪)

**વિવેચનઃ**—જે રૂપ **નિત્યયજ્ઞ**નું છે તે જ **વિકૃતિ**યજ્ઞનું છે. અર્થાત્ નિત્યયજ્ઞ પણ ભગવદ્રૂપ છે, તેમ **વિકૃતયજ્ઞ** પણ ભગવદ્રૂપ છે. **નિત્યયજ્ઞ** તથા **વિકૃતયજ્ઞ** સ્વરૂપથી ભિન્ન નથી. તે જ અગ્નિહોત્રાદિ યજ્ઞ જે પ્રકૃતિરૂપ છે તેનું **કાંઇક સાધન જો અન્યથા** થાય છે તો તે યજ્ઞ **વિકૃતિ**રૂપ થઇ જાય છે, અને તેથી **વિકૃત** અથવા **કામ્યફલ**નું દાન થાય છે. આ વિકાર પણ વેદોક્ત જ છે એટલે સફલ છે. અર્થાત્ વિકૃત-કામ્ય યજ્ઞનું ફલ પણ વેદોક્ત જ છે. નિત્ય-યજ્ઞ માત્ર નિયતજ ફલ આપે છે, અને જો નિત્યયજ્ઞ કરવામાં આવતો નથી તો પ્રત્યવાયાદિ લાગે છે; જ્યારે વિકૃત-કામ્ય યજ્ઞ, કામનાને લીધે થતો હોવાથી અને એમાં સાધન અન્યથા થતું હોવાથી, તે કામ્યફલનું દાન કરે છે. નિત્યયજ્ઞ અને કામ્યયજ્ઞ વેદોક્ત છે, અને યાગરૂપ છે-ભગવદ્રૂપ છે. તે અંશમાં ઉભયયજ્ઞ સમાન છે. પરન્તુ **નિત્યયજ્ઞ**માં કામના હોતી નથી, અને સર્વ સાધન યથાર્થ સાઙ્ગોપાઙ્ગ વેદમાં કહેલા પ્રકારે થાય છે; જ્યારે **વિકૃતયજ્ઞ**માં કામના હોય છે અને સાધન કાંઇક અન્યથા થાય છે; અને તેને લીધે **પ્રકૃતિયજ્ઞ** કરતાં **વિકૃતિયજ્ઞ**માં ફલભેદ થાય છે. (૧૩) વેદમાં **કામ્યયજ્ઞ**નું જે **કથન** કર્યું છે તે પણ **નિત્યયજ્ઞ કર્મની પ્રસિદ્ધિને અર્થે જ** છે. જો **વિકૃત** અર્થાત્ કામ્ય યજ્ઞોનો ઉપદેશ કર્યો ન હોત તો પછી કોઇને સ્વર્ગાદિલોકની તેમજ પશુ, પુત્ર, તથા દ્રવ્યાદિની આકાઙ્ક્ષા થાત જ નહિ. યજ્ઞાદિકર્મોનું ફલ લાલચ આપે

એવું નથી '–એમ સમજનારા લોકોનો વેદમાંથી વિશ્વાસ જ જતો રહે, અને એનું પરિણામ એ આવે કે એ લોકો સમૂળગા કોઇપણ પ્રકારના વેદમાં કહેલા યજ્ઞયાગાદિકર્મો કરતા જ અટકી જાય, અને એ રીતે વેદના નિત્યયજ્ઞોની નિરન્તર પ્રવૃત્તિ થવામાં બાધ આવે. પ્રથમતો સામાન્ય હીન અધિકારી લોકો, "વેદમાં કહેલા યજ્ઞાદિકર્મો કરીશું તો પશુ, પુત્ર, તથા દ્રવ્યાદિ, તેમ જ વિવિધ સુખવાલા સ્વર્ગલોક, ઈન્દ્રલોક ઇત્યાદિ આપણને ફલ તરીકે પ્રાપ્ત થશે"–એવી આશા વા કામનાથી તે તે કર્મો તરફ પ્રેરાય છે. કાલાન્તરે વા જન્માન્તરે એ કર્મવડે પોતાની કામનાઓ તૃપ્ત થતી જોઇને એમને વૈદિક યજ્ઞોમાં વિશ્વાસ આવે છે. એમ કરતાં કરતાં ક્રમે ક્રમે એમના સંસ્કાર ઉચ્ચ તેમ જ પ્રબલ થતાં એ લોકો એવું માનતા થાય છે કે "સકામ કર્મથી યજ્ઞ કરવા એ હીન કક્ષા છે, વેદોક્તયજ્ઞો તો નિત્ય અવશ્ય કર્ત્તવ્ય તરીકે જ કરવાના છે–અર્થાત્ ભગવદાજ્ઞા પાલવાને માટે જ કરવાના છે, તેથી કોઈપિણ પ્રકારની ઐહિક તથા પારલૌકિક કામના રાખ્યા વિના એ યજ્ઞો કરવા જોઇએ." એટલે પૂર્વે એ લોકો જે યજ્ઞો કામનાથી તથા સાધન અન્યથા કરીને, વિકૃત વા કામ્ય કરતા હતા તેઓ તે જ યજ્ઞો ક્રમે ક્રમે નિષ્કામપણે અને નિત્યત્વે કરવા માંડે છે. એ રીતે જે યજ્ઞો પૂર્વે આધિભૌતિક થાય તે ક્રમે ક્રમે આધ્યાત્મિક અને આધિદૈવિક થવા માંડે છે. ઉત્તમોત્તમ કક્ષાના એ આધિદૈવિક યજ્ઞો યજમાનનું પૂર્ણ નિઃશ્રેયસ્ સમ્પાદિત કરી આપે છે. સર્વે જ જીવો પશુ, પુત્ર તથા દ્રવ્ય ઇત્યાદિ ફલની આકાઙ્‌ક્ષાથી તેમજ સ્વર્ગાદિલોકોના સુખની કામનાથી મુક્ત હોતા નથી. એટલે જો કામિત અર્થાત્ ઇચ્છિત પશુ, પુત્ર, સ્ત્રી, દ્રવ્યાદિ પદાર્થો સિદ્ધ કરવાના સાધનોનું કથન જો વેદ કરે નહિ, અને વેદમાં કહ્યા પ્રમાણે તે તે સાધનો કર્યા પછી જો તે તે કામિત ફલ સિદ્ધ થાય નહિ તો પછી વેદમાં સર્વે લોકોને અવિશ્વાસ આવી જાય, અને નિત્યકર્મની પ્રવૃત્તિ કુણ્ઠિત થાય. તેવું ન થાય અને નિષ્કામ નિત્યયજ્ઞો સદા થયા કરે એવા ઉદ્દેશથી વેદમાં કામ્યયજ્ઞદ્વારા કામ્યફલનું દાન થાય છે એમ કહ્યું છે. વળી વેદના સર્વ યજ્ઞોમાં હવિસ્–બલિદાન, આહુતિ, વિવિધ પ્રકારની સામગ્રી–અન્ન, વસ્ત્રાદિ, પશુ, પુત્ર, પત્ની તથા દ્રવ્ય ઈત્યાદિની સહાય તો જોઇએ છે જ. તેમના વિના સર્વેકોઈ યજ્ઞ થઈ શકતા નથી, એટલે એ સહાય આપે એવા અપેક્ષિત પદાર્થો કેવી રીતે સિદ્ધ થાય તેનું નિરૂપણ વેદે કરવું જ જોઇએ. એમ નિત્યકર્મની નિરન્તર પ્રવૃત્તિ ચાલ્યા કરે એવા ઉદ્દેશથી નિત્યકર્મના અઙ્ગ તરીકે, વિકૃત–કામ્ય કર્મનું અને તેના ફલનું નિરૂપણ વેદમાં પ્રતિપાદિત કરવામાં આવ્યું છે, અને તેથી જ વેદમાં વિકૃતિયાગથી વિકૃત જ ફલ થાય છે, નિત્યફલ થતું નથી. એ રીતે વેદનું–શ્રુતિનું તાત્પર્ય નિત્યયજ્ઞમાં જ છે, કામ્યયજ્ઞમાં નથી

એમ સમજવું (૧૪)

શ્રુતિનો આવોજ અભિપ્રાય છે એમાં શું પ્રમાણ છે તે હવે કહે છેઃ—

**ત૦ પ્ર૦–अङ्गेऽपि तत्फलं नित्ये ज्ञानादिभिरुदीर्यते ।**
**यथाकथञ्चिन्नित्यस्य सिद्धिर्वेदेन बोध्यते ॥ १५ ॥**
**ध्यानादिभिर्यथा मूर्तेरभिव्यक्तिः परात्मनः ।**
**आधानादिक्रियातोऽपि व्यक्तिं यज्ञस्वरूपिणः ॥ १६ ॥**
**दुःखाभावः सुखं चैव पुरुषार्थद्वयं मतम् ।**
**मोक्षः कामस्तयोरङ्गं धर्मो ह्यर्थेन साधितः ॥ १७ ॥**

**કારિકા ભાવાર્થઃ**—નિત્યકર્મના અંગનું ફલ પશુ ઇત્યાદિક કહ્યું છે તેમ જ્ઞાનાદિથી પણ પશ્વાદિક ફલ થાય છે એમ કહ્યું છે, (તેનો ઉદ્દેશ પણ એ જ છે કે) કોઈ પણ પ્રકારે નિત્ય યજ્ઞકર્માદિની-યજ્ઞનારાયણની સિદ્ધિ થાય-એવો ઉપદેશ વેદને કરવો છે. જેમ ધ્યાન, ધારણા ઇત્યાદિથી પરમાત્માની મૂર્તિ-સ્વ=રૂપનું પ્રાકટ્ય થાય છે, તેમ આધાનાદિક્રિયાથી પણ યજ્ઞસ્વરૂપ ભગવાનનું પ્રાકટ્ય થાય છે. દુઃખનો અભાવ અને સુખ એ બે જ પુરુષાર્થ મનાયલા છે. દુઃખાભાવ એટલે મોક્ષ, અને સુખ એટલે કામ-એ બેનું અંગ, અર્થથી સિદ્ધ થયલો ધર્મ છે-એવો નિશ્ચય થાય છે. (૧૫-૧૭)

**વિવેચનઃ**—"ચમસ વડે જલ લઈ જવું, પશુની કામનાવાળાએ ગોદોહનથી-દોહોણીથી, પ્રતિષ્ઠાની કામનાવાળાએ મૃણ્મય-માટીના (પાત્ર)થી, અને બ્રહ્મવર્ચસ્‌ની કામનાવાળાએ કાંસાનાથી-" આ સર્વ વાક્યોમાં કહેલાં કર્મો, નિત્યયજ્ઞકર્મના અંગો છે, અને તેમના ફલ તરીકે પશુ, પ્રતિષ્ઠા, અને બ્રહ્મવર્ચસ્ ઇત્યાદિ કહ્યાં છે. એ રીતે વેદમાં નિત્યકર્મના અંગો જે અપ્પ્રણયનાદિ (જલ લાવવું ઇત્યાદિ ક્રિયાઓ) છે તેમને વિષે પશુ પ્રતિષ્ઠાદિક ફલનું કથન છે. હવે એક જ કર્મના બે ફલ હોઈ શકે નહિ; તેથી એક જ આવૃત્તિમાં યજમાનની કામનાથી તે જ સાંગ યજ્ઞ-કર્મનું પશુ ઇત્યાદિ ફલ થાય છે. તેમજ એ રીતે (કામના હોય તો) જ્ઞાનાદિથી પણ તેવું જ ફલ થાય છે એમ કહ્યું છે. જેમકે **य एवं वेद स पशुमान् भवति** । અર્થાત્ "જે એમ જાણે છે તે પશુવાળો થાય છે."-એ વેદવાક્ય પ્રમાણ છે. આ ફલ પણ કામના હોય ત્યારે જ થાય છે એમ માનવું. વળી આ જ્ઞાન કર્મનું અંગ છે-એમ સમજવું. (એ જ્ઞાનથી બ્રહ્મજ્ઞાન સમજવું નહિ.) અર્થાત્ કામ્યયજ્ઞનું જે પ્રધાન ફલ છે, તે નિત્ય નિષ્કામ યજ્ઞમાં તેના (નિત્ય યજ્ઞના) અંગ તરીકે હોય છે. એ રીતે પ્રાકૃત-નિષ્કામ-નિત્ય યજ્ઞ, વિકૃત-કામ્ય-યજ્ઞ કરતાં ઉત્કૃષ્ટ છે એવું સિદ્ધ થાય છે. અર્થાત્ વિકૃત-કામ્ય-યજ્ઞ પણ પ્રાકૃત નિત્ય-યજ્ઞની સિદ્ધિને અર્થે છે. જેમ અર્થવાદનું તાત્પર્ય, તે તે કર્મની પ્રશંસા કરી તેમાં રુચિ ઉત્પાદિત કરી

તે તે કર્મમાં પ્રવૃત્તિ કરાવવાનું હોય છે, તેમ વિકૃત–કામ્ય–યજ્ઞોનો વેદે એટલા માટે ઉપદેશ કર્યો છે કે તે તે યજ્ઞો કરી તે તે જીવો પોતાની કામનાઓ પૂર્ણ કરે; અને એમ કામનાનો સમ્પૂર્ણ ભોગ કર્યા પછી અન્તે તે સકામ જીવોને તે કામનાઓ તરફ વૈરાગ્ય આવે, અને તે કામનાઓથી મુક્ત થઇને એ સકામ જીવો નિત્યકર્મમાં પ્રવૃત્ત થાય. નિત્યયજ્ઞ અને વિકૃત કામ્યયજ્ઞમાં સ્વરૂપતઃ ભિન્નતા નથી; પરન્તુ જે યજ્ઞ કામના વિના પ્રાકૃત–નિત્ય થાય, તેજ યજ્ઞ જો કામના હોય, તો તે કામ્ય–વિકૃત થાય છે. આ જ કારણથી અપ્પ્રણયન (જલ લાવવા-ની ક્રિયા) ઇત્યાદિને નિત્યકર્મના અઙ્ગ તરીકે શ્રીમહાચાર્યચરણે સ્વીકાર્યાં છે. વેદનો અભિપ્રાય પણ લોકોને નિત્ય યજ્ઞમાં પ્રવૃત્ત કરાવવાનો છે. પશુ, પુત્ર, સ્ત્રી, દ્રવ્ય ઇત્યાદિની પ્રાપ્તિ કંઈ સ્વતન્ત્ર ફલરૂપ નથી. કોઇ પણ પ્રકારે નિત્ય–અવિકૃત ભગવાનના સ્વરૂપની સિદ્ધિ નિષ્પન્ન થાય અને તેનો યથાર્થ સમ્પૂર્ણ અનુભવ થાય એ જ ઉપદેશ વેદને કરવો છે. કામ્ય ફલોને તે નિત્યયજ્ઞના અઙ્ગ તરીકે દર્શાવ્યા છે, એટલું જ નહિ પણ વધારામાં કહ્યું છે કે નિત્યયજ્ઞ તો જ્યાં સુધી જીવીએ ત્યાં સુધી કરવો જોઇએ, અને જો ન કરવામાં આવે તો પ્રત્યવાય–બાધ નડે છે. તેથી સિદ્ધ થાય છે કે શ્રુતિનો અભિપ્રાય નિત્ય યજ્ઞની કોઈ પણ પ્રકારે પ્રવૃત્તિ કરાવવાનો જ છે, અને એવા નિત્ય–અવિકૃત-નિષ્કામ યજ્ઞ કરનારને આત્મસુખરૂપ સ્વર્ગ ફલ તરીકે પ્રાપ્ત થાય છે. પશુ, પુત્ર, પ્રતિષ્ઠા ઇત્યાદિ કંઇ સ્વતન્ત્ર રીતે ફલરૂપ નથી, પરન્તુ નિત્યયજ્ઞના અઙ્ગ તરીકે જ એ પશુ પુત્રાદિની ફલતા છે એમ સમજવું. (૧૫)

શઙ્કાઃ—"યાગાદિ કૃતિથી સાધ્ય થાય એવા છે. તે કેવી રીતે નિત્ય (સિદ્ધ) હોઇ શકે ?"–આ શઙ્કાનું સમાધાન કરતા કારિકા કહે છે કે "જેમ ધ્યાન-ધારણાદિથી ભગવન્મૂર્ત્તિના આનન્દરૂપની અભિવ્યક્તિ અર્થાત્ પ્રકટ દર્શન થાય છે, તેમ આધાન ક્રિયાથી આરમ્ભીને વેદમાં કહેલી સોમપર્યન્તની સર્વે ક્રિયાઓથી અને વેદમાં ઉપદેશેલી ધ્યાનાદિ સહિત દેહચેષ્ટાઓથી યજ્ઞસ્વરૂપી ભગવાનની અભિવ્યક્તિ અર્થાત્ પ્રકટદર્શન થાય છે." નિત્યસિદ્ધ એવા યજ્ઞનારાયણ ભગવાન્ સ્વયં પ્રકટ થઈને, 'यज्ञो वै विष्णुः।' અર્થાત્ "યજ્ઞ એ નિશ્ચય વિષ્ણુ છે"–એ શ્રુતિ વાકયના અર્થનો સાક્ષાત્કાર કરાવે છે. અર્થાત્ આ યજ્ઞની નિત્યતા ત્રિકાલાબાધ્ય છે. માત્ર યાવજ્જીવમ્ અર્થાત્ જ્યાં સુધી જીવાય ત્યાં પર્યન્તનું જ નિત્યત્વ આ યજ્ઞનું સમજવું નહિ, પરન્તુ ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય એમ ત્રણે કાલમાં આ યજ્ઞનું સત્તારૂપ નિત્યત્વ અબાધિત–અખણ્ડિત રહે છે એમ સમજવું. એ રીતે યજ્ઞો ભગવદ્રૂપ છે–એ સિદ્ધાન્તને કોઇ પણ પ્રકારે બાધ આવતો નથી. યજ્ઞોની આવી ત્રિકાલાબાધ્ય નિત્યતા અને ભગ-વદ્રૂપતા મુખ્ય અધિકારીઓને સ્ફુરે છે. જીવન્મુક્ત બ્રહ્મવિદ્ ઋષિઓને વશિષ્ઠાદિ

જેવાને, જનકાદિ જેવાને, કિંબહુના–યજ્ઞભોક્તા તથા યજ્ઞકર્તા એવા અગ્નિસ્વરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યજીને તો અગ્નિહોત્રાદિ યજ્ઞોમાં ભગવાન્ યજ્ઞનારાયણ સાક્ષાત્ સમીપમાં વિરાજી પ્રકટ દર્શન આપે છે. આ પ્રકારે ભગવાન્ યજ્ઞદ્વારા યજ્ઞસ્વરૂપે અભિવ્યક્ત થઇ યજ્ઞમાં પ્રકટ દર્શન આપે છે, અને તેથી જ **શ્રીમદાચાર્યચરણે** અત્ર પ્રારમ્ભમાં " યજ્ઞો ભગવદ્રૂપ છે, અને ત્રણે કાલમાં નિત્ય સિદ્ધ છે. વેદાર્થરૂપ ભગવાન્ અગ્નિહોત્રાદિપઞ્ચયજ્ઞાત્મક છે, પ્રકૃતિ–વિકૃતિ યજ્ઞના ભેદે કરીને દ્વિરૂપ છે, અને ભગવાન્ તે તે યજ્ઞના સાધનોએ કરીને બહુ રૂપ છે." ઇત્યાદિ શબ્દો વડે યજ્ઞના સિદ્ધત્વનો જ (સાધ્યત્વનો નહિ), તેમજ ત્રિકાલાબાધિત નિત્યત્વનો ઉપદેશ કર્યો છે. મુખ્ય અધિકારના અભાવમાં હીનાધિકારીને યજ્ઞની આધિદૈવિકતા અને તેનું ત્રિકાલાબાધ્યનિત્યત્વ ન સ્ફુરે, તો તેથી કંઈ શુદ્ધ યજ્ઞનારાયણની નિત્યતામાં બાધ આવતો નથી. વેદનું તાત્પર્ય અધિકારીઓને યજ્ઞની આધિદૈવિકતા સિદ્ધ કરાવી આપવામાં જ છે. વેદનું અન્તિમ* તાત્પર્ય કામનામાં આસક્તિ વધારે એવા પશુપુત્રાદિ તેમજ સ્વર્ગલોકાદિના નિકૃષ્ટ ફલભોગ કરાવવામાં નથી જ. (૧૬)

**શંકા:**—" આ પ્રકારે જૈમિનિના મતનો અનાદર કરી, યજ્ઞો લૌકિક પરત્વે નથી, યજ્ઞો ભગવદ્રૂપ છે, અને તેને અધિકારીના ભેદને લીધે મોક્ષાદિ, સ્વર્ગલોકાદિ તથા પશુ પુત્રાદિના સાધક થાય છે–એવા અર્થનું વ્યાખ્યાન કરવામાં શો અભિપ્રાય છે ? "–આ *શંકાનું **સમાધાન** હવે (**દુઃખાભાવઃ** ઇત્યાદિ કારિકામાં કરે છે:—

* આ શંકા તથા તેનો પરિહાર સમજવામાં નીચેનું વિવેચન જરૂરનું છે.

**સારાંશ:**—**જૈમિનિ** ઋષિએ વેદના કર્મકાણ્ડના સન્દેહ દૂર કરવા કર્મ મીમાંસાશાસ્ત્ર રચ્યું, તેમાં હીન અધિકારીની બુદ્ધિમાં ઉતરે એવો **નિરીશ્વરવાદ** પણ પોતે સમજાવ્યો છે. ત્યાં જૈમિનિ જેવા મહાઋષિએ કહ્યું છે કે 'કર્મ પ્રવૃત્તિ નિવૃત્તિ કરાવી ફલનું દાન કરે છે.

* અર્થાત્ " કર્મથી પણ ઉત્તમાધિકારીને મોક્ષાદિ સિદ્ધ થાય છે, લૌકિક પશુપુત્રાદિ નહિ. તથાપિ "વેદ તો ત્રૈગુણ્યના વિષય છે! વેદમાં કહેલા કર્મો કરવાથી વિવિધ પ્રકારના ફલભોગ પ્રાપ્ત થાય છે, અને તેથી વૈરાગ્ય ન થતાં રાગભોગમાં આસક્તિ વધે છે ! વેદમાં તો કર્મપાશ કહી છે !"–એવું માનનારા વાદીઓ 'વૈદિકકર્મનો ત્યાગ કરવો જોઇએ' એમ કહે છે; પરન્તુ એ વાદીઓનો મત અસઙ્ગત છે. "यज्ञो वै विष्णुः" । અર્થાત્ 'યજ્ઞ એ ખરેખર વિષ્ણુ છે' એ શ્રુતિનું યથાર્થ મર્મ એ વાદીઓ સમજ્યા નથી. નિત્ય–અવિકૃત–નિષ્કામ યજ્ઞ કરવાથી યજ્ઞસ્વરૂપ ભગવાન્ સાક્ષાત્ પ્રકટ થઇ યોગ્ય અધિકારીને તેનો સાક્ષાત્કાર કરાવે છે. એ રીતે યજ્ઞની જે ભગવદ્રૂપતા મુખ્ય અધિકારીને સ્ફુરે છે, તે તેઓ સમજતા જ નથી. **યજ્ઞ સિદ્ધ છે, (સાધ્ય નથી), ભગવદ્રૂપ છે, ત્રિકાલાબાધ્ય રીતે નિત્ય છે, અને આધિદૈવિક છે**–ઇત્યાદિ અપ્રતિમ સિદ્ધાન્તનો જે યથાર્થ અને ઉત્તમોત્તમ ઉપદેશ **શ્રીમદાચાર્યચરણ** સ્પષ્ટ શબ્દોમાં કરી રહ્યા છે તે જો તેઓ સમજે તો તેમને એક અપૂર્વ શિક્ષણ મલશે.

**ઈશ્વર** કંઇ પ્રવૃત્તિ નિવૃત્તિ કરાવતા નથી અને ફલદાન કરતા નથી. આવો સિદ્ધાન્ત સર્વ લોકોને માટે **જૈમિનિઋષિએ** પ્રચલિત કર્યો નથી; પરન્તુ જે લોકો પ્રાકૃત હોઈ-હીન અધિકારી હોય, દૃષ્ટ મતને જ અનુસરે એવા હોય છે, તેમને, વૈદિક કર્મમાર્ગમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવવાને માટે જ તેમજ વૈદિક નિત્ય કર્મોની પ્રવૃત્તિ નિરન્તર ચાલ્યા કરે એટલા માટેજ, એવા પ્રાકૃત લોકોને અર્થે જૈમિનિએ આ મત પ્રતિપાદિત કર્યો છે. પરન્તુ તેથી કંઈ **જૈમિનિઋષિ નિરીશ્વરવાદી હતા અને બ્રહ્મવાદ તેમજ ભગવન્માહાત્મ્ય સમજતા હતા એમ ન કહેવું. જૈમિનિ ઋષિ હતા અને બ્રહ્મવાદ તથા ભગવન્માહાત્મ્ય સમજતા હતા. પરન્તુ લોકસંગ્રહને લીધેજ એમણે કર્મવાદ પ્રવર્ત્તાવ્યો છે.**

**વેદનું યથાર્થ તાત્પર્ય ભગવાનનુંજ પ્રાકટ્ય સિદ્ધ કરાવવાનું છે.** "વેદનો અર્થ કેવલ લૌકિકી ક્રિયા છે, એના ફલ તરીકે સ્વર્ગાદિલોક તથા આ લોકનું ફલ પ્રાપ્ત થાય છે. અને એ ફલ પણ કર્મથી જ થાય છે"-એવો **જૈમિનિઋષિએ** જે મત ચલાવ્યો છે તે પ્રાકૃત લોકોને અર્થે જ છે. ભગવાનને સર્વ પ્રકારના માર્ગો તે તે **અધિકારીને માટે** પ્રવર્ત્તાવવા છે. **તેથી** પોતે **જૈમિનિ** આદિ વિચારકોની પાસે તે તે પ્રાકૃત લોકોની બુદ્ધિમાં ઉતરે એવા જડ કર્મવાદ જેવા મતો પણ પ્રવર્ત્તાવે છે, **અને** "વેદમાં તો કર્મપાશ છે, વેદ તો ત્રિગુણના વિષય છે, વેદમાં તો પુષ્પિત વાણી છે" ઇત્યાદિ વચનો તે તે કક્ષાના પ્રાકૃત જ અધિકારીને માટેજ ભગવાને કહ્યાં છે. પરન્તુ તેથી કંઈ વેદનું યથાર્થ સત્ય તાત્પર્ય, **જૈમિનિ** ઇત્યાદિએ કહ્યું એવુંજ છે એમ નથી.

શઙ્કાનું સમાધાનઃ—વેદનું તાત્પર્ય પુરુષાર્થ સિદ્ધ કરાવવાનું છે. પુરુષાર્થ ચાર છે-**ધર્મ**, **અર્થ**, **કામ** અને **મોક્ષ**. તેમાં સાક્ષાત્ પુરુષાર્થ બે છે-એક તો **સુખ**, અને બીજો **દુઃખનો અભાવ. 'કામ'**શબ્દ **સુખ**વાચક છે. "અમારા **કામ** સમૃદ્ધ થાઓ," "આત્માના કામને અર્થે સુખને અર્થે જાયા-પત્ની પ્રિય થાય છે," "કામ-સુખની કામનાવાળાઓ, ગતાગત-અનિત્યફલને પ્રાપ્ત કરે છે."-ઇત્યાદિ વાકયોમાં **'કામ'** શબ્દનો અર્થ **'સુખ'** થાય છે. વળી, **काम्यते असौ कामः** એમ યોગથી પણ 'કામ' શબ્દ સુખનો પર્યાય છે. વિધિવાકયોમાં પણ **'સ્વર્ગ, અક્ષય્ય, સ્વર્ગલોક'**-ઇત્યાદિ શબ્દનો અર્થ **'સુખ'**જ થાય છે. **અર્થાત્ 'સ્વર્ગાદિ'**પદથી **સુખ**નું કથન થાય છે, અને **'મોક્ષ'**પદ વડે **દુઃખના અભાવનું** કથન થાય છે. એમ **સુખ** અને **દુઃખાભાવ**—એ બન્ને મુખ્ય પુરુષાર્થ છે. આ ઉભયે પુરુષાર્થનું સાક્ષાત્ અઙ્ગ **ધર્મ** છે. આત્મચિન્તન પણ **ધર્મ** છે. "યોગથી આત્મચિન્તન કરવું એ ખરેખર ધર્મ છે"-એ વાક્યમાં આત્મચિન્તનને પરમ ધર્મ કહ્યો છે. જ્ઞાનનો પણ જ્યારે ધર્મમાં સમાવેશ થાય છે, ત્યારેજ તે જ્ઞાન, પુરુષાર્થ સિદ્ધ કરે છે, તેથી જ્ઞાનની સ્વતન્ત્ર પુરુષાર્થ તરીકે ગણના થઇ નથી. (જ્ઞાનનો સમાવેશ **ધર્મ**રૂપ પુરુષાર્થમાં થઇ જાય છે.) વળી **ધર્મ**નું સાધન **અર્થ** છે. આમ પ્રથમ સાધન-અઙ્ગ [1]**અર્થ** છે, અર્થ વડે દ્વિતીય અઙ્ગ **ધર્મ** સિદ્ધ થાય છે, અને [2]**ધર્મ**રૂપ અઙ્ગવડે [3]**સુખ** અર્થાત્ [3]**કામ** તેમ

જ [4]દુઃખાભાવ અર્થાત્ [4]મોક્ષ થાય છે. એમ સાક્ષાત્ પરમ્પરાથી ચાર પુરુષાર્થ સિદ્ધ થાય છે, પશુપુત્ર દ્રવ્ય ઇત્યાદિ **અર્થ** એ યાગનું સાધન છે, અને યાગ એ **ધર્મ** છે. **યાગ** અર્થાત **ધર્મ** એ કામનું સાધન છે, અને જ્ઞાન સહિત યાગ (**ધર્મ**) એ **મોક્ષ**નું સાધન છે. તેથી આ* પ્રકારે વ્યાખ્યાન કર્યું છે. (૧૭)

* ૧ **અર્થ**થી ૨ ધર્મ સિદ્ધ થાય છે. **ધર્મ**માં **જ્ઞાન** તથા **આત્મચિન્તન**નો **સમાવેશ** થઇ જાય છે. **૧ અર્થ**થી સિદ્ધ થયલા ૨ **ધર્મ** વડે ૩ **કામ** અર્થાત્ ૩ સુખ અને ૪ **મોક્ષ** અર્થાત્ ૪ દુઃખાભાવ એમ બન્ને પુરુષાર્થ સિદ્ધ થાય છે. અત્ર કારિકામાં કહ્યા પ્રમાણે **કામ–સુખ,** અને **મોક્ષ–દુઃખાભાવ**-એ બે સાક્ષાત્ પુરુષાર્થ છે, અને તેના અઙ્ગ તરીકે **અર્થથી સિદ્ધ** થયલો **ધર્મ** છે. અત્ર **શ્રીમદાચાર્યચરણ ૧ અર્થ,** ૨ **ધર્મ, ૩ કામ** અને ૪ **મોક્ષ** એવો ક્રમ સ્વીકારે છે, પરન્તુ **ધર્મ**થી **અર્થ** સિદ્ધ થાય એમ ૧ **ધર્મ**, ૨ **અર્થ, ૩ કામ** અને ૪ **મોક્ષ** એવા ક્રમ પોતે આદરતા નથી. એ ધ્યાનમાં રાખવાનું છે. **અર્થ**નો– દ્રવ્યાદિનો વિનિયોગ પણ **ધર્મ**ને અઙ્ગ થાય તોજ **અર્થ** સાર્થક છે. પશુ, પુત્ર, દ્રવ્યાદિ **અર્થ** કાંઇ સ્વતન્ત્ર રીતે ફલરૂપ નથી, પશ્વાદિ **અર્થ** જ્યારે **ધર્મ**ના સાધન થાય ત્યારે **ધર્મ**ના અઙ્ગ તરીકે એ **અર્થ**ની પુરુષાર્થમાં ગણના થઈ શકે છે. ભગવત્સેવારૂપ મુખ્ય **ધર્મ** સિદ્ધ કરવામાં દ્રવ્યાદિ **અર્થ**નો વિનિયોગ કરવો જોઈ એ. એમ **શ્રીમદાચાર્યચરણ**નો ગૂઢ આશય છે. **પુષ્ટિમાર્ગ**માં આવ્યા પછી પણ જો જીવ પોતાના **દ્રવ્યાદિ અર્થથી ભગવત્સેવારૂપ ધર્મ** સિદ્ધ ન કરે તો એનું દુર્ભાગ્ય **સમજવું**. એના દ્રવ્યાદિ વ્યર્થ-નિરર્થક છે.

અત્ર આ **આશય** છે. જે લોકો પશુદ્રવ્યાદિને સ્વતન્ત્ર ફલ માને છે તેમને પણ તે રૂપે ફલતા, ઇષ્ટ નથી, પરન્તુ પોતાને તે પદાર્થો ઇષ્ટ છે તેથી અર્થાત્ તે પદાર્થોથી એ લોકોનું ઇષ્ટત્વ પોષાય છે, તેથી પશ્વાદિ પ્રિય લાગે છે. 'આ પશુ ઇત્યાદિ મ્હારા ઇષ્ટનો આકાર છે ! પશુ ઇત્યાદિ ભલે મ્હને મ્હારા તરીકે પ્રાપ્ત થાય ! એવી રીતે પશ્વાદિ, એ લોકોની ઇષ્ટ બુદ્ધિના અઙ્ગ તરીકે પ્રિય થાય છે. પશ્વાદિ, પશ્વાદિને ખાતર જ, સ્વતન્ત્ર રીતે એ લોકોને અભીષ્ટ થતા નથી. આથી પશ્વાદિમાં મમતા પ્રવેશ કરે છે. આ મમતા અવિદ્યાનું કાર્ય છે, અને તેથી દુઃખરૂપ છે. અને તેના સમ્બન્ધથી પશ્વાદિ પણ અનર્થરૂપ થાય છે. આજ કારણથી **શ્રીમદાચાર્યચરણ** પશ્વાદિની સ્વતન્ત્ર ફલતા સ્વીકારતા નથી. **મહાભારત**માં **ધર્મ**થી **અર્થ, અર્થ**થી **કામ,** અને **કામથી મોક્ષ** એવો **ક્રમ** કહ્યો છે, ત્યાં પણ **શ્રીમદ્વેદવ્યાસ**નું તાત્પર્ય કામ્યકર્મનો ત્યાગ કરવાનું છે. **ભારત** પણ વેદવ્યાખ્યાનરૂપ છે, તેથી એનું મત પણ વેદના મતને જ અનુસરે છે, અને **તેથીજ શ્રીમદ્વેદવ્યાસ** અગ્રે કહે છે કે "**ધર્મ નિત્ય** છે, અને સુખદુઃખાદિ તો અનિત્ય છે." તેથી **અતિરાગિ** જનોને કામાદિની તૃપ્તિ કરાવવા **કામ્ય** કર્મમાં પ્રવૃત્તિ કરાવી એ લોકોને **પ્રથમ ધર્મ**માં રુચિ ઉત્પન્ન કરાવવાને કામ્યકર્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે. એ રીતે **ધર્મ**માં **આદર થયા** પછી એવા **અતિરાગી** લોકોને ભાન થાય છે કે **સુખદુઃખ** તો **અનિત્ય** છે અને **ધર્મ નિત્ય** છે; ત્યાર પછી એ લોકો **અનિત્ય** સુખદુઃખાદિનો ત્યાગ કરી, નિત્ય ફલની સન્મુખ થાય છે, અને **એમ નિત્ય** કર્મ તરફ પ્રેરાય છે. એ રીતે જ્યારે **એમને નિત્યધર્મ સિદ્ધ** થાય છે ત્યારે એમને નિઃશ્રેયસ્ માર્ગ સુલભ થાય છે. આ પ્રકારે **અત્ર શ્રીમદાચાર્યચરણે** જે વેદતાત્પર્યનો ઉપદેશ કર્યો તે **શ્રીમદ્વેદવ્યાસે** શ્રીમન્મહાભારતમાં સૂચવ્યો છે.

આ રીતે **અગ્નિહોત્રાદિ** પઞ્ચયજ્ઞના ભેદને લીધે **વેદાર્થરૂપ ભગવાનની પઞ્ચાત્મકતા, પ્રકૃતિ**-નિત્યરૂપ, અને વૈકૃત-કામ્યરૂપે કરીને **યજ્ઞાત્મક** ભગવાનની **દ્વિવિધતા,** તેના અધિકારીઓના ભેદ, ફલના ભેદ, પ્રયોજનના ભેદ, **યજ્ઞનું** ભગવત્ત્વ, **અને યજ્ઞનું** ત્રિકાલાબાધ્ય નિત્યત્વ-ઇત્યાદિનું પ્રતિપાદન **શ્રીમદાચાર્યચરણે** આ ૧-૧૭ કારિકા પર્યન્ત કર્યું. હવે એ સર્વનો સંગ્રહ કરી આપશ્રી ઉપસંહાર કરે છે:—

**त० प्र०—साधनं च फलं चैव हरिर्वेदे निरूप्यते ।**

**तदभिव्यक्तितः सर्वं पुरुषार्थस्वरूपतः ॥ १८ ॥**

**કારિકા ભાવાર્થ:**—હરિ જ સાધન છે તેમજ ફલ પણ છે-એમ વેદમાં નિરૂપિત થયું છે, અને પુરુષાર્થસ્વરૂપથી જ તેની અભિવ્યક્તિ થતાં સર્વ પુરુષાર્થ સિદ્ધ થાય છે. (૧૮)

**વિવેચન:**—જે વેદાર્થના પરિકર તરીકે આ સર્વનું નિરૂપણ કર્યું તે વેદાર્થનો સંગ્રહ કરી દર્શાવે છે. હરિ એ સાધન તથા ફલ છે. સાધનરૂપ પણ હરિ છે અને ફલરૂપ પણ હરિ છે. એમ ઉભયાત્મક ×હરિનું વેદમાં

---

× **"હરિનું નિરૂપણ વેદમાં થયું છે."** એમ કહેવામાં આ આશય છે:— **सर्वे वेदा यत्पदमामनन्ति ॥ वेदैश्च सर्वैः रहमेव वेद्यः ॥** "સર્વે વેદો જે (ભગવાનના) પદનું આ મનન કરે છે," સર્વ વેદોથી હું-ભગવાન્ શ્રીકૃષ્ણ-જ વેદ્ય-જ્ઞેય છું" ઇત્યાદિ શ્રુતિના તથા ભગવદ્ગીતાના વાક્યોમાં **'સર્વ'** શબ્દનો પ્રયોગ અસઙ્કુચિત વૃત્તિમાં થયો છે, તેથી તેમજ **वेदाक्षराणि यावन्ति**-જેટલા વેદાક્ષરો છે તે સર્વ ભગવદ્વાચક છે-ઇત્યાદિ પુરાણવાક્યોથી એમ સિદ્ધ થાય છે કે વેદમાં કહેલા યાવન્માત્ર **સર્વે વર્ણોનો તથા પદોનો મુખ્ય અર્થ ભગવાન્** જ થાય છે. **અર્થાત્** વેદના પ્રત્યેક શબ્દ અસઙ્કુચિત મુખ્ય **અર્થમાં** ભગવાનનો જ બોધ કરે છે; પણ જ્યારે તે તે શબ્દનો સઙ્કુચિત વૃત્તિથી અર્થ કરવામાં આવે છે, ત્યારે તે તે કાર્યને અર્થે તે તે વિશેષરૂપ ધારણ કરેલા ભગવાનનો બોધ તેઓ કરે છે. જેમકે "અશ્વ, જલ," ઇત્યાદિ વૈદિક શબ્દનો અસઙ્કુચિત વૃત્તિથી મુખ્ય અર્થ "ભગવાન્" એવો જ થાય છે. પરન્તુ જ્યારે વ્યવહારાર્થ એ શબ્દની વૃત્તિ સઙ્કુચિત કરવામાં આવે છે, ત્યારે અશ્વ=ભગવાન્, ઘટ=ભગવાન્-એવો અસઙ્કુચિત અર્થ ન થતાં, "અશ્વ=યજ્ઞસિદ્ધયર્થ અશ્વત્વસદ્ધર્મવિશિષ્ટ આકૃતિવિશેષ, ઘટ=ઘટત્વ સદ્ધર્મ વિશિષ્ટ આકૃતિ વિશેષ એવો સઙ્કુચિત અર્થ થાય છે. પ્રત્યેક વર્ણ, શબ્દ, પદ ઇત્યાદિ અસઙ્કુચિત વૃત્તિ વડે સર્વ અર્થના વાચક એવા ભગવાન્ પરબ્રહ્મના અર્થનુંજ વસ્તુત: કથન કરે છે, પરન્તુ એમ પ્રત્યેક શબ્દનો 'ભગવાન્' એવો અર્થ કરીએ તો વ્યવહાર સિદ્ધ થતો નથી. 'જલ આપો' એ વાક્યથી 'વસ્ત્રદાન' થઈ જાય,લોકયાત્રા સિદ્ધ થાય નહિ, તેથી ભગવાને શબ્દની ક્રિયાશક્તિનો સંકોચ કર્યો છે. અને તેથી પ્રત્યેક શબ્દ **સામાન્ય-સર્વ અર્થના વાચક એવા ભગવાન્**-અર્થનો બોધ કરતો નથી, પણ તે તે કાર્યને અર્થે **વિશેષ અર્થનો** બોધ કરે છે. એ રીતે 'અશ્વ=ભગવાન્, એવો સર્વવ્યાપિ અર્થ ન થતાં અશ્વ=ઘોડો અમુક આકૃતિવાલો-અશ્વત્વ સદ્ધર્મવાળો ઘોડો જ, ગાય નહિ; એવો **વિશેષ અર્થ** વ્યવહારમાં શબ્દની ક્રિયાશક્તિના સઙ્કોચને લીધે થાય છે. આ સિદ્ધાન્તનું વિશેષ પ્રતિપાદન **શ્રીમદાચાર્યચરણે પત્રાવલમ્બન** ગ્રન્થમાં તથા **અગ્રે** નામ પ્રપઞ્ચની કારિકા ૧૫૦-૧૫૮માં અત્ર **અપૂર્વ** રીતે કર્યું છે.

નિરૂપણ થયું છે. દ્રવ્ય તથા દેવતાનો સમ્બન્ધ યાગ કહેવાય છે; અથવાતો દેવતાને ઉદ્દેશીને થયલો દ્રવ્યનો ત્યાગ 'યાગ' કહેવાય છે. એમ બે રીતે યાગનો અર્થ લોકમાં પ્રસિદ્ધ છે. દેવતાઓ તો માત્ર ભગવાનના અઙ્ગરૂપ અર્થાત્ અવયવરૂપ હોવાથી, ભગવદ્રૂપ છે જ; કારણ કે અવયવ અને અવયવી અનન્ય હોય છે. છાન્દોગ્યોપનિષદ્‌ની વૈશ્વાનરવિદ્યામાં **मूर्धैव सुतेजा श्चक्षुर्विश्वरूपः ॥ नासत्यदस्त्रौ पद्मस्य नासे ॥** "સુતેજા એનું મૂર્ધા–શીર્ષ છે," "વિશ્વરૂપ એનું ચક્ષુ છે," "નાસત્ય અને દસ્ર એ પરમાત્મા–પુરુષોત્તમની નાસિકા છે" ઇત્યાદિ શ્રુતિવાક્યોમાં, અને **देवा नाराणङ्गजाः ।** 'દેવો નારાયણના અઙ્ગમાંથી ઉત્પન્ન થયા છે' ઇત્યાદિ સ્મૃતિ વાક્યોમાં પણ દેવતાઓને ભગવાનના **અવયવરૂપે** ગણાવ્યા છે. એ દેવતાઓ ભગવાનના અવયવ હોવાથી ભગવદ્રૂપ છે–એમ સિદ્ધ થાય છે. દેવતા માત્ર ભગવદ્રૂપ છે તેનું અન્ય પણ કારણ છે. ભગવાન્ જ તે તે રૂપ ધારણ કરીને તે તે નામથી પ્રસિદ્ધ થાય છે. ભગવાન્ જ સર્વશબ્દાભિધેય છે. અર્થાત્ સર્વશબ્દો ભગવાનના જ વાચક છે. સર્વશબ્દો ભગવાનના જ નામ છે, અને ભગવાનનું જ નિરૂપણ કરે છે, કોઇ ઋષિ **ભગવાનને** 'ઇન્દ્ર' છે, કોઇ '**મિત્ર**' કહે છે, કોઇએ **ભગવાનને** '**વરુણ**' કહે છે, કોઇ એમને 'અગ્નિ' કહે છે, અને કોઇ એમને દિવ્ય '**સુપર્ણ ગરુત્માન્**' કહે છે. આ સર્વ પ્રકારના અનેક નામ વડે બ્રહ્મવિદ્ ઋષિઓ પોતપોતાથી રુચિ પ્રમાણે એક જ* સત્–પરમાત્મા–પરબ્રહ્મ–ભગવાનનું પ્રતિપાદન કરે છે. એ એકજ ભગવાનને કોઈ ઋષિ '**અગ્નિ**' કહે છે, કોઈ '**યમ**' કહે છે અને કોઇ એમને '**માતરિશ્વા**' પણ કહે છે. અર્થાત્ **ઇન્દ્ર, મિત્ર, વરુણ,** ગરુત્મન્, **અગ્નિ, વાયુ, યમ** ઇત્યાદિ શબ્દો, દેવતાઓના નામ નથી, પણ એકજ **ભગવાનના** તે તે **નામ** છે. તે તે નામ વડે એકજ ભગવાનનું પ્રતિપાદન તેઓ કરે છે. સર્વ શબ્દો ભગવાનના જ વાચક છે. ભગવાન્ **બાદરાયણાચાર્યે** પણ બ્રહ્મસૂત્રમાં તલ્લિઙ્ગાદ્યધિકરણ યોજીને આવો નિર્ણય

---

* इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् ।

एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ ऋग्वेद० १–१६४–४६

આ મન્ત્ર વિષે **મેક્ષમુલર** નામના ધુરંધર પાશ્ચાત્ય વિદ્વાન્ '**પ્રાચીન સંસ્કૃત સાહિત્ય**' નામના નિજ ઐતિહાસિક ગ્રંથમાં મનનીય ટીકા કરે છે:—

"એક જ પરમ દેવતત્ત્વ છે કે જેનું બહુ નામોએ કરીને બ્રહ્મવિદ્ ઋષિઓ આહ્વાન કહે છે–એમ આ વેદમન્ત્ર નિર્ભયતાથી સ્પષ્ટ શબ્દમાં અદ્વૈત તત્ત્વનું ઉદ્ઘોષણ કરે છે. આથી એમ સિદ્ધ થાય છે કે અતિ પ્રાચીન યુગમાં આર્યઋષિઓએ વેદાન્ત તત્ત્વજ્ઞાનનાં બીજ શોધ્યાં છે. પરન્તુ માત્ર ઉપનિષદ્‌ના તેમજ વેદાન્તસૂત્રના તત્ત્વજ્ઞાનને પોષતા હોવાથી જ આવા મન્ત્રોની પ્રાચીનતામાં સન્દેહ આણી તેમને નવ્ય મુદ્રામાં ઘટાવવા એ વિવેકશૂન્ય દૃષ્ટિ છે."

નિર્ણય કર્યો છે. ત્યાં સૂત્રકારે સિદ્ધ કર્યું છે કે **આકાશ, પ્રાણ, જ્યોતિ** ઇત્યાદિ શબ્દો તે તે મહાભૂત **આકાશાદિ**ના વાચક નથી, પણ તે તે શબ્દો **પરબ્રહ્મ**વાચક–**ભગવદ્વાચક** છે. એ રીતે "દ્રવ્યદેવતાનો સમ્બન્ધ–તે યાગ, અથવા દેવતાને ઉદ્દેશીને થયલો દ્રવ્યનો ત્યાગ–તેનું નામ યાગ" એ યાગની વ્યાખ્યામાં જે દેવતા શબ્દનું નિરૂપણ છે તે દેવતા, ભગવદ્રૂપ છે–એમ સિદ્ધ કર્યું. હવે યાગ સમ્બન્ધિ કર્મ, યજ્ઞનાં ઉપકરણ, સાધન, દ્રવ્ય, ફલ ઇત્યાદિ સર્વ ભગવદ્રૂપ છે એમ પ્રતિપાદન થાય છે. શ્રીમદ્ભાગવતના એકાદશસ્કન્ધમાં ભગવાન્ શ્રીમુખે આજ્ઞા કરે છે કેઃ–**मां विधत्तेऽभिधत्ते मां विकल्प्यापोह्यतेह्यहम्** ॥ (૧૧–૨૧–૪૩) અર્થાત્ "જે લોકો યજ્ઞાત્મક કર્મ કરે છે તેઓ વિધાન પણ મ્હારું (ભગવાનનું) કરે છે, અભિધાન પણ મ્હારું કરે છે, વિકલ્પ પણ મ્હારો કરે છે, અને અપોહન પણ મ્હારું કહે છે." અર્થાત્ સર્વ કર્મ, ભગવદ્રૂપ છે–એમ ભગવાન્ પોતે સિદ્ધ કરે છે. વળી, વેદના પુરુષસૂક્તના મન્ત્રમાં તથા એ મન્ત્રનું વિવરણ જેમાં કર્યું છે તે શ્રીમદ્ભાગવતના દ્વિતીયસ્કન્ધના ષષ્ઠ વિવરણઅધ્યાયના શ્લોક ૨૩–૨૭ માં "યજ્ઞના સર્વ ઉપકરણ, સાધન તથા દ્રવ્ય ઇત્યાદિ સર્વ કોઇ પદાર્થ પણ ભગવદ્રૂપ છે"–એમ સ્પષ્ટ નિરૂપણ કર્યું છે. ફલ આનન્દાત્મક હોવાથી ભગવદ્રૂપ છે–એ તો સ્પષ્ટ સિદ્ધાન્ત છે. અર્થાત્ યજ્ઞમાં દ્રવ્ય, દેવતા, સાધન, અને કૃતિ ઇત્યાદિ સર્વ ભગવાન્ જ છે. વેદ, શ્રીમદ્ભાગવત, ગીતા ઇત્યાદિ સર્વ શાસ્ત્ર આવો ઉપદેશ કરે છે. વેદાનુસાર તે યાગાત્મક ભગવાન્‌ની અભિવ્યક્તિ (પ્રાકટ્ય) થતાં સર્વ પુરુષાર્થ યથાધિકાર સિદ્ધ થાય છે. પુરુષાર્થ જો ભગવદ્રૂપે પ્રકટ થાય તો પુરુષાર્થ સિદ્ધ થયો કહેવાય, કારણ કે ભગવાન્ જ પુરુષાર્થસ્વરૂપ છે.

આ રીતે પ્રમાણાનુરોધિ પ્રથમ પ્રમેય જે વેદાર્થ છે તેનું બલવત્ત્વ સિદ્ધ કરવા અત્ર પર્યન્ત નિરૂપણ કર્યું. (૧૮)

આ પ્રકારે વેદાર્થ વિનિરૂપિત કરીને વેદના સ્વરૂપનું વિશેષ નિરૂપણ કરતાં પહેલાં **વેદનું શું પ્રયોજન છે** તે કહે છેઃ—

**त० प्र०–रूपप्रपञ्चकरणादासक्तस्वांशवारणे ।**
**श्रुतिमात्मप्रसादाय चकारात्मानमेव सः ॥**
**इति नित्यः श्रुतेरर्थः सात्त्विकानां प्रकाशते ॥१९॥**

**કારિકાભાવાર્થ**ઃ—રૂપપ્રપઞ્ચને પ્રકટ કર્યાથી સ્વાંશ–ભગવાન્‌ના અંશ એવા–જીવો તે રૂપપ્રપઞ્ચમાં આસક્ત થયા; તેથી પોતાના અંશરૂપ જીવોને રૂપપ્રપઞ્ચમાં એમ આસક્ત થતા નિવારવાને–અટકાવવાને તે ભગવાન્ પોતે જ અન્તઃકરણને પ્રસન્ન કરવાને અર્થે શ્રુતિરૂપે પ્રકટ થયા. સાત્ત્વિક જીવોને શ્રુતિનો આવો નિત્ય અર્થ પ્રકાશે છે. (૧૯)

**વિવેચનઃ**—ભગવાન્‌ને ક્રીડા-રમણ કરવાની ઇચ્છા થતાં પોતે પ્રપઞ્ચસ્વરૂપે પ્રકટ થયા. આ પ્રપઞ્ચ બે પ્રકારનો છે. એક **રૂપપ્રપઞ્ચ,** અને બીજો **નામપ્રપઞ્ચ.** પ્રથમ રૂપપ્રપઞ્ચ વિચિત્ર છે–મોહ ઉત્પન્ન કરે એવો છે. વળી, જીવો અંશ છે, અલ્પજ્ઞ છે. અલ્પજ્ઞ અને અંશ એવા સ્વલ્પ આણુ જીવોને વિચિત્ર તથા મોહક રૂપપ્રપઞ્ચમાં ભ્રમ થાય જ એ સ્વાભાવિક છે. અલ્પજ્ઞ જીવો રૂપપ્રપઞ્ચના ચિત્ર વિચિત્ર પદાર્થોમાં આસક્ત થઈ જાય છે, તેમની મોહપાશમાં ફસાઈ જાય છે, અને જે પ્રભુના ધામમાંથી એમનું વ્યુચ્ચરણ થયું છે તે પ્રભુને જ પોતે વિસ્મરે છે–તે પ્રભુથી વિમુખ થાય છે. નિજ અંશ જીવો વિચિત્ર રૂપપ્રપઞ્ચમાં ભ્રમિત ન થાય તેથી તેમજ મોહક રૂપપ્રપઞ્ચ વિષે તેમની આસક્તિનું નિવારણ કરવાને પરમકૃપાલુ ભગવાને નિજ આજ્ઞારૂપ શ્રુતિઓને પ્રકટ કરી. ભગવાન્ પોતે જ શ્રુતિરૂપ થયા. શ્રુતિ એ ભગવાન્‌નો નામપ્રપઞ્ચ છે. જેમ રૂપપ્રપઞ્ચમાં ભગવાન્ તે તે રૂપથી-પદાર્થથી ક્રીડા કરે છે, તેમ નામપ્રપઞ્ચમાં ભગવાન્ શ્રુતિથી–શબ્દથી ક્રીડા કરે છે. રૂપપ્રપઞ્ચ બન્ધક છે, જ્યારે **નામ**પ્રપઞ્ચ મોચક છે રૂપપ્રપઞ્ચ અલ્પજ્ઞ જીવને ભ્રમ ઉત્પન્ન કરી બદ્ધ કરે છે, પરન્તુ નામપ્રપઞ્ચ તે જ જીવને ભગવાન્‌નું યથાર્થ ભાન કરાવી તેને મુક્તિનાં દ્વાર પ્રદર્શિત કરે છે. **નામપ્રપઞ્ચ**ના શ્રુત્યાદિવચનનું પરિશીલન કરવાથી જીવને નિજત્વનું, ભગવાનનું તેમજ જગતનું યથાર્થ જ્ઞાન થાય છે, અને એ શ્રુત્યાદિવચનાનુસાર આચરણ કરવાથી અન્તઃકરણ પ્રસન્ન થાય છે–શુદ્ધ થાય છે. શ્રુત્યાદિવચન પ્રમાણે વારંવાર આચરણ કરવાથી એવી તો સાત્વિકતા પ્રાપ્ત થાય છે કે તેથી શ્રુતિનો જે નિત્ય અર્થ–ભગવાન્ છે–તેનો પ્રકાશ થાય છે.

"**गुहां प्रविष्टौ**—" એ શ્રુતિવચન પ્રમાણે ભોગ ભોગવવાને અર્થે અન્તર્યામી તથા જીવ એ બન્ને સાથે હૃદયમાં પ્રવેશ કરે છે, અને પ્રવેશ કર્યા કયા પછી ભોગ ભોગવવાથી જીવને ચિત્તમાં માલિન્ય થાય છે. અન્તઃસ્થિત –ભીતર રહેલો અન્તર્યામી, એ માલિન્ય દૂર કરવા અશક્ત છે.યદ્યપિ અન્તર્યામી, હૃદયમાં જીવ સાથે જ સ્થિતિ કરે છે, અને જીવની માફક ભોગ કરતો નથી, તો પણ અન્તર્યામિનું+ કાર્ય નિયતજ હોવાથી, જીવનું

+ સ્વભાવતઃ અન્તર્યામીનું કાર્ય પ્રવાહ નિર્વાહાર્થેજ નિયત થયેલું છે જીવાત્મસમ્બન્ધિ જ્ઞાન, ઇચ્છા, કૃતિ, તથા જીવકર્તૃક ભોગ અન્તર્યામીને અધીન છે. અન્તર્યામિનો સહજ ધર્મ જીવને પ્રેરણાકરી પ્રવાહનો નિર્વાહ કરાવવાનો **છે,** અને તેથી જ તે અપૂત–અપવિત્ર હોય એમ લોકમાં એની પ્રસિદ્ધિ થઇ છે. ભક્તિથી જ્યારે અન્તર્યામી પવિત્ર થાય છે, ત્યારે તે અન્તર્યામી, જીવની અન્યથા એટલે પ્રવાહ તરફ પ્રેરણા કરાવતો નથી. ભગવદારાધનથી ભગવાન્ સન્તુષ્ટ થઇ પ્રેમભક્તિનું દાન કરે છે, ત્યારે તે ભક્તિથી અન્તર્યામી પણ પવિત્ર થાય છે, અને (પોતાનું) નિજ (સ્વગુણ ભૂત) એવું ત્રિવિધ જ્ઞાન આપે છે કે જેથી વાક્ય, જાણે પવિત્ર

ભાગજન્ય માલિન્ય અન્તઃસ્થિત અન્તર્યામિથી દૂર થઈ શકતું નથી. એ માલિન્ય તો બહિઃસ્થિત અર્થાત્ બહાર વિરાજતા અને ભીતર પ્રવેશ કરવાને સમર્થ એવા ભગવાનથી જ દૂર થઈ શકે છે. આ જ તાત્પર્ય જણાવવાને ભગવાને પોતાના નિઃશ્વાસરૂપ-નિજ આત્મસ્વરૂપ વેદ પ્રકટ કર્યા. રૂપ-પ્રપઞ્ચમાં આસક્ત થયલા નિજ અંશ-જીવને જે પ્રકારે ભગવાનનું પ્રાકટ્ય થાય એ બોધ કરવાનુંજ શ્રુતિનું-વેદનું પ્રયોજન છે. વેદના અધ્યયન તથા યજ્ઞકર્માદિથી ધર્મ, અર્થ, કામ-સુખ ઇત્યાદિ પુરુષાર્થ સિદ્ધ થાય છે. પરન્તુ આ ધર્મઅર્થાદિપુરુષાર્થ સિદ્ધ થાય એ ગૌણ પ્રયોજન છે. વેદનું મુખ્ય પ્રયોજન તો સ્વાંશ જીવને ભગવાનનું પ્રાકટ્ય સિદ્ધ કરાવવાનું જ છે. અર્થાત્ અગ્નિહોત્રાદિપઞ્ચનિત્યયજ્ઞો કરીને યજ્ઞનારાયણ ભગવાનનું નિત્ય, અવિકૃત-યજ્ઞાત્મક સ્વરૂપ સિદ્ધ થાય અને જીવોને તેનો સાક્ષાત્કાર ( પ્રકટ દર્શન ) થાય-એ જ વેદનું પ્રયોજન છે. અગ્નિહોત્રાદિ **પઞ્ચાત્મક ભગવાન્ જ** વેદનો અર્થ છે. એવા વેદાર્થરૂપ-ભગવાનનો પ્રકાશ અથવા સાક્ષાત્કાર સર્વજીવના અનુભવમાં આવતો નથી એ સત્ય છે. પરન્તુ તેમાં દોષ તેમની બુદ્ધિનો છે. સાત્ત્વિક જીવોને તો આવો વેદાર્થ સ્પષ્ટ સ્ફુરે છે. આ પ્રકારે વેદનો અર્થ "પઞ્ચાત્મક, દ્વિરૂપ, સાધનોથી બહુરૂપ, સ્વાનન્દદાયક અર્થાત્ યજ્ઞસ્વરૂપ

---

હોય એમ યથાર્થ જ્ઞાન ઉત્પન્ન કરે છે. એવી પવિત્ર દશામાં પૂર્વના નાના પ્રકારના (પ્રાવાહિક) જ્ઞાનનું વિસ્મરણ થાય છે, અને વિશેષે કરીને ભગવાનના સ્વરૂપનો બોધ કરાવે એવું, શારીરાત્માનો બ્રહ્મત્વે અનુભવ થાય એવું, તથા સાંખ્યના સર્વતત્વનું વિવેચન કરાવે એવું ત્રિવિધજ્ઞાન ભક્તિથી પવિત્ર થયલા અન્તર્યામી ભગવાન્ કરાવે છે. આ પ્રકાર તૃતીય સ્કન્ધના ૩-૫-૪ શ્લોકના શ્રીસુબોધિનીજીમાં કહ્યો છે. એટલે જીવના ચિત્તમાલિન્યને દૂર કરવામાં અન્તઃસ્થિત અન્તર્યામીને બહિઃસ્થિત અને, ભીતર પ્રવેશ કરવાને સમર્થ એવા-ભગવાનની સહાય અપેક્ષિત છે. તેથીજ બહાર વિરાજતા સર્વસમર્થ ભગવાનની ભક્તિ કરવી જોઇએ. અન્તર્યામી, ભ્રાન્તિરહિત છે, છતાં પણ જેમ કાષ્ઠમાં રહેલા એવા ભીતર અગ્નિનું બહિઃપ્રાકટ્ય થવા બહારના અગ્નિના સંયોગની જરૂર છે, તેમ અન્તઃસ્થિત અન્તર્યામીને પણ બહિઃસ્થિત સર્વસમર્થ ભગવાનની સહાય, ભીતરનું ચિત્તમાલિન્ય દૂર કરવાને જરૂરની છે. તેથી જ ભગવાને વેદરૂપ ધારણ કર્યું-નામ સૃષ્ટિ રૂપે પોતે થયા કે જેથી જીવો ભગવન્માહાત્મ્યનું જ્ઞાન પ્રાપ્ત કરી ભગવદ્ભક્તિ કરે. આ સિદ્ધાન્તને પોષે એવું અત્રે ઉક્ત (૩-૫-૪) શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કન્ધમાં વિદુરજીનું 'भक्त्यापूतोऽन्तरात्मा' અર્થાત્ 'ભક્તિથી અન્તરાત્મા પવિત્ર થાય છે'. એમ વાક્ય છે. એ વાક્યના **શ્રીસુબોધિનીજી**માં "અન્તરાત્મા-અન્તર્યામિનું ચિત્તમાલિન્ય દૂર કરવાનું સામર્થ્ય ભક્તિ વિના હોતું નથી. ભગવદ્ભક્તિ કર્યા પછી-બહાર વિરાજતા ભગવાનનો ભીતર પ્રવેશ થયા પછી અન્તરાત્મા પવિત્ર થાય છે. અને ચિત્તની મલિનતા દૂર થાય છે." એમ સિદ્ધ કર્યું છે. વળી, "परमात्मा मे शुद्ध्यन्ताम् । ( तै० आ० आन्ध्र० १०-६६ ) અર્થાત્ "મ્હારા પરમાત્મા-અન્તર્યામી શુદ્ધ થાઓ." એ તૈત્તિરીય આરણ્યક શ્રુતિવાક્ય પણ આજ અર્થને પુષ્ટિ આપે છે.

તથા બ્રહ્મસ્વરૂપ, ભગવાન્ કૃષ્ણ–" છે. એ વેદ ભગવદ્રૂપ છે, અપૌરુષેય છે. પ્રભુ કૃષ્ણ વિના અન્ય કોઇ એના નિર્માતા નથી. વેદ ભગવાનનું નામસ્વરૂપ છે, ભગવાનનો નામપ્રપઞ્ચ છે–ભગવાનની નામલીલા છે, અને એનું પ્રયોજન નિજ અંશરૂપ જીવોને સંસારમાંથી મુક્ત કરી–રૂપપ્રપઞ્ચમાંથી અનાસક્ત કરી તેમને ભગવન્માર્ગ તરફ પ્રેરી યથાર્થ ભગવત્સ્વરૂપનાં સાક્ષાત્ પ્રકટદર્શન સિદ્ધ કરાવવાનું છે. શ્રુતિના નિત્ય અર્થરૂપ થયલા ભગવાનનું યથાર્થભાન ભગવાનના નિજ અંશ સાત્ત્વિક જીવોને થાય એ જ શ્રુતિનું–વેદનું પ્રયોજન છે. (૧૯)

જીવમાત્ર ભગવાનના અંશ છે, તથાપિ વેદનો યથાર્થ તો સાત્ત્વિક જીવોને જ સ્ફુરે છે. ભગવાનના અંશ હોવા છતાં અમુક જીવો જ સાત્ત્વિક હોય છે, પણ અમુક જીવો સાત્ત્વિક થતા જ નથી, તેની હવે વ્યવસ્થા કહે છે:—

**ત० પ્ર०–उत्पन्नास्त्रिविधा जीवा देवदानवमानवाः ।**
**सर्वे वेदविदो जाताः स्वभावगुणभेदतः ।**
**तेषां प्रकृतिवैचित्र्याच्छ्रुत्यर्थो बहुधोदितः ॥ २० ॥**

**કારિકાભાવાર્થ**:—દેવ, દાનવ અને માનવ એમ ત્રિવિધ જીવો ઉત્પન્ન થયા. તે સર્વે વેદનું જ્ઞાન પ્રાપ્ત કરતા થયા. સ્વભાવ તથા ગુણના ભેદને લીધે પોતપોતાની પ્રકૃતિના વૈચિત્ર્યથી તેમણે બહુ બહુ પ્રકારે શ્રુતિના અર્થનું વ્યાખ્યાન કર્યું છે. (૨૦)

**વિવેચન**:—'**एकोऽहं बहु स्याम् प्रजायेय**।' 'હું એક છું, બહુ થાઉં,' એમ વીક્ષા–ઇચ્છા કરી ભગવાને ચિદંશ–જીવોને ઉત્પન્ન કર્યા. વળી, 'એ ચિદંશ જીવો સર્વે સમાન મા થાઓ'–એવી પણ ઇચ્છા ભગવાને કરી. એટલે ભગવાનની માયા શક્તિના ત્રિવિધ ગુણ વડે વ્યાપ્ત થયલા જીવો ત્રિવિધરસનો ભોગ કરવાને પ્રકટ થયા. સત્ત્વ ગુણથી વ્યાપ્ત થયલા જીવો સાત્ત્વિક થયા, અને રાજસ ગુણથી વ્યાપ્ત થયલા જીવો રાજસ થયા. ભગવાને અનન્ત પ્રકારની વસ્તુઓ પ્રકટ કરી. તેમાં તામસ વસ્તુઓ પણ પોતે પ્રકટ કરી છે. આ રીતે સૃષ્ટિસમાધાનમાં તામસ વસ્તુના ઉપયોગને અર્થે તામસ જીવોની પણ અપેક્ષા પડે છે. સૃષ્ટિલીલામાં જે જે કાંઈ અપેક્ષિત–આવશ્યક હોય તે સર્વ, પ્રભુ પ્રકટ કરે છે. સૃષ્ટિમાં પ્રકટ કરેલી તામસ વસ્તુનો ભોગ કરે એવા તામસજીવોની આવશ્યકતા છે. તેથી જ ભગવાને તામસ જીવોને પ્રકટ કર્યા. એમ ન હોય તો તામસ વસ્તુનો ભોગ સિદ્ધ થાય નહિ. તામસ વસ્તુઓ અસમીચીન હોઇને હેય–ત્યાજ્ય હોવાથી એમના ભોક્તા જો કોઈ થાય નહિ, તો એ વસ્તુઓ વ્યર્થ થઇ જાય. પરન્તુ ભગવાનને તેમ કરવું નથી. તેથી

તામસ જીવની સૃષ્ટિ જે પ્રભુએ પ્રકટ કરી છે તે સપ્રયોજન છે. ચિદંશ-જીવો ભગવદિચ્છાથી ભગવન્માયાના ત્રણ ગુણ વડે વ્યાપ્ત થઇ ત્રણ પ્રકારના થાય છે-એમ કહેવામાં શું પ્રમાણ છે તે હવે કહે છે. જેમકે ' **त्रयाः प्राजापत्याः ।** **बृ० आ०** ૯-૨-૧ એ શ્રુતિવાક્યમાં 'ત્રણ પ્રાજાપત્ય' વડે દેવ, મનુષ્ય, અને અસુર એમ ત્રિવિધ જીવોની ગણના કરવામાં આવી છે. વળી આ શ્રુતિવાક્યમાં દેહ ત્રૈવિધ્યની* શઙ્કા ન કરવી. જીવત્રૈવિધ્ય જ શ્રુતિને અભિપ્રેત' છે; કારણ કે **પઞ્ચરાત્ર**માં પણ કહ્યું છે કે **त्रिविधा जीवसङ्घास्तु देवदानवमानवाः** । અર્થાત્ "દેવ, મનુષ્ય અને દાનવ એમ ત્રિવિધ જીવસઙ્ઘ છે. તેમાં દેવો-દૈવી જીવો-મુક્તિને યોગ્ય છે, અને મનુષ્યમાં ઉત્તમ હોય એવા જીવો પણ મુક્તિને યોગ્ય છે. જે જીવો મનુષ્યમાં મધ્યમ હોય છે તે તો સદૈવ-નિરન્તર સંસારને યોગ્ય છે. જે જીવો અધમ હોય છે તે નરકને યોગ્ય છે. દાનવ જીવનો તો તમસ્‌માં લય થાય છે." આ રીતે **પઞ્ચરાત્ર**માં પણ સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રિવિધ પ્રકારના જીવો છે એમ કહ્યું છે. આ ત્રિવિધ જીવોના અન્તઃ-કરણાદિ પણ તેમના સ્વભાવને અનુસરીને તેવાજ સાત્ત્વિક, રાજસ વા તામસ થાય છે. આ ત્રિવિધ સૃષ્ટિના ત્રિવિધ સાત્ત્વિક, રાજસ તથા તામસ જીવ પ્રકટ થયા તેનું પરિણામ એ થાય છે કે આ ત્રિવિધ જીવો જો કે વેદના અર્થનું યથાર્થ શ્રવણ કરે છે, છતાં પણ જ્યારે તેઓ વેદના અર્થનું વ્યાખ્યાન કરવા માંડે છે, ત્યારે તેઓ પોતપોતાના સ્વભાવજન્ય ગુણના ભેદને લીધે વેદના અર્થનું પોતપોતાની રુચિ પ્રમાણે વર્ણન કરે છે. (૧૧-૧૪-૧) શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કન્ધમાં ઉદ્ધવજી ભગવાનૂને પ્રશ્ન કરે છે કે '**वदन्ति कृष्ण श्रेयांसि बहूनि ब्रह्मवादिनः । तेषां विकल्पप्राधान्यमुताहो एकवाक्यताम् ।** અર્થાત્ 'હે

---

* ત્રિગુણવ્યાપ્તિ વિના આ બૃહદારણ્યક ઉપ૦ ૫-૨-૧ સ્તનયિત્નુ બ્રાહ્મણમાં કહેલું ત્રૈવિધ્ય સમ્ભવે નહિ, અને એ ત્રૈવિધ્યને બાધ ન આવે માટે જીવત્રૈવિધ્ય સ્વીકારવું. અત્ર વાદી **શઙ્કા** કરે છે કે "શ્રુતિમાં તો દેહત્રૈવિધ્ય કહ્યું છે, જીવત્રૈવિધ્ય કહ્યું નથી. અસુરશરીરમાં પ્રવેશ અન્યથા ઘટતો નથી-એવી અન્યથાનુપપત્તિબલે જીવત્રૈવિધ્ય કલ્પવું યુક્ત નથી, કારણકે અદૃષ્ટવિશેષ સ્વીકારવાથી પણ અસુરશરીરે પ્રવેશ ઉપપન્ન છે-થઇ શકે છે." આ **શઙ્કાનો પરિહાર** કરવા **શ્રીમદાચાર્યચરણ પઞ્ચરાત્ર**માંથી પૂર્વોક્ત જીવત્રૈવિધ્યનિર્ણાયક પ્રમાણ આપે છે. '**પઞ્ચરાત્રમાં** દેવ, માનુષ, તથા દાનવ-એમ **ત્રિવિધ જીવસઙ્ઘ** કહ્યા છે, તેથી તદ્દનુગુણજ તેમના અન્તઃકરણાદિ હોય છે, તેથી **જીવત્રૈવિધ્યનો સિદ્ધાન્ત** સુસઙ્ગત છે. વળી, વાદી જે અદૃષ્ટ સ્વીકારે છે. તે અદૃષ્ટ તો જીવને મનઃસમ્બન્ધ થયા પછી ભાવિ-કર્મમાંથી ઉત્પન્ન થાય છે, અને તેથી એ અદૃષ્ટ મનઃસમ્બન્ધ પૂર્વે સમ્ભવતું નથી, તેથી અદૃષ્ટવિશેષબલે અસુરશરીરપ્રવેશ ઘટતો નથી. પરન્તુ જો વાદી અદૃષ્ટનું-અનાદિત્વ સ્વીકારે તો તે અદૃષ્ટાનાદિત્વ તો બ્રહ્મવાદવિરુદ્ધ હોવાથી, ઉપેક્ષ્ય છે. તેથી અદૃષ્ટકલ્પનાબલે **દેહત્રૈવિધ્ય** ન સ્વીકારતાં શબ્દબલે **જીવત્રૈવિધ્ય** સ્વીકારવું."

કૃષ્ણ ! બહુ પ્રકારના નિઃશ્રેયસ્ના માર્ગ બ્રહ્મવાદીઓએ કથ્યા છે. તેમાં કોનો વિકલ્પ છે ? કયા માર્ગનું પ્રાધાન્ય છે, અથવાતો કયા એકની મુખ્યતા છે ?" ઇત્યાદિ પ્રશ્ન ઉદ્ધવ કરે છે. ત્યારે ભગવાન્ તે પ્રશ્નના ઉત્તરનું સમાધાન કરતાં કહે છે કે **कालेन नष्टा प्रलये वाणीयं वेदसंज्ञिता...तेषां प्रकृतिवैचित्र्याच्चित्रा वाचः स्रवन्ति हि ।** (૧૧-૧૪-૩-૭ શ્રી૦ ભા૦) "હે ઉદ્ધવ ! વેદસંજ્ઞાવાળી આ વાણી કાલબલે પ્રલયમાં નષ્ટ થઇ છે. ખરેખર, તે તે બ્રહ્મવાદીઓની તે તે પ્રકૃતિના-સ્વભાવના વૈચિત્ર્યને લીધે ચિત્ર વિચિત્ર વ્યાખ્યાનો વેદના અર્થસમ્બન્ધ વિષે લોકોમાં પ્રસરે છે." આ રીતે શ્રુતિના અર્થનું બહુ પ્રકારે વ્યાખ્યાન થયું છે. વેદનો યથાર્થ તો એક જ ઉપર કહ્યો તેવો જ છે, અને તે જ અર્થ સાત્વિક પ્રકૃતિના જીવોનેજ નિરન્તર સ્ફુરે છે. પરન્તુ રાજસ અને તામસ જીવો પણ વેદનું વ્યાખ્યાન કરતા થયા, અને તેને પરિણામે તે તે જીવોએ પોતપોતાની સ્વાભાવિક પ્રકૃતિને અનુસરીને યથારુચિ અનેક પ્રકારના વેદાર્થ લોકોમાં પ્રચલિત કર્યા છે. (૨૦-૨૧)

વેદના અર્થનું એ રાજસ તામસ જીવોથી કેવે કેવે પ્રકારે વ્યાખ્યાન થયું છે તે સર્વ પ્રકારનું નિરૂપણ હવે **શ્રી**મહાચાર્યચરણ કરે છેઃ—

**त० प्रदीप०—भावस्याऽज्ञानतः कर्ममात्रं केचिद्वदन्ति हि ।**
**लोकप्रतीतं स्वीकृत्य कदाचिद्भगवान् वदेत् ॥ २१ ॥**
**फलंतु सर्वमेवात्र तदंशत्वाद्भविष्यति ।**
**अतः कामनिषेधो हि क्वचिद्भगवतोदितः ॥ २२ ॥**

**કારિકાભાવાર્થઃ**—"દ્રવ્ય, દેવતા, ઉપકરણ, ફલ, કર્ત્તા ઇત્યાદિ યાવન્માત્ર યજ્ઞસમ્બન્ધિપદાર્થ, સાક્ષાત્ તેમજ પરમ્પરાથી ભગવદ્રૂપ છે, અને તેથી ભગવાન્માં જ શ્રુતિનું-વેદાર્થનું તાત્પર્ય છે"-એવો વેદનો ઉપક્રમાદિ પ્રકરણના અર્થનો અભિપ્રાય ન સમજવાથી કેટલાક વાદીઓ 'વેદનો અર્થ કેવલ ક્રિયા માત્ર છે-' એમ જ કહે છે. કદાચિત્ ભગવાન્ પણ "લૌકિકી ક્રિયા એ જ વેદાર્થ છે, અને એના ફલ તરીકે **સ્વર્ગલોકા**દિક પ્રાપ્ત થાય છે"-એવો સાધારણ લોકોને સમજાય એવા મતનો ઉપદેશ લોકપ્રસિદ્ધ રીતિ સ્વીકારીને કરે છે. (૨૧) યાગ ભગવદંશ છે તેથી સર્વ પ્રકારના કામ્યફલ તો અત્ર થાય છે જ, (પરન્તુ તે ફલ નિત્ય નથી, પાવન કરતું પણ નથી, અને વેદાર્થ, લોકપ્રતીત મતથી વિલક્ષણ છે,) તેથી ખરેખર કામનો નિષેધ પણ ભગવાને પોતે જ ક્વચિત્ ઉપદેશ્યો છે. (૨૨)

**વિવેચનઃ**—વેદાર્થના સમ્બન્ધમાં કેટલાક વાદીઓ* **ધર્મ**નું, કેટલાકો

---

* धर्ममेके यशश्चान्ये कामं सत्यं दमं शमम् । अन्ये वदन्ति स्वार्थं वा ऐश्वर्यं स्वार्थभोजनम् ॥ केचिद्यज्ञतपोदानं व्रतानि नियमान् यमान् । आद्यन्तवन्त एवैषां लोकाः कर्मविनिर्मिताः ॥

**યશનું**, કેટલાકો **કામનું**, કેટલાકો **સત્યનું**, **દમનું**, **શમનું**, કેટલાકો **સ્વાર્થનું**, **ઐશ્વર્યનું**, **ત્યાગનું**, **ભોજનનું**; તેમજ કેટલાકો **યજ્ઞનું**, **તપનું**, **દાનનું**, **વ્રતોનું**, **નિયમોનું**, **યમોનું**-ઇત્યાદી વિવિધ પ્રકારે વેદના અર્થનું વ્યાખ્યાન કરે છે. વેદનું તાત્પર્ય, ધર્મમાં અર્થાત્ કેવલ ક્રિયામાત્રમાં છે અને એના ફલ તરીકે સુખ તેમજ લોકાદિ પ્રાપ્ત થાય છે-" એવો જે પૂર્વે કહેલો જૈમિનિનો લોકપ્રસિદ્ધ મત છે તેનો અનુવાદ કારિકામાં કર્યો છે, અને એ મતમાં દૂષણો શ્રીમહાચાર્યચરણ અત્ર દર્શાવે છે. વેદના ઉપક્રમ તથા ઉપસંહાર પ્રમાણે પ્રકરણના યથાર્થ તાત્પર્યને પ્રાકૃત-સાધારણ લોકસમૂહ સમજી શકતો નથી, તેથી 'વેદમાં ક્રિયા અર્થાત્ કર્મનો ઉપદેશ છે'-ઇત્યાદિ જૈમિનિઆદિ ઋષિઓના મત લોકોમાં પ્રચલિત થયા છે. અત્ર વેદાર્થનો યથાર્થ આશય આ દિશે છે. મન્ત્ર દેવતા તથા સ્તુતિ ઇત્યાદિમાં વેદનો ઉપક્રમ ઉપયોગી થતો હોવાથી આવશ્યક છે. વળી પ્રકરણ યાગનું છે. એ **યાગ** પણ, यज्ञो वै विष्णुः । અર્થાત્ 'યજ્ઞ એ નિશ્ચય વિષ્ણુ છે' એ શ્રુતિ પ્રમાણે **ભગવદ્રૂપ** છે. વળી અગ્નિ આદિ **દેવતાઓ** પણ, યાગના **શેષ**-અઙ્ગ હોવાથી, **ભગવાનના અઙ્ગભૂત છે. યજ્ઞ કરનાર** પુરુષ પણ યાગનો શેષ હોવાથી **ભગવાનનો અંશ છે**, યજ્ઞકર્ત્તા પુરુષનું અઙ્ગભૂત **ફલ પણ**, "એના-આનન્દમય પરબ્રહ્મ પુરુષોત્તમના આનન્દની માત્રા વડે અન્ય સર્વ પ્રાણીઓ જીવી શકે છે," ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે **ભગવદંશભૂત છે**. તેમ યજ્ઞનાં ઉપકરણો-સાધનો પણ ભગવદ્રૂપ છે. એ રીતે દેવતા, દ્રવ્ય, ઉપકરણ, યજ્ઞકરનાર, યજ્ઞનું ફલ ઇત્યાદિ જે કંઇ યજ્ઞસમ્બન્ધિ છે તે સર્વ સાક્ષાત્ તેમજ પરમ્પરાથી ભગવદ્રૂપ છે, અને તેથી શ્રુતિ-વેદના અર્થનું તાત્પર્ય ભગવાન્‌માં જ છે-એમ સિદ્ધ થાય છે. વેદના આ તાત્પર્યના અજ્ઞાનથી-આ ભાવાર્થ ન સમજવાથી, કેટલાક વાદીઓ કેવલ વાક્યનો આપાતતઃ-ઉપરટપકે અર્થ ગ્રહણ કરીને "વેદનો અર્થ કેવલ ક્રિયા જ છે, અને તેના ફલ તરીકે વિવિધ પ્રકારના સુખવાલા સ્વર્ગલોકાદિક તેમજ આ લોકના પશુ, દ્રવ્યાદિ તથા સુખાદિક પ્રાપ્ત થાય છે-"-એમ કહે છે.

**શઙ્કાઃ**—"જૈમિનિઆદિમહાસમર્થવિચારકોએ "વેદનો અર્થ કેવલ લૌકિકી ક્રિયા જ છે, અને તેનું ફલ લોકાદિક છે, કર્મ જ ફલદાન કરે છે, કર્મજ પ્રવૃત્તિનિવૃત્તિ કરાવે છે, ઇશ્વિર ફલદાતા **નથી**, ઇશ્વિર પ્રવર્ત્તક **નથી** તેમ નિવર્ત્તક પણ નથી,"-એવો કર્મવાદ પ્રચલિત કર્યો છે. છતાં તમે (સિદ્ધાન્તી) કહો છો કે એવા કર્મવાદી-ક્રિયાવાદીને વેદાર્થનું અજ્ઞાન છે એ કેમ સમ્ભવે ?

---

— ઇત્યાદિ શ્રીમદ્ભાગવતના ૧૧-૧૪-૧૦-૧૪ શ્લોકમાં શ્રીભગવાને પોતે જ ઉદ્ધવને **અત્રોક્ત** વિવિધ મતમતાન્તરનો નિર્દેશ કર્યો છે. આ વાદના અનુયાયીઓને કર્મથી વિનિર્મિત **થયેલા** આદ્યન્તવન્ત-લોક ફલ તરીકે પ્રાપ્ત થાય છે-એમ શ્રી ભગવાન્ આજ્ઞા કરે છે.

જૈમિનિ જેવા મહાસમર્થ વિચારકને વેદાર્થનું અજ્ઞાન હોય એમ માની શકાતું નથી, અને તેથી કર્મવાદ સુયોગ્ય છે."

**આ શઙ્કાનો પરિહાર** શ્રીમહાચાર્યચરણ (**लोकप्रतीतं**) કારિકાથી કરે છે:—"પ્રાકૃત જનસમાજને યજ્ઞમાં કેવલ ક્રિયાનું અને તેથી થતા સ્વર્ગાદિ લોકનું તથા આ લોકના પશુદ્રવ્યાદિ લૌકિકફલનું જ દર્શન થાય છે. આ દૃષ્ટમતને અનુસરે એવો લોકપ્રસિદ્ધ તથા લોકને રુચે એવો અર્થ તે તે કક્ષાના અધિકારીને અર્થે ભગવાન્‌ને પ્રવર્ત્તાવવો છે, કારણ કે ભગવાન સર્વ માર્ગના પ્રવર્તક છે. **महान्तो हि भगवदनुगुणाः ।** અર્થાત્ 'મહાપુરુષો, ઋષિઓ, આચાર્યો, ખરેખર, ભગવદનુગુણ એટલે ભગવદિચ્છાને અનુકૂલ થઈ જાય છે. તેઓ ભગવદાજ્ઞાનુસાર પ્રવર્તે છે. "ભગવાન્‌ને કર્મમાર્ગ સાધારણ જનસમૂહને અર્થે પ્રચાલિત કરવો છે" એવી ભગવદિચ્છાને વા ભગવદાજ્ઞાને અનુસરીને, જૈમિનિ* જેવા મહાસમર્થ ઋષિઓએ પણ "વેદનો અર્થ લૌકિકી ક્રિયા જ છે, અને યજ્ઞયાગાદિનું ફલ સ્વર્ગાદિલોકરૂપ છે, કર્મ જ (નહિ કે ઇશ્વર) ફલદાન કરે છે"–એવો પ્રાકૃત-લોકોની બુદ્ધિને રુચે એવો લોકપ્રતીત કર્મમાર્ગ પ્રદર્શિત કર્યો છે. ભગવાન્ સર્વમાર્ગના પ્રવર્ત્તક છે. તેથી કર્મમાર્ગના ઉપદેશકોને પણ અનુસરે છે, અને સાધારણ જનની બુદ્ધિમાં ઉતરે એવા **લોકપ્રતીત કર્મવાદનું** નિરૂપણ પણ ભગવાન્ કરે છે; અને એવી ભગવદિચ્છાને અનુસરી જૈમિનિ જેવા મહર્ષિઓ પણ તે લોકપ્રતીત અર્થનો જ લોકમાં પ્રચાર કરે છે. તેઓ એ લોકપ્રતીત કર્મવાદના અર્થનું નિવારણ કરતા નથી. પરન્તુ ભગવદિચ્છા પ્રાકૃતબુદ્ધિના તે તે લોકોને માટે કર્મવાદ ઇત્યાદિ હીન કક્ષાના મતો પ્રચલિત કરવાની છે એમ સમજીને તે પ્રકારના કર્મવાદને અનુસરે એવો ઉપદેશ લોકોમાં કરે છે, અને પ્રકારાન્તરથી પ્રાપ્ત થયલા યથાર્થ શ્રુત્યર્થની નિન્દા પણ કરે છે. એ જ રીતે ભગવાન્‌ને જ્યારે યોગાદિ માર્ગનો પ્રચાર કરવો હોય છે, ત્યારે પોતે પ્રકારા-ન્તરથી પ્રાપ્ત થયલા શ્રુતિના અર્થની નિન્દા કરે છે, તેમ જ તે યોગાદિ માર્ગને અનુસરે એવો ઉપદેશ પણ કરે છે; અને તેથી મહાસમર્થ ઋષિઓ પણ ભગવાને ઉપદેશેલા તે અર્થનું નિવારણ કરતા નથી. એવો આશય નિકળે છે.

આ રીતે ભગવાન્ જ્યારે યોગાદિમાર્ગનો પ્રચાર કરવા ધારે છે, ત્યારે પોતે (પ્રાકૃતલોકને રુચે એવા સકામ) કર્મમાર્ગનું પ્રતિપાદન કરતી શ્રુતિઓના અર્થની નિન્દા કરે છે, અને યોગાદિ માર્ગની સ્તુતિ કરે છે. જેમકે '**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते**' ઇત્યાદિ શ્રીમદ્‌ભગવદ્-ગીતાના ૯ મા અધ્યાયના ૨૦–૨૨ શ્લોકમાં ભગવાન્ કહે છે કે "જેઓ ત્રયીધર્મ––વેદના કર્મમાર્ગના ધર્મનો (મ્હારા કહેલા ભગવત્પ્રીત્યર્થનિષ્કામ પ્રકારે આશ્રય ન કરતાં) આવા લોકપ્રતીત અર્થાત્ સાધારણ પ્રાકૃતલોકોને રુચે એવા સકામ પ્રકારે

વેદના કર્મકાણ્ડનો પરમ્પરાથી આશ્રય લે છે, તેઓ લૌકિકકામની ઇચ્છાવાલા હોવાથી, ગતાગત અર્થાત્ અનિત્ય ફ્લને પ્રાપ્ત કરે છે. અર્થાત્ તેઓ વિશાલ ભોગવાલો સ્વર્ગલોક પ્રાપ્ત કરી પુણ્યક્ષીણ થયે પુનઃ મર્ત્યલોકમાં પ્રવેશ કરે છે. પરન્તુ ભગવત્પ્રીત્યર્થ નિષ્કામ કર્મ કરતા ન હોવાથી તેઓ મુક્ત થતા નથી." એ રીતે એવા પ્રાકૃત લોકમાન્ય સકામકર્મમાર્ગની ભગવાન્ નિન્દા કરે છે, અને અનન્યપણે ભગવાન્નું ચિન્તન કરનારા નિષ્કામ યોગીઓની ઉપાસનાની સ્તુતિ કરે છે. શ્રી૦ ભ૦ ગી૦ ના દ્વિતીય અધ્યાયમાં શ્લોક ૪૨–૪૬ માં આ લોકપ્રસિદ્ધ કર્મમાર્ગ જેનું જૈમિનિઆદિ પૂર્વમીમાંસકે વેદના અર્થ તરીકે નિરૂપણ કર્યું છે તેનો નિર્દેશ કર્યો છે. એ અધ્યાયમાં ભગવાન્ પોતે જ કહે છે કે "કેટલાક **અવિપશ્ચિત્** અર્થાત્ લૌકિક કામનાવાળા સાધારણ **પ્રાકૃત લોકો વેદને પુષ્પિત વાણી તરીકે** સમજે છે. અર્થાત્ તેઓ એમ સમજે છે કે "વેદમાં ભોગૈશ્વર્યાદિ તથા સ્વર્ગાદિ ફ્લ આપે એવા કર્મનો જ બોધ છે. તેવા ઉપદેશ વિના બીજું કાંઈ વેદમાં કહ્યું નથી." એવા પ્રાકૃત લોકો વેદના વાદમાં જ નિમગ્ન થઈ રહ્યા છે, અને તેથી જ તેમની બુદ્ધિ સમાધિમાં સ્થિર થતી નથી." અત્ર પણ ભગવાન્ એવું સૂચવે છે કે વેદના વાદમાત્રમાં જ આનન્દ માનતા એવા પ્રાકૃત લોકો વેદનું યથાર્થ તાત્પર્ય સમજતા નથી. "વેદમાં ગુણત્રયના સમુદાયનો વિષય છે" એવી પ્રાકૃત–અવિપશ્ચિત્ લોકોની માન્યતા છે. "હે અર્જુન! તું એવી સકામત્વને પોષણ આપનારી પ્રાકૃત લોકપ્રતીતિનો સ્વીકાર ન કર, પરન્તુ તું તો નિસ્ત્રૈગુણ્ય–ગુણાતીત થા!" એમ પ્રાકૃત લોકોની માફક સકામ કર્મથી દૂર રહેવાની શિક્ષા આપી ભગવાન્ અર્જુનને નિષ્કામ કર્મ કરવાની આજ્ઞા કરે છે. અત્ર ભગવાન્ નિષ્કામ કર્મયોગની સ્તુતિ કરે છે અને લોકપ્રતીત સકામ ક્રિયાની નિન્દા પણ કરે છે. એ રીતે **લૌકિકી ક્રિયા જ વેદાર્થ છે અને યજ્ઞનું ફ્લ સ્વર્ગાદિલોક પણ એ ક્રિયાથી જ થાય છે–એવો મત** વેદનું યથાર્થ તાત્પર્ય સમજાવે છે એમ માનવું નહિ. જો એમ હોત તો ભગવાને ઉપરના વાક્યોમાં જે એ મતની નિન્દા કરી છે તે કરી હોત નહિ. વળી, ભગવાન્ શ્રીમદ્ભગવદ્ગીતાના નવમાધ્યાયના શ્લો૦ ૧૬–૧૭માં કહે છે કે "યજ્ઞ પણ હું–ભગવાન્ છું, ક્રતુ પણ હું–ભગવાન્ છું, મન્ત્ર પણ હું–ભગવાન્ છું, આજ્ય, વેદ, વેદ્ય, અગ્નિ, હુત–આહુતિ, ભોક્તા, કર્ત્તા, સ્વધા, ૐકારાદિ સર્વ હું–ભગવાન્ છું, અને સર્વ લોકોને ફ્લનું દાન પણ હુ–ભગવાન્ જ કરું છું." આ વાક્યોમાં 'યજ્ઞસમ્બન્ધિ યાવન્માત્ર પદાર્થો ભગવદ્રૂપ છે; ભગવાન્ જ યજ્ઞભોક્તા છે; અને ભગવાન્ જ ફ્લદાતા છે' એમ સાત્ત્વિક જીવોની બુદ્ધિમાં ઉતરે એવો જે યથાર્થ નિશ્ચયાત્મક સિદ્ધાન્ત ભગવાને પોતે સ્પષ્ટ કહ્યો છે તે પોતે કહેત જ નહિ.

* [ અત્ર '[1]ચોદના પુનરારમ્ભઃ' (૨-૨-૨) જૈમિનિસૂત્રના **શ્રીમદાચાર્ય-ચરણના પૂર્વમીમાંસાભાષ્યમાં તથા શ્રીપુરુષોત્તમજીના પ્રકાશમાં આ દષ્ટિબિન્દુની દિશા સૂચવી છે. તે મનનીય છેઃ—**

ભગવાન્ સર્વલોકને અનુકૂલ થઇ સર્વમાર્ગના પ્રવર્ત્તક થાય છે. વેદનો અર્થ લૌકિકી ક્રિયા છે—એ પ્રકારનો સાધારણ જનસમાજને રુચે એવો કર્મ-માર્ગ ભગવાનને પ્રવૃત્ત કરાવવો છે, તેથી જૈમિનિઆદિ મહાસમર્થ ઋષિ-ઓએ સાધારણ જીવની બુદ્ધિમાં ઉતરે એવો મત પ્રચલિત કર્યો. એ મત પ્રમાણે વેદનો અર્થ લૌકિકી ક્રિયા છે અને કર્મથી જ ફલ થાય છે. ભગવાન્ પોતે જ આ પ્રાકૃતજીવોના મનને દૂષણ આપતાં કહે છે કે "જે લોકો વેદના વાદમાત્રમાં જ (નહિ કે તાત્પર્યમાં) રમી રહ્યા છે અને જે લોકો 'વેદ ત્રૈગુણ્યનો વિષય છે, વેદ પુષ્પિત વાણી છે, આપણા કામ સમ્પૂર્ણ કરે છે'—એવું કહી સકામ કર્મ કર્યા જાય છે, તેઓ નશ્વર ગતાગત ફલને પ્રાપ્ત કરે છે, અને પુણ્ય ક્ષીણ થયે પુનઃજન્મ પામે છે. હે અર્જુન! તું તેવો થઇશ નહિ, પરન્તુ તું તો ત્રિગુણથી રહિત થા! મ્હારે-ભગવદર્થે કર્મો કર! નિષ્કામ થા! વેદ પરોક્ષવાદનું કથન કરે છે. પરોક્ષ કથન મ્હને પ્રિય છે." એ રીતે વસ્તુતઃ સર્વકર્મના પ્રવર્તક નિવર્ત્તક ભગવાન છે, ફલદાતા પણ ભગવાન્ છે. કર્મ કરવામાં નિષ્કામ થવું. કર્મનું સમર્પણ ભગવાનને કરવું—એવો મત શ્રેષ્ઠ અધિકારીને અર્થે છે અને તે જ વાસ્તવિક છે—એમ ભગવાને પોતે જ ભગવદ્ગીતામાં પ્રતિપાદિત કર્યું છે, તથા કૃષ્ણ દ્વૈપાયન શ્રીવેદવ્યાસે પણ એ જ મતનો સ્વીકાર કર્યો છે. **આવો ઉત્તમ મત જૈમિનિ જેવા ઋષિ પૂર્વમીમાંસામાં પ્રદર્શિત કરતા નથી તેથી તેમને એ શ્રેષ્ઠ મત અજ્ઞાત છે—એવો આરોપ એમને વિષે કરવો નહિ. જૈમિનિઋષિને પણ એ ઉત્તમ મતના આશયનું તથા ભગવન્માહાત્મ્યનું સારૂં જ્ઞાન હતું—એમ જૈમિનિએ રચેલા અશ્વમેધપર્વ તથા ઉપાસના સૂત્રો પરથી સિદ્ધ થાય છે.** આ ગ્રન્થોમાં જૈમિનિઋષિ ભગવન્માહાત્મ્યનું તથા બ્રહ્મમાહાત્મ્યનું પ્રતિપાદન કરે છે. કર્મમીમાંસામાં જેમ પોતે જડકર્મવાદ પ્રાકૃત લોકોને માટે પ્રવર્ત્તાવ્યો છે તેમ આ ગ્રન્થોમાં કર્યું નથી. ઈશ્વર ભગવાન્ પોતે જ કર્મ કરાવવામાં પ્રવર્ત્તક થાય છે અને ફલનું દાન કરે છે એવો મત યથાર્થ છે તો પણ દષ્ટવિરોધિ છે. અર્થાત્ આ મત **સામાન્ય લૌકિક જીવોની બુદ્ધિમાં ઉતરે એવો નથી કારણકે એવા જીવોને દષ્ટ પદાર્થમાં**

---

૧ **પૂર્વમીમાંસાના અન્ય ભાષ્યકારો** યાગાદિ કર્મ થઇ રહ્યા પછી સ્વર્ગાદિફલનું **સાધક અપૂર્વ** છે. એમ અવશ્ય દ્વારભૂત **અપૂર્વ** કલ્પનાનો સિદ્ધાન્ત સ્વીકારે છે. **પરન્તુ શ્રીમદાચાર્યચરણ** સમગ્ર વેદાર્થ ધ્યાનમાં લઇ ફલસિદ્ધિમાં **આમ અપૂર્વ સ્વીકારતા નથી, પરન્તુ ઈશ્વર-ભગવાન્ જ તે તે કર્મનું ફલદાન કરે છે—એવો સ્વતન્ત્ર સિદ્ધાન્ત સ્વીકારે છે.**

**અર્થાત્ નજરે નજર જોવામાં આવતા હોય એવા પદાર્થમાં જ-વિશ્વાસ હોય છે.** એ લોકોને ભગવાનનું પ્રવર્તકત્વ તથા ફલદાતૃત્વ દષ્ટ નથી, તેથી એમને એમાં વિશ્વાસ નથી. **તેથી એવા લોકોને** કોઈ પણ રીતે વેદસન્મુખ કરવાને અર્થે એમણે 'કર્મ પોતે પ્રવર્ત્તક છે અને ફલદાન કરે છે.' એવો દષ્ટ લૌકિક મત વેદમાંથી એમને માટેજ કહાડી બતાવ્યો છે. તેથી દૈવી જીવોએ, એ મતથી દૂર રહી, "ભગવાન્ જ કર્મમાં પ્રવૃત્તિ નિવૃત્તિ કરાવી, ફલદાન કરે છે."–એમ સ્વીકારવું. તેથી સિદ્ધ થાય છે કે વેદાર્થનું યથાર્થ સ્વારસ્ય જૈમિનિ આદિ કર્મવાદી કહે છે તેમ–કેવલ લૌકિકી ક્રિયા કરવી અને ક્રિયાથી જ પ્રાપ્ત થતા કામનાવાલા સ્વર્ગાદિલોકનું અનિત્ય સુખ પ્રાપ્ત કરવું–એમ કેવલ પ્રાકૃત સકામ કર્મવાદમાં નથી; પરન્તુ શ્રીમદાચાર્યચરણે 'યજ્ઞ એ નિશ્ચય વિષ્ણુ છે' ઈત્યાદિ શ્રુત્યાદિ પ્રમાણ વડે જે યજ્ઞસ્વરૂપ તથા જ્ઞાનસ્વરૂપ ભગવાન પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું પ્રતિપાદન કર્યું છે, તેનું પ્રાકટ્ય વા પ્રકટ દર્શન, જ્ઞાનસહિતયજ્ઞાદિક્રિયા વડે સિદ્ધ કરાવવું–એમાં જ વેદાર્થનું તાત્પર્ય છે. સાત્ત્વિક જીવોને તો આ જ અર્થ સ્ફુરે છે અને તેથી તેમણે જૈમિનિ ઈત્યાદિ કર્મવાદીના પ્રાકૃત કર્મવાદ મતથી દૂર રહેવું.] (૨૨)

**શઙ્કા**:—"પ્રાકૃત કર્મના ફલમાં વિસંવાદ વેશે એટલે તેઓ પોતેજ પ્રાકૃત કર્મવાદનો ત્યાગ કરશે એટલે ક્રિયાવાદની નિન્દાનો અવસર પ્રાપ્ત થતો નથી." આ શઙ્કાનો હવે કારિકા **પરિહાર** કરે છે કે—"યાગ ભગવાનના અંશ હોવાથી સર્વ પ્રકારના કામ્યફલ તો આ કર્મવાદના યજ્ઞોમાં પણ **થાય** છે જ. પરન્તુ એ કર્મવાદ પ્રમાણે થતા યજ્ઞોનું ફલ નિત્ય નથી, પાવન કરી શકતું નથી, અને વેદાર્થ કર્મવાદથી વિલક્ષણ છે, તેથી જ ભગવાને એ કામ્યફલ-નો નિષેધ ભગવદ્ગીતા (૧૮–૬) માં કર્યો છે. જેમકે **एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि तु** અર્થાત્ "હે અર્જુન! તું આ કર્મો પણ જે કરે તે, એ કર્મના ફલની અપેક્ષા રાખ્યા વિના, કર." તેથી જો ભગવાનને એ લોકમાન્ય સકામ કર્મવાદ સંમત હોત તો આ વાકયમાં કામ્ય ફલનો પોતે નિષેધ કરત નહિ. શ્રીમદ્ભગવદ્ગીતાના આ વાકયથી પણ એમ સિદ્ધ થાય છે કે ભગવાનનું તાત્પર્ય વેદના નિત્ય–નિષ્કામ યજ્ઞાદિ કર્મને વિષે છે. વળી એ યજ્ઞો પણ સર્વ પ્રકારે ભગવદ્રૂપ છે. આ ગૂઢ તાત્પર્ય ન સમજવાથી વેદાર્થનું અન્યથા વર્ણન થયું અને અનેક પ્રકારના કર્મવાદાદિ માર્ગ પ્રચલિત થયા. આ રીતે શ્રીમદ્ભાગવતગીતાદિ શાસ્ત્રથી પણ જૈમિનિ આદિ ઋષિના પ્રાકૃત ક્રિયાવાદ–કર્મવાદનું સમર્થન થઈ શકતું નથી એમ સમજવું." (૨૩)

**શઙ્કા**:—આ પ્રકારે જો વેદાર્થ એક જ છે તો શ્રદ્ધા તપ ઈત્યાદિના ફલના ભેદથી ભિન્ન માર્ગ કેમ થયા? એ ભિન્ન માર્ગ તે આ છે:–એક

તો અર્ચિરાદિ માર્ગ, બીજો ધૂમાદિમાર્ગ, અને ત્રીજો જન્મમૃત્યુનો માર્ગ; તેથી વેદ જ સ્વયં તે તે પ્રકારે ભિન્ન માર્ગનો ઉપદેશ કરે છે એમ કેમ ન માનવું? શા માટે એક જ માર્ગ માનવો? આ શઙ્કાનો પરિહાર હવે કરે છે:—

**ત૦પ્રદીપ૦—यथोक्ते ह्यपुनर्जन्म ह्यन्यथा पुनरुद्भवः ।**
**तदर्चिरादिधूमादिमार्गद्वयमुदीरितम् ॥२४॥**
**वैराग्यार्थं तदप्युक्तं पञ्चाग्निख्यापने श्रुतौ ।**

**કારિકાભાવાર્થઃ**—વેદમાં કહ્યા પ્રમાણે અનુસરવાથી અર્થાત્ જ્ઞાનપૂર્વક કર્મ કરવાથી અપુનર્જન્મ-મોક્ષ થાય છે. અન્યથા-યથોક્ત પ્રકારના જ્ઞાન વિના કર્મ કરવાથી પુનર્જન્માદિ થાય છે. (ધૂમાદિમાર્ગ પ્રાપ્ત થાય છે, અને કવચિત્ તૃતીયસ્થાનમાં 'જન્મવું અને મરવું'-એવી પણ અનભિપ્રેત ગતિ થાય છે.) એ દર્શાવવાને શ્રુતિમાં અર્ચિરાદિમાર્ગ-દેવયાન, અને ધૂમાદિમાર્ગ-પિતૃયાન એમ માર્ગ-દ્વયનું નિરૂપણ કર્યું છે. પઞ્ચાગ્નિવિદ્યાખ્યાપનમાં તે ભ્રમથી પ્રતિપન્ન થતા ધૂમાદિ-માર્ગનું પણ નિરૂપણ, શ્રુતિએ વૈરાગ્ય ઉત્પન્ન કરવાને અર્થે કર્યું છે. (૨૪-૨૫)

**વિવેચનઃ**—છાન્દોગ્ય (૭-૧૦-૧, ૨) ઉપનિષદમાં ત્રણ ગતિનું નિરૂપણ કર્યું છે. જેમકે **य इत्थं विदुः-तेऽर्चिरभिसम्भवन्ति । अथेमे ग्रामे इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसम्भवन्ति ।** અર્થાત્ "જે લોકો આ પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કરે છે, શ્રદ્ધા, તપની ઉપાસના કરે છે અને કર્મ કરે છે, તેઓ અર્ચિરાદિમાર્ગે વા દેવયાન માર્ગે ગમન કરે છે. આ શ્રુતિવાક્ય પ્રમાણે બ્રહ્મજ્ઞાનસહિત વેદોક્તપ્રકારે કર્મ કરનારને પ્રથમ અર્ચિરાદિમાર્ગ વા દેવ-યાનમાર્ગ પ્રાપ્ત થાય છે. એ માર્ગે દેવલોકમાં જનારને આ સંસારચક્રમાં પુનરાગમન પ્રાપ્ત થતું નથી. આ દેવયાન માર્ગે બ્રહ્મલોકમાં જનાર પ્રથમ **અર્ચિ**લોકમાં જાય છે તેથી એને **અ**ર્ચિરાદિમાર્ગ કહ્યો છે. તેપછી બ્રહ્મજ્ઞાન-રહિત કર્મ કરનારને દ્વિતીય ધૂમાદિમાર્ગની પ્રાપ્તિ થાય છે-એમ શ્રુતિ કહે છે. આ માર્ગને પિતૃયાન માર્ગ કહ્યો છે. આ માર્ગે જનાર પિતૃલોકમાં જાય છે, જ્યાં એ પોતે પોતાના શુભ પુણ્યકર્મનું ફલ ભોગવી પુણ્યક્ષીણ થયે આ મૃત્યુલોકમાં પુનઃ જન્મ પામે છે.* તે પછી શ્રુતિ **जायस्व म्रियस्व**

* જે જીવો રમણીયચરણ છે-જેમનાં સુકૃત રમણીય છે તેઓ બ્રાહ્મણ, ક્ષત્રિય, વા વૈશ્ય-એવી રમણીય યોનિ પ્રાપ્ત કરે છે. જે જીવોનાં કૃત્ય કપૂય-દુષ્ટ છે તેઓ શ્વયોનિ, સૂકરયોનિ વા ચાણ્ડાલયોનિ પ્રાપ્ત કરે છે. પરન્તુ શ્રુતિ અત્ર કહે છે કે જે જીવોની ગતિ આ ઉભયે માર્ગમાંથી એક પણ માર્ગ તરફ નથી તેઓ આ ક્ષુદ્ર અસકૃદાવર્તિ જન્તુઓ છે. અર્થાત્ તેઓ વારંવાર જન્મમરણના ફેરા લે છે. તેમને માટે આ તૃતીય સ્થાન છે કે જ્યાં જન્તુ ક્ષણમાં જન્મે છે, અને ક્ષણમાં મરે છે. શ્રુતિ આ ધૂમાદિમાર્ગની તથા ક્ષુદ્ર જન્તુઓની ગતિ નિન્દ્ય કથે છે, કે જેથી આ લોક વૈરાગ્ય પામી એવા ક્ષુદ્ર જન્તુથી સમ્પૂરિત થાય નહિ, અને સૃષ્ટિ ઉત્તરોત્તર થતી ચાલી જાય. (છાં. ઉ. ૫-૧૦-૮)

–એમ તૃતીયસ્થાનનો માર્ગ ક્ષુદ્ર જન્તુઓનો કહે છે કે જેઓ અસકૃદ્દાવર્તિ થઇ ક્ષણમાં જન્મે છે અને ક્ષણમાં મરણ પામે છે. અર્ચિમાર્ગ અને ધૂમમાર્ગની સાથે આ અનભિપ્રેત તૃતીયમાર્ગનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે. પ્રથમ અર્ચિમાર્ગની સાથે જે આ દ્વિતીય ધૂમાદિમાર્ગ તથા "જન્મવું અને મરણ પામવું"–એવા તૃતીય માર્ગનું નિરૂપણ કર્યું છે તે, આ બન્ને ધૂમાદિમાર્ગ તથા તૃતીયમાર્ગની ગતિ તરફ વૈરાગ્ય ઉત્પન્ન કરવાને અર્થે જ કર્યું છે–એમ સમજવું. શ્રુતિમાં અર્ચિરાદિમાર્ગનું જ્ઞાનના ફલ તરીકે **પ્રતિપાદન** કર્યું છે. અને બીજા બે ધૂમાદિમાર્ગ તથા 'જન્મવા મરવારૂપી' ક્ષુદ્ર જન્તુના માર્ગની નિન્દા કરી છે તેથી, તેમજ ગીતા તથા શ્રીમદ્ભાગવતાદિમાં કામનો નિષેધ કર્યો છે તેથી, એમ સિદ્ધ થાય છે કે વેદને તો એક જ દેવયાન માર્ગ વા અર્ચિરાદિ માર્ગ જ સંમત છે. આ અર્ચિરાદિ–દેવયાનમાર્ગ કરતાં ધૂમાદિમાર્ગ તથા જન્તુમાર્ગ–એ બન્ને અતિહીન અને નિન્દ્યકક્ષાના છે, તેથી તેમને વિષે વૈરાગ્ય ઉત્પન્ન થાય એવા ઉદ્દેશથી જ ભગવાને તથા શાસ્ત્રકારોએ એ માર્ગોનું નિરૂપણ કર્યું છે, તેથી કાંઇ સાક્ષાત્ વેદને એ ઉભયે માર્ગ સમ્મત છે અને વેદમાં ત્રણ ભિન્ન માર્ગ છે એમ સિદ્ધ થતું નથી. વેદને અભિપ્રેત તો એક જ, મોક્ષ માર્ગે લઈ જનાર દેવયાન વા અર્ચિરાદિમાર્ગ છે; અને તેની પ્રાપ્તિ યથાર્થ બ્રહ્મજ્ઞાનસહિત કર્મ કરવાથી થાય છે એમ સમજવું.

**શઙ્કાઃ**—" આ ધૂમાદિમાર્ગના કથનમાં શું ફલ? ભ્રમમાર્ગોનું કંઈ કોઇ કથન કરતું નથી. વળી, ધૂમાદિમાર્ગીયકર્મ જો અવિહિત હોય તો તેનું ફલ ન થાય, કારણ કે અવિહિત ભ્રમપ્રતિપન્નકર્મનું ફલ સમ્ભવતું નથી" એમ આશઙ્કા થાય તો તેનો **પરિહાર**–કારિકા वैराग्यार्थ–પદે કરે છેઃ–

યથાર્થબ્રહ્મજ્ઞાનરહિત કર્મ કરવાથી દ્વિતીય ધૂમાદિમાર્ગ પ્રાપ્ત થાય છે; અન્યથાજ્ઞાનથી સકામ કર્મ કરવાથી તૃતીયસ્થાનનો ક્ષુદ્રજન્તુમાર્ગ–જન્મવા મરવાનો માર્ગ પ્રાપ્ત થાય છે. આ બન્ને માર્ગનાં ફલ અતિનિકૃષ્ટ છે એમ નિરૂપિત કરી અતિરાગિજીવોને એમના ફલની હીનતાનો અનુભવ કરાવી, અને તેમને તેમાં વૈરાગ્ય ઉત્પન્ન કરાવી, અન્તે કોઇ પણ રીતે તેમને નિષ્કામનિત્યકર્મયુક્તસન્માર્ગ તરફ પ્રવૃત્ત કરાવવાને અર્થે જ એ માર્ગોનું વર્ણન કર્યું છે. આ પ્રકારે શ્રુતિનું તાત્પર્ય એમને વિષે નથી એ જ સિદ્ધાન્ત સમજવો. જો કે ધૂમાદિમાર્ગ ભ્રમથી પ્રતિપન્ન થાય છે, તો પણ જગતમાં એ માર્ગ પ્રતીયમાન છે તેથી એનું નિરૂપણ કર્યું છે. જગત્માં વારંવાર જન્મમરણાદિક્લેશનો સાક્ષાત્ અનુભવ કરવામાં આવે છે, અને તેથી આ જન્મમરણાદિક્લેશ ઉત્પન્ન કરે એવા સકામ ધૂમાદિમાર્ગનો અનુવાદ, એ માર્ગ તરફ જીવને સમ્પૂર્ણ જુગુપ્સા વા ગ્લાનિ ઉત્પન્ન કરાવવાને અર્થે વેદમાં કરવામાં આવે–એ યોગ્ય છે. જેમ વેદમાં,

'धन्वन्निव प्रपा असि' (ઋગ્વેદ૦-મં૦ ૧૦-૪-૧) 'હે અગ્નિ ! તું જલવિનાના દેશમાં જલથી પૂર્ણ-પ્રપા (પરબ-જલાશય) જેવો છે ' ઇત્યાદિ વાક્યમાં લોકસિદ્ધ અર્થનો-નિર્જલમરુસ્થલીની પરબનો પણ અનુવાદ અગ્નિની સિદ્ધિને અર્થે કરવામાં આવે છે, તેમ વેદમાં ભ્રમથી સિદ્ધ થતા ધૂમાદિમાર્ગનો પણ અનુવાદ વૈરાગ્યસિદ્ધિને અર્થે કરવામાં આવે છે એમ સમજવું. ધૂમાદિમાર્ગના કર્મો તથા તેના હીન ફલને માટે તૃષ્ણા દૂર થાય અને જીવો કોઈ પણ રીતે પઞ્ચાત્મકનિત્યયજ્ઞના કર્મમાં પ્રવૃત્ત થાય અને તેનું ઉત્કૃષ્ટ ફલ પ્રાપ્ત કરે એ ઉદ્દેશથી* એ નિન્દિત× ધૂમાદિમાર્ગનું પ્રતિપાદન વેદમાં કર્યું છે. પઞ્ચાગ્નિના ઉપાસકને પઞ્ચાગ્નિનું કેવું ઉત્કૃષ્ટ ફલ સિદ્ધ થાય છે તે જણાવવાને શ્રુતિએ નિન્દિત ધૂમાદિમાર્ગનો અનુવાદ કર્યો છે. પરન્તુ તેથી કંઇ શ્રુતિનું તાત્પર્ય નિન્દ્ય ધૂમાદિ માર્ગમાં નથી.

આ કારિકાના **त० प्रकाश**ના વિવેચનમાં **શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલેશ્વર શ્રીગુસાંઇજીએ** **यदुक्तं किञ्चेत्यादिना तत्रोच्यते** એ ભાગથી અન્તપર્યન્ત આભાસ ગ્રન્થ કરીને પોતે શ્રીમદાચાર્યચરણના ગ્રન્થમાં વધુ વિવેચન કરી ગ્રન્થપૂર્તિ કરી છે એમ દિશે છે:-" અત્ર કંઈ અવૈદિકત્વનું કથન નથી જ; પરન્તુ શ્રુતિનું તાત્પર્ય કર્માદિમાં જ-પશ્વાદિમાં જ છે એ પ્રકારનો તાત્પર્યભ્રમજ કથ્યો છે. 'ધૂમાદિમાર્ગ ભ્રમપ્રતિપન્ન છે'-એતો **वेदवादरताः** ઇત્યાદિ ગીતાના વાક્યોમાં એ માર્ગની નિન્દા કરી છે તેથી સિદ્ધ થઈ જાય છે જ. આમ હોઇને સર્વથા સન્માર્ગથી વિમુખ હોય એવા અતિરાગિજીવોની કોઈપણ પ્રકારે +સન્માર્ગ તરફ પ્રવૃત્તિ કરાવવાને અર્થે જ તે-ધૂમાદિમાર્ગનું પઞ્ચાગ્નિ વિદ્યામાં નિરૂપણ કર્યું છે. "ફલશ્રુતિનું વર્ણન રુચિ ઉત્પન્ન કરવાને અર્થે છે. જેમકે, ઔષધ-ભૈષજ્ય તરફ રુચિ ઉત્પન્ન કરાવવાને ઔષધની સ્તુતિ કરવામાં આવે છે, અને બીજી અનેક લાલચો બતાવવી પડે છે." ઇત્યાદિ વચનથી પણ આ જ સિદ્ધ થાય છે. એ રીતે પઞ્ચાગ્નિવિદ્યામાં પઞ્ચનિત્ય-

---

* અધિકાર વિપ્યુક્ત ફલ. ( तेनासौलोको न सम्पूर्यते तस्माज्जुगुप्सेत । તે ધૂમાદિ માર્ગના તથા તૃતીય સ્થાનના જીવોથી આ લોક ન પૂરાઈ જાય તેથી જીવને આ માર્ગથી ગ્લાનિ થવી જોઇએ-આ છાં૦ ઉ૦ ( ૭-૧૦-૮ ) નો ઉપસંહાર પણ આ જ નિત્યફલાદિ પોષણનો સિદ્ધાન્ત સમર્થિત કરે છે. )

× न हि निन्दा निन्द्यं निन्दितुं प्रयुज्यते किं तर्हि निन्दितादितरत् विधेयं प्रशंसितुम्॥ जै० २-४-२० शबर। અર્થાત્ "નિન્દા નિન્દ્યની નિન્દા કરવાને અર્થે પ્રવૃત્ત થતી નથી, પરન્તુ વિધેયની સ્તુતિ કરવાને અર્થે પ્રયોજાય છે." આ ન્યાય પ્રમાણે અત્ર શ્રુતિનું તાત્પર્ય નિન્દ્ય ધૂમાદિ માર્ગમાં નથી, પરન્તુ વિધેય નિત્ય પઞ્ચાગ્નિનું ફલ કેવું ઉત્કૃષ્ટ છે તે કથવાનું છે. + અનેક પ્રકારના સકામવિકૃતિયાગનું તથા તેના ફલનું નિરૂપણ જે વેદમાં કર્યું છે તે અતિરાગિજીવને પઞ્ચાત્મકનિત્યકર્મયુક્તસન્માર્ગમાં પ્રવૃત્ત કરાવવાને અર્થે કર્યું છે-એ તાત્પર્ય સિદ્ધ થાય છે.

યજ્ઞના ઉત્કૃષ્ટ ફલની સાથે જો ધૂમાદિમાર્ગના ફલનું નિરૂપણ કરવામાં આવે તો એ ધૂમાદિમાર્ગના તુચ્છત્વનું જ્ઞાન થાય, અને તેથી જીવને એમાં વૈરાગ્ય થાય અને પઞ્ચાત્મકનિત્યકર્મના સન્માર્ગમાં એની પ્રવૃત્તિ થાય, અને તેથી જ એ ધૂમાદિમાર્ગનું નિરૂપણ પણ અર્ચિરાદિમાર્ગ સાથે કર્યું છે." એ રીતે દ્વિતીય અને તૃતીય માર્ગનું નિરૂપણ સાર્થક છે. (૨૪-૨૫) આમ વેદ અને વેદાર્થનું નિરૂપણ કરીને વેદની શાખાભેદોના સ્વરૂપનું તથા અર્થનું નિરૂપણ કરે છે-સાધનોએ કરીને એક જ ભગવાન બહુરૂપ થયા છે એ અર્થનું વિવેચન કરે છેઃ—

**त० दी०—बहुप्रकारमेकं हि कर्म वेदे प्रकाश्यते ।**
**भगवन्मूर्त्तितासिद्ध्यै ते सर्वे पूर्वजै धृताः ॥२५॥**
**अल्पज्ञत्वादाधुनिकाः पाठज्ञानाक्षमा द्विजाः ।**
**मन्दाः सुमन्दमतयो मन्दभाग्या ह्युपद्रुताः ॥२६॥**
**द्वापरान्ते हरिर्व्यास स्तदर्थं प्रथमं पृथक् ।**
**चातुर्होत्रविभागेन व्यस्तवान् वेदरूपतः ॥**
**शाखाभेदास्तु तच्छिष्यै स्तेनैव प्रेरितैः कृताः ॥२७॥**

**કારિકા ભાવાર્થ**:—એક[1] કર્મ જ બહુ પ્રકારે વેદમાં પ્રકાશ પામ્યું છે. પૂર્વે જન્મેલા **મરીચ્યાદિ** પૂર્વજ ઋષિઓ (યજ્ઞને વિષે) ભગવન્મૂર્તિત્વ સિદ્ધ કરવાને અર્થે (એકજ કર્મના) તે સર્વે (અનેક) વિશેષ પ્રકારોનો નિર્દ્ધાર કરી શક્યા હતા. અલ્પજ્ઞ હોવાથી આધુનિક દ્વિજો તેનો પાઠ કરવાને તથા તેનું જ્ઞાન

૧ પૂર્વમીમાંસાના સર્વશાખાગતકર્મૈક્યાધિકરણમાં नामस्वरूपधर्मविशेषपुनरुक्तिनिन्दाऽशक्तिसमाप्ति वचनप्रायश्चित्तान्यार्थदर्शनाच्छाखान्तरेषु कर्मभेदः स्यात् । (૨-૪-૨) આ પૂર્વપક્ષ સૂત્રે કર્મભેદ આશઙ્કીને एकं वा संयोगरूपचोदनाख्याऽविशेषात् આ સિદ્ધાન્તસૂત્રે સિદ્ધ કર્યું છે કે સર્વ શાખામાંથી પ્રતીત થતું અગ્નિહોત્રાદિ કર્મ એકજ છે, કારણકે 'ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत' આ વાક્ય સર્વ શાખામાં સમાન છે, અને તેથી સર્વ શાખામાં 'સ્વર્ગફલ'-**સંયોગ**ની, યજન **ચોદના**ની, તથા 'જ્યોતિષ્ટોમ'-એવી **આખ્યા**ની અવિશેષતા-સમાનતા છે. વળી જો સર્વશાખામાં પ્રતીત થતું કર્મ એક ન હોય તો શાખાન્તરે **અવિહિત** કર્મનું ગુણવિધાન શાખાન્તરમાં ન થાય. પરન્તુ તે તો દેખાય છે જ. તેથી સિદ્ધ થાય છે કે અનેકવેદશાખામાં વિહિત અગ્નિહોત્રાદિ કર્મ ભિન્ન નથી, કાલભેદ વા પ્રકારભેદ ભલે હોય પરન્તુ વસ્તુતઃ સર્વ શાખામાં કર્મ તો એક જ છે. "યજ્ઞ, નિશ્ચયે કરીને, વિષ્ણુ છે," "સર્વે વેદોથી હું ભગવાન્ જ વેદ્ય-જ્ઞેય છું."-ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ વેદાર્થ ભગવદ્રૂપ છે-એમ સિદ્ધ કરીને **એક જ કર્મનું બહુ પ્રકારત્વ** નિશ્ચિત કરે છે. "यदेकमव्यक्तमनन्तरूपम् । જે પરબ્રહ્મ એક છે તે જ અનન્તરૂપ થાય છે."-ઇત્યાદિ શ્રુતિથી એક જ ભગવાનનું અનન્તરૂપત્વ સિદ્ધ થતું હોવાથી **એક** જ યજ્ઞરૂપ ભગવાનનું **સર્વ** શાખામાં **બહુ પ્રકારે** નિરૂપણ થયું છે.

પ્રાપ્ત કરવાને અશક્ત છે, મન્દ છે, અત્યન્ત મૂઢમતિવાલા છે, મન્દ ભાગ્યવાલા છે, અને ઉપદ્રવયુક્ત છે—એમાં કંઇ પણ સંશય નથી. તેથી દ્વાપરના અન્તમાં ભગવાન્ શ્રીહરિએ વ્યાસરૂપ ધારણ કરી, પ્રથમતો વેદરૂપથી ચાતુર્હોત્રના વિભાગવડે વેદાર્થની પૃથક્ વ્યવસ્થા કરી; અને શાખાભેદો તો શ્રીવેદવ્યાસના શિષ્યોએ તેમની પ્રેરણાથી કર્યાં છે એમ સમજવું. (૨૫-૨૭)

**વિવેચનઃ—એક**+ જ્યોતિષ્ટોમ યજ્ઞ, ભગવત્ત્વને લીધે, **સહસ્ર** મૂર્ત્તિવાળો થાય છે. (અર્થાત્ જેમ ભગવાન્ એક છે તો પણ બહુરૂપે પ્રકટ થાય છે, તેમ જ્યોતિષ્ટોમરૂપ યજ્ઞાત્મક ભગવાન્ એક છે તો પણ સહસ્રમૂર્ત્તિ ધારણ કરે છે. "યજ્ઞ, નિશ્ચયે કરીને, વિષ્ણુ છે." યજ્ઞમાં યજ્ઞાત્મક ભગવાનનો પ્રાદુર્ભાવ કરવાનો હોય છે. એવા યજ્ઞસ્વરૂપ ભગવાન્ અનેક પ્રકારના યજ્ઞદ્વારા અનેકરૂપે અભિવ્યક્ત થાય છે.) ત્યાં જેટલા વેદ વડે (યજ્ઞ સ્વરૂપ ભગવાનની) એક મૂર્ત્તિનું કથન થાય છે, (તેટલો વેદવિભાગ) એક શાખા કહેવાય છે. સર્વદ્વિજોને સર્વ શાખાઓનું જ્ઞાન હોતું નથી, તેથી સામાન્ય ધર્મસહિત જ વિશેષનું નિરૂપણ સર્વત્ર થાય છે, તેથી (પ્રત્યેક શાખામાં) સામાન્ય (ધર્મના) કથનને લીધે પુનરુક્તિનો દોષ આવતો નથી. યજ્ઞોને વિષે ભગવદ્બુદ્ધિ સિદ્ધ થવાને અર્થે (એમનું) અનેકરૂપે* નિરૂપણ કર્યું છે. પૂર્વે જન્મેલા મરીચિ ઈત્યાદિ ઋષિઓ (યજ્ઞના તેમજ વેદના) તે સર્વે વિશેષ પ્રકારોનો સારી રીતે નિશ્ચય કરી શકતા હતા. પરન્તુ આધુનિક દ્વિજોનું તેવું સામર્થ્ય ન હોવાથી, વેદની શાખાઓ પ્રણીત કરવામાં આવી છે. તેમાં પણ-(યજ્ઞસ્વરૂપ ભગવાનની) એક મૂર્ત્તિનું નિર્વચન અથવા સ્ફુટ જ્ઞાન જેટલા વેદભાગથી થઈ શકે છે તેટલા વેદવિભાગનું પણ અધ્યયન (હવે) દુર્લભ થઈ પડયું છે એવું સમજીને શ્રીવેદવ્યાસે ચતુર્મૂર્ત્તિ (ચાર પ્રકારની મૂર્ત્તિવાલા યજ્ઞસ્વરૂપ ભગવાન્)નો એક ચતુર્થ અંશ જેટલા વેદવિભાગથી પ્રતિપાદિત થઇ શકે તેટલો વિભાગ પૃથક્ કર્યો. (ઋગ્-યજુઃ-સામ-અથર્વરૂપ) તે ખણ્ડનો સહસ્રમૂર્ત્તિને વિષે પણ ઉપયોગ થાય છે એટલે તે જ એક ×અંશ જેટલા વેદવિભાગ વડે સારી રીતે જાણી શકાય તેટલો ભાગ ઋગ્-ઈત્યાદિની એકશાખા થાય છે. તે પ્રકારે વ્યાસશિષ્યોએ શાખાઓ કરી છે. (૨૫-૨૭) હાલમાં અનુષ્ઠાનને વિષે કયો પ્રકાર છે, કોણે તેનું અનુષ્ઠાન કરવું જોઇએ, અને શું ઇચ્છાથી અથવા વ્યવસ્થાથી અનુષ્ઠાન કરવું જોઇએ-ઈત્યાદિ વિષયમાં સન્દેહ થાય તો તેનો નિર્ણય કહે છેઃ—

**ત૦ દી૦—प्रकारभेदे पूर्वं तु विकल्पो ह्यैच्छिको मतः ।**
**अधुना नियतः शाखाभेदात्तत्तदधीतिषु ॥२८॥**

---

+ જુઓ ઉપર પૃષ્ઠ ૪૭ ની ફુટનોટ ૧. * અનેક યજ્ઞોમાં એક જ યજ્ઞભગવાનનું અનેકરૂપે નિરૂપણ કર્યું છે. × યજ્ઞભગવાનની સહસ્રમૂર્તિઓમાં જે વેદના જેટલા અંશે કરીને એક મૂર્તિ સિદ્ધ થાય તેટલો અંશ તેજ વેદની એક શાખા કહેવાય છે.

**કારિકાભાવાર્થ**:—પ્રકાર ભેદને વિષે ઐચ્છિક વિકલ્પ તો પૂર્વે મનાતો હતો, પરન્તુ હાલના સમયમાં શાખાભેદને લીધે તે તે અધીતિ–અધ્યયનોમાં (વિકલ્પ), નિયત–વ્યવસ્થિત છે. (૨૮)

**વિવેચન**:—અનુષ્ઠાનના બહુપ્રકારના ભેદ છે. તેમાં પૂર્વે બ્રહ્માદિકને માટે ઐચ્છિક વિકલ્પ મનાતો હતો. આધુનિક જીવોને માટે વિકલ્પ વ્યવસ્થિત છે. યજ્ઞ સહસ્રમૂર્તિવાલો છે. તેમાં કઇ મૂર્ત્તિનું અનુષ્ઠાન કરવું જોઇએ? શું પોતાની ઇચ્છાનુસાર ગમે તે શાખાની એક યજ્ઞમૂર્ત્તિનું અનુષ્ઠાન કરી લેવું કે એમાં કંઈ વ્યવસ્થા છે?–આ પ્રશ્નનું સમાધાન કરે છેઃ–પૂર્વના બ્રહ્માદિક તો પોતાની ઇચ્છાનુસાર જ સહસ્રમૂર્ત્તિવાલા યજ્ઞભગવાનનું અનુષ્ઠાન કરે છે, કારણકે સહસ્ર પ્રકારે યજ્ઞભગવાનનું અવધારણ કરવાનું એમનું સામર્થ્ય છે, તેથી **બ્રહ્માદિને** માટે ઐચ્છિક વિકલ્પ છે; જ્યારે **આધુનિક** જીવોને માટે તેમ નથી. આધુનિક જીવોનાં સામર્થ્ય, આયુષ્ય, તથા મતિ તો અલ્પ છે, તેથી તેમણે સહસ્રમૂર્ત્તિવાલા યજ્ઞાત્મક ભગવાનની એક જ મૂર્ત્તિનું અનુષ્ઠાન કરવું અને તે પણ પોતાની શાખામાં પરમ્પરાથી ચાલતા આવતા અધ્યયન પ્રમાણે, જે પ્રકારનું, જે યજ્ઞમૂર્ત્તિનું અનુષ્ઠાન કરવામાં આવતું હોય, તે પ્રકારે જ, અને તે યજ્ઞમૂર્ત્તિનું જ, અનુષ્ઠાન કરવું. એટલે હાલમાં વ્યવસ્થિત વિકલ્પ છે. શાખાભેદ મન્દ જીવોને[1] અર્થે જ કર્યો છે અને તે એવા પ્રયોજનથી કે મન્દજીવો પોતાની શાખા પ્રમાણે યજ્ઞાનુષ્ઠાન કરે તો એટલા માત્રથીજ એમને યજ્ઞસ્વરૂપ ભગવાનની અભિવ્યક્તિ સિદ્ધ થાય. એ રીતે ભગવાન વેદવ્યાસે શાખાપ્રણયન કરીને આધુનિક જીવોપર કૃપા કરી છે એમ સૂચિત થાય છે. એ રીતે પૂર્ણકાણ્ડના અર્થનું સપરિકર નિરૂપણ કર્યું. (૨૮) હવે ઉત્તરકાણ્ડની પૂર્વકાણ્ડ સાથે એકવાક્યતા સિદ્ધ થવા માટે તે તે શાખામાં તે તે ઉપનિષદ્‌ના પાઠનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેનું બીજ હવે સમજાવે છેઃ—

**त० दी०—कर्मवद् ब्रह्मभेदाश्च गीयन्ते बहुधर्षिभिः ।**
**तेषां भिन्नतया पाठे उच्छेदो भवतीति हि ॥**
**कर्मशाखागताश्चैव निर्णयः पृथगेव हि ॥२९॥**

**કારિકાભાવાર્થ**:—**કર્મ**ની માફક **બ્રહ્મ**ના ભેદોને પણ ઋષિઓ અર્થાત્

---

૧ અત્ર અધિકારિફલ કર્મભેદ પ્રયોજક નથી, પરન્તુ ભગવન્મૂર્તિત્વ જ કર્મભેદનું પ્રયોજક છે. વળી શાખાભેદ મન્દ જીવોને અર્થેજ કર્યો છે, કંઈ અધિકારિઓનો ભેદ જણાવવાને અર્થે શાખાભેદ કર્યો નથી. પૂર્વે જે આયુષ્યબલે તથાનુષ્ઠાનબલે યજ્ઞમાં યજ્ઞનારાયણ ભગવાન્‌નાં પ્રાકટ્યાદિ થતાં હતાં તે જ પ્રાકટ્યાદિ આધુનિક મન્દ જીવોને પોતપોતીકી તે તે શાખા પૂરતાં જ કર્મ કર્યાથી સિદ્ધ થાય છે. એટલે ભગવાન્ વ્યાસે તો શાખાભેદ કરીને આધુનિક મન્દ જીવો પર કૃપાલુતા કરી છે એમ સૂચિત થાય છે.

ઉપનિષદ્રૂપ વેદવાક્યો બહુ પ્રકારે ગાયા કરે છે. (સમ્પૂર્ણ વેદમાં, કર્મકાણ્ડ તથા જ્ઞાનકાણ્ડ એ ઉભયનો સમાવેશ થાય છે, છતાં પણ જો પૂર્વકાણ્ડના અધ્યયન માત્રથીજ સમ્પૂર્ણ વેદશાખાનો અધ્યાય થઇ ગયો છે એમ માની ) તેમનો ( પૂર્વકાણ્ડનો જ્ઞાનકાણ્ડથી ) ભિન્ન રીતે પાઠ કરવામાં આવે તો (જ્ઞાનકાણ્ડનો), ખરેખર, ઉચ્છેદ થઇ જાય. તેમ ન થાય તેથી, (ઉપનિષદ્‌ને) કર્મશાખામાં અન્તર્ગત કરવામાં આવ્યા છે, અને તેમનો (ઉપનિષદ્રૂપ વેદાન્તવાક્યોનો) નિર્ણય ભગવાન્ (બાદરાયણ) વ્યાસે ભિન્ન જ કર્યો છે. (૨૯)

**વિવેચન:**—+पुरुषः षोढा विहितः । અર્થાત્ "**પુરુષ ષટ્**પ્રકારે વિહિત છે." તેમાં **પઞ્ચાત્મક** કર્મનું નિર્વચન થયા પછી **ષષ્ઠ** અંશની અપેક્ષા **થાય છે** તો તેનું પ્રતિપાદન ઉત્તરકાણ્ડ કરે છે. **પુરુષનું ષષ્ઠ** (છઠ્ઠું) અઙ્ગ જે શિરોભાગ **મસ્તક છે**, તે **બ્રહ્મ** છે. તે બ્રહ્મ પણ અનન્તરૂપ છે. જો એમ ન હોય તો (તે પુરુષોત્તમનું) અનન્તમૂર્તિત્વ સિદ્ધ થાય નહિ. તેથી જ્યાં, જે *પઞ્ચાત્મક કર્મને વિષે, જેવું (બ્રહ્મ), શિરોભાગ થવાને યોગ્ય છે, તેવું તેનું પ્રતિપાદન કરનારી ઉપનિષદ્-શ્રુતિને ત્યાં જ (તે કર્મપ્રતિપાદક વેદશાખાને વિષે જ) યોજવામાં આવી છે. તે જ પ્રકારે હૌત્રાદિકને વિષે પણ જાણવું. આ આશય કારિકામાં કહ્યો છે. જેમ **પઞ્ચાત્મક કર્મના**–**અનન્ત** પ્રકારના **ભેદ** હોય છે, તેમ **બ્રહ્મના ભેદ** પણ **અનન્ત** છે. આ અલૌકિક **અર્થ છે** એમ સપ્રમાણ નિરૂપણ કરવા કારિકા કહે છે કે ઋષિઓએ તે **બ્રહ્મભેદનું** બહુ પ્રકારે ગાન કર્યું છે. અત્ર ×'**ऋषि**'પદથી 'ઉપનિષદ્રૂપ વેદ-

---

+ અત્ર શ્રુતિ શાખાન્તરે દ્રષ્ટવ્ય છે. Cf. षड्विधो वै पुरुषः षडङ्गः । ऐ० ब्रा० २।३९॥

* ૨ ચરણ, ૨ હસ્ત, ૧ મધ્યભાગ અને ૧ મસ્તક એમ પુરુષના ષડ્ અઙ્ગ છે. તેમાં ક્રિયા કરાવનારા ૨ હસ્ત, ૨ ચરણ, તથા ૧ મધ્યભાગ એમ **પાંચ અઙ્ગવાળા યજ્ઞક્રિયાવિશિષ્ટ ધર્મીનું પ્રતિપાદન પૂર્ણકાણ્ડમાં અનેક પ્રકારે કર્યું છે.** હવે **ષષ્ઠ અઙ્ગ જે મસ્તક છે તેનું પ્રતિપાદન ઉત્તરકાણ્ડ કરે છે.** અર્થાત્ પુરુષના શિરોભાગે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ વિરાજે છે, તેનું પ્રતિપાદન ઉત્તરકાણ્ડના ઉપનિષદો, અનન્તરૂપે કરે છે. એટલે કે જ્ઞાનધર્મવિશિષ્ટધર્મીનું પ્રતિપાદન વેદનો ઉત્તરકાણ્ડ કરે છે. અર્થાત્ સમ્પૂર્ણ **વેદના પૂર્ણકાણ્ડ તથા ઉત્તરકાણ્ડ એ ઉભયે મળી એક જ યજ્ઞક્રિયાવિશિષ્ટ તથા જ્ઞાનધર્મવિશિષ્ટ ધર્મી પુરુષનું પ્રતિપાદન અનન્તરૂપે** કરે છે. એમ પૂર્વ (કર્મ)કાણ્ડ તેમજ ઉતર (જ્ઞાન)કાણ્ડ—એ બન્નેની એકવાક્યતા એક જ ધર્મી—ભગવાનને વિષે થાય છે. તેથી જ્યાં પઞ્ચાત્મક કર્મનું પ્રતિપાદન કર્યું હોય છે ત્યાં જે પ્રકારના ષષ્ઠ શિરોભાગની જરૂર હોય છે તે પ્રકારના બ્રહ્મનું પ્રતિપાદન કરનારા ઉપનિષદ્ તે કર્મશાખાને વિષે જ અન્તર્ગત કરવામાં આવ્યા છે. તેથી ઉભયકાણ્ડનો પાઠ પૃથક્ત્વે કરવો નહિ. પરન્તુ કર્મકાણ્ડ તથા જ્ઞાનકાણ્ડ પરસ્પર ઉપકારક **છે એમ સમજી ઉભયનો** એકવાક્યતાથી પાઠ કરવો. × **ભાગ૦ ૧૦-૮૪-૧૫ શ્રુતિગીતમાં, તથા શ્રુતિમાં ऋषिઓ=વેદો,** તથા બ્રહ્મવિદો ભગવાનને વિષે મનોવચનાચરિત **ધારણ કરે છે. એમ કહ્યું છે.**

વાકયો' સમજવાં. અર્થાત્ જેમ વેદની ભિન્ન ભિન્ન કર્મશાખામાં અનન્તરૂપે કર્મનું નિરૂપણ થયું છે, તેમ ભિન્ન ભિન્ન ઉપનિષદ્રૂપ વેદવાકયોમાં બ્રહ્મનું અનન્તરૂપે નિરૂપણ કરવામાં આવ્યું છે. તે ઉપનિષદ્રૂપ વેદાન્તવાકયોનું અધ્યયન સિદ્ધ કરવા કારિકામાં કહ્યું છે કે પૂર્વકાણ્ડના વાકયોનો જ્ઞાનકાણ્ડના વાકયથી ભિન્નત્વે પાઠ કરવો નહિ. જો કેવલ પૂર્વકાણ્ડના અધ્યયનમાત્રથી જ સમ્પૂર્ણ શાખાનો અધ્યાય થઇ જાય છે એમ માનશો, તો ઉત્તરકાણ્ડાત્મક ઉપનિષદ્‌ના અધ્યયનની પૃથક્ વિધિ ન હોવાથી, ઉપનિષદોનો પાઠ કોઇ કરશે નહિ, અને તેથી ઉપનિષદ્‌જ્ઞાનનો ઉચ્છેદ થઈ જશે! ( **स्वाध्यायोऽध्येतव्यः । तमध्यापयीत ।** ( **शत० ब्रा० ११-५-७-१०** ) અર્થાત્ 'સ્વાધ્યાયનું અધ્યયન કરવું જોઇએ,' 'ગુરુએ તેને અધ્યાપન કરાવવું જોઇએ'–એવી અધ્યયન–અધ્યાપનની વિધિને જો કેવલ પૂર્વકાણ્ડના અધ્યયનમાત્રથી જ ગતાર્થ–નિરાકાઙ્ક્ષ માનવામાં આવે, તો, ઉત્તરકાણ્ડના વેદાન્તવાકયોના અધ્યયન–અધ્યાપનને માટે પૃથક્ વિધિ ન હોવાથી, કોઇ પણ અધિકારી વેદાન્તવાકયોનું અધ્યયન કરશે નહિ અને તેથી જ્ઞાનકાણ્ડનો ઉચ્છેદ થઈ જશે! ) તેમ ન થાય તેથી તે તે કર્મશાખામાં અન્તર્ગત થયલા ઉપનિષદ્‌વાકયોની પાઠાર્થે એકવાકયતા છે–એમ સમજવું. **શઙ્કાઃ**—જો એમ હોય તો અર્થ–પ્રયોજન તથા વાચ્ય એ બન્નેને એક જ કહ્યાં હોત! જો વાચ્ય તથા પ્રયોજનને ભિન્ન માનશો તો એકવાકયતા થશે નહિ !—એમ ઉભયતઃપાશારજ્જુદોષ નડે છે." આ શઙ્કાનું **સમાધાન** કરે છે કે ઉપનિષદો કર્મશાખામાં અન્તર્ગત છે તેથી–ઉપનિષદ્‌વાકયોની પાઠ કરવાને અર્થે જ એકવાકયતા છે; પરન્તુ એ ઉપનિષદ્રૂપ વેદાન્તવાકયોનો પૃથક્જ નિર્ણય ભગવાન બાદરાયણ વ્યાસે ઉત્તરમીમાંસા વડે કર્યો છે, તેથી એમ પણ જણાય છે કે ઉભયકાણ્ડનું વાચ્યૈકત્વ તથા પ્રયોજનૈકત્વ પણ નથી–એ રીતે એમનું ભિન્નવાકયત્વ પણ છે. એમ જ્ઞાનકાણ્ડનું કર્મકાણ્ડ સાથે એકવાકયત્વ તથા ભિન્નવાકયત્વ–એ બન્ને ઘટી શકે છે. દ્વિતીય–ઉત્તરકાણ્ડ–જ્ઞાનકાણ્ડનું અર્થાવબોધપર્યન્ત અધ્યયન કરવું જોઇએ, કારણકે સ્વાધ્યાયવિધિબલે જ તેનો પણ પરિગ્રહ થાય છે. જો એમ જ્ઞાનકાણ્ડનું અર્થાવબોધપર્યન્ત અધ્યયન ન માનીએ અને પાઠમાત્રપર્યન્ત અધ્યયન વા અનધ્યયન સ્વીકારીએ, તો તેના અર્થનું જ્ઞાન થતું ન હોવાથી બ્રહ્મને વિષે કોઇ પણ પ્રકારના સન્દેહ ઉપસ્થિત થતા નથી અને સન્દેહનો અભાવ હોય તો મીમાંસા-નિર્ણય વ્યર્થ થઈ જાય. ( વેદાન્તવાકયોનું અર્થાવબોધપર્યન્ત અધ્યયન થાય ત્યારે સન્દેહ થાય; અને સન્દેહ થાય ત્યારે મીમાંસાની આવશ્યકતા ઘટાવી શકાય છે. વેદાન્તવાકયોના અર્થમાં સન્દેહ હતો અને તે દૂર કરવાને અર્થે જ ભગવાન વ્યાસાવતારે ઉત્તરમીમાંસાશાસ્ત્ર પ્રકટ કરી વેદાન્તવાકયનો સુનિર્ણય કરી આપ્યો. તેવી જ રીતે પૂર્વ–કર્મ–કાણ્ડના સંશય દૂર કરવા વ્યાસશિષ્ય જૈમિનિએ પૂર્વમીમાંસા

શાસ્ત્ર સિદ્ધ કરી કર્મકાણ્ડના વાક્યનો સુનિર્ણય કરી આપ્યો.) એ રીતે ઉભયકાણ્ડના પૃથક્ નિર્ણય થયા છે, તેથી ઉભયેકાણ્ડ ભિન્ન છે એમ સમજવું. વળી અંશતઃ બન્ને કાણ્ડ પરસ્પર ઉપકાર કરે છે તેથી તે બન્નેનો (કર્મશાખામાં) એકત્ર પાઠ છે—એમ ઉભયકાણ્ડની એકવાક્યતા પણ છે. આધિભૌતિકયજ્ઞોથી ચિત્તશુદ્ધિ[1] થાય છે અને વેદાન્તવાક્યના જ્ઞાનથી જીવસ્વરૂપનું વિજ્ઞાન થાય છે. (અર્થાત્ ઉત્તરકાણ્ડીય જીવસ્વરૂપના વિજ્ઞાનબલે, "યજ્ઞક્રિયાનો કર્ત્તા નિત્ય છે, તેથી જન્માન્તરમાં પણ તે નિત્ય રહેશે"—એવો વિશ્વાસ કર્મમાર્ગીય જીવને થાય છે, અને એની કર્મનિષ્ઠા વધે છે. જ્ઞાનમાર્ગીય જીવને, પૂર્વકાણ્ડના યજ્ઞો કરવાથી આનુષઙ્ગિક ચિત્તશુદ્ધિ થવાથી એનું જ્ઞાન સુદૃઢ તથા સુનિશ્ચિતતત્ત્વયુક્ત થાય છે. એમ ઉભયકાણ્ડ પરસ્પર ઉપકારક છે.) (જ્ઞાનકાણ્ડનું) [2]મુખ્યરૂપત્વ સિદ્ધ કરવાને અર્થે તો ભગવાન્ વ્યાસાવતારે ઉત્તરમીમાંસામાં જ્ઞાનકાણ્ડનો પૃથક્ નિર્ણય કર્યો છે—એવો અર્થ સૂચવવા મૂલકારિકામાં 'हि' શબ્દ યોજ્યો છે. (૨૯) હવે ઉભયે મીમાંસા સાર્થક છે—એમ બોધ કરવાને અર્થે કંઇક આશઙ્કીને પરિહાર કરે છે. "વેદના વ્યાકરણાદિ પડઙ્ગાદિનો વિચાર કર્યાથી જો ઉભયકાણ્ડાત્મકવેદનું નિઃસન્દિગ્ધજ્ઞાન થઇ જાય છે તો પછી જૈમિનિએ તથા ભગવાન્ વ્યાસાવતારે કરેલા મીમાંસા નિર્ણયનું શું પ્રયોજન છે? આમ જો અઙ્ગાદિના વિચારથી અર્થાવબોધ થઇને વેદાર્થના સન્દેહનિવૃત્ત થાય છે તો પછી મીમાંસાશાસ્ત્ર કર્યાથી દૃષ્ટપરમ્પરા ચાલે"—આ શઙ્કાનું હવે **શ્રીમદાચાર્યચરણ** સમાધાન કરે છે:—

**त० दी०—असन्दिग्धोऽपि वेदार्थः स्थूणाखननवत्कृतः ।**
**मीमांसानिर्णयः प्राज्ञै र्दुर्बुद्धेस्तु ततोद्वयम् ॥ ३० ॥**
**जैमिनिः कर्मतत्त्वज्ञो निर्णयं पूर्व उक्तवान् ।**
**व्यासः स्वयं हि सर्वज्ञ उत्तरे निर्णयं जगौ ॥ ३१ ॥**
**उभयो र्हि परिज्ञाने सर्ववेदार्थनिर्णयः ।**
**निर्णयो बहुभिर्नष्टः पश्चाल्लक्ष्ये तयोर्गतिम् ॥ ३२ ॥**

---

[1] "યાગ ભૌતિક થયે સ્વર્ગલોક ફલ થાય છે તો પછી ચિત્તશુદ્ધિનું ફલત્વે કથન શા માટે કરો છો?"—એમ આશઙ્કા થાય તો અત્ર સમાધાન કહ્યું છે કે ચિત્તશુદ્ધિ તો આનુષઙ્ગિક ફલ છે તેથી દોષ આવતો નથી. જો આમ ચિત્તશુદ્ધિનું ફલત્વે કથન ન થાય થાય તો પ્રાકૃત જીવો દેહાત્મવાદ-સ્માર્તવાદ ઇત્યાદિએ કરીને સંશયગ્રસ્ત થાય, અને તેથી ફલાભાવનો પ્રસઙ્ગ આવે છે. [2] "स्वार्थबोधे समाप्तानामङ्गाङ्गित्वाद्यपेक्षया वाक्यानामेकवाक्यत्वं पुनः संहत्य जायते ॥ સ્વાર્થબોધે સમાપ્ત થયલા વાક્યો અઙ્ગાઙ્ગિત્વાદિની અપેક્ષા એ કરીને પુનઃસઙ્ઘાત પામી એકવાક્યતા પ્રાપ્ત કરે છે."—આ મીમાંસાબલે પ્રયોજનૈક્યે ભિન્નવાક્યત્વનો વ્યાઘાત થાય છે. એમ આશઙ્કા થાય તો તેનું સમાધાન અત્ર કહ્યું છે કે જ્ઞાનકાણ્ડ મુખ્ય છે, અને તેથીજ એનો પૃથક્ નિર્ણય ઉત્તર મીમાંસામાં વ્યાસાવતારે કર્યો છે. આમ રૂપભેદે કરીને એકવાક્યત્વ તથા ભિન્નવાક્યત્વ—એમ ઉભયે અવિરુદ્ધ છે.

पुरुषो विहितः षोढा करौ पादौ शिरोऽन्तरम् ।
शिरो ब्रह्म हरिः पूर्वं +यज्ञः पञ्चविधः स्वयम् ।
अनन्तमूर्त्तिर्भगवांस्तेन शाखास्तथा कृताः ॥ ३३ ॥

**કારિકા ભાવાર્થઃ**—વેદાર્થ અસન્દિગ્ધ છે તો પણ, પ્રાજ્ઞ એવા મીમાંસાના નિર્ણય કરનારાઓએ (સન્દેહનિરાસપૂર્વક) સ્થૂણાખનનન્યાયનીરીતે વેદના અર્થને સુદૃઢ કર્યો છે. મીમાંસા કરવાથી ઉત્તમ બુદ્ધિમાન્ જીવને વેદાર્થ સુદૃઢ થાય છે પરન્તુ મન્દ અને મધ્યમ બુદ્ધિમાન્ જીવના તો બે કાર્ય સરે છે-એક તો એમના સન્દેહ દૂર થાય છે તે, અને બીજું વેદના અર્થનો એમને દૃઢ નિશ્ચય થાય છે તે. કર્મતત્વજ્ઞ જૈમિનિએ પૂર્વમીમાંસામાં વેદના કર્મકાણ્ડનો નિર્ણય કથ્યો છે તેમજ સર્વજ્ઞ **વ્યાસ**જીએ પોતે ઉત્તરમીમાંસામાં વેદના જ્ઞાનકાણ્ડનો નિર્ણય ગાયો છે. ઉભયમીમાંસાનું પરિજ્ઞાન થાય તો ખરેખર સર્વે વેદના અર્થનો નિશ્ચય થઈ શકે છે. (પણ) શ્રુતિસૂત્રનો વિચાર કર્યા વિના સ્વેચ્છાથી વ્યાખ્યાન કરનારા બહુ વાદીઓએ તે નિર્ણયનો નાશ કર્યો છે. તેથી તે બન્ને નિર્ણયની શી ગતિ છે અર્થાત્ તેનો ઉદ્ધાર કેવી રીતે થઈ શકે તે પ્રકાર હું પછીથી કહીશ. **પુરુષ** ષટ્ પ્રકારે વિહિત છે-૨ કર, ૨ પાદ, ૧ શિરઃ, અને ૧ મધ્ય-ધડ. પુરુષના આષડ્ (અંગ)માં **બ્રહ્મ**રૂપ હરિ શિરઃસ્થાને છે, પૂર્વકાણ્ડના **પઞ્ચવિધયજ્ઞ** પણ (ભગવાન્) પોતે છે. ભગવાન્ અનન્તમૂર્ત્તિ છે, તેથી વેદની શાખાઓ પણ અનન્ત કરેલી છે. (૩૦-૩૩).

**વિવેચનઃ**—(વેદનો) પાઠ (થાય તે) દશામાં જો કે વેદાર્થને વિષે સન્દેહ નથી હોતો, તો પણ કાલાન્તરે સન્દેહ થાય એ ઉદ્દેશથી વેદાર્થના સન્દેહ નિવૃત્ત કરવામાં જેમ લક્ષણ-પ્રાતિશાખ્યાદિગ્રન્થ આવશ્યક છે તેમ મીમાંસા કરવી એ પણ આવશ્યક છે. શ્રીમદાચાર્યચરણ આ અર્થને સ્થૂણાખનનરૂપ લૌકિક દૃષ્ટાન્તથી સમજાવે છે. જેમ સ્થૂણા અર્થાત્ સ્તમ્ભને એક વાર સારી રીતે દાટીને પુનઃ તેને પાછો હચમચાવીને ઉચકવામાં આવે અને પાછો ભૂમિમાં ખોદીને દાટવામાં આવે તો જ તે સ્તમ્ભ ભૂમિને વિષે સારી રીતે ચિરસ્થાયી રહે છે, તેજ પ્રકારે વેદાર્થ નિઃસન્દિગ્ધ છે તો પણ મીમાંસા-નિર્ણય કરનારાઓ પૂર્વે ઉપપાદિત કરેલો અર્થ સુદૃઢ કરવાને અર્થે તેને વિષે સન્દેહ ઉપસ્થિત કરાવી આક્ષેપપરિહારપૂર્વક પુનઃ દૃઢતાથી તેનું સારી રીતે નિરૂપણ કરે છે. મીમાંસાશાસ્ત્ર આ પ્રકારે ઉત્કૃષ્ટબુદ્ધિયુક્ત જીવો પ્રતિ તેમનો અર્થ સુદૃઢ કરવારૂપ પ્રયોજન સફલ કરે છે, તેમજ મન્દ તથા મધ્યમ બુદ્ધિયુક્ત જીવો પ્રતિ તેમનો સન્દેહ દૂર કરવાનું અને અર્થ સુદૃઢ કરવાનું એમ ઉભય

+ Cf. पुरुषोवैयज्ञः । तै० सं० ५-२५-१ पुरुषसम्मितो यज्ञः । शत० ब्रा० ३-१.४-२३

કાર્ય સિદ્ધ કરે છે. તત્ર વેદના પૂર્વ–કર્મકાણ્ડસમ્બન્ધિ મીમાંસાશાસ્ત્ર કરીને વ્યાસશિષ્ય જૈમિનિએ પૂર્વકાણ્ડનો નિર્ણય કર્યો છે, તથા ઉત્તરકાણ્ડ–જ્ઞાનકાણ્ડ સમ્બન્ધિ મીમાંસાશાસ્ત્ર કરીને સર્વજ્ઞ એવા ભગવાન્ વ્યાસાવતારે જ્ઞાનકાણ્ડનો નિર્ણય કર્યો છે. તેથી સમગ્ર વેદાર્થના જ્ઞાનાર્થે ઉભય મીમાંસાનું જ્ઞાન થવું જોઇએ. આ પ્રકારે વેદાર્થનો નિર્ણય કરી આપે એવા મીમાંસા શાસ્ત્ર વિદ્યમાન છે તો પણ વેદાર્થનું અજ્ઞાન કેમ રહે છે તથા ભગવદ્ભજન કેમ થતું નથી ?–એવી શઙ્કા પણ ન કરવી. કારણ કે–શ્રુતિસૂત્રનો વિચાર કર્યા વિના સ્વેચ્છાએ વ્યાખ્યાન કરનારા બહુ વાદીઓએ તેનો અન્યથા અર્થ કરી મીમાંસાથી થતા નિર્ણયનો નાશ કર્યો છે. તેથી તેનો નિસ્તાર વા ઉદ્ધારનો પ્રકાર પછીથી '**वर्णाश्रमवतां धर्मः**' ઇત્યાદિ કારિકાના ગ્રન્થમાં શ્રીમદાચાર્યચરણ કહેશે. 'યજ્ઞ ભગવદ્રૂપ'–છે એમ પૂર્વકાણ્ડનો અર્થ થાય છે, તથા 'બ્રહ્મ હરિરૂપ છે'–એમ ઉત્તરકાણ્ડનો અર્થ છે–એમ પૂર્વોક્ત અર્થ સ્પષ્ટ કરવા '**पुरुषो विहितः षोढा**' એ કારિકા પોતે યોજે છે. '**પુરુષ**નું વિધાન ષટ્ પ્રકારે થયું છે.' એ ષડ્ અંગ સ્પષ્ટ કરે છે. **પુરુષ**નો [1]શિરોભાગ બ્રહ્મ છે, અગ્નિહોત્ર તથા દર્શપૂર્ણમાસ યાગ તેના ૨ હસ્ત છે. પશુ તથા ચાતુર્માસ્ય યાગ તેના ૨ પાદ છે, અને સોમ યજ્ઞ તેનો ૧ મધ્યભાગ છે. આ સમ્પૂર્ણ પુરુષની અનન્ત મૂર્તિ છે. તેથી વેદની અનન્ત શાખા થઇ છે. એટલે સર્વ વેદ પ્રમાણ છે. (૩૨)

---

૧. '**ऋचां मूर्द्धानं यजुषामुत्तमाङ्गं साम्नां शिरोऽथर्वणां मुण्डमित्यादि**—કૌશીતકિ શ્રુતિ કહે છે કે બ્રહ્મ સર્વવેદની શ્રુતિઓનું શીર્ષ છે. 'બ્રહ્મ ઋચાઓનું મૂર્દ્ધ છે, યજુષનું ઉત્તમાઙ્ગ છે **સામ**નું શિરસ છે, તથા **અથર્વ**નું મુણ્ડ છે.' અત્ર પૂર્વકાણ્ડનો પ્રમેયવિચાર કરીએ તો સિદ્ધ થાય છે કે યજ્ઞ ભગવદાત્મક ક્રિયારૂપ છે તે પ્રમેય છે. 'યજ્ઞ એ નિશ્ચય વિષ્ણુરૂપ છે.' યજ્ઞ જો સાઙ્ગોપાઙ્ગ થાય તો તેમાંથી સાક્ષાત્ યજ્ઞભગવાનનું પ્રાકટ્ય થાય છે. વેદાન્તોક્તજ્ઞાનસહિતજ લૌકિકીક્રિયાથી યજ્ઞસ્વરૂપ ભગવાન્ અભિવ્યક્ત થાય છે. આમ **મર્યાદામાર્ગ**માં જ્ઞાનકર્મ-**સમુચ્ચય** જ સાધન છે. આ પ્રકારે **મુક્તસઙ્ગ અનહંવાદી** એવા લક્ષણવાળો **સાત્ત્વિકકર્તા સાત્ત્વિકજ્ઞાનયુક્ત** થઇને નિષ્કામ**સાત્ત્વિક**યજ્ઞ કરે છે, ત્યારે નિજાજ્ઞાનું પાલન થયાથી **ભગવાન્ સન્તુષ્ટ થઇ**ને તેને યજ્ઞરૂપપ્રાકટ્યદ્વારા ક્રમમુક્તિનું દાન કરે છે. **અત્ર** કૃપા દ્વારભૂત છે. પરન્તુ અતિકૃપા થાય તો સદ્યોમુક્તિનું દાન થાય છે. (૨) પરન્તુ સાત્ત્વિકજ્ઞાનના **અભાવમાં** તો જો તે **રાજસ**જ્ઞાનવાન્ હોય અને સાત્ત્વિક થઇ સાત્ત્વિક યાગ કરે તો એનાં નિત્યકર્મ **આધ્યાત્મિક** હોઇને ફલાકાઙ્ક્ષારહિત્યે યથોક્તકર્મ કરવાથી કર્મસચિવદેવો સન્તુષ્ટ થાય છે. અને દેવોના સન્તોષદ્વારા તેને વાક્યશેષમાં કહેલું **આત્મ** સુખ યોગિઓની માફક યથાસઙ્કલ્પ થાય છે. તત્ર **દેવતાપ્રીતિ** વ્યાપાર છે. (૩) **રાજસ**જ્ઞાનવાન્ રાગી **કર્મફલપ્રેપ્સુ થઇ** રાજસ થાય, અને જો ફલાભિસન્ધાન કરીને રાજસ યાગ કરે તો તેનો યાગ **ભૌતિક થઇ**ને તેને **સ્વર્ગલોક**નું ફલદાન **અપૂર્વ**દ્વારા થાય છે. અત્ર શ્રીમહાપ્રભુજી વેદના ઉભયકાણ્ડની સ્થિતિ એકજ **પુરુષ**ને વિષે સિદ્ધ કરી સમગ્ર વેદાર્થની એકાર્થતાનું રમણીય પ્રતિપાદન કરી આપે છે.

આ પ્રકારે વેદોક્ત અર્થ ભગવદ્રૂપત્વપ્રમાજનક છે-એમ શ્રીમહાચાર્યચરણે વેદનો નિર્ણય કર્યો. હવે પોતે [2]સ્મૃતિનો નિર્ણય કરે છે:—

त० दी०—स्मृति र्बहुविधा प्रोक्ता वेदाचारविभेदतः ।
ऋषीणां पूर्वचरितस्मरणं स्मृतिरुच्यते ॥ ३३ ॥
तदाचाराल्लोकतश्च न्यायान्नित्यानुमेयतः ।
प्रवृत्तिर्जीविका लोके व्यवहारो विशुद्धता ॥ ३४ ॥

**કારિકાશબ્દાર્થ**:—વેદના તથા આચારના ભેદને લીધે બહુ પ્રકારની સ્મૃતિઓ કથાઈ છે. **ઋષિઓએ કરેલું પૂર્વચરિતનું સ્મરણ સ્મૃતિ** કહેવાય છે. તે (સ્મૃતિમાં કહેલા) આચારથી, લોકાનુસરણથી, ન્યાયથી તથા નિત્યાનુમેય (વેદ)થી લોકમાં પ્રવૃત્તિ, જીવિકા, વ્યવહાર તથા વિશુદ્ધતા સિદ્ધ થાય છે. (૩૩-૩૪).

**વિવેચન**:—સ્મૃતિનો નિર્ણય પૃથક્ત્વે કર્તવ્ય છે. સ્મૃતિઓ વેદમૂલક છે તો પણ વેદના નિર્ણયની દિશાએ સ્મૃતિનો નિર્ણય થઇ શકતો નથી, કારણકે વેદમાં તો અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, પશુ, ચાતુર્માસ્ય, તથા સોમયાગ એમ પઞ્ચાત્મક રૂપથી, તથા પ્રકૃતિ તેમજ વિકૃતિ એમ દ્વિરૂપથી, ષડઙ્ગસાધનસહિતભગવાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે; જ્યારે સ્મૃતિમાં તેમ નથી. સ્મૃતિ તો બહુ પ્રકારની છે. સ્મૃતિનું મૂલ વેદ પણ છે તેમ વ્યવહાર પણ છે એમ સિદ્ધ કરવા 'वेदाचारविभेदतः' પદ મૂલમાં યોજ્યું છે. અર્થાત્-વેદના વિભેદને લીધે તેમજ સદાચારના વિભેદને લીધે બહુ પ્રકારની સ્મૃતિઓ દૃષ્ટિગોચર થાય છે. પૂર્વકલ્પના આચારનું જે સ્મરણ ઋષિઓને થયું અને તે તે સ્મરણયુક્ત જે જે વાક્ય તેમણે કર્યા તે તે વાક્ય "સ્મૃતિને નામે ઓળખાય છે. ऋषिकर्तृकं पूर्वाचारस्मरणप्रयुक्तं वाक्यं स्मृतिः । અર્થાત્ 'પૂર્વાચારસ્મરણપ્રયુક્ત ઋષિઓએ કરેલું વાક્ય' સ્મૃતિ કહેવાય છે. સ્મરણનું મૂલ અનુભવ જ છે. અર્થાત્ જેનો અનુભવ થાય તેનું જ સ્મરણ થાય એવો નિયમ છે. તે અનુભવ પણ બહુ પ્રકારે થાય છે. એક તો આચારથી અનુભવ થાય, તેમ લોકાનુસાર અનુભવ થાય, તેમ ન્યાયથી થાય, તેમ

---

૨. ૧ વેદ, ૨ શ્રીકૃષ્ણવાક્ય, ૩ વ્યાસસૂત્ર, ૪ વ્યાસની શ્રીમદ્ભાગવતમાં કહેલી સમાધિભાષા—આ પ્રમાણચતુષ્ટય શ્રીમહાચાર્યજી સ્વીકારે છે. તેમાં પ્રથમ પ્રમાણ જે વેદ છે તેના અર્થનો, સ્વરૂપનો, પ્રમેયનો, સાધનનો તથા ફલનો સર્વનિર્ણય કર્યો. હવે ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલા વાક્યોનો અર્થાત્ દ્વિતીય પ્રમાણનો નિર્ણય કરવાનો પ્રારમ્ભ કરે છે. શ્રીકૃષ્ણ ભગવાને જે વચનો ગીતામાં કહ્યા છે તે સ્મૃતિરૂપ છે. તેથી શ્રીમહાચાર્યચરણ કા. ૩૩ થી સ્મૃતિનો નિર્ણય કરે છે. વેદના અર્થનો નિર્ણય કરવામાં સ્મૃત્યન્તરની અપેક્ષાએ શ્રીમદ્ભગવદ્ગીતા ઉત્કૃષ્ટ છે. એ ગીતાનો પ્રસઙ્ગ પણ અગ્રે (કા. ૫૮-૬૦) ચર્ચશે. પરન્તુ તે પૂર્વે અત્ર સ્માર્તપ્રમેયનું બલ નિશ્ચિત કરવા સ્મૃતિનો સામાન્યનિર્ણય કહે છે.

નિત્યાનુમેયવેદથી પણ થયો હોય છે. (સ્મૃતિનો કેટલોક ભાગ તેમ જ કેટલીક સ્મૃતિઓ આચાર પરત્વે હોય છે.) પૂર્વકલ્પને વિષે જે આચાર હતો તે આચારનો જેવો અનુભવ ઋષિને થયો હોય તેવો અનુભવ પોતે સ્મૃતિમાં વર્ણવે છે. સ્મૃતિનો કેટલોક ભાગ લોકવ્યવહારપરત્વે હોય છે તો તેમાં પણ એમ સમજવું કે ઋષિને જેવા લોકવ્યવહારનો અનુભવ થયો તેવા લોકવ્યવહારનું વર્ણન પોતે સ્મૃતિમાં આપ્યું છે. તેમાં પણ કેટલીક સ્મૃતિઓ આચારના વિષયમાં એકમત હોતી નથી. એ પરસ્પર વિરોધ આ પ્રકારે દૂર થઈ શકે છે. જેમકે ભિન્ન ભિન્ન દેશના ભિન્ન ભિન્ન આચારો હોય છે. તે તે દેશમાં સ્થિતિ કરતા તે તે ઋષિએ પોતપોતાના દેશના વિભાગમાં જેવા જેવા આચાર અનુભવ્યા, તેવા તેવા આચાર તેમણે પોતપોતાની સ્મૃતિઓમાં એકત્રિત કર્યા છે. એટલે ભિન્ન સ્મૃતિઓમાં તથા એક જ સ્મૃતિના ભિન્ન અંશમાં ભિન્ન આચારનું નિરૂપણ હોય તો તે ભિન્ન દેશવિશેષને લીધે છે એમ વ્યવસ્થા સમજવી. દૃષ્ટાન્તમાં કેટલાક સ્મૃતિવાકય પ્રમાણે બ્રાહ્મણને દશ દિવસનું, ક્ષત્રિયને બાર દિવસનું, વૈશ્યને પંદર દિવસનું, તથા શૂદ્રને એક માસનું સૂતક દર્શાવ્યું છે; જ્યારે કેટલીક સ્મૃતિના વાકયપ્રમાણે સર્વવર્ણના મનુષ્યોને સાધારણ દશ દિવસનું સૂતક કહેવામાં આવ્યું છે. ત્યાં દેશભેદથી વ્યવસ્થા કરવામાં આવે છે. તાત્પર્ય કે આ સ્મૃત્યુક્ત ઉભયે આશૌચપક્ષ પ્રમાણ છે. જે દેશમાં પૂર્વે જેવો અશૌચપ્રચાર હતો તેવો અશૌચપ્રચાર તે દેશના વાસીઓને અર્થે ઋષિએ સ્મૃતિમાંકહ્યો છે. આ રીતે '**चकार**'નો અર્થ કરી, કેટલાંક સ્મૃતિવાકયો ન્યાય પરત્વે હોય છે તેમની ઉપપત્તિ સિદ્ધ કરે છે. પૂર્વકલ્પમાં પ્રચલિત **ન્યાય** પણ સ્મૃતિનું મૂલ છે. આ પ્રકારે **બ્રહ્મા** ઇન્દ્ર, બૃહસ્પતિ, ઉશના(શુક્ર) પ્રચેતસ્, પુરન્દરાદિ દેવતાએ રચેલા ÷નીતિશાસ્ત્રોનું સ્મરણ કરીને ઋષિઓએ સ્મૃતિમાં લૌકિકવ્યવહારોપયોગી ન્યાયવાકયો કર્યા છે. **આચાર**, લૌકિક**વ્યવ**હાર તથા **ન્યાય**—આ ત્રણે વ્યવહારાધ્યાયના મૂલ છે, તેથી તેઓ **વ્યવહારમાં** ઉપયોગિ છે. હવે કેટલાંક સ્મૃતિવાકયો **ધર્મ**પરત્વે હોય છે. તેથી ધર્મમાં ઉપયોગિ થઈ પડે એવી સ્મૃતિનું નિરૂપણ કરવા કારિકામાં '**नित्यानुमेयतः**' પદ યોજ્યું છે. ઋષિઓએ યોગબલે નિત્યાનુમેયવેદનું સ્મરણ કરીને જે ગૃહ્યસૂત્ર, આચાર, તથા પ્રાયશ્ચિત્ત અધ્યાયનું કથન કર્યું છે તે યજ્ઞ-યાગમાં અર્થાત્ ધર્મમાં ઉપયુક્ત હોવાથી અવશ્ય કર્ત્તવ્ય છે. **શઙ્કા**–' આચાર, લૌકિકવ્યવહાર, ન્યાય, તથા નિત્યાનુમેયવેદથી પ્રતિપાદિત ધર્મ–આ સ્મૃતિના ચારે અધ્યાયનું ફ્લ શું ?' તો શ્રીમહાચાર્યચરણ

---

÷ **બ્રહ્માએ બ્રાહ્મ** નીતિશાસ્ત્ર, ઇન્દ્રે **બાહુદન્તક** નીતિશાસ્ત્ર, **બૃહસ્પતિએ બાર્હસ્પત્ય** નીતિશાસ્ત્ર, ઉશના-શુક્રાચાર્યે **ઔશનસ** (શુક્ર) નીતિશાસ્ત્ર, **પ્રચેતસે પ્રાચેતસ** નીતિશાસ્ત્ર તથા પુરન્દરે **પૌરન્દર** નીતિશાસ્ત્ર-એમ દેવોએ પણ સ્મૃતિનાં નીતિશાસ્ત્ર પ્રકટ કર્યા.

ચારેનું ફલ કહે છે કે આચારથી લોકમાં પ્રવૃત્તિ અર્થાત્ વ્રતતીર્થગમનાદિ કર્મનો પ્રવાહ ચાલે છે; લૌકિક વ્યવહારને અનુસરવાથી આજીવિકા પ્રાપ્ત થાય છે; ન્યાયને અનુસરવાથી વ્યવહાર સિદ્ધ થાય છે; તેમ નિત્યાનુમેય-વેદોક્ત પ્રાયશ્ચિત્તાદિક ધર્મથી વિશુદ્ધતા પ્રાપ્ત થાય છે. આ પ્રકારે સ્મૃતિ ચિત્તવિશુદ્ધિ ઉત્પન્ન કરે છે તેથી જ સ્મૃતિનો વેદાર્થમાં સાક્ષાત્ ઉપયોગ છે. **શઙ્કા**:—"ઉપલબ્ધ થતો પ્રત્યક્ષ વેદ જ ભલે સ્મૃતિનું મૂલ હોય! નિત્યાનુમેયવેદ (જે હાલ અપ્રત્યક્ષ વા અનુપલબ્ધ છે તેને) શું કરવા સ્મૃતિનું મૂલ સ્વીકારો છો?" **સિદ્ધાન્તી**:— "જો એમ હોય તો સ્મૃતિમાં જેટલા જેટલા આચારપ્રાયશ્ચિત્તાદિક બતાવ્યા છે તે પ્રત્યક્ષ (ઉપલબ્ધ) વેદમાંથી જ મળી આવવા જોઇએ. પણ તેમ થતું નથી. સ્મૃતિમાં કેટલાક એવા આચારપ્રાયશ્ચિત્તાદિક દૃશ્યમાન થાય છે કે જે પ્રત્યક્ષ વેદમાંથી મલી આવતા નથી. તેથી એ સ્મૃત્યુક્ત આચારપ્રાયશ્ચિત્તાદિકનું વર્ણન ઋષિઓએ નિત્યાનુમેયવેદનું સ્મરણ કરીને જ કર્યું છે એમ સમજવું. એ વેદ હાલ ઉપલબ્ધ થતો નથી, પરન્તુ એ નિત્યાનુમેયવેદ જ સ્મૃતિપ્રોક્ત આચારપ્રાય શ્ચિત્તાદિ ધર્મનું મૂલ છે." **શઙ્કા**:—"ઉત્સન્ન વા પ્રચ્છન્ન (લુપ્ત થયલી પ્રત્યક્ષ વેદની) શાખાનું સ્મરણ કરીને પણ એ આચાર પ્રાયશ્ચિત્તાદિકનું વર્ણન ઋષિઓએ કર્યું હોવું જોઇએ. તેથી ઉત્સન્નશાખા વા પ્રચ્છન્નશાખા એ સ્મૃતિનું મૂલ હોઇ શકે-એમ સ્વીકારો." **સિદ્ધાન્તી**:—"એવી માન્યતા ચાલી શકતી નથી. સર્વવેદના દ્રષ્ટા **શ્રીમદ્વ્યાસાવતારે** આચારનું નિરૂપણ કરનારી સ્મૃતિને અનુમાનરૂપ માની છે, તેમ જ સ્મૃતિદ્વારા વેદને અનુમેય માન્યો છે. જો પ્રત્યક્ષ વેદ જ સ્મૃતિનું મૂલ હોય તો અનુમાન સિદ્ધ સ્મૃતિને કેમ પ્રમાણ માનવામાં આવી છે? જૈમિનિકૃતપૂર્વમીમાંસાના સ્મૃતિપાદમાં દ્વિતીય સૂત્ર ×**अपि वा कर्तृसामान्यात् प्रमाणमनुमानंस्यात्।**

× **મન્વાદિસ્મૃતિઓની** મૂલભૂત શ્રુતિઓ પ્રાપ્ત થતી નથી, અથવા જો પ્રાપ્ત થતી હોય તો સ્મૃતિનું પ્રણયન વ્યર્થ છે, તેથી ભ્રાન્ત્યાદિમૂલત્વે કરીને **મન્વાદિસ્મૃતિઓ** પ્રમાણ નથી":—આ પ્રકારે પૂર્વપક્ષ धर्मस्यशब्दमूलत्वादशब्दमनपेक्षं स्यात । ૧-૩-૧ પૂર્વમીમાંસાના **સૂત્રમાં** કર્યો છે. તેનો નિરાસ કરવાને અર્થે અત્ર આચાર્યશ્રીએ अपि वा कर्तृसामान्यात् प्रमाणमनुमानं स्यात् । ૧-૩-૨ મીમાંસાસૂત્ર ટાંકીને સિદ્ધાન્ત કથ્યો છે કે વૈદિક અનુષ્ઠાન-કલ્પસૂત્રોને તથા સ્મૃતિઓને એકસમાનઋષિઓએ કરેલાં હોવાથી **સ્મૃતિઓ પ્રમાણ** છે. સ્મૃતિઓની મૂલભૂત શ્રુતિઓ હોવી જોઈએ એમાં દૃષ્ટવૈદિક પ્રણયનાન્યથાપત્તિરૂપ **અનુમાન** આ પ્રકારે છે:— स्मृतिः स्वमूलभूतवेददर्शनवत्प्रणीता, वेदातिरिक्तगम्यो धर्मो न भवतीतिनिश्चयवता पुरुषेण अस्मदादीनां धर्मज्ञानार्थं प्रणीतत्वात्, कल्पसूत्रादिवत् । वैदिकानुष्ठानस्मृत्योः कर्तृसामान्यात । અર્થાતઃ—સ્મૃતિ સ્વમૂલભૂતવેદદર્શનવત્ પ્રણીત **થયલી** છે, કારણ કે વેદાતિરિક્ત પ્રમાણથી ધર્મ સમજાય નહિ-એમ નિશ્ચય કરીને **મન્વાદિ ઋષિએ** આપણા જેવા મન્દમતિના જીવોને ધર્મજ્ઞાન **થાય** એ ઉદ્દેશથી કલ્પસૂત્રાદિવત્ **સ્મૃતિઓ પ્રણીત** કરી છે. મન્વાદિઋષિઓ વૈદિક હતા તેથી, તથા ધર્મબુદ્ધિએ અષ્ટકાદિ **આચરણ** કરતા હતા તેથી એમની સ્મૃતિઓનું મૂલ શ્રુતિજ છે. આપણને તે મૂલભુત

માં **અનુમાન** પ્રમાણ સાધીને **સ્મૃતિને** પ્રમાણભૂત સ્વીકારવામાં આવી છે. જો સ્મૃતિનું મૂલ પ્રત્યક્ષવેદ હોત તો જૈમિનિ અત્ર અનુમાનસિદ્ધ સ્મૃતિ પ્રમાણ છે એમ કહેત નહિ. આમ પ્રમાણબલે આચારપ્રાયશ્ચિત્તાધ્યાયાદિરૂપસ્મૃતિથી જેનું અનુ- થઈ શકે છે એવો અપર વેદભાગ સિદ્ધ થાય છે. આ વેદવિભાગ 'નિ-ત્યાનુમેયવેદ' એ નામે ઓળખાય છે. આ નિત્યાનુમેયવેદ જ સ્મૃતિનું મૂલ[1] છે. જો એમ ન હોય[2] તો વેદવ્યાસ જે સમગ્ર વેદનું દર્શન કરી રહ્યા છે તે પોતે **'સ્મૃતેશ્ચ'** એવું (૧-૨-૬) બ્રહ્મસૂત્ર યોજત નહિ. **'સ્મૃતેશ્ચ'** એ સૂત્ર યોજીને પોતે સ્મૃતિનું પ્રામાણ્ય સિદ્ધ કર્યું છે. તેથી સિદ્ધ થાય છે કે પ્રત્યક્ષ જે વેદ ઉપ-લબ્ધ થાય છે તે ઉપરાન્ત એક બીજો પૃથક્ નિત્ય વેદ છે. જે હાલ ઉપલબ્ધ થતો નથી, પણ જે વેદ આચાર પ્રાયશ્ચિત્તાધ્યાયાદિરૂપ સ્મૃતિઓનું મૂલ છે. એ **વેદ સ્મૃતિથી અનુમેય** થઇ શકે છે અને **નિત્ય** છે. તેથી **'નિત્યાનુમેયવેદ'** એ નામે પ્રસિદ્ધ છે. જો પ્રત્યક્ષ વિદ્યમાન વેદને જ અનુસરીને સ્મૃતિમાં વર્ણન થયું હોયતો પ્રત્યક્ષવેદ વિદ્યમાન છે જ, તો પછી દ્વયન્તરિત–એ વ્યવધાનવાળી સ્મૃતિનું ઉદાહરણ **વેદવ્યાસ** શું કરવા આપે છે? અથાત્ અનુભવ તથા અર્થ એ બે વ્યવધાન સ્મૃતિને વિષે છે. એવી દ્વયન્તરિત સ્મૃતિને પ્રમાણ તરીકે **વેદ**વ્યાસ **સ્મૃતેશ્ચ** સૂત્રમાં હેતુ તરીકે આપે છે તેથી જ સિદ્ધ થાય છે કે પ્રત્યક્ષ ઉપ-લબ્ધ વેદથી પૂરતું કાર્ય સરતું નથી, તેથી સ્મૃતિનું પણ મૂલ જેમાં છે એવા **નિ**ત્યાનુમેયવેદનો સ્વીકાર આવશ્યક છે એમ જણાવવા વેદવ્યાસે **સ્મૃતેશ્ચ** સૂત્ર-યોજીને સ્મૃતિનું પ્રામાણ્યકથ્યું છે. **પિ**તામહસ્મૃતિમાં તેમજ **વિ**ષ્ણુસ્મૃતિમાં ઋષિઓએ પ્રત્યક્ષવેદાનુસાર વર્ણન કર્યું નથી. [4]જો તેમ હોય તો સ્મૃતિઓનું અનુભવપણું થશે અને એમનું સ્મૃતિત્વ ઉચ્છેદ પામશે. તેથી એ સ્મૃતિવાક્યોનું મૂલ નિત્યાનુમેયવેદ છે એમ સ્વીકારવું યોગ્ય છે. (૩૪) **શઙ્કા**:—"સ્મૃતિની

શ્રુતિઓ દર્શન ન આપે તો પણ એ ઋષિઓને સ્મૃતિની મૂલશ્રુતિઓનું દર્શન સમ્ભવે છે. વળી સ્મૃતિપ્રણયન વિના આપણા જેવાને શ્રુતિમૂલકસ્માર્ત ધર્મનું જ્ઞાન થાય નહિ–એટલે સ્મૃતિઓની **સાર્થકતા** પણ સિદ્ધ થાય છે. ૧ સ્મૃતિઓનું મૂલ શ્રુતિઓ છે જે અધુના ઉપલબ્ધ નથી. ધર્મમાં પ્રમાણ વેદ છે જે વેદ કવચિત્ પ્રત્યક્ષ છે. અને કવચિત્ સ્મૃત્યા-નુમેય છે. મન્વાદિ ઋષિપ્રોક્ત સ્માર્તધર્મ **સનાતન**–નિત્ય છે કારણકે એનું મૂલ નિત્યાનુમેયવેદ છે. Cf मनुस्मृति ४-१३८, २-७-१२, with ऋग्वेद १-१-११. २ ब्रह्मदाशा ब्रह्मदासा ब्रह्मेमेकितवाउत ઇત્યાદિ કાઠક બ્રહ્મસૂક્તશ્રુતિવત્ અનુભવ સમગ્રવેદદ્રષ્ટા વ્યાસજીને થતો હોવા છતાં એમણે સ્મૃતિને પ્રમાણત્વે કથી છે. ૩ સાક્ષાત્ શ્રુતિ–વેદ કરતાં ધર્માદિ વિષયક સ્મૃતિમાં બે વ્યવધાન છે (૧) તાદશ અનુભવઃ (૨) તાદશ અર્થ. ૪**શંકા**:—વેદનું સ્મરણ કરીનેજ તદર્થ ઉપનિબદ્ધ થઈ શકતો હોવાથી સ્મૃતિ એકાન્તરિત જ–અનુભવરૂપજ ભલે હોય દ્વય-ન્તરિત શા માટે? આ શઙ્કાનું **સમાધાન** કરે છે કે યોગબલે વેદને અનુભવીને પણ તત્કથન શક્ય હોવાથી તે સ્મૃતિભાગને અનુભવરૂપતા પ્રાપ્ત થશે અને એમના સ્મૃતિત્વનો ઉચ્છેદપ્રસઙ્ગ પ્રાપ્ત થશે. આથી નિત્યાનુમેય વેદજ સ્મૃતિઓનું મૂલ છે એ મત સાધીય–યુક્તતર છે.

સાથે સમ્મત થતો કેટલોક ભાગ પ્રત્યક્ષ વેદમાં પણ દૃષ્ટિગોચર થાય છે. જેમકે 'धन्वन्निव प्रपा असि' । (ऋग्वेद मं० १०-४-१; तै० सं० का० २. प्र. ६-१२-४) 'नाऽप्सुमूत्रपुरीषं कुर्यातः ।' +न विवसनः स्नायात् ।' અર્થાત્ 'હે અગ્નિ! તું નિર્જલ દેશમાં જલથી ભરેલી પરબ સમાન છે.' 'જલને વિષે મૂત્રપુરીષ ન કરવું.' 'નગ્ન સ્નાન ન કરવું.' ઇત્યાદિ અનેક ધર્મો પ્રત્યક્ષવેદ તથા સ્મૃતિમાં સમાન રીતે ઉપલબ્ધ થાય છે, તેથી સ્મૃતિનું મૂલ પ્રત્યક્ષવેદ અથવા વિપ્રકીર્ણ શાખા છે એમ સ્વીકારો." આ શઙ્કાનું **સમાધાન** નીચેની કારિકા આપે છે:—

**त० दी:—संवादे चान्यशेषत्वान्नस्मृत्यर्थं स्पृशेच्छ्रुतिः ।**
**गृह्यादिरिव देहस्य धर्मस्योपकृतिः स्मृतिः ॥**
**उभयोः समवाये तु धर्मः पुष्टो, न चाऽन्यथा ॥ ३५ ॥**

**કારિકાભાવાર્થ:**—સંવાદ-ઐકમત્યમાં પણ અન્યશેષત્વને લીધે પ્રત્યક્ષ-શ્રુતિ, સ્મૃતિના અર્થને સ્પર્શ કરી શકતી નથી. જેમ ગૃહાદિ દેહને ઉપકાર કરે છે તેમ સ્મૃતિ ધર્મને ઉપકાર કરે છે. ગૃહસ્થાનીય સ્માર્તધર્મ તથા દેહસ્થાનીય વૈદિક ધર્મ-એ ઉભયનો સમવાય થાય ત્યારે ધર્મ પુષ્ટ થાય છે, અન્યથા નહિ. (૩૫)

**વિવેચન:**—**संवादे चान्यशेषत्वादिति** । વેદમાં નિશ્ચયે કરીને પ્રકરણ સર્વત્ર નિયામક છે. ×'**तस्मादाहिताग्निर्नानृतंवदेत्**। અર્થાત્ 'તેથી અગ્ન્યાધાન કરનારે અસત્ય ઉચ્ચારવું નહિ.'-એ વાક્ય અગ્નિહોત્રાદિ કરનારને જ નિષેધ કરે છે કે 'મિથ્યા બોલવું નહિ.' આ વાક્યથી અગ્ન્યાધાન કરનારને જે અસત્ય ભાષણનો નિષેધ છે તે નિષેધ સર્વલોકને માટે થઈ શકતો નથી. તેમજ યજ્ઞમાં ઇષ્ટિકા-ઇંટ સ્થાપન કરનારને માટે જલમાં નહી થુંકવારૂપી જે નિષેધ છે તે નિષેધ કેવલ યજ્ઞમાં ઇંટ સ્થાપન કરનારનેજ લાગુ પડે છે, સર્વે લોકને લાગુ પડતો નથી. લોકસિદ્ધ પ્રપાનો નિર્દેશ દૃષ્ટાન્તને અર્થે કર્યો છે તેનું તેજ વાક્ય વિધાયક થતું નથી. જો વેદના યજ્ઞ પ્રકરણમાં કહેલા વાક્યોની સઙ્ગતિ સર્વલોકપરત્વે સ્વીકારશો, તો પશુનું આલભન, ઇંટનું સ્થાપન, *(**इषेत्वादि**) વેદમન્ત્રથી વૃક્ષની શાખાનું છેદન ઇત્યાદિ શ્રૌતધર્મો યજ્ઞ નહિ હોય તો પણ સર્વલોકોને સર્વથા કરવાના છે એમ માનવાનો પ્રસઙ્ગ આવશે. પરન્તુ તેમ નથી. શ્રૌતવાક્યો પ્રકરણાવરુદ્ધ હોવાથી-પ્રકરણે બદ્ધ થયલા હોવાથી એમની શક્તિ સંકુચિત થયલી છે. જે યજ્ઞના પ્રકરણમાં જે વાક્ય છે તે, તે યજ્ઞના કરનારાને ઉદ્દેશીને છે-એમ સમજવું. છતાં પણ જો શ્રૌતવાક્યના સંકુચિતત્વનો અનાદર કરીને તે વાક્યને સર્વસાધારણપરત્વે સમજશો તો અન્ય અધિકારીઓને પ્રવેશ પ્રાપ્ત થવાથી

---

+ Cf शत० ब्रा० ५०, १८२. × Cf नवा आहिताग्निना अनृतंवदितव्यम् ॥ शतपथ ब्राह्मण । २-२०-२-२० * Cf. तै० सं० १-१-१-१;;३-७-१; तै० ब्रा० ३-२-१-३; वाज० सं० १-१-१-१; शत० ब्रा० १-२-२-६; काठक सं० ३-६-३०-१०.

વાક્યભેદદોષ પ્રસક્ત થશે. તેથી સ્મૃતિનું મૂલ વેદની વિપ્રકીર્ણ શાખાઓ છે–એ પક્ષયુક્ત નથી એમ સિદ્ધ થાય છે. જેમ વેદોમાં કવચિત્ ભિન્ન (શાખાના) શેષ અંગભૂત થયલાં નાભાગાદિ ઉપાખ્યાનોનો સંવાદ હોય છે, તેમ (પ્રત્યક્ષવેદનો) નિત્યાનુમેયવેદના અર્થની સાથે પણ કવચિત્ સંવાદ–એકમત હોય છે. તેથી સિદ્ધ થાય છે કે પ્રત્યક્ષવેદની શ્રુતિઓ સ્મૃતિના અર્થને સ્પર્શ કરી શકતી નથી. "સ્મૃતિનું શું પ્રયોજન છે?"–એમ આશઙ્કા થાય તો સમાધાન કરે છે કેઃ–"गृहादिरिवेति। જેમ દેહને પોષણ કરનાર ગૃહાદિ હોય છે તેમ વેદોક્તયજ્ઞાદિકને પોષણ કરનાર સ્મૃત્યુક્ત આશ્રમધર્મો હોય છે. ઉભયે દેહ તથા ગૃહાદિ હોય તો જીવ સુખી થાય છે તેમ વેદોક્તધર્મ તથા સ્માર્તધર્મ એ ઉભયે ધર્મથી ધર્મ પુષ્ટ થાય છે. કેવલ સ્માર્તધર્મથી વા કેવલ વૈદિકધર્મથી ધર્મ પુષ્ટ થતો નથી. સ્માર્તધર્મ ગૃહસ્થાને છે, અને વૈદિક ધર્મ દેહસ્થાને છે. ગૃહસ્થાનીય સ્માર્ત્તધર્મ, તથા દેહસ્થાનીય વૈદિક ધર્મ–એ ઉભયધર્મથી જીવ સુખી થાય છે."(૩૫)

હવે નિત્યાનુમેય વેદ જેમનું મૂલ છે એવી સ્મૃતિઓનો અર્થ કહે છેઃ–

**त० दी०—गर्भाधानादिसंस्काराः सन्ध्योपास्त्यादिकं तथा ।**
**नित्यश्राद्धादिकर्माणि पाकयज्ञादिकं तथा ॥ ३६ ॥**
**प्रायश्चित्तमिति ह्येष पञ्चधा कर्मसंग्रहः ।**
**नित्यानुमेयवेदस्तु मूलं पञ्चविधस्य हि ॥ ३७ ॥**

**કારિકાશબ્દાર્થ**:—ગર્ભાધાનાદિક ષોડશ સંસ્કાર, તથા સન્ધ્યોપાસનાદિક, નિત્યશ્રાદ્ધાદિકર્મો, પાકયજ્ઞાદિકકર્મ, તથા પ્રાયશ્ચિત્ત–આ પાંચ પ્રકારે ખરેખર કર્મનો સંગ્રહ થાય છે. આ પાંચે પ્રકારના કર્મનું મૂલ નિત્યાનુમેયવેદ છે. (૩૬–૩૭)

**વિવેચન**—गर्भाधानादीति । ×ગર્ભાધાનાદિ સંસ્કારના અભાવમાં શુદ્ધિનો અભાવ રહે છે તેથી અધિકાર પ્રાપ્ત કરવાને અર્થે એ ષોડશ સંસ્કારનું કથન આવશ્યક છે. એજ પ્રકારે સમય સમયનાં સન્ધ્યોપાસ્ત્યાદિક કર્મ પણ શુદ્ધિજનક હોઇને કર્માધિકારસમ્પાદિત કરી આપે છે–એમ સ્મૃતિવાક્યથી સિદ્ધ થાય છે. જેમકે [1]**सन्ध्याहीनोऽशुचिर्नित्यम्** ॥ [2]**शौचाचारविहीनानां समस्ता निष्फलाः क्रियाः** ॥ [3]**अकाले विहिता सन्ध्या या सा वन्ध्यावधूरिव ॥ दिवोदितानि कर्माणि प्रमादादकृतानि चेत् । यामिन्याः प्रहरं यावत्तावत्सर्वाणि कारयेत्** ॥ અર્થાત્ 'સન્ધ્યા ન કરનાર પુરુષ નિત્ય અપવિત્ર રહે

---

૧ જુઓ ब्रह्मवैवर्त० प्रकृतिखण्ड २१ सन्ध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु । यदह्ना कुरुते कर्म न तस्य फलभाग्भवेत् ॥ અને Cf. कौर्म० १७; गारुड २१५–२२०. २ Cf. आह्निकाचारतत्त्वे ब्रह्मपुराणम् । ३ तिथ्यादितत्त्वं कौर्मपुराण० १५ હારીતયાજ્ઞવલ્ક્યાદિ १० વિધ સંસ્કાર કથે છે. × ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્કમણ, અન્નપ્રાશન, ચૂડાકર્મ, ઉપનયન, સમાવર્ત્તન વિવાહાદિ તથા અન્તિમ ઔર્ધ્વદૈહિક સંસ્કારવિના ફલ પ્રતિબન્ધ થાય છે.

છે.' 'શૌચાચારથી ભ્રષ્ટ થયલા જનોની સમસ્ત ક્રિયા નિષ્ફલ જાય છે.' 'અકાલે (કાલચૂકીને) કરેલી જે સન્ધ્યા છે તે વન્ધ્યાવધૂ જેવી નિષ્ફલ છે.' 'દિવસનાં કર્મો જો પ્રમાદથી ન કરાયાં હોય તો રાત્રિનો પ્રહર હોય ત્યાં સુધીમાં તે સર્વે આટોપી લેવાં.' આથી સન્ધ્યોપાસનાદિકર્મ યોગ્યકાલાદિસહિત કર્તવ્ય છે. **સ્મૃતિઓનું મૂલ પ્રત્યક્ષવેદ નથી**, કારણ કે જે પ્રકારના અનુક્રમથી સ્મૃતિમાં સન્ધ્યોપાસનાદિક કર્મનું વર્ણન છે તેવા ક્રમ પ્રમાણે આનુપૂર્વીવિશિષ્ટ વર્ણન '**रक्षांसि ह वापुरोऽनुवाकः।**' ઇત્યાદિ પ્રત્યક્ષવેદભાગમાં વિદ્યમાન નથી. એ જ પ્રકારે નિત્યશ્રાદ્ધાદિ વિષે શુદ્ધિ હેતુત્વ છે તથા એ નિત્યશ્રાદ્ધાદિનું મૂલ પ્રત્યક્ષવેદ નથી–એમ જાણવું. નિત્યશ્રાદ્ધાદિનું વિધાન માસિકશ્રાદ્ધનો વિધિ છે. પાકયજ્ઞો સ્થાલીપાકાદિયજ્ઞો છે. ઔપાસનહોમ, વૈશ્વદેવ, પાર્વણ, અષ્ટકા, માસિકશ્રાદ્ધ, સર્પબલિ, ઇશાનબલિ–આસપ્ત પાકયજ્ઞો છે. +**पाकयज्ञादिकं** પદમાં **आदि**પદે વૈશ્વદેવાદિકનું પણ ગ્રહણ થાય છે. પાક સિદ્ધ કરવામાં ગૃહસ્થને જે પ્રતિદિન *કણ્ડની, ચક્કી, ચુલ્લી, ઉદકુમ્ભી, તથા માર્જની–એમ પઞ્ચહિંસા-

---

* શ્રીપુરુષોત્તમજી સપ્ત પાકયજ્ઞનું સૂચન આવરણભઙ્ગમાં કરે છે. એનું સ્પષ્ટીકરણ વસિષ્ઠ ધર્મસૂત્રમાં તથા आपस्तम्बगृह्यसूत्रમાં કર્યું છે:—लौकिकानां पाकयज्ञशब्दः। ૧–૨–૯ અર્થાત્ पाकयज्ञ સંજ્ઞા લૌકિકસમ્બન્ધિ છે. ત્રૈવિદ્યવૃદ્ધ દ્વિજશિષ્ટો વેદાર્થ અવલોકીને આ લૌકિક ઔપાસનહોમાદિસપ્તપાકયજ્ઞનું અર્ચન કરે છે. स्थाल्यांपच्यते इति स्थालीपाकः। ગૃહસ્થ વરવધૂ સ્થાલીપાક નામનો ગૃહ્યયજ્ઞ અગ્નિને સમર્પે છે. (૧) औपासनहोम—આ હોમમાં અગ્નિને તથા અગ્નિસ્વિષ્ટકૃતને તણ્ડુલ તથા યવની આહુતિ વિવાહ થાય તે દિવસે સાયંકાલથી આરમ્ભીને અપાય છે. (૨) पर्वसुभवः पार्वणः—જે પાકયજ્ઞ પૂર્ણિમાઅમાવાસ્યાદિપર્વ થાય છે તે पार्वण યજ્ઞ છે. (૩) वैश्वदेव પાકયજ્ઞ એક ગૃહ્યકર્મ છે કે જેમાં વિશ્વેદેવોનો યજ્ઞ થાય છે. "आर्याः प्रयताः वैश्वदेवे अन्नसंस्कर्तार स्युः। આર્યોએ પ્રયત્ન કરીને વૈશ્વદેવ વિષે અન્ન સંસ્કાર કરવો" ઇત્યાદિ વૈશ્વદેવનો વિધિ છે. (૪) मासिश्राद्ध પિત્ર્યકર્મ છે કે જે માસે માસે કર્તવ્ય છે. (૫) अष्टका નામનો પાકયજ્ઞ નિત્ય પિત્ર્યકર્મ છે. સંવત્સરે સંવત્સરે માઘકૃષ્ણપક્ષની અષ્ટમીએ एकाष्टका પાકયજ્ઞ થાય છે. (૬) सर्पबलि નામનું કર્મ નિત્ય સંવત્સરે સંવત્સરે કર્તવ્ય છે. તેનો આરમ્ભ શ્રાવણીપૂર્ણિમાએ અને ઉત્સર્ગ માર્ગશીર્ષ પૂર્ણિમાએ થાય છે. એમાં સર્વદેવને બલિ અપાય છે. (૭) ईशानबलि નામનો પાકયજ્ઞ કેટલાકના મત પ્રમાણે ગાયોની શાન્તિ તથા પુત્રાદિકામનાર્થે કરાય છે. પરન્તુ આ સપ્ત સઙ્ખ્યાનો મત કોઇક શાખાન્તરમાં નથી. જેમકે आश्वलायनगृह्यसूत्रમાં પાકયજ્ઞ ત્રણ કહ્યાં છે. (૧) अग्नौहूयमान, (૨) अनग्नौ ક્રિયમાણ સર્પબલિ, (૩) બ્રાહ્મણભોજને ब्रह्मणिहुत. અત્ર પાશ્ચાત્ય ધુરન્ધર વિદ્વાન્ **મેક્ષમુલર**નું વિવેચન મનનીય છે:—ગૃહ્યસૂત્ર પ્રમાણે કરાતા યજ્ઞોને पाकयज्ञ એવી સામાન્યસંજ્ઞા અપાય છે. અત્ર पाक=પક્તિ (રાંધવું) નહિ, પરન્તુ पाकयज्ञ=**અલ્પયજ્ઞ** અથવા **પ્રશસ્તયજ્ઞ**.આ પાકયજ્ઞમાં એવા ઉત્તમ ગર્ભાધાનાદિ આવશ્યક સંસ્કાર થાય છે કે જેથી અલ્પ–અનભિજ્ઞ–નવા ગૃહસ્થને બ્રાહ્મણ્ય પ્રાપ્ત થાય છે. માટે पाकयज्ञ=પ્રશસ્ત ઉત્તમ ગૃહ્યયજ્ઞ સમજવા. વેદના મહાશ્રૌત યજ્ઞ કરતાં આ લૌકિક ગૃહ્યપાકયજ્ઞો અતિ સરલ રીતે ગૃહસ્થાશ્રમીઓના હૃદયને પરમદેવતનો સમ્બન્ધ કરાવતા હોવાથી તથા ધાર્મિક પવિત્રતા સમર્પતા

દોષ પ્રાપ્ત થાય છે તે નિવૃત્ત કરવાને અર્થે તથા અન્નશુદ્ધિને અર્થે **વૈશ્વદેવ** પણ અવશ્ય કર્ત્તવ્ય છે. ગૃહ્યસૂત્રમાં જે કંઇ કહ્યું હોય તે સર્વ કર્ત્તવ્ય છે. તેજ પ્રકારે પાતકાદિનું **પ્રાયશ્ચિત્ત** પણ અવશ્ય કર્ત્તવ્ય છે, કારણકે તેથી શુદ્ધિ થયે કર્મયોગ્યત્વ સમ્ભવે છે. આ પ્રકારે નિત્યાનુમેયવેદ જેનું મૂલ છે અને વિશુદ્ધિ જેનું ફલ છે એવી **સ્મૃતિ**નો વિચાર થયો, અને એ **સ્મૃતિ**માં. (૧) ગર્ભાધાનાદિ સંસ્કાર, (૨) સન્ધ્યોપાસનાદિ કર્મ (૩) નિત્યશ્રાદ્ધાદિક, (૪) પાકયજ્ઞ, તથા, (૫) પાતકોનું પ્રાયશ્ચિત્ત–આ પઞ્ચધર્મનો સઙ્ગ્રહ થયો છે એમ સિદ્ધ થાય છે. (૩૬) હવે જે **સ્મૃતિ**નું મૂલ **પારાણાચાર** છે, તથા જેનું ફલ વ્યવહારપયોગિ લોક**પ્રવૃતિ** છે–તે **સ્મૃતિ**નો વિચાર થાય છે.

**ત૦ દી૦—व्रततीर्थादिकं काम्यं नित्यवद्बोध्यते क्वचित् ।**

**पूर्वाचारेण सम्प्राप्तं पुराणं मूलमस्य हि ॥ ३७ ॥**

**कृष्यादिर्जीविकाशास्त्रं पूर्वर्ष्याचारतः प्रमा ।**

**करदण्डादिशास्त्रस्य मूलं युक्तिः पुराविदाम् ॥ ३८ ॥**

**કારિકાભાવાર્થ**:—વ્રતતીર્થાદિક કામ્ય છે. ક્વચિત્ એમને નિત્યવત્ ઉપદેશ્યાં છે. એમનું મૂલ, નિશ્ચય, પુરાણ છે. (એ વ્રતતીર્થાદિકનું સ્મૃતિત્વ યુક્ત છે, કારણકે) એ વ્રતતીર્થાદિક પૂર્વના સદાચારથી સમ્પ્રાપ્ત થયાં છે. (૩૭) કૃષિ–આદિજીવિકાશાસ્ત્ર પૂર્વઋષિના આચારથી પ્રાપ્ત થયું છે, અને તેથી એ શાસ્ત્ર પ્રમાણ છે. કરણ્ડાદિશાસ્ત્રનું મૂલ પુરાવિદ્‌ની–પૂર્વનો ઇતિહાસ જાણનારાઓની યુક્તિ છે. (૩૮)

---

હોવાથી આવશ્યક છે. મહાશ્રૌતયજ્ઞનો પ્રયોગ સરલ નથી, કઠિન છે એમાં બહુ પ્રવીણ તથા અનેક ઋત્વિગ્વર્ગની તેમજ બહુ દ્રવ્યસામગ્રીની અપેક્ષા પડે છે; જ્યારે આ ગૃહ્યપાકયજ્ઞો અતિ અલ્પ–સરલ છે, એમાં બહુ કુશલ યાજ્ઞિક વા ઋત્વિગ્વર્ગની અપેક્ષા પડતી નથી. પાકયજ્ઞમાં ગૃહસ્થ જાતે શ્રદ્ધાથી, માત્ર અલ્પ સમિધ્થી, આહુતિથી, (પાકસામગ્રીને દેવસમર્પિત કર્યાથી), બ્રાહ્મણભો· જનથી, દેવને માત્ર નમસ્કાર કરવાથી, હૃદયની ઊર્મિથી ભરેલી સ્તુતિથી, તેમજ સ્વાધ્યાયથી દેવને પ્રસન્ન કરી શકે છે." (જુઓ आश्वलायन गृह्यसूत्र તથા ऋग्वेद० ૮–૧૯–૫–૬; ૮–૨૪–૨૦; ૬–૧૬–૪૭. **મેક્ષમુલરનો પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ** પૃ૦ ૨૦૩–૨૦૫)

कण्डनी पेषणी चुल्ली उदकुम्भी च मार्जनी । पञ्चसूना गृहस्थस्य अहन्यहनि वर्तते ॥ वैश्वदेवो बलि भिक्षा गोग्रासो दन्तकारकः । गृहस्थः प्रत्यहं कुर्यात् सूनादोषैर्न लिप्यते ॥ पाराशरस्मृति० ૨–૧૨–૧૪. (૧) ધાન્યાદિને ખાંડતાં તથા તેનાં છોડાં કઢાડતાં જે હિંસા થાય છે તે **કણ્ડની** હિંસા છે. (૨) ધાન્યાદિને ચક્કીએ પિષવાથી **પેષણી** હિંસા થાય છે. (૩) ચુલાપર પકવવાથી **ચૂલ્લી** હિંસા થાય છે. (૪) **જલકુમ્ભી** તથા (૫) **માર્જની** હિંસા, પાત્રને તથા પાકગૃહાદિને સ્વચ્છ કરવાથી થાય છે. આ પઞ્ચવિધ હિંસાદોષ ગૃહસ્થને પાક સિદ્ધ કરતાં પ્રતિદિન થાય છે. ગૃહસ્થે પ્રતિદિન વૈશ્વદેવ, બલિ, ભિક્ષા, ગોગ્રાસાદિ કર્મ કરવાં જોઇએ કારણકે તેમ કર્યાથી તે આ પઞ્ચવિધહિંસાદોષથી લેપાતો નથી.

**વિવેચનઃ**—'પઞ્ચવિધધર્મ'ની માફક વ્રતતીર્થાદિક પણ શુદ્ધિજનક હોવાથી એ વ્રતતીર્થાદિકનું મૂલ પણ નિત્યાનુમેયવેદ થશે"–એમ **આશઙ્કા** થાય તો **સમાધાન** કરે છે કે **व्रततीर्थादिकं काम्यमिति** । "જો વ્રતતીર્થાદિનું મૂલ શ્રુતિ હોય તો તે વ્રતતીર્થાદિક બ્રાહ્મણોને પણ નિત્યકર્તવ્યત્વે પ્રાપ્ત થાય, પણ તેમ નથી. વ્રતતીર્થાદિક કામ્યધર્મ છે, કારણકે અગ્નિહોત્રીને અગ્નિનો ત્યાગ કરી તીર્થગમન કરવાનો નિષેધ કરનારાં વાક્ય છે. **अनड्वान ब्रह्मचारी च दीक्षित श्चेति ते त्रयः। अश्नन्त एव सिद्ध्यन्ति नैषां सिद्धिरनश्नताम्** । (૬–૧૮. **वसिष्ठस्मृति**) અર્થાત "અનડ્વાન (ઋષભ), બ્રહ્મચારી, તથા દીક્ષિત આ ત્રણ અશન–ભોજન કરે તોજ સિદ્ધિ પામે છે," જો આ ત્રણ ભોજન ન કરે તો સિદ્ધિ પામતા નથી." આ વાક્યમાં અગ્ન્યાધાન કરનારા દીક્ષિતને તથા બ્રહ્મચારીને ઉપવાસાદિવ્રતનો પણ નિષેધ છે. તેથી +વ્રતતીર્થાદિક ધર્મ અગ્નિહોત્ર કરનારા બ્રાહ્મણોને અર્થે નિત્ય નથી, પરન્તુ વેદમાં જેમનો અધિકાર નથી એવા લોકોને અર્થે વ્રતતીર્થાદિક શુદ્ધિજનક હોવાથી એ લોકો આ વ્રતતીર્થાદિક ધર્મ નિત્ય આચરે અને શુદ્ધિ પ્રાપ્ત કરે–એવા ઉદ્દેશથી વ્રતતીર્થાદિક ધર્મનો **નિત્યવત્**–નિત્યકર્મ સમાન બોધ કર્યો છે. એ વ્રતતીર્થાદિનું મૂલ પુરાણ છે. "વ્રતતીર્થાદિકર્મનું મૂલ પુરાણ છે તો એમનું **સ્મૃતિત્વ** કેમ ઘટી શકે ?" આ **શઙ્કાનું સમાધાન** કરવા કારિકામાં કહ્યું છે કે **पूर्वाचारेण सम्प्राप्तमिति** । આ વ્રતતીર્થાદિક કર્મ **પૂર્વ** કલ્પના **સદાચાર**થી **પ્રાપ્ત** થયાં છે. પુરાણ જોઇને જ કંઇ એમનું નિર્માણ થયું નથી, પરન્તુ પૂર્વકલ્પના સદાચારનું સ્મરણ કરીનેજ એ વ્રતતીર્થાદિનું પ્રતિપાદન કરનારી **સ્મૃતિ** રચવામાં આવી છે. તેથી વ્રતતીર્થાદિ પ્રતિપાદક કરનારી સ્મૃતિનું મૂલ પૂર્વનો સદાચાર છે એમ સિદ્ધ થાય છે. (૩૭) હવે જે સ્મૃતિઓનું મૂલ લોકાચાર છે તેનો વિચાર થાય છે. "લોકાચાર કયાં પ્રમાણ છે"?–એમ આકાઙ્ક્ષા થાય તો તેનું હવે સમાધાન કરે છે કે **कृष्यादि જીવિકાશાસ્ત્ર પૂર્વઋષિઓના આચારથી પ્રમાણ** છે. **कृषि**=ખેતી, **आदि** પદે 'ષડ્ગવાદિ, દાયભાગ, તથા ભાગદાનાદિ'નું વિધાન છે. **કૃષિષડ્ગવાદિ** પ્રતિપાદક **સ્મૃતિઃ**–ષટ્કર્મમાં આસક્ત હોઈને પણ બ્રાહ્મણાદિકે આપત્કાલમાં ખેતી કરવી–એમ સ્મૃતિમાં કહ્યું છે. જેમકે [1]**स्नानं सन्ध्या जपश्चैव देवानां पूजनं तथा। तर्पणं वैश्वदेवश्च षट्कर्मा द्विज उच्यते ॥** [2]**षट्कर्माभिरतो नित्यङ्कृषिकर्म समाचरेत् ॥** [3]**हलमष्टगवं श्रेष्ठं षड्गवं मध्यमं स्मृतम् । चतुर्गवं नृशंसानां द्विगवं वृषघातिनाम ॥** [4]**विप्रस्त्र्यर्थं विधा वृत्ति स्तृणं काष्टं च विक्रयेत् ॥**

---

૧–૨ Cf. पाराशरस्मृति ૧–૩૮; ૧–૩૯; ૨ ૨. + 'चित्रया यजेत ।' 'उद्भिदा यजेत ।' ઇત્યાદિ વેદવાકયમાં 'ચિત્રા'–'ઉદ્ભિદા' પદનો રૂઢશક્તિ ન માનતાં 'ચિત્રા' નામનો યાગ, 'ઉદ્ભિદા' નામનો યાગ–એમ માત્ર એમની યાગનામતા સ્વીકારી છે. આમ જેમ વેદમાં નિત્યકર્મની પ્રસિદ્ધિને અર્થેજ ચિત્રોદ્ભિદાદિનું બોધન છે તેમ સ્મૃતિમાં આ વ્રતતીર્થાદિનો બોધ કર્યો છે. ૩ Cf. आपस्तम्बस्मृति० ૧–૨૨; पाराशरस्मृति० ૨–૮–૯. ૪ Cf. पारा० ૨–૭.

અર્થાત્ 'સ્નાન, સન્ધ્યા, જપ, તથા દેવોનું પૂજન, તર્પણ તથા વૈશ્વદેવ–આ ષટ્કર્મ કરનારો દ્વિજ કહેવાય છે. ષટ્કર્મમાં અભિરત થઈને તેણે નિત્ય સારી રીતે ખેતી કરવી. સ્મૃતિમાં કહ્યું છે. એક હલને અષ્ટબલદો જોડીને ખેતી કરવી એ શ્રેષ્ઠ છે, જેમાં છ બલદ જોડેલું હલ હોય એ કૃષિકર્મ મધ્યમ છે, જેમાં ચાર બલદ જોડેલું હલ હોય એ કૃષિકર્મ નિર્દય લોકો કરે છે, અને બે બલદ જોડેલા હલથી ખેતી કરનારો વૃષની હત્યા કરે છે.' આમ **પરાશરાદિ** સ્મૃતિનાં વાક્ય છે કે વિપ્રની આ પ્રકારની વૃત્તિ છે, તેમજ તે તૃણ તથા કાષ્ઠનો વિક્રય કરે." ×**દાયભાગાદિ** પ્રતિપાદક સ્મૃતિઃ—પિતા જો પુત્રને દાયનો વિભાગ કરી આપે તો સ્વોપાર્જિત દ્રવ્યાદિના સમ્બન્ધમાં પિતા સ્વેચ્છાએ વિભાગ કરે, પરન્તુ વડિલોપાર્જિત દ્રવ્યાદિના સમ્બન્ધમાં પિતાનું તથા પુત્રોનું સમાન રીતે સ્વામિત્વ છે–એમ સ્મૃતિનું વચન છે. વિભાગ પછી ઉત્પન્ન થયલા પુત્રને, પિતાથી વિભક્ત થયલા પુત્રોએ સમાન વિભાગ આપવો એમ **દાન** કરવાનું તથા લેવાનું પણ **વિષ્ણુસ્મૃતિનું** વચન છે.–આ પ્રકારનો દાયભાગસમ્બન્ધિ સ્મૃતિવિભાગ લોકવ્યવહારનું સ્મરણ કરીને નિર્મિત થયો છે. પરન્તુ પૂર્વ ઋષિઓના આચારથી પ્રાપ્ત થયો છે અને તેજ પ્રકારે કર્તવ્ય છે, તેથી આ લોક મૂલક સ્મૃતિવિભાગ પણ પ્રમાણ છે. **નીતિશાસ્ત્ર** જેનું મૂલ છે એવી સ્મૃતિનો વિચારઃ—**करदण्डादिशास्त्रस्येति** । જે *સ્મૃતિ ભાગમાં ખેતી વિનાના અન્યપ્રકારના કરનું–+ઉત્કોચ–ભેટનજરાણાનું–(રુશ્વત્) ઇત્યાદિનું, તથા અપરાધનાદણ્ડાદિનું નિરૂપણ છે–તે સ્મૃતિ વિભાગનું મૂલ પૂર્વનો ઇતિહાસ જાણનારા ઋષિઓની **યુક્તિ** નીતિ છે–એમ સમજવું. આ સ્મૃતિભાગને યુક્તિમૂલક વાનીતિમૂલક કહ્યો છે. (૩૮) આ પ્રકારે **કર્તૃ**શોધક **સ્મૃતિભાગ** વિચાર્યો. હવે **દેશાદિ**શોધક શુદ્ધિસ્વરૂપ વિચારાય છે. દ્રવ્યાદિશુદ્ધિ વિષે વિકલ્પ કહે છેઃ—

**ત૦ દી૦—शुद्धिं केचिन् पृथक् प्राहुः संस्कारः कस्यचिन्मतः ।**
**देशकालद्रव्यकर्तृमन्त्रकर्मविभेदतः ।**
**षोढा शुद्धिः स्मृता साऽपि द्विधा ह्यन्योन्यतः स्वतः ॥३९॥**
**सर्वशेषयमाख्याता श्रुत्यर्थेऽपि विशेषतः ।**
**धर्मः सम्पद्यते षड्भिरधर्मो ह्यन्यथा भवेत् ॥४०॥**

**કારિકાભાવાર્થ**—કેટલાકો શુદ્ધિને સંસ્કારથી પૃથક્ પદાર્થાન્તર માને છે; જ્યારે શુદ્ધિ સંસ્કાર છે એમ કોઈકનો મત છે. દેશ, કાલ, દ્રવ્ય, કર્ત્તા

* જુઓ વિષ્ણુ, યાજ્ઞવલ્ક્ય તથા મનુ ઇત્યાદિના સ્મૃતિગ્રન્થો. + ઉત્કોચ=ઉપદાન, રાજગ્રાહ્ય ભેટ, આમિષ, પ્રાભૃત–હેમાદ્રિ. મૂલ અર્થ રાજગ્રાહ્ય ભેટ દિશે છે, પણ 'उत्कोचजीविनो द्रव्यहीनान् कृत्वा प्रवासयेत् । ૧–૨–૮, याज्ञवल्क्य સ્મૃતિમાં ઉત્કોચ=અપપ્રદાન–લાંચ (રુશ્વત્) પર જીવનારાઓનું દ્રવ્ય છીનવી લઈને તેમને દેશપાર કરવા' એમ કહ્યું છે.

મન્ત્ર, તથા કર્મના વિભેદથી ૬ પ્રકારની શુદ્ધિ સ્મૃતિમાં કહેલી છે. તે શુદ્ધિ પણ બે પ્રકારની છે-(૧) **પરસ્પર** શુદ્ધિ તથા (૨) **સ્વતઃ** શુદ્ધિ. આ શુદ્ધિને **સર્વશેષ** કહેલી છે, તથાપિ આ શુદ્ધિનું આખ્યાન **શ્રુત્યર્થે** વિશેષતઃ કરેલું છે. કારણકે દેશકાલાદિ ૬ પદાર્થથી ધર્મ સમ્પાદિત-સિદ્ધ થઈ શકે છે. (અતઃ-એ કારણથી આ શુદ્ધિ વિશેષતઃ શ્રુત્યર્થનું અઙ્ગ છે એ મત યોગ્ય છે.) અન્યથા-કાલાદિ ૬ પદાર્થની અશુદ્ધિ હોય તો અધર્મ થાય. (૩૯-૪૦)

**વિવેચનઃ—त० प्र०:**—દ્રવ્યાદિશુદ્ધિને વિષે વિકલ્પ કથે છે કેઃ—**शुद्धिमिति**। **સંસ્કાર** પક્ષમાં **વેદ** મૂલ છે. **પૃથક્** પક્ષમાં **આચાર** મૂલ છે. પ્રસઙ્ગ હોવાથી શુદ્ધિનું સ્વરૂપ કથે છે કેઃ **देशकालेति**। (**अ**) **દેશકાલાદિ ૬ પદાર્થથી** થતી **શુદ્ધિ**; તથા (**ब**) **દેશકાલાદિ ૬ પદાર્થની શુદ્ધિ**—એમ બે પ્રકારની શુદ્ધિ છે. *( ૧ ) **શુદ્ધિ** સંસ્કાર[1] છે એ પક્ષમાં **શુદ્ધિપ્રતિપાદક સ્મૃતિ વિભાગનું મૂલ** +**નિત્યાનુમેય**[2] **વેદ** છે એમ સમજવું, કારણકે

---

*( ૧ ) **संस्कार**—कर्मयोग्यतात्मकातिशयरूपं स्वरूपम्। અર્થાત્ પદાર્થને કર્મયોગ્યતા પ્રાપ્ત કરાવે એવા કોઇક ઉત્કૃષ્ટસ્વરૂપને **સંસ્કાર** સમજવો.( +૨ ) ये त्वदृष्टार्थाः तेषु वैदिकशब्दानुमानम्। જુઓ **પૂર્વમીમાંસા** દર્શન ( ૧-૩-૧-૨ ). અત્ર **સ્મૃતિપ્રામાણ્યધિકરણ**માં **મન્વાદિ** પ્રોક્ત **સ્મૃત્યર્થોનું** મૂલ સામ્પ્રત શ્રુતિમાં ન મલી આવે તો પણ એ **સ્મૃત્યાર્થો શ્રુતિમૂલક** છે-એમ સિદ્ધ કર્યું છે. આ પ્રકારે [2]**નિત્યાનુમેય વેદ** સિદ્ધ થાય છેઃ—આધુનિક પ્રાપ્ત થતો વેદવિભાગ જ સર્વ વેદ છે એમ સમજવું નહિ. વેદના અનેક વિભાગો લુપ્ત થયા છે. **સ્મૃતિનું** જે **મૂલ** છે એવો વેદવિભાગ તથા શુદ્ધિપ્રતિપાદક વિભાગનું જે મૂલ છે એવો વેદવિભાગ લુપ્તપ્રાય થઇ ગયો છે. આ સ્મૃતિવિભાગનું તથા શુદ્ધિપ્રતિપાદકવિભાગનું મૂલ પણ કોઇક વેદવિભાગ જ છે. યદ્યપિ તે વેદવિભાગ સામ્પ્રતયુગમાં અપ્રાપ્ય છે તો પણ એ વેદવિભાગનું યથાર્થ દર્શન કરીને જ **મન્વાદિ**સ્મૃતિકારોએ તે તે સ્મૃતિ પ્રણીત કરી છે. એમ **નિત્ય** વિદ્યમાન વેદનું **અનુમાન** થઈ શકે છે. Bombay Sanskrit Series **न्यायकोश**માં પણ શ્રીમહાચાર્યચરણે નિર્દિષ્ટ કરેલા આ **શુદ્ધિ**વિષયક પ્રાચીનમતદ્વયનો ઉલ્લેખ થયેલો દિસે છેઃ—" **શુદ્ધિ=માર્જન; નૈર્મલ્ય**સમ્પાદન ( ૧ ) **શુદ્ધિને કેટલાક ધર્મજ્ઞ આચાર્યો સંસ્કારરૂપ** માને છે, તથા (**૨**) **કેટલાક દેવલાદિ આચાર્યો** શુદ્ધિને સંસ્કારથી **પૃથક્**-ભિન્ન **પદાર્થાન્તર** માને છે. **તે તે દ્રવ્યને વિષે દેવતાનું**-ભગવાન્નું સાંનિધ્ય અનુભવાય એને જ **શુદ્ધિ** સમજવી. (૧) **धर्मज्ञास्तु** वैदिककर्मयोग्यत्वसम्पादकसंस्कारविशेषः **शुद्धिः** इत्याहुः। अत्र केचिदाहुः स च संस्कारो भस्मादिप्रयोक्तृनिष्ठ एव इति। तदर्थन्तु भस्मादिसंयोगजनितः कांस्याद्युपभोक्तृनिष्ठः **संस्कार** इति। **शुद्ध्यशुद्धी** शास्त्रज्ञाप्ये **संस्काररूपे**। शुद्ध्यशुद्ध्योः संस्काररूपत्वेनैकपुरुषस्यैकदोभयस्थितिर्घटते। ( २ ) **अत्रान्ये** आहुः। भोजनादिरूपकार्यार्हतारूपा कांस्यादावाधेयशक्तिः **पदार्थान्तरमेव शुद्धिः**। **यद्वा** शुद्धिजनकत्वाभिमतेनाम्लादियोगेन ताम्रादौ तत्तद्द्रव्ये **देवतासन्निधिरेव शुद्धिः**। एवं प्रतिमादौ प्रतिष्ठादिना **देवतासन्निधिरेव शुद्धिः**। વળી **દ્રવ્યશુદ્ધિ** નામના ગ્રન્થમાં શ્રી **પુરુષોત્તમજી** પણ આ પ્રકારે

આ પક્ષમાં શુદ્ધિનો અન્તર્ભાવ સંસ્કારમાં થાય છે એમ માન્યું છે. આ સંસ્કારપક્ષમાં શુદ્ધિથી પદાર્થને કર્મયોગ્યાત્મક ઉત્કૃષ્ટ સ્વરૂપ સિદ્ધ થાય છે. (૨) **શુદ્ધિ સંસ્કારથી પૃથક્**–ભિન્ન છે એ મતમાં શુદ્ધિ આચારમૂલક છે. ( અર્થાત્ આ પક્ષમાં શુદ્ધિનું મૂલ આચાર છે, શુદ્ધિનો અન્તર્ભાવ કંઇ સંસ્કારમાં થતો નથી.) " **શુદ્ધિ સંસ્કારથી પૃથક્ પદાર્થાન્તર છે**"—એ **દેવલ** સ્મૃતિનો મત છે. **મર્યાદાસિન્ધુ** નામના ગ્રન્થમાં **દેવલે** ચાર પ્રકારના મેધ્ય–પવિત્ર યજ્ઞિય પદાર્થો કહીને તેમનું વ્યાખ્યાન કર્યું છે. જેમકે **शुचि पूतं स्वयंशुद्धं पवित्रं चेति केवलम्। मेध्यं चतुर्विधं लोके प्रजानां मनुरब्रवीत्**। ( ૧ ) શુચિ, ( ૨ ) પૂત, ( ૩ ) **સ્વયંશુદ્ધ**, તથા ( ૪ ) પવિત્ર આમ ૪ પ્રકારના કેવલ મેધ્ય પદાર્થો લોકમાં પ્રજાઓએ પાલવાના છે એમ **મનુએ** કહ્યું છે (કેવલ=અમેધ્યલેપનહીન.) તે પછી આ પ્રત્યેક **શુચિ** પદાર્થના, **પૂત** પદાર્થના, **સ્વયંશુદ્ધ** પદાર્થના તથા કેવલ **પવિત્ર** પદાર્થના શું શું લક્ષણો છે તે સમજાવે છે. આ સર્વ પ્રકારનો વિચાર **દ્રવ્યશુદ્ધિ** નામના ગ્રંથમા **શ્રીપુરુષોત્તમજીએ** સુન્દર રીતે કર્યો છેઃ—

ઉદાહરણઃ—"**नवं वा निर्मलं वापि शुचीति द्रव्यमुच्यते**"॥ "**अथ सर्वाणि धान्यानि वस्त्राभरणानि च। अवर्ज्यावर्ज्यज्ञातानि शुचीन्येतानि केवलम्**॥" "**स्वयमेव हि यद्द्रव्यं केवलं मेध्यतां गतम्। स्थावरं जङ्गमं वापि स्वयं शुद्धमिति स्मृतम्**॥" "**वसतिश्चमसो यानं वाहनं साधनानि च। क्षुरो नौरासनञ्चेति स्वयं शुद्धमिति स्मृतम्**॥" અર્થાત્ *નવું–કોરું વા +નિર્મલ દ્રવ્ય **શુચિ**–કહેવાય છે" અવર્જ્યાવર્જ્ય–અત્યન્ત અવર્જ્ય જણાયલા સર્વ ધાન્યો, વસ્ત્રો તથા **આભરણો**–આ સર્વ **કેવલ શુચિ**-શુદ્ધ જ છે" "સ્થાવર વા જઙ્ગમ જે દ્રવ્ય સ્વયમ્ જ–પોતાની મેળે જ કેવલ મેધ્ય–યજ્ઞિય છે તે **સ્વયંશુદ્ધ** છે એમ સ્મૃતિ કહે છે." જેમકે ઉદાહરણઃ–વસતિ (નિવાસસ્થાન), ચમસ, યાન, ( રથાદિ ), વાહન ( અશ્વાદિ ), ( ખડ્ગાદિ ) સાધનો, ક્ષુર ( અસ્ત્ર–છરી ), નૌકા તથા આસન–આને સ્વયં**શુદ્ધ** કહ્યાં છે." અત્ર ધાન્યાદિને **શુચિ** પવિત્ર એવી સંજ્ઞા આપી છે. યજ્ઞિય સ્થાવર જઙ્ગમ દ્રવ્યને તથા વસત્યાદિને **સ્વયંશુદ્ધ** કહે છેઃ––સર્વાભાવે **હરિસ્મરણ**ાત્મક સ્નાનથી **શુદ્ધિ** પ્રાપ્ત થાય છે. ભગવન્મન્દિરના સમ્માર્જન તથા ઉપલેપનની રજકણનો **સ્પર્શ કર્યાથી** પણ શુદ્ધ થવાય છે. **દેવલસ્મૃતિને** અનુસરીને ઉપર જે **શુદ્ધિ–અશુદ્ધિનું** સ્વરૂપ નિરૂપિત કર્યું તેનાથી વિરુદ્ધ **હેમાદ્રિ** નામના ધર્મસ્મૃતિકારનો મત છે તે પણ ચિન્તનીય છે એમ **શ્રીપુરુષોત્તમજી આવરણભઙ્ગમાં** ઉપદેશે છેઃ—**हेमाद्रिस्तु अशुद्धि**र्नाम द्रव्यादेः स्पर्शनानर्हतापादको दोषविशेषः, संस्कारविशेषो त्पादिता तन्निवृत्तिः **शुद्धि**रित्याह। **तद्देवल**वचनविरोधाच्चिन्त्यम्। (૧) **અશુદ્ધિઃ**—દ્રવ્યાદિને અસ્પૃશ્યતા પ્રાપ્ત કરાવે એવો જે દોષવિશેષ તેનું નામ **અશુદ્ધિ.** (૨) સંસ્કારવિશેષ થવાથી **અશુદ્ધિની જે નિવૃત્તિ** થાય તેનું નામ **શુદ્ધિ**—આ પ્રકારે **હેમાદ્રિ** નામના સ્મૃતિકાર જે **શુદ્ધિ** તથા **અશુદ્ધિનું** લક્ષણ આપે છે તે પણ ચિન્તનીય છે વિચારવા જેવું છે.

*નવું તાજું જન્મેલું અને તે પણ અનુપભુક્ત. +**નિર્મલ**=નવું ન હોય તો પણ મલરહિત.

( પોતાની મેળે જ પવિત્ર )–*એવું નામ આપ્યું છે. અત્ર ધાન્યાદિનું શુચિત્વ છે તો પણ **व्रीहीन् प्रोक्षति** ઈત્યાદિ વાક્યબલે વ્રીહી જે શુચિ–શુદ્ધ ધાન્ય છે તેને પૃથક્ પ્રોક્ષણસંસ્કારનું વિધાન થાય છે. તેથી પ્રોક્ષણસંસ્કાર થાય તે પૂર્વનું ધાન્યાદિનું જે શુચિત્વાત્મક શુદ્ધિસ્વરૂપ તે સંસ્કારથી પૃથક્ છે એમ સિદ્ધ થાય છે. આ પ્રકારે **શુદ્ધિ સંસ્કારથી પૃથક્ છે**–એ પક્ષમાં **શુદ્ધિપ્રતિપાદક સ્મૃતિવિભાગનું મૂલ આચાર** છે એમ સમજવું. પ્રસઙ્ગતઃ શુદ્ધિનું સ્વરૂપ-કારિકામાં કહ્યું છે કે **देशकालेति** । દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર, તથા કર્મના વિભેદથી પોઢા–૬ પ્રકારની શુદ્ધિ છે. એ શુદ્ધિ બે પ્રકારની છે. (૧) દેશકાલાદિ–છ (૬)થી થતી શુદ્ધિ, અને (૨) દેશકાલાદિ- છ (૬)ની શુદ્ધિ. (૧)દેશકાલાદિ–છ(૬)થી થતી શુદ્ધિમાં ઉદાહરણ, જેમકે વ્રીહ્યાદિ- તણ્ડુલાદિ સત્પાત્રસ્થ છે, નવા છે, શ્રૃત છે ઋત્વિજે એમને ઉદ્ધૃત (ધારણ) કર્યા છે, મન્ત્રથી પવિત્ર થયા છે, અને એમનું *આગ્રયણ (પ્રથમ દેવને સમર્પણ) કરવામાં આવ્યું છે. (૨) દેશકાલાદિ છ (૬) ની સ્વતઃશુદ્ધિમાં ઉદાહરણઃ–કેટલાક પદાર્થ સ્વતઃ જ શુદ્ધ છે. જેમકે "વસતિ (ગૃહ), ચમસ, યાન (શકટ–ગાડી), વાહન, સાધન, ક્ષુર (છરી), નૌકા, તથા આસન- આ સર્વ સ્વયં શુદ્ધ છે–આપોઆપ શુદ્ધ છે" એમ **દેવલ**સ્મૃતિમાં કહ્યું છે.

**सर्वशेषेयमिति** । સંસ્કારથી પૃથક્–ભિન્ન એવી આ શુદ્ધિ, જો કે જીવિકા, વ્યવહાર, તથા લોકસ્થિતિ–ઈત્યાદિ સર્વનું અઙ્ગ છે, અને તેથી યદ્યપિ વેદ એનું મૂલ નથી, તથાપિ આ શુદ્ધિ વિશેષતઃ શ્રૌતાર્થ- વેદાર્થની અઙ્ગભૂત છે–એમ સમજાય છે. આ રીતે **પૃથક્પક્ષમાં** શુદ્ધિ શ્રૌત અર્થમાં ઉપયોગિ છે અને તેથી એનું નિરૂપણ થયું છે એમ જાણવું. આ **સર્વશેષા**શુદ્ધિ વિશેષે કરીને શ્રુત્યર્થનું અઙ્ગ છે, કારણકે આ શુદ્ધિમાં નિરૂપિત કરેલા દેશ, કાલ, દ્રવ્ય, કર્ત્તા, મન્ત્ર, તથા કર્મ–આ ષટ્પદાર્થ જો શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાય, અન્યથા- શુદ્ધિના

*यद्द्रव्यं गृहादिकममेध्यलेपहीनं अशुचिस्पर्शमात्रदूषितं सत् **स्वयमेव** पुरुषव्यापारं विनैव वायुरश्मिमात्रेणैव शुद्धतां याति तत्**स्वयंशुद्ध**मित्युच्यत इत्यर्थः । જે ગૃહાદિક દ્રવ્ય અપવિત્ર લેપથી રહિત હોય તે જો કે અશુચિ ( અપવિત્ર ) સ્પર્શમાત્રથી દૂષિત થાય તો પણ તે ગૃહાદિક દ્રવ્યો પોતાની મેળે જ પુરુષવ્યાપાર વિના જ કેવલ **વાયુ તથા સૂર્યના કિરણ** માત્રથી જ **સ્વયંશુદ્ધતાને** પ્રાપ્ત થાય છે. આ પ્રકારે જે દ્રવ્યો આપોઆપ જ- પુરુષના કોઈ પણ પ્રકારના વ્યાપાર વિના જ માત્ર વાયુ, તથા સૂર્યના કિરણોથી જ શુદ્ધ થઈ જાય છે તે **સ્વયંશુદ્ધ** જાણવા. **आग्रयणमिति** कर्मनामधेयम् यन कर्मणा अग्रे नवद्रव्यं देवान् प्रापयतीति । ***आग्रयण** એક કર્મનું નામ છે કે જે કર્મે કરીને નવ–નૂતન દ્રવ્યનો ભોગ પ્રથમ દેવને કરાવવામાં આવે છે. નૂતન દ્રવ્યને અગ્રે દેવસમર્પિત કર્યા પછી જ જીવો તેનું પ્રાશન કરી શુદ્ધ થઈ શકે છે. ( **आपस्तम्बगृह्यसूत्र** પટલ ૭-૬-૧૯. ) અતએવ ભગવત્સમર્પિત દ્રવ્ય જ **શુદ્ધ** છે–એમ સિદ્ધ થયું જાણવું. નવાન્નનું ભગવત્સમર્પણ કરવું એ સનાતન ધર્મ સર્વ ગૃહ્યસૂત્રે કહ્યો છે.

અભાવે અધર્મ બાધક થાય છે–અધર્મ બાધ કરે છે. (૩૯–૪૦) **કલ્પસૂત્રો પણ** ઋષિપ્રણીત હોવાથી **સ્મૃતિ** છે–એમ આશઙ્કા કરીને તેનો પરિહાર કરે છેઃ—

**त० दी०—कल्पसूत्रेषु वेदत्वं स्मृतित्वं च प्रतीयते।**
**अर्थतः कर्तृतश्चापि **वेदत्वं पाठतः स्मृतिः ॥ ४१ ॥**
**सौकर्यार्थं कृतिस्तस्य सङ्कुलीकृत्य वर्णनात्।**
**तेनापि क्रियमाणस्तु धर्मः श्रौतो भवेद् ध्रुवम् ॥ ४२ ॥**

**કારિકા શબ્દાર્થ**—કલ્પસૂત્રોને વિષે વેદત્વ તથા સ્મૃતિત્વ એમ ઉભય–રૂપત્વ પ્રતીત થાય છે. **અર્થતઃ** એમનું **વેદત્વ** છે. **કર્તૃત્વઃ** તથા **પાઠતઃ** કલ્પસૂત્રને વિષે **સ્મૃતિત્વ** પણ છે. યજ્ઞાદિકર્મનું સુકરતાથી જ્ઞાન થાય એ ઉદ્દેશથી કલ્પસૂત્રની કૃતિ થઇ છે, કારણ કે કલ્પસૂત્રમાં તે યજ્ઞાદિકર્મનો અર્થ સઙ્કુલિત કરીને વર્ણન કરવામાં આવ્યો છે. તે (વેદાઙ્ગભૂત) કલ્પસૂત્રોક્ત પ્રમાણે કરાતો ધર્મ પણ નિશ્ચયે કરીને શ્રૌત થાય છે. (૪૧–૪૨)

**વિવેચનઃ—कल्पसूत्रेष्विति।** *કલ્પસૂત્રની વ્યવસ્થા કરતાં શ્રીમદાચાર્ય-ચરણ નિર્ણય આપે છે કે **કલ્પસૂત્રોને વિષે વેદત્વ તથા સ્મૃતિત્વ**-એમ ઉભયરૂપત્વ યુક્ત જ છે. **अर्थतःइति।** તેમનો અર્થ વૈદિક છે અર્થાત્ નિત્યાનુ-મેયવેદથી અતિરિક્ત શ્રુતિઓમાં પ્રસિદ્ધ છે. તેથી **કલ્પસૂત્રને** વિષે **વેદત્વ** સિદ્ધ થાય છે. **स्मृतिरिति।** પરન્તુ વેદના જેવા સ્વરો કલ્પસૂત્રને વિષે નથી તથા એમના **કર્તાનું સ્મરણ** થાય છે, તેથી **કલ્પસૂત્રનું સ્મૃતિત્વ** પણ સિદ્ધ થાય છે. "આ હેતુયે કરીને કલ્પસૂત્રનું સ્મૃતિત્વ છે તો પછી કલ્પસૂત્રનો અર્થ વૈદિક છે એમ કહેવામાં શો હેતુ છે?"–એમ **આશઙ્કા** થાય તો આચાર્ય **શ્રી સમાધાન** કરે છે કે **सौकर्यार्थमिति।** તે કલ્પસૂત્રો પ્રત્યક્ષ વેદનું અવલોકન કરીને સાઙ્ગપ્રધાનપ્રયોગના

---

** **अर्थतः कर्तृतश्चापि तुल्यत्वात् पाठतः स्मृति।** એવો પાઠાન્તર કોટાની મુદ્રિત પ્રતમાં છે. પરન્તુ શ્રી પુરુષોત્તમજીના પાઠ **આવરણભઙ્ગ** જોતાં **वेदत्वम्** ઠિક છે.

* આ સમ્બન્ધમાં જુઓ **જૈમિનિપૂર્વમીમાંસાદર્શનભાષ્ય** (૧–૩–૧૧–૧૩). આપણા **પૂર્વમીમાંસાભાષ્યકાર શ્રીમદાચાર્યચરણના** અત્રોક્તનિર્ણય **શબરનામના ભાષ્યકારના** નિર્ણય સાથે સરખાવવો ઘટે છે. **શાબરભાષ્યાદિમાં પ્રયોગશાસ્ત્રનું** અર્થાત્ કલ્પસૂત્રોનું **સ્વતઃ પ્રામાણ્ય**–સ્વાતન્ત્ર્યે પ્રામાણ્ય નિવારીને **પરતઃ પ્રામાણ્ય** સિદ્ધ કર્યું છે. તદનુસાર **ન્યાયબિન્દુકાર** કહે છેઃ—" કલ્પસૂત્રોને વિષે **સ્વરાભાવ** હોવાથી કલ્પસૂત્રો વેદતુલ્ય નથી. કલ્પસૂત્રોના કર્તા તરીકે **કાત્યાયનાદિનું સ્મરણ** થાય છે તેથી **કલ્પસૂત્રોનું સ્મૃતિવત્ વેદમૂલત્વ** છે" તેમાંઃ—कल्पसूत्राणां प्रत्यक्षवेदपाठेन शाखान्तरतुल्यतया स्वातन्त्र्येण प्रामाण्य-मिति प्राप्ते,–इदं **कात्यायनादि** कर्तृस्मरणात्स्मृतिवद्वेदमूलत्वम् ॥ (**न्यायबिन्दु** . **શ્રીમદાચાર્ય-ચરણ** દૃઢ આસ્તિક દીક્ષિત થઇ કલ્પસૂત્રોનું વેદત્વ તથા **સ્મૃતિત્વ** એમ ઉભયે મુક્તકણ્ઠે સ્વીકારે છે; જ્યારે **શબરભાષ્યકારાદિમીમાંસકો** એમનું વેદમૂલકસ્મૃતિત્વેપ્રામાણ્ય સ્વીકારે છે.

ઐકયપ્રકારનો પરિચય સુકરતાથી કરાવે છે. યજ્ઞાદિકર્મનું સુગમતાથી **જ્ઞાન** પ્રાપ્ત કરવાને અર્થે જ કલ્પસૂત્રનું નિરીક્ષણ કરવું જોઇએ પરન્તુ તેમાં કહેલે પ્રકારે કર્મ કરવાં જ જોઇએ એવો કંઇ નિયમ નથી. યજ્ઞાદિક કર્મના ઉત્તમ અધિકારી **મરીચ્યાદિ** ઋષિઓને યજ્ઞમાં કલ્પસૂત્રની અપેક્ષા (જરૂર) માલમ પડતી ન હતી. તેમનું અન્તઃકરણ **શુદ્ધ** હતું તેથી કલ્પસૂત્રની સહાય વિના જ તેમને આપોઆપ કર્મસ્વરૂપ ભાસમાન થઇ જતું હતું હતું—આ મુખ્ય પક્ષ છે. હવે આધુનિક લોકોના સઙ્ગ્રહાર્થે ગૌણ પક્ષ કહે છે કે **तेनार्वाति**। આધુનિક લોકોને યજ્ઞાદિક કર્મનો પ્રકાર જાણવાને અર્થે કલ્પસૂત્રનું અવલોકન કરવાની આવશ્યક્તા છે. તેથી તેમણે કલ્પસૂત્રો કે જેમાં યજ્ઞકર્મનું સંકલનાથી વર્ણન કર્યું છે તે જોઇને યજ્ઞકર્મ કરવા. આવી રીતે વેદાઙ્ગભૂત કલ્પસૂત્રમાં કહેલે પ્રકારે કરાતો યજ્ઞાદિધર્મ પણ શ્રૌત છે, કારણકે સંકલિત કરીને તે શ્રૌતયજ્ઞાદિધર્મનું વર્ણન કલ્પસૂત્રમાં થયું તે પૂર્વે તે કલ્પસૂત્રનું મૂલ વાક્ય શ્રુતિરૂપ છે–આ હેતુ કારિકાના **પ્રુવ**પદે સમજાય છે. ( જુઓ **શબરમુનિ**કૃત-પૂર્વમીમાંસાભાષ્ય ૧-૩-૧૧-૧૪ ). (૪૧-૪૨).

હવે*"**ગૃહ્યો**ક્તધર્મો **શ્રૌ**તછે"એવી શઙ્કા થાય તો તેનો પરિહાર આચાર્ય **શ્રી**કરેછેઃ-

**ત૦ દી૦—इष्ट्यौपासनकर्माणि न श्रौतानि कथञ्चन ।**

**भेदाद्वैजात्यतश्चापि काल एकस्तयोः परम् ॥४३॥**

**कालबाधान्न कर्तव्यं स्मार्तं श्रौतो बली यतः ।**

**पश्चाद्वा गौणकालेऽपि कर्तव्यमिति केचन ॥४४॥**

**स्मार्तमात्रस्य करणादाभासो ब्राह्मणो भवेत् ।**

**स्वार्गाभासाद्यपि फलं श्रौतमात्रेऽपि चाखिलम् ॥४५॥**

**ब्रह्मप्रकरणं स्मार्तं कल्पसूत्रवदेव हि ।**

**पुराणमूलकं वाऽपि ह्याश्रमाचारनोदितम् ॥४६॥**

**કારિકા શબ્દાર્થઃ**—ઇષ્ટિ-સ્થાલીપાક તથા ઉપાસનાના કર્મો એ કોઇપણ પ્રકારે શ્રૌત નથી, કારણ કે તેઓ શ્રૌતથી ભિન્ન છે અને વિજાતીય છે. પરન્તુ તે શ્રૌત કર્મનો તથા સ્માર્તકર્મનો કાલ એક છે. શ્રૌત ( કર્મ )

---

*ગૃહ્યકર્મ:—આ કર્મો **કાત્યાયનિ** તથા ગોભિલાદિ મન્ત્રકારોએ પોતપોતાની શાખાના **ગૃહ્યસૂત્રોમાં** વેદાદિમાંથી સંગૃહીત કર્યાં છે. તત્ર કર્મકાણ્ડનો **નિર્ણય** કર્યો છે. ગૃહનિમિત્તક **અગ્નિ**, ભાર્યાદિ, વા **દાયાદિના સમ્બન્ધે** જ **કર્મો** કરવાનાં છે તે **ગૃહ્યકર્મો** કહેવાય છે. "**गृह**"शब्दो भार्यायां शालायां च वर्तते । तथा **सगृहो** गृहमागत इत्यत्र हि पूर्वशब्दो **भार्या** वचनः। उत्तरस्तु **शाला**वचनः। "**भार्यादिरग्निर्दायादिर्वा** तस्मिन् **गृह्याणि**" इति **गौतमः**। ( **आश्वलायनीय** गृह्यसूत्र १ ) ભાર્યા ગૃહ્યધર્મમાં સહચારિણી છે.

( સ્માર્તકર્મ કરતાં ) બલિષ્ઠ છે તેથી કાલબાધ થતો હોવાથી સ્માર્ત્ત ( કર્મ ) કરવું નહિ. **કેટલાકના મત પ્રમાણે પછીથી અથવા ગૌણકાલે પણ સ્માર્ત** કર્મ **કરવું** એમ છે. માત્ર સ્માર્ત કર્મ કરવાથી **બ્રાહ્મણને બ્રહ્મનો આભાસ** જ પ્રાપ્ત થાય છે, તથા **ફલ** પણ તેવું જ **સ્વર્ગાભાસાદિ** જ થાય છે; જ્યારે **શ્રૌતમાત્ર** કર્મ **કરવાથી** તો સમ્પૂર્ણ **મુખ્યફલ** પ્રાપ્ત થાય છે. સ્મૃતિનું બ્રહ્મપ્રકરણ, ખરેખર, કલ્પસૂત્રની સમાન જ છે ( અર્થાત્ સ્વતન્ત્ર ફલસાધક નથી ) અથવા તો ( ચતુર્થ સંન્યાસ ) આશ્રમના આચારત્વે કહેવાયલું હોઇ એ સ્માર્ત બ્રહ્મપ્રકરણનું મૂલ પુરાણો છે. (૪૩-૪૬).

**વિવેચનઃ**—"ગૃહ્યોક્ત-અર્થાત્ ગૃહ્યસૂત્રે કહેલા ધર્મો શ્રૌત છે"–એમ આશઙ્કા થાય તો શ્રીમહાચાર્યચરણ તેનો પરિહાર કહેવા કહે છે કે **इष्टीति** । ઇષ્ટિ* **સ્થાલીપાક** તથા **ઔપાસન** કર્મો સ્માર્ત્તકર્મ છે, કોઈપણ પ્રકારે આ **કર્મો શ્રૌત નથી,** કારણ કે શ્રૌતનું અગ્ન્યાદિ સર્વ તથા સ્માર્ત્તનું અગ્ન્યાદિસર્વ આ ઉભયનાં નામ ભિન્ન છે તથા ધર્મો પણ વિજાતીય છે. આમ શ્રૌતનું તથા સ્માર્તનું સર્વ કંઇ નામથી ભિન્ન છે અને ધર્મથી વિજાતીય પણ છે. "જો શ્રૌત અગ્નિહોત્ર સ્માર્ત અગ્નિહોત્રાદિકર્મથી ભિન્ન છે, અર્થાત્ જો સ્માર્ત કર્મ કલ્પોક્તશ્રૌતધર્મની સમાન નથી, તો પછી ઉભયે શ્રૌતસ્માર્તકર્મ કરવામાં એક કાલનું વિધાન કેમ છે?" આ **આશઙ્કાનું સમાધાન** કરવા **આચાર્યશ્રી** કહે છે કે **काल एक इति**। તેમને વિષે એક કાલનું વિધાન છે તો પણ **સ્માર્ત** કરતા શ્રૌત બલિષ્ઠ છે. **શ્રૌતનું** બલવત્ત્વ છે એમ જણાવવાને અર્થે નિર્ણય કહ્યો છે કે **कालबाधादिति** । વેદોક્ત ( શ્રૌત ) કર્મ સ્માર્તકર્મ કરતાં બલિષ્ઠ હોવાથી મુખ્ય કાલમાં વૈદિક શ્રૌત કર્મ જ કર્તવ્ય છે. શ્રૌતકર્મ કર્યા પછી સ્માર્ત્ત અગ્નિહોત્રાદિકર્મ કરવાનો નિમિત્ત કાલ રહ્યો નહિ તેથી સ્માર્ત્ત કર્મ (ઇષ્ટિ ઔપાસન

---

*ઇષ્ટિ–**સ્થાલીપાક**, તથા **ઔપાસન**–આ સર્વ ઇષ્ટકર્મ વિવાહાઙ્ગ છે-સકામસ્માર્ત ગૃહ્યકર્મ છે. (૧) **इष्टि**=પુત્રિયાદિ ઇષ્ટિ–યાગ (૨) **स्थालीपाक=स्थाल्यां पाकोयस्य** । भाजनपक्वान्नादिः। સ્થાલી-થાળી, હાંડી. આ પાત્રવિશેષમાં કરેલો પાક તે **સ્થાલીપાક. ગૃહ્યસૂત્ર-પુરાણ-મહાભારતાદિ** જોતાં આ **સ્થાલીપાક ચરવધુનું** બૃહ સ્માર્તગૃહ્યકર્મ દિસે છે. लभते सन्तति दीर्घांस्थालीपाकमभक्षयन् । સ્થાલીપાકનું ભક્ષણ ન કરનારો દીર્ઘસન્તતિ પ્રાપ્ત કરે છે. એમ **મત્સ્યપુરાણના** ચાતુર્માસ્ય વ્રતમાં કહ્યું છે. માંસાષ્ટક શ્રાદ્ધમાં પશુસ્થાને સ્થાલીપાક કરવો-એમ વિધાન કરી **સ્થાલીપાકને માંસનો પ્રતિનિધિ** કહ્યો છે. જેમકે पशुभावे स्थालीपाकेन प्रवर्तते । જુઓ **ગોભિલ** તથા **છન્દોગપરિશિષ્ઠ. "આગ્નેય સ્થાલીપાક** તથા **ઔપાસન અગ્નિ** વિવાહાઙ્ગ છે. **ઔપાસન**–વૈવાહિક **અગ્નિ**ને ગૃહસ્થે **નિત્ય** ધારણ કરવો પડે છે. આ અગ્નિ વિના જ **ગૃહ્ય** કર્મ થાય છે." **( आप० ३ ७ ).** "पाणिग्रहणादिरग्निः तम **औपासन**मित्याचक्षते । तस्मिन् गार्ह्याणि कर्माणि ।" **( हि० गृ० २६-१ २ )** આ ઔપાસનાગ્નિ ધારણ કર્યા પછી સભાર્ય યજમાન અગ્નિહોત્રી થઇ શ્રૌતાગ્નિ ધારણ કરે છે. તત્ર **બે** પક્ષ છે.

કર્મો ) કર્તવ્ય નથી. અત એવ ***સર્વાધાનનો વિધિ** છે. (આ પ્રકારે આ પક્ષમાં સ્થાલીપાકાદિ લઘુ ઇષ્ટિ તથા ઔપાસન ( સ્માર્ત ) કર્મો અનાવશ્યક હોઈને ન કરાતાં હોવાથી તદતિરિક્ત ( શ્રૌત ) કર્મ જ ગૃહસ્થાનીય-છે એમ સમજવું. [ **અર્ધાધાનં** સ્મૃતં શ્રૌતસ્માર્તાગ્ન્યોસ્તુ પૃથક્કૃતિઃ । **સર્વાધાનં** તયોરૈક્યકૃતિઃ પૂર્વયુગાશ્રયા । ત્રેતાપરિગ્રહઃ **સર્વાધાનમ્** । ] ***સર્વાધાની** અગ્નિહોત્રી વૈવાહિક **ઔપાસન** નામના **સ્માર્ત** ગૃહ્યાગ્નિને પણ કેવલ **શ્રૌતાગ્નિમાં** એકીકૃત કરી દે છે. પરન્તુ ઉભયે **શ્રૌતા**ગ્નિનું તથા **સ્માર્તા**ગ્નિનું જે **પૃથક્ પૃથક્** સ્થાપન કરવામાં આવે છે તે । સ્મૃતિ **અર્ધાધાન** કહે છે. પરન્તુ પૂર્વયુગને અવલમ્બીને તે ઉભયે શ્રૌતાગ્નિને તથા સ્માર્તાગ્નિને એકમેક કરી જે કેવલ એક શ્રૌતાગ્નિઓનુંજ સ્થાપન કરવામાં આવે છે તેને **સર્વાધાન** કહે છે. ( **મિ**તાક્ષરાદિ સ્મૃતિ ટીકા ).

**સર્વાધાનવિધિઃ—સર્વં આદધાતીતિ વિધિઃ** । સર્વ (શ્રૌત તથા સ્માર્ત) અગ્નિનું ( કેવલ એક શ્રૌત જ ) ×**આધાન** કરે એવો વિધિ તે **સર્વાધાનવિધિ.** આ પ્રકારે આ પક્ષમાં ઇષ્ટિ તથા ઔપાસન જે સ્માર્ત કર્મ છે તે આવશ્યક કર્તવ્ય તરીકે રહેતાં નથી, કારણ કે સર્વ શ્રૌત આધાન કરવું--એવો વિધિ છે. સર્વાધાન વિધિબલે સર્વ કાંઈ શ્રૌતકર્મને જ અવકાશ હોવાથી ઇષ્ટ્યૌપાસનાદિ સ્માર્ત કર્મને માટે કંઈ પણ અવકાશ રહેતો નથી. માટે આ પક્ષમાં ઇષ્ટ્યૌપાસનાદિ સ્માર્ત કર્મોથી અતિરિક્તહોય એવા અન્ય શ્રૌત કર્મ જ ગૃહસ્થાનીય છે એમ જાણવું. **પક્ષાન્તર** ( બીજો પક્ષ ) કહે છે: **શઙ્કાઃ**—"**અર્દ્ધમાદધાતિ અર્દ્ધ**નું ( **શ્રૌત** અગ્નિનું તથા **સ્માર્ત** અગ્નિનું પૃથક્ પૃથક્ ) આધાન કરે એવો વિધ્યન્તર ( બીજો વિધિ ) પણ દૃશ્યમાન છે. તેમજ વળી સ્માર્ત ઇષ્ટિ તથા ઔપાસન કર્મોનું મૂલ પણ નિત્યાનુમેય વેદ છે. તેથી નિત્યાનુમેયવેદમૂલકત્વે ઇષ્ટિ તથા ઔપાસન કર્મો પણ સાધક ( શોધક ? ) છે તો પછી એકાન્તતઃ તેમનો બાધ કરો એ કેમ ઘટે ?"—આ **શઙ્કાનો પરિહાર** કરતા **પક્ષાન્તર** કહે છે કે **પશ્ચાદિતિ** । "* **શ્રૌતકર્મ સ્માર્તકર્મ કરતાં બલિષ્ઠ છે તેથી શ્રૌતકર્મ કર્યા પછી**

---

**ત્રેધાધાન**પક્ષ તથા **પઞ્ચાધાન**પક્ષ આ આહિતાગ્નિ સર્વાધાની થઈ ત્રેધાધાનપક્ષમાં કેવલ ૩ શ્રૌત અગ્નિનું--ગાર્હપત્ય, **આહવનીય** તથા દક્ષિણાગ્નિનું પરિગ્રહણ કરે છે. અથવા તો બીજા બે **આવસથ્ય** તથા **સભ્યા**ગ્નિ મળી શ્રૌત **પઞ્ચાગ્નિ**નું પરિગ્રહણ કરી પઞ્ચાધાન પક્ષ સ્વીકારે છે. પાંચે શ્રૌતાગ્નિનું આધાન કરવું--એવો **પઞ્ચાધાન**પક્ષ ભગવાન્ **આપસ્તમ્બ બૌધાયનાદિ** સૂત્રકારોએ સ્વીકાર્યો છે. **આશ્વલાયન** સૂત્રકારે **ત્રેધાધાન**પક્ષ સ્વીકાર્યો છે. જ્યારે **સત્યાષાઢ** સૂત્રની શાખામાં વિકલ્પ કર્યો છે. * × **આધાનમ્-વિહિત**વહ્નિસ્થાપનપૂર્વકહોમાદિક્રિયા । **અગ્ન્યાધાન—ત્રણ** વા **પાંચે શ્રૌ**તાગ્નિનું ગૃહસ્થ યજમાને સ્થાપન કરવું. આ હોમયજન આહિતાગ્નિ શ્રૌત બ્રાહ્મણોનું પ્રતિદિન કર્તવ્ય છે. તેમાં **અર્ધાધાની શ્રૌત તથા સ્માર્ત**--**એમ સર્વઅગ્નિ**ઓને પૃથક્ પૃથક્ **સ્થાપિત કરે છે.** અર્થાત **સ્માર્ત** ઔપાસનાગ્નિ ઉપરાન્ત **શ્રૌત** એવા **( ૧ ) આહ**વનીય. ( ૨ ) ગાર્હપત્ય, ( ૩ ) દક્ષિણાગ્નિ ( ૪ ) **આવસથ્ય** તથા ( ૫ ) **સભ્ય**--આ શ્રૌત પઞ્ચાગ્નિને પણ જે પૃથક્ પૃથક્ સ્થાપિત કરી તેમને યાવજ્જીવમ્ સાચવી રાખે છે તે **અર્દ્ધાધાની** છે. પરન્તુ **જે** પૂર્વયુગને અનુસરી કેવલ શ્રૌતનો જ પરિગ્રહ કરે છે અર્થાત્ જે **સ્માર્ત ગૃહ્ય અગ્નિ**નું તથા સર્વ **શ્રૌતાગ્નિનું** એકીકરણ કરી કેવલ શ્રૌતાગ્નિઓને જ યાવજ્જીવમ્ **સ્થાપિત કરે છે તેને** સ્મૃતિમાં **સર્વાધાની** કહેલો છે. *તત્ર

અથવા તો ગૌણકાલે સ્માર્તકર્મો કરવા. આ પ્રકારે મુખ્ય કાલે શિષ્ટો સ્માર્ત કર્મ **કરતા ન હોવાથી સ્માર્તકર્મ નિર્બલ** છે-એમ જણાય છે. તેથી વિધિ હોવા છતાં પણ **સ્માર્તકર્મ કૃતાકૃત** છે-કર્યું તે ન કર્યા જેવું જ છે. એથી આ **મતાન્તર** જ છે-એમ સમજવું." આ પ્રકારે **દીક્ષિત પૂર્વમીમાંસક શ્રીમદાચાર્યચરણને શ્રૌતધર્મને** વિષે કેવો દઢાગ્રહ છે તે સ્પષ્ટ પ્રતીત થાય (૪૪) " આ પ્રકારે સર્વાધાનવિધિબલે **તથા** મુખ્યકાલે કરાતું હોવાથી શ્રૌત બલિષ્ઠ છે એમ જણાવવાને માટે **શ્રૌત કર્મની અસહાય-શૂરતા નિરૂપિત થઇ,** અર્થાત્ શ્રૌત કર્મને સ્માર્ત કર્મની અપેક્ષા નથી-એમ નિરૂપિત થયું." શઙ્કા:—" તો પછી **તે જ પ્રકારે** અર્દ્ધાધાનવિધિબલે ક્વચિત્ **સ્માર્તકર્મ પણ અસહાય શૂર છે એમ અનુમાન થઇ શકશે."** આ શઙ્કાનો પરિહાર કરવા **આચાર્યશ્રી** કહે છે કે ***स्मार्तमात्रस्येति**। માત્ર સ્માર્તકર્મ કરવાથી બ્રાહ્મણને બ્રાહ્મણત્વનો માત્ર આભાસ જ પ્રાપ્ત થાય છે. "**ब्रह्म वेत्तीति ब्राह्मणः । બ્રહ્મ=વેદ, તે વેદને જે જાણે છે તે બ્રાહ્મણ** કહેવાય છે." વળી, સ્મૃતિનું મૂલ ( નિત્યાનુમેય ) વેદ છે તો પણ અનુભવ અને અર્થ-એમ ઉભયે વ્યવધાન, (વિચ્છેદ- આચ્છાદન) સ્મૃતિને વિષે છે, તેથી જેમ દર્પણને વિષે કાચના વ્યવધાનથી મુખનું પ્રતિબિમ્બ છે એમ કહેવાય છે, તેમ સ્મૃતિને વિષે ઉપર્યુક્ત બે વ્યવધાન ( વિચ્છેદ ) હોવાથી સ્માર્ત્તધર્મ, વૈદિકધર્મનો આભાસ-પ્રતિબિમ્બ છે એમ કહેવાય છે. તેથી જો બ્રાહ્મણ શ્રૌતકર્મનો ત્યાગ કરી માત્ર સ્માર્ત જ કર્મો કરે-કેવલ સ્મૃતિનાં જ કર્મો કરે, તો તે વાસ્તવિક બ્રાહ્મણ નથી, પરન્તુ બ્રાહ્મણનો આભાસ માત્ર જ છે. ભલે તે લોકમાં બ્રાહ્મણ કહેવાતો હોય તો પણ વસ્તુતઃ તે કેવલ સ્માર્ત કર્મ કરનારો બ્રાહ્મણ બ્રહ્મનો આભાસ માત્ર જ છે. એવા કર્મથી ફલ પણ તેને તેવું જ પ્રાપ્ત થાય છે એથી શ્રીમદાચાર્યચરણ કથે છે કે **स्वर्गाभासेति**। અર્થાત્ કેવલ સ્માર્ત ક્રિયાનું ફલ પણ વાસ્તવિક સ્વર્ગ નથી, પરન્તુ સ્વર્ગાભાસ ઇત્યાદિ છે. સ્વર્ગાભાસાદિ ફલ કંઇ વાસ્તવિક સ્વર્ગલોકનું ફલ નથી પરન્તુ ચિત્તની શુદ્ધિ હોવા છતાં પણ જેમાં વાસના ક્ષીણ ન પામે એવું, તથા દૈત્યના ઉપદ્રવ જ્યાં થતા હોય

---

***स्मार्तस्य** करणेऽभ्युदयः अकरणे न प्रत्यवायः। अतएव **उपदेशमतं**-सशेषाधानिनश्चाहिताग्नेः **पार्वणयो** रौपासनहोमस्य च निवृत्तिः **दर्शपूर्ण**मासाभ्याम**ग्निहोत्रेण** च कृतार्थत्वात्, कालैक्येन विरोधाच्चेति। ( **आप० गृ० ७-१९ टीका** ) * તત્ર **સ્માર્ત** કર્મ કર્યાથી અભ્યુદય થાય છે, પરન્તુ ન કર્યાથી કંઇ પ્રત્યવાય-વિઘ્ન આવી પડતું નથી: જ્યારે **શ્રૌત**ને વિષે તેમ નથી. **શ્રૌત** ન કરાય તો પ્રત્યવાય-વિઘ્ન આવી પડે છે. અતએવ **ઉપદેશમત** છે કે એકકે સમયે શ્રૌત તથા સ્માર્ત કરવાનો વિરોધ આવે તો સશેષાધાનિ આહિતાગ્નિ અર્થાત્-જેણે અગ્નિ સ્થાપિત કર્યો છે એવો ગૃહસ્થ જો ( **સ્માર્ત** એવા ) પાર્વણ તથા **ઔપાસન** હોમ ન કરે તો ચાલે, કારણ કે તે આહિતાગ્નિ-ગૃહસ્થ ( **શ્રૌત** ) દર્શપૂર્ણમાસયાગ તથા **અગ્નિહોત્ર** કર્યાથી જ કૃતાર્થ છે.

એવા લોકમાં સ્થિતિ કરાવે એવું ફલ કેવલ **સ્માર્ત્ત કર્મ કર્યાથી** પ્રાપ્ત થાય છે. જ્યારે શ્રૌતકર્મમાં આથી વિપરીત ફલ થાય છે એમ સિદ્ધ કરવા કારિકામાં આચાર્યશ્રી કથે છે કે **श्रौतमात्रेति।** **શ્રૌત**માત્ર કર્મમાં તો **અખિલ-સમગ્ર** મુખ્યફલ પ્રાપ્ત થાય છે. (જુઓ પૃ. ૧૪–૨૪. કા. ૫–૧૨. સ્માર્તકર્મના સ્વર્ગાભાસાદિ જેવું ફલ શ્રૌત કર્મનું નથી. શ્રૌતયાગાદિનું **ફલ અક્ષય્ય સ્વર્ગ**–આત્મસુખ પ્રાપ્ત થાય છે.)

*અત્ર **સ્માર્તપ્રમેયમાં** આ સિદ્ધ થાય છે:—"**ब्रह्मज्ञः ब्राह्मणः स्मृतः**" "**બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ છે**" એમ સ્મૃતિ કહે છે. આ પ્રકારે અર્થજ્ઞાનપૂર્વક અનુષ્ઠાન વિવક્ષિત હોવાથી **જો બ્રાહ્મણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરીને તે તે કર્મનું અનુષ્ઠાન અર્થાત્ આચરણ કરે તો જ તેને મુખ્ય બ્રાહ્મણત્વ** પ્રાપ્ત થાય છે એમ સિદ્ધ થાય છે. ***यो दुर्ब्राह्मणः।** (**તૈં૦સં-૨-૧-૧૦**) શ્રુતિથી પણ આજ અર્થ સિદ્ધ થાય છે. પરન્તુ જો **બ્રાહ્મણ બ્રહ્મના અર્થજ્ઞાન**પૂર્વક તે તે વેદોક્ત **શ્રૌત**કર્મનું **અનુષ્ઠાન** ન કરે, અને **કેવલ સ્માર્તકર્મ** કરે તો તેવા સ્માર્તધર્મનું આચરણ કર્યાથી બ્રાહ્મણ પણ વાસ્તવિક બ્રાહ્મણ રહેતો નથી પરન્તુ **બ્રાહ્મણાભાસ** થઈ જાય છે. અર્થાત્ કેવલ સ્માર્તકર્મ કરનારો બ્રાહ્મણ માત્ર કહેવા પૂરતો જ–નામનો જ બ્રાહ્મણ સમજવો. અતઃ શ્રૌતધર્મની અપેક્ષાએ **સ્માર્ત**ધર્મ સ્વરૂપતઃ, તેમજ ફલતઃ જઘન્ય છે–ઉતરતી કક્ષાનો છે તેથી સ્માર્તધર્મ અસહાયશૂર છે એમ સમજવું નહિ, પરન્તુ **સ્માર્તધર્મ શ્રૌતધર્મનું પોષણ કરવા પૂરતો જ ઉપયોગી** છે. **સ્માર્તધર્મ શ્રૌતધર્મનું પોષણ કરે છે એટલા પૂરતું જ સ્મૃતિનું પ્રયોજન** છે એવો **નિશ્ચય** અત્ર **શ્રીમદાચાર્યચરણે** કર્યો છે. **(૪૫)** આ પ્રકારે **ધર્મમાં** ઉપયોગિ હોય એવી **સ્મૃતિ**નો વિચાર **શ્રીમદાચાર્યચરણે** કર્યો. હવે પોતે **જ્ઞાનમાં** ઉપયોગિ હોય એવી **સ્મૃતિ**નો વિચાર કરે છે પ્રથમ તો સ્મૃતિના બ્રહ્મજ્ઞાન પ્રકરણનો નિર્ણય પોતે કરે છે:—

શઙ્કાઃ–"**યોગિયાજ્ઞવલ્કય**ની સ્મૃતિના બ્રહ્મજ્ઞાન પ્રકરણમાં **માણ્ડૂક્ય મૈત્રાયણીયોપનિષત્સંવાદ** દશ્યમાન હોવાથી સર્વત્ર સ્મૃતિનું મૂલ પ્રત્યક્ષ ઉપનિષદ્ હોઈ શકે. આ પ્રકારે "સ્મૃતિમાં જે બ્રહ્મના નિરૂપણનું પ્રકરણ છે તેનું મૂલ પ્રત્યક્ષ ઉપનિષદ્ થઈ જશે." એવી શઙ્કા થાય તો આચાર્યશ્રી પ્રકારાન્તર(બીજો પ્રકાર) કથે છે કે **ब्रह्मप्रकरणमिति।** સ્મૃતિમાં બ્રહ્મપ્રકરણનોભાગ કલ્પસૂત્રવત્ જ છે. ( કલ્પસૂત્રમાં જેમ વેદોક્ત કર્મનું જ્ઞાન આનુપૂર્વી–અનુક્રમથી તથા સંકલનાથી સુગમ કરવામાં આવ્યું છે, તેમ બ્રહ્મજ્ઞાન સુગમ થાય એ અર્થે ઉપનિષદ્‌ના અર્થને સંકેલીને સ્માર્ત બ્રહ્મપ્રકરણમાં બ્રહ્મજ્ઞાનનો અર્થ સંગૃહીત કરવામાં આવ્યો છે.) તેથી સ્મૃતિના બ્રહ્મજ્ઞાન પ્રકરણથી થતું બ્રહ્મજ્ઞાન નિષ્ફલ નથી. પરન્તુ ઉપનિષદ્ બ્રહ્મજ્ઞાનનો બોધ થવામાં સુગમતા કરી આપે છે તેથી સ્માર્ત બ્રહ્મપ્રકરણથી થતું બ્રહ્મજ્ઞાન પણ ફલાર્થે જ છે. આ **ગૌણપક્ષ**

---

* **आश्विनं** धूम्रललाममालभेत **योदुर्ब्राह्मणः** सोमं पिपासेत्। ( तैं०सं० २–१–१० ) જે શુદ્ધ બ્રાહ્મણ હોય તે જ સોમપાન કરી શકે, પરન્તુ જો દુષ્ટ બ્રાહ્મણ સોમપાન કરવાની ઇચ્છા કરે તો લલાટે **આશ્વિન** ધૂમ્રચિહ્ન પ્રાપ્ત કરે છે. દુર્બ્રાહ્મણ શ્રૌતફલનો અધિકારી નથી.

કહ્યો છે. હવે આચાર્યશ્રી **મુખ્યપક્ષ** કથે છે કે "**પુરાણમૂલકમિતિ।** સ્મૃતિમાં કહેલા બ્રહ્મજ્ઞાન પ્રકરણ વિભાગનું મૂલ પુરાણો છે." આ મુખ્ય પક્ષમાં કંઇક **શઙ્કા** થાય છે કે "સ્મૃતિ મુખ્ય છે અને પુરાણની અપેક્ષાએ બલિષ્ઠ હોવાથી **સ્મૃતિ** **વેદની સાથે** સમાનાધિકરણ ધરાવે છે, તો એવી બલિષ્ઠ સ્મૃતિ શા માટે પુરાણના ઉપર જીવે ? અર્થાત્ બલિષ્ઠ **સ્મૃતિ** કેવી રીતે **પુરાણનો** આશ્રય કરે ?"—આ શઙ્કાનો પરિહાર કરવા શ્રીમદાચાર્યચરણે કારિકામાં કહ્યું છે કે **આશ્રમાચારतोदितमिति। સર્વે આશ્રમો સ્માર્ત્ત** છે એટલે કે સર્વે આશ્રમોનું નિરૂપણ વર્ણાશ્રમાદિ* ષડ્વિધસ્માર્ત ધર્મનું પ્રતિપાદન કરતી સ્મૃતિઓમાં જ કર્યું છે. ત્યાં તે તે આશ્રમના આચારનું નિરૂપણ કરવાના પ્રસ્તાવમાં ચતુર્થ સંન્યાસાશ્રમનો આચાર કહેવો જોઇએ. એ ચતુર્થાશ્રમનો **મુખ્ય ધર્મ** બ્રહ્મજ્ઞાન છે. તેનું નિરૂપણ સ્મૃતિમાં કરવું જોઇએ. હવે પુરાણમાં બ્રહ્મજ્ઞાનનું નિરૂપણ કર્યું છે તો પુરાણમાંથી બ્રહ્મજ્ઞાનનો સઙ્ગ્રહ કરી સ્મૃતિમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો છે એમ માનવું એ જ યોગ્ય છે."પુરાણમાંથી જ ( **અને નહિ કે** પ્રત્યક્ષ ઉપનિષદ્માંથી ) સ્મૃતિમાં બ્રહ્મજ્ઞાન સઙ્ગૃહીત કર્યું છે એમ એક જ પક્ષ માનવામાં શું વિનિગમક છે-કઈ વિશેષ યુક્તિ છે?" એ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ **સમાધાન** કહે છે કે "જો ઉપનિષદ્માંથી સ્મૃતિમાંનો અર્થ સઙ્ગૃહીત કર્યો છે એમ માનશો તો ઐાપનિષત્ત્વનો ભઙ્ગ થવાથી દોષ પ્રાપ્ત **થશે**! વળી, જે શાખાવ્યવસ્થા કરી છે તેનો ભઙ્ગ **થશે** એ બીજો દોષ પણ પ્રાપ્ત થશે ! અર્થાત્ સ્મૃતિઓ તો કરી છે, એટલે તેમાં કહેલા બ્રહ્મ પ્રકરણમાંથી જ ઉપનિષદ્નું જ્ઞાન પ્રાપ્ત કરવારૂપ કાર્યસિદ્ધ થઇ જશે અને એ રીતે તો ઉપનિષદ્ પણ નિરર્થક જશે ! તો પછી ભિન્ન ભિન્ન શાખામાં ભિન્ન ભિન્ન ઉપનિષદ્નો પાઠ પણ વ્યર્થ થઈ જશે ! સ્મૃતિમાં કહેલું બ્રહ્મજ્ઞાન સર્વશાખાવાલાઓને હિતકારિ છે એમ માનશો, તો પોતપોતાની શાખાના ઉપનિષદ્માં કહેલું બ્રહ્મજ્ઞાન ફલાર્થે છે એવી મર્યાદાનો ભઙ્ગ **થશે**! તે તે ઉપનિષદ્ તે તે શાખાને અર્થે છે એવો જે પ્રબન્ધ છે તે પણ વ્યર્થ જશે ! અર્થાત્ શાખાવ્યવસ્થાનો ભઙ્ગ થશે ! એ બીજો દોષ પ્રાપ્ત થશે ! તેથી સિદ્ધ થાય છે કે **સ્માર્ત્તબ્રહ્મજ્ઞાન, વૈદિક(બ્રહ્મ)જ્ઞાનવત્, સ્વતન્ત્રફલસાધક નથી, પરન્તુ પુરાણમાંથી** સઙ્ગૃહીત કરેલું હોવાથી આ **સ્માર્તબ્રહ્મજ્ઞાન ઉપનિષદ્જ્ઞાનને ઉપકારક છે** [*વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગુણધર્મ, નિમિત્તધર્મ, તથા સાધારણધર્મ આ ૬ પ્રકારના **સ્માર્તધર્મનું** નિરૂપણ કરવામાં **સ્મૃતિ** બલવતી છે, કારણ કે આ ષડ્વિધ**સ્માર્તધર્મ** પણ **શ્રૌત**ને ઉપકારક છે. (**યાજ્ઞ૦મિતાક્ષરા**)]

**आवरणभङ्ग** :—અત્ર આ આશય છે:—**સ્માર્તબ્રહ્મપ્રકરણ** પુરાણમૂલક છે, **કંઈ પ્રત્યક્ષ ઉપનિષન્મૂલક નથી** એ મુખ્યપક્ષમાં વાદી કંઇક **શઙ્કા** કરે છે:–(**વ્યાસસ્મૃતિ**

૧-૪) "**श्रुतिस्मृतिपुराणानां विरोधो यत्र दृश्यते। तत्र श्रौतं बलिष्ठं स्यात्तयो द्वैधे स्मृतिर्वरा।** અર્થાત્ શ્રુતિ, સ્મૃતિ, તથા પુરાણનો વિરોધ જ્યાં દૃશ્યમાન થાય ત્યાં **શ્રૌત**-શ્રુતિવાક્યોક્ત સર્વ કંઈ **બલિષ્ઠ** છે, અને સ્મૃતિ તથા પુરાણનો જ્યાં વિરોધ હોય ત્યાં સ્મૃતિ બલિષ્ઠ છે." આ પ્રમાણવાક્યથી સિદ્ધ થાય છે કે **સ્મૃતિ** મુખ્ય છે, **પુરાણના કરતાં બલિષ્ઠ** છે, **અને** વેદની સાથે **સમાનાધિકરણ** ધરાવે છે-તો પછી એવી **સ્મૃતિ** કયે પ્રકારે **પુરાણના** ઉપર **આધાર** રાખે?" આ **શઙ્કા** થાય તો તેનું **સમાધાન શ્રીમદાચાર્યચરણ** ઉપપાદિત કરે છે કે **સર્વે આશ્રમો સ્માર્ત છે,** તેમના આચારનિરૂપણના પ્રસ્તાવમાં ચતુર્થ સંન્યાસાશ્રમમાં બ્રહ્મધ્યાન મુખ્ય છે, અને એ બ્રહ્મધ્યાનનું નિરૂપણ પુરાણમાં કર્યું છે એટલે **પુરાણમાંથી સ્માર્તબ્રહ્મજ્ઞાન**નો ભાગ સઙ્ગૃહીત કર્યો છે, એમ માનવું એ જ યોગ્ય છે. (જુઓ ૧૮ સ્મૃત્યાદિ ગ્રન્થો.)

**શઙ્કાઃ**—"**પુરાણોમાંથી** જ (અને નહિ કે **પ્રત્યક્ષઉપનિષદ્‌માંથી)સ્માર્તબ્રહ્મજ્ઞાન** સઙ્ગૃહીત કર્યું છે એમ એક જ પક્ષ માનવામાં વિનિગમક-વિશેષયુક્તિ કઈ છે?"-આ **શઙ્કા** થાય તો **શ્રીમદાચાર્યચરણે સમાધાન** કર્યું છે કે **જો સ્માર્તબ્રહ્મજ્ઞાનનું મૂલ પુરાણો છે એમ નહિ** માનશો અને એનું **મૂલ પ્રત્યક્ષ ઉપનિષદ્ છે એમ માનશો તોઉપનિષત્ત્વનો ભઙ્ગ થવાથી દોષ** પ્રાપ્ત થશે. વળી, **શાખાવ્યવસ્થાનો ભઙ્ગ થશે**-એ બીજું દૂષણ પ્રાપ્ત થશે. **માટે સ્માર્ત બ્રહ્મજ્ઞાન પુરાણમૂલક છે અને વૈદિક બ્રહ્મજ્ઞાનવત્ ફલસાધક નથી** એમ નિશ્ચિત થાય છે. અત્ર આ **આશય** છેઃ—તમારે **(પૂર્વપક્ષીએ) સ્માર્ત બ્રહ્મપ્રકરણ**ને કોઈ એક ઉપનિષદ્‌ના અર્થસંગ્રહરૂપ માનવું પડશે અથવા તો સર્વોપનિષદ્‌ના અર્થસંગ્રહરૂપ માનવું પડશે. આદ્યપક્ષમાં કયા ઉપનિષદ્‌માંથી આ સ્માર્તબ્રહ્મજ્ઞાનનો ભાગ સઙ્ગૃહીત કર્યો છે એનું નામ નિર્દિષ્ટ કરેલું ન હોવાથી કયી શાખાવાલાને માટે આ સ્માર્તબ્રહ્મજ્ઞાન આવશ્યક છે એ જાણવું અશક્ય થઈ પડશે. વળી, યથાકથઞ્ચિત્ જ્ઞાન થાય તો પણ **તેટલો ભાગ સર્વસાધારણ** છે એમ કહી શકાશે નહિ. આ પ્રકારે સ્માર્ત બ્રહ્મજ્ઞાનનો સંગ્રહ અમુક ઉપનિષદ્‌માંથી કર્યો છે એમ માનશો તો **સ્માર્તબ્રહ્મ**જ્ઞાનની જે સર્વસાધારણતા છે તે **સર્વ સાધારણતાનો ભઙ્ગ** થશે એ પણ દોષ પ્રાપ્ત થશે. માટે **સ્માર્તબ્રહ્મજ્ઞાનનું મૂલ પુરાણો** છે અને એથી જ એ **સ્માર્તબ્રહ્મજ્ઞાન સર્વ સાધારણ હોઈ** સર્વોપયોગિ છે એમ માનવું યોગ્ય છે.

હવે જો તમે દ્વિતીય પક્ષ સ્વીકારી સ્માર્ત બ્રહ્મજ્ઞાનને સર્વ ઉપનિષદ્‌ના **અર્થ** સંગ્રહરૂપ માનશો તો સર્વ ઉપનિષદો ફલસાધવામાં સમાન હોવાથી તે તે ઉપનિષદોનું તે **તે** શાખામાં ઉપનિબન્ધન કરવાનો પ્રયાસ વ્યર્થ થઈ જશે. આ પ્રકારે આ **ઉપનિષત્ત્વભઙ્ગ** દોષ તેમ જ **શાખાવ્યવસ્થાભઙ્ગદોષ દૂર કરવા હોય તો સ્માર્ત બ્રહ્મજ્ઞાનનું મૂલ પુરાણો છે અને આ જ્ઞાનનો સંગ્રહ ઉપનિષદ્‌માંથી કર્યો નથી,**-એમ જ માનવું યોગ્ય છે. **આમ** માનશો તો જ **સ્માર્તબ્રહ્મજ્ઞાનની સર્વસાધારણતા** પણ ઘટી શકશે. આ પ્રકારે **પ્રમાણ, પ્રમેય, સાધન** તથા **ફલથી સ્માર્ત**પ્રમેયનું બલ નિશ્ચિત કર્યું. તત્ર આ સિદ્ધ થાય છેઃ-**સ્મૃતિપ્રમાણનું સ્વરૂપ જન્ય છે. વેદવત્ નિત્ય નથી. સ્માર્ત પ્રમેય** તથા **સાધન**નું સ્વરૂપ આ પ્રકારે છે. **સ્મૃતિ** વ્રતાદિક, કૃચ્છ્રાદિપ્રકાર, કરાદિપ્રકાર, તથા ગર્ભાધાનાદિકસંસ્કારપ્રકાર કથીને લોકસંગ્રહાદિ સાધી આપે છે. આમ સ્મૃતિ **લોકસંગ્રહાદિ** સાધીને તેમજ **વિશુદ્ધતા** ઉત્પન્ન કરીને **શ્રૌતધર્મને ઉપકાર કરે છે. સ્માર્તકર્મનું ફલ સ્વર્ગાભાસાદિ** છે, શ્રૌતવત્ મુખ્ય ફલ નથી. **સ્માર્તબ્રહ્મપ્રકરણ પુરાણમાંથી** સંગૃહીત

કરેલું હોય, **શ્રૌતબ્રહ્મજ્ઞાનને** ઉપકારક છે, પરન્તુ **સ્વતન્ત્રફલસાધક** નથી. તેથી **પ્રત્યક્ષોપનિષદ્ તથા પુરાણ** આ ઉભયની **તુલનામાં સ્માર્તબ્રહ્મપ્રકરણ નિર્બલ** છે. **સ્મૃતિની બલવત્તા** તો **વર્ણાશ્રમના ધર્મને** વિષે જ છે. આ પ્રકારે અવિરુદ્ધ અંશમાં *સ્મૃતિ પ્રમાણ છે. એમ પૂર્વોક્ત અર્થ દૃઢ થાય છે. (૪૬) આ પ્રકારે સ્મૃતિનું ઉપપાદન કરી શ્રીમહાચાર્યચરણ હવે પુરાણનિર્ણય કથે છે કે **पुराणमिति**।

**त० दी०—पुराणं वेदवत् पूर्वसिद्धं सर्वोपियोगि तत्।**
**सर्वोपकरणानीव धर्मस्य नरगेहयोः ॥४७॥**

**શબ્દાર્થ:**—પુરાણ શાસ્ત્ર વેદવત્ પૂર્વસિદ્ધ છે, તે પુરાણો **સર્વોપયોગિ** છે. **નર** અર્થાત્ દેહસ્થાનીય શ્રૌતધર્મને વિષે તેમજ **ગેહ** અર્થાત્ ગૃહસ્થાનીય સ્માર્તધર્મને વિષે પૌરાણિક ધર્મો સર્વના ઉપકરણસ્થાને છે. (જેમ ઉપકરણ (રાચરચીલા) વિના ગૃહને વિષે સ્થિતિ કરી શકાતી નથી, તેમ પૌરાણિક ધર્મરૂપ ઉપકરણ વિના ધર્મની સ્થિતિ નથી. પુરાણો શ્રૌતસ્માર્તધર્મને ઉપકારક છે.) (૪૭).

**વિવેચન:—पुराणमिति**। સ્મૃતિનિર્ણય કરતાં આ પુરાણનિર્ણયનું વૈલક્ષણ્ય જણાવવા વિશેષ કહે છે કે પુરાણમાં વેદધર્મનો અતિદેશ[1] (સમ્બન્ધ) છે.

અતઃ **વેદવત્** જ **પુરાણનિર્ણય**—પુરાણનો નિર્ણય કર્તવ્ય છે—એમ ભાવ છે. આમ પ્રમાણ સ્વરૂપ કથ્યું. વળી, આ પ્રકારે '**इतिहासः पुराणम्**। ઇતિહાસપુરાણપણ વેદસમાન ભગવન્નિઃશ્વાસ છે'—એ બૃહદારણ્યકની શ્રુતિ, તથા '**इतिहासः पुराणं वेदानां पञ्चमं वेदम्**। (છાન્દોગ્ય ઉપ૦ ૭–૧–૨) ઇતિહાસપુરાણ–વેદોના પઞ્ચમ વેદ છે તેનું–હું અધ્યયન કરું છું—આ સનત્કુમાર

---

૧ **अतिदेशः**—अन्यधर्मस्य अन्यत्र आरोपणम्। एकस्य श्रुतस्य अन्यत्र सम्बन्धः। प्रकृतात् कर्मणो यस्मात् तत्समानेषु कर्मसु। धर्मोऽतिदिश्यते येन **अतिदेशः** स उच्यते ॥ (**जै० न्या० अ०** ७–४–१) વેદમાં પ્રથમ શ્રવણ કરેલા ધર્મના સમ્બન્ધ અન્યત્ર પુરાણના સમાન કર્મોમાં પણ જે ન્યાયે કરી શકાય છે તેને **અતિદેશ** કહે છે.

*ઉ**પબૃંહણ**=જેઓએ સકલ વેદ તથા તેના અર્થ જાણ્યા છે, અને જેમને પોતીકા યોગમહિમાથી વેદના તત્ત્વાર્થનો સાક્ષાત્કાર થયો છે તેવાઓના વાક્યોથી પોતાને સમજાયલો વેદવાક્યનો અર્થ સ્ફુટ કરવો તે. સકલ શાખાઓમાં જે વેદવાક્યાર્થ વિરાજી રહ્યો છે તે અલ્પ શાખાના વેદભાગ શ્રવણ કરવાથી સમજવો કઠિન છે અને તે વિના વેદના અર્થનો નિશ્ચય થઈ શકતો નથી તેથી પોતાને સમજાયલા વેદાર્થનું પુરાણાદિના વાક્યોથી સમર્થન કરવું અર્થાત્ ઉપબૃંહણ અવશ્ય કરવું જ જોઇએ. તત્ર **પુલસ્ત્ય** તથા **વસિષ્ઠ**ના વરદાનથી જેમને પરબ્રહ્મનું પારમાર્થિકજ્ઞાન પ્રાપ્ત થયું છે એવા **ભગવાન્ પરાશર પાસેથી મૈત્રેય** જેવા ઋષિએ પણ (**મૈત્રેય**) **પોતે** જે વેદાર્થ સમજ્યા હતા તેનું ઉપબૃંહણ કરવા ઇચ્છા કરી હતી. (જુઓ **વિષ્ણુ૦ પુ૦** ૧–૧–૪–૫ **सोहमिच्छामि धर्मज्ञ श्रोतुं त्वत्तो**—હે ધર્મજ્ઞ ભગવન્! હું આપની પાસથી (વેદાર્થ–શ્રુત્યર્થ) શ્રવણ કરવા ઇચ્છુ છું—ઇત્યાદિ.) ઇતિહાસ **પુરાણના અર્થ**વડે પરમ્પરાપ્રાપ્ત **ઉપબૃંહણ** કર્યા વિના પોતાને સ્ફુરેલો **વેદાર્થ** દૃઢ થતો નથી, તેથી **વેદાર્થોપબૃંહણાર્થે પુરાણાદિ** આવશ્યક છે. *વર્ણાશ્રમાદિપાઞ્ચધસ્માર્તધર્મમાં સ્મૃતિ પ્રમાણ છે. (પૃ. ૭૪.)

નારદસંવાદની શ્રુતિ પણ ઘટી શકે છે. પરન્તુ **કેટલાક મતાનુયાયિઓ** શ્રૌત જ ઇતિહાસાદિ સ્વીકારીને તેમનું પઞ્ચત્વ આ શ્રુતિમાં વ્યાખ્યાત કરે છે. તે મત તુચ્છ છે, કારણકે તે શ્રૌત ઇતિહાસભાગ વેદચતુષ્ટયમાં અન્તર્ગત થવાથી આ શ્રુતિમાં ઇતિહાસાદિનો જે પૃથક્પાઠ તથા પૃથક્ **પ** મી સંખ્યા કથ્યાં છે તેનો વિરોધ આવે, અને વળી તેટલો વેદભાગ પ્રક્ષિપ્ત છે—એમ પ્રાપ્ત થાય. વળી, **જો પુરાણાદિ વેદરૂપ નહોય તો પુરાણોથી વેદોપબૃંહણ ન થાય—એ દોષ પ્રસક્ત થાય.** તે પ્રકારે ઉપબૃંહણ ન સ્વીકારવામાં આવે તો **"इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्**× **। बिभेत्यल्पश्रुताद्वेदो मामयं** [1]**प्रहरिष्यति॥ ( भारत० आदिपर्व० १-२७३)** અલ્પશ્રુતથી-અલ્પ શ્રવણ કરનારાથી વેદ ભય પામે છે કે આ અલ્પશ્રુત મ્હને પ્રહાર કરશે. વા[1] છેતરશે, તેથી ઇતિહાસ તથા પુરાણના અર્થથી વેદાર્થનું સમ્યક્ ઉપબૃંહણ—સમર્થન કરવું જોઇએ"—આ વાક્યનો વિરોધ આવે. તેથી ઇતિહાસ**પુરાણ**ના અર્થ વડે વેદાર્થનું **ઉપબૃંહણ** કરવું એ આવશ્યક છે. વળી, પુરાણોથી વેદોપબૃંહણ ન સ્વીકારો તો **वेदाः प्रतिष्ठिताः सर्वे पुराणे नात्र संशयः॥ ( विष्णुपुराण ) । इतिहासपुराणैस्तु कृतोऽयं निश्चलः पुरा । ( स्कान्द पुराण ) नान्यथा ज्ञायते धर्मो ब्रह्मविद्या च वैदिकी । तस्मात्सर्वपुराणं च श्रद्धातव्यं मनीषिभिः॥(कूर्म० पु० १५०).** અર્થાત્ (૧) " સર્વે વેદો પુરાણમાં પ્રતિષ્ઠિત છે "—એમાં સંશય નથી—એમ વિષ્ણુપુરાણ વાક્યનો. (૨) " ઇતિહાસ**પુરાણો**થી આ **વેદાર્થ** પૂર્વે **નિશ્ચલ**-સુદૃઢ કર્યો છે"—એમ **સ્કાન્દ** પ્રભાસખણ્ડીય વાક્યનો, તથા (૩) " વૈદિકીબ્રહ્મવિદ્યા તથા ધર્મ ( પુરાણ વિના ) બીજી કોઈ પણ રીતે સમજી શકાતા નથી, તેથી મનનશીલોએ સર્વપુરાણમાં શ્રદ્ધા રાખવી જોઇએ"—આ **કૂર્મ**પુરાણના વાક્યનો વિરોધ આવે છે. આ [2]અર્થવાદ (સ્તુતિ-પ્રશંસા) છે-એમ ન કહેવું. કારણકે **"पुराणे अर्थवादत्वं ये वदन्ति नराधमाः । तैरर्जितानि पुण्यानि तद्वदेव भवन्ति हि ॥ (बृ० ना० पुराण)** પુરાણો વિષે અર્થવાદત્વ (સ્તુત્યર્થ) છે એમ જે દુષ્ટ મનુષ્યો કથે છે તેમના અર્જિત પુણ્યો પણ તે અર્થવાદ (સ્તુત્યર્થ) જેવા જ ( મિથ્યા ) થાય છે "—એમ **બૃહ**ન્નારદપુરાણ વાક્યમાં દોષ સ્મરણ થાય છે. આથી અત્ર પ્રસિદ્ધ જ ઇતિહાસ**પુરાણ** ગ્રહણ કરવા ઘટે છે, તેથી **પુરાણમાં વેદાતિદેશ યુક્ત જ છે.** ( પુરાણમાં વેદશ્રુતધર્મનો સમ્બન્ધ છે. )

તેથી સિદ્ધ થાય છે કે જેમ વેદમાં અગ્નિહોત્રાદિક **પઞ્ચપદાર્થ અનેક રૂપ, સભેદ, તથા સાઙ્ગ કહ્યાં છે, તેમ પુરાણમાં ધર્મ, અર્થ,** કામ, મોક્ષ **તથા ભક્તિ—એ પાંચે** પદાર્થો નિત્ય તથા **કામ્યના** ભેદથી **અનેકપ્રકારે** સાઙ્ગોપાઙ્ગ **નિરૂપિત કર્યા છે.**(તેથી વેદવત્‌જ પુરાણનો નિર્ણય કર્તવ્ય છે એમ અભિપ્રાય જાણવો.)
પુરાણમાંકહેલા **નિ**ત્ય તથા કામ્ય—એમ બે પ્રકારના ધર્મ, અર્થ, કામ,મોક્ષતથા **ભ**ક્તિનાઉદાહરણઃ—

---

× **उपबृंहणं** नामविदितसकलवेदतदर्थानां स्वयोगमहिमसाक्षात्कृतवेदतत्त्वार्थानां वाक्यैस्स्वावगत वेदवाक्यार्थव्यक्तीकरणम् । १ **रामानुज श्रीभाष्य. १-१-१** માં प्रतरिष्यति અલ્પશ્રુત મ્હને છેતરશે એવો પાઠ છે. २ **अर्थवाद—अर्थस्य**-लक्षणया-**स्तुत्यर्थस्य निन्दार्थस्य** वा **वादः** । स्तुतिः प्रशंसा । फलश्रुतिः अर्थवाद एव सोऽपि रुच्युत्पादनार्थः । मीमांसकास्तु विधिशेषः निषेधशेष श्चेत्यर्थवादं द्वैविध्येन विभेजिरे । **( लौ० भा० ).** કર્મમાં રુચિ થાય એ ઉદ્દેશથી ફલસ્તુતિ છે-એમ લાક્ષણિક **સ્તુ**ત્યર્થનું વા **નિ**ન્દાર્થનું કથન **અર્થવાદ** કરે છે. **મી**માંસકો **અર્થવાદ** ને **વિધિશેષ** વા **નિષેધશેષ** માની કહે છે કે વિધેયકર્મમાં પ્રવૃત્તિ થાય એજ **અર્થવાદ**નું તાત્પર્ય છે.

(૧)**ધર્મઃ**–અતિથિપૂજન નિત્યધર્મ છે. **अतिथिर्विमुखो यातः पुण्यमादाय गच्छति। (पुराण)** અર્થાત્ 'અતિથિ વિમુખ થઇને જાય તો જે ગૃહસ્થને ત્યાંથી અતિથિ વિમુખ થઇને જાય તે ગૃહસ્થનું પુણ્ય લઇને તે અતિથિ જાય છે.' કામ્ય **ધર્મ**:–જેમકે પુત્રની કામનાને લીધે **દિતિ**એ પયોવ્રત કર્યું. (૨) **અર્થઃ**–નિત્ય **અર્થ**:–જેમકે બ્રાહ્મણના શરીરનિર્વાહને **અર્થે** કોઠી ભરેલા **અથવા** કુમ્ભઘડા ભરેલા ધાન્યાદિ અવશ્ય રાખવા ઇત્યાદિ. **કામ્ય** અર્થ:–જેમકે **ઇલા** સ્ત્રીએ ભોગાર્થે **શિવ** પાસેથી પુરુષદેહની વાઞ્છના કરી. (૩) **કામઃ**–નિત્ય કામઃ–**ऋतुस्नातां तु यो भार्यां शक्तः सन्नोपगच्छति। घोरायां भ्रूणहत्यायां युज्यते नात्र संशयः। (पराशरस्मृति)** "ઋતુ પ્રાપ્ત થાય ત્યારે જ શકિતમાન્ પુરુષજ સ્વભાર્યાનો સઙ્ગ જો ન કરે તો તેને ઘોર ભ્રૂણહત્યાનું પાપ લાગે છે–એમાં સંશય નથી" ઇત્યાદિ.કામ્યકામઃ—જેમકે **આગ્નીધ્ર** રાજાએ **પૂર્વચિતિ**ની સાથે સઙ્ગ કર્યો. (૪)**મોક્ષઃ**–**નિત્ય મોક્ષ સાયુજ્ય** છે.જેમકે **सायुज्यरूपा परमामुक्तिर्भुवि परात्मनि। पारमार्थिकतादात्म्यरूपाप्यज्ञाननाशतः। (सूतसंहिता मुक्तिखण्ड)** ભૂતલ પર જીવનું અજ્ઞાન નાશ થઇને પરમાત્મા-ભગવાનને વિષે પારમાર્થિક તાદાત્મ્યરૂપ. જે પરમમુક્તિ પ્રાપ્ત થાય છે તેને **સાયુજ્ય**રૂપ પરમમુક્તિ કથી છે. **કામ્યમોક્ષ સાલોક્યાદિ** છે. જેમકે **સૂતસંહિતા**ના મુક્તિખણ્ડમાં કહ્યું છે કે **एवं बहुविधाः प्रोक्ता मुक्तयः पुरुषोत्तमे। एतास्वशुद्धचित्तानामिच्छा नित्यं प्रजायते।** આ પ્રકારે પુરુષોત્તમને વિષે બહુપ્રકારની મુક્તિઓ કથી છે. આ (કામ્ય) મુક્તિઓની ઇચ્છા સદા જે જીવનું ચિત્ત અશુદ્ધ હોય છે તેમને થાય છે. (૫) "**भक्ति**–નિત્યભકિતઃ—" **सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत। दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः॥ स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः॥ (भाग० ३-२९-१३)** સાલોક્ય (વૈકુણ્ઠવાસ), સાર્ષ્ટિ (સમાનૈશ્વર્ય), સામીપ્ય, તથા ચતુર્ભુજત્વાદિસારૂપ્ય, તથા એકત્વ–સારૂપ્ય આમ ચતુર્વિધ મુક્તિનું દાન કરવામાં આવે છે તો પણ મ્હારા સેવકો મ્હારી સેવા વિના બીજું કંઇ પણ ગ્રહણ કરતા નથી. તેનું જ નામ **આત્યન્તિક ભકિતયોગ** કહ્યું છે." અત્ર **નિત્યભક્તિ** કથી છે. તથા '**अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः। तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम्। (भाग० २–३–१०)** વૈરાગ્યકામનાવાળા જીવે સર્વ કામનાવાળાએ વા ઉદાર બુદ્ધિવાન્ મોક્ષકામનાવાન્ પુરુષે તીવ્ર ભકિતયોગે પરમપુરુષનું યજન કરવું.' અત્ર કામ્ય **ભક્તિ** કથી છે. આ પ્રકારે **મોક્ષની** તથા **ભકિતની નિત્યતા** કથી છે. અર્થાત્ જીવે **નિત્યમોક્ષ** તથા **નિત્યભકિત** અવશ્ય પ્રાપ્ત કરવા જોઇએ. કારણકે **નિત્યમોક્ષ** વા **નિત્યભકિત** પ્રાપ્ત ન થાય તો સંસારદુઃખ નિવૃત્ત થતું નથી–એમ નિશ્ચય જાણવું. આમ **પુરાણો** સર્વોપયોગિ પઞ્ચ**પુરુષાર્થ**નું નિરૂપણ કરે છે.

તત્રાપિ (પુરાણોક્તપઞ્ચપુરુષાર્થસિદ્ધિમાં પણ) દેશાદિનું અઙ્ગત્વ છે. જેમ વેદના અગ્નિહોત્રાદિકમાં દેશકાલાદિ છ પદાર્થ પૃથક્ અઙ્ગ છે, તેમ પુરાણના પાંચે–ધર્મ, અર્થ, કામ, મોક્ષ અને ભક્તિ–એ *પ્રત્યેક પુરુષાર્થના દેશાદિષટ્ક અર્થાત્ દેશકાલાદિ ૬ અઙ્ગ ભિન્ન ભિન્ન છે. અર્થાત્ પુરાણમાં પ્રત્યેક પુરુષાર્થને સાધનારા–દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર તથા કર્મ, ઇત્યાદિ ષડઙ્ગ પૃથક્ પૃથક્ કહ્યા છે. (આમ પુરુષાર્થનું પ્રતિપાદન કર્યાથી પુરાણો પણ સાર્થક છે એમ સિદ્ધ થાય છે.)

* **ધર્મ, અર્થ,** કામ, મોક્ષ તથા **ભકિત**—આ પઞ્ચપુરુષાર્થના દેશાદિ ષડંગનું પૃથક્ પૃથક્ **નિરૂપણ પુરાણો** કરે છે. એનું દિક્ માત્ર નિરૂપણ કર્યું છે. આ પ્રકારે જેમ

વેદ **યજ્ઞાર્થતા** સૂચવે છે તેમ **પુરાણ પુરુષાર્થતા** સૂચવે છે. **(અ) ધર્મના** ૬ અંગઃ-(૧) **દેશશુદ્ધિ–अकृष्णसारो देशानामब्रह्मण्योऽशुचिर्भवेत् । (ભાગ૦ ૧૧-૨૧-૮) ધર્મ** નામનોપ્રથમ પુરુષાર્થ સાધે એવા **દેશાદિ** કહ્યા છે. જેમકે દેશોમાં જ્યાં કૃષ્ણસારહરિણ ન હોય એવો, તથા જ્યાં બ્રાહ્મણ ન વસતા હોય એવો દેશ અશુદ્ધ થાય છે. એમ અત્ર નિષેધમુખે આ વિનાના બીજા દેશ શુદ્ધ કથ્યા છે. ( ૨ ) એ પ્રકારે **કાલશુદ્ધિ** માત્સ્યપુરાણમાં કહેલી છેઃ- **कर्मण्यो गुणवान् कालो द्रव्यतः स्वत एव वा ।** જે કાલે કર્મ થઇ શકે, અને જે કાલ દ્રવ્યતઃ વા સ્વતઃજ ગુણવાન્ છે તે કાલ શુદ્ધ છે. કયો **કાલ** સ્વતઃ **શુદ્ધ** છે –એમાં પ્રમાણ માત્સ્યપુરાણ કથે છેઃ—**प्रौष्ठपद्यष्टकाभूयः पितृलोके भविष्यति ।** પ્રૌષ્ઠપદીનો (ભાદ્રપદની પૂર્ણિમાએ કરેલા) **અષ્ટકા** નામનો પિત્ર્યપાકયજ્ઞ પુનઃ પિતૃલોકે (ફલદાયક) થાય છે. નવ અન્ન ઉત્પન્ન થાય ત્યારે તે નવાન્નનું **આગ્રયણ**—દેવોને પ્રથમ સમર્પણ જે કાલે થાય છે તે કાલ દ્રવ્યતઃ શુદ્ધ છે. (૩) **નિત્ય દ્રવ્ય**શુદ્ધિઃ—ઉપરોક્તપ્રકારે જ **આગ્રયણ** કર્યાથી–અન્નાદિને અગ્રે દેવસમર્પિત કર્યાથી દ્રવ્યશુદ્ધિ થાય છે. **કામ્ય દ્રવ્ય**શુદ્ધિ–જેમકે પયોવ્રતમાં મૃત્તિકાથી લેપ કરીને સિનીવાલી–ચૌદશ ભેગી હોય એવી દૃષ્ટચન્દ્રામાવાસ્યાએ સ્નાન કરવું. ( ૪ ) **કર્તૃ**શુદ્ધિ **एतन्मेभगवान्पृष्टः प्रजाकामस्य पद्मजः ।** એમ અત્ર પ્રજાકામવાન્ કામ્યકર્તાની શુદ્ધિ કથી છે. એ પ્રકારે **નિત્ય કર્તૃ**શુદ્ધિ વિષે જાણવું. (૫) **મન્ત્ર**શુદ્ધિ જેમકે—**त्वं देव्यादिवराहेण**—ઇત્યાદિ મૃત્તિકા સ્નાન મન્ત્ર. (૬) **કર્મ**શુદ્ધિ—જેમકે અત્રત્યપયોવ્રતાંગભૂત મૃત્તિકા સ્નાન કર્મ. **(બ) અર્થ**નામના દ્વિતીય **પુરુષાર્થ**ના પણ દેશકાલાદિ ષડંગ **પુરાણમાં** કથ્યા છે. (૧) **દેશ**—જેમકે માત્સ્યપુરાણમાં રાજધર્મમાં કયો દેશ શુદ્ધદેશ છે તે કથ્યો છે, **राजा सहायसम्पन्नः प्रभूतयवसेन्धनम् । रम्यमानतसामन्तमगमं देशमाविशेत् ।** સહાયસમ્પન્ન રાજાએ જેમાં પુષ્કલ ધાન્યાદિ તથા ઇન્ધન હોય છે, જે રમ્ય છે, જેના સામન્તો નમ્ર છે, અને જે અગમ્ય છે, એવા દેશમાં પ્રવેશ કરવો. (૨) **કાલ**—જેમકે **वणिङ्मुनिनृपाः स्नाता निर्गम्यार्थान् प्रपेदिरे ॥ ( ભાગ૦ ૧૦-૧૭-૪૯ )** ભાગવતપુરાણે "જે **સત્કાલ**માં વણિજો, મુનિઓ, નૃપો, સ્નાન કરીને બહિર્નિગમન કરીને પોતપોતીકા **અર્થને** પ્રાપ્ત કરે છે–તે **શરત્કાલને" અર્થ**સાધક કહ્યો છે. તેમજ **માત્સ્યપુરાણમાં અર્થ**સાધક **કાલ** કથ્યો છે. જેમકે **पुष्टा योधा भृता भृत्याः प्रभूतं च बलं मम । मूलरक्षासमर्थोऽस्मि तदा यात्रां प्रयोजयेत् ।** જ્યારે યોદ્ધાઓ પુષ્ટ થયા હોય, સેવકો પોષણ પામ્યા હોય, અને મ્હારું સૈન્યબલ પુષ્કલ છે, તથા હું મ્હને તથા મ્હારા મૂલ ( રાજ્ય )ને રક્ષવા સમર્થ છું–એમ જ્યારે લાગે ત્યારે રાજાએ વિજયયાત્રા યોજવી " (૩) **દ્રવ્ય**—જેમકે ' સર્વ આયુધોનો સંગ્રહ પ્રશંસનીય છે.'–એમ **વિષ્ણુ**ધર્મોત્તરાદિમાં **રાજધર્મ**કથનમાં કહ્યું છે કે (૪) **કર્તા–માત્સ્યપુરાણમાં અર્થસાધક કર્તા** કથ્યો છે. જેમકે **यस्मिन्कर्मणि यस्य स्याद् विशेषेण च कौशलम् । तस्मिन्कर्मणि तं राजा परीक्ष्य विनियोजयेत् ।** જે કર્મને વિષે જેનું વિશેષે કરીને કૌશલ્ય હોય તે કર્મને વિષે તેની પરીક્ષા કરીને રાજાએ તેની ખાસ કરીને નિમણુક કરવી. ( ૫ ) **મન્ત્ર** પણ **અર્થસાધક** હોય છે. જેમકે **નારાયણકવચાદિ મન્ત્ર. (ભાગ૦ ૬) ( ૬ ) કર્મ અર્થસાધક છે,** જેમકે માત્સ્યપુરાણમાં કહ્યું છે કે **सङ्ग्रामेष्वनिवर्तित्वं प्रजानां परिपालनम् । शुश्रूषा ब्राह्मणानां च राज्ञां निःश्रेयसं परम् ॥** સંગ્રામને વિષે પાછા ન હઠવું, પ્રજાનું પરિપાલન કરવું, તથા બ્રાહ્મણોની પરિચર્યા કરવી—આ **કર્મ** રાજાઓને પરમ નિઃશ્રેયસ્

પ્રાપ્ત કરાવે છે. હવે (क) પુરાણાદિમાં કામ નામના તૃતીય પુરુષાર્થના ષડઙ્ગનું નિરૂપણકર્યું છે. જેમકે (૧) દેશ–**प्रायशः प्राकृता लोके स्त्रियोरहसि बिभ्रति**। ઘણું કરીને પ્રાકૃત જીવો સ્ત્રીઓને એકાન્ત સ્થલે ધારણ કરે છે. (૨) કાલ–જેમકે ઋતુરાત્ર્યાદિ. (૩) દ્રવ્ય જેમકે ગારુડપુરાણમાં કથે છે કે–**मनःशिलापत्रकं च सगोरोचनकुङ्कुमम्। एभिः कृते च तिलके नरः स्त्रीवशतामियात्**। મનઃશિલાપત્રયુક્ત તથા ગોરોચન કુંકુમયુક્ત તિલક કરવામાં આવે તો પુરુષ સ્ત્રીને વશ થાય છે. (૪) કર્તા–જેમકે પુરાણાન્તરે વરલક્ષણ કથ્યું છે કે **यस्याऽप्सु प्लवते बीजं ह्रादि मूत्रं च फेनिलम्। पुमान्स्याल्लक्षणैरेतैर्विपरीतैस्तु षण्ढकः॥** જેનું વીર્ય–બીજ જલને વિષે તરે છે, અને જેનું મૂત્ર શબ્દ કરે છે, તથા ફેનયુક્ત હોય છે–આ લક્ષણે કરીને નર પુરુષ છે–એમ સમજવું, પરન્તુ આથી વિપરીત લક્ષણો હોય તો તેને ષણ્ઢ–નપુંસક જાણવો. (૫) મન્ત્ર જેમકે ગારુડપુરાણે કથ્યું છે. ગણપતિ મન્ત્ર ઉચ્ચારીને **अयुतञ्जुहुयाद्यस्तु शुचिः प्रयतमानसः। दृष्टमात्रं सदा तस्य वशमायान्ति योषितः॥** જે પુરુષ શુદ્ધ થઇને પ્રયતચિત્તે અયુત હોમ કરે છે તેના દર્શનમાત્રથી સ્ત્રીઓ તેને વશ થાય છે. (૬) કર્મ–જેમકે ગારુડપુરાણે કથ્યું છે કે **रतिकाले महादेव पार्वतीप्रिय शङ्कर। निजं शुक्रं गृहीत्वा तु वामहस्तेन यः पुमान्। कामिनीचरणं वामं लिम्पेत् स स्यात् स्त्रियाः प्रियः॥** રતિકાલે, હે મહાદેવ, હે શઙ્કર, હે પાર્વતીપ્રિય, જે વામહસ્તે નિજ શુક્ર ગ્રહણ કરીને તેનો લેપ કામિનીના વામચરણે કરે છે તે પુરુષ સ્ત્રીનો પ્રિય થાય છે. હવે (ङ) પુરાણાદિમાં મોક્ષ નામના ચતુર્થ પુરુષાર્થના ષડઙ્ગનું નિરૂપણ કર્યું છેઃ–(૧) દેશઃ–જેમકે પુરાણાન્તરે **सप्तपुर्यस्त्रयो ग्रामा नवारण्या नवोषराः**। સપ્ત પુરીઓ, ત્રણ ગ્રામ, નવ અરણ્ય, તથા નવ ઉષર–આ સર્વે મોક્ષદાનના કર્તા તરીકે ગણાયા છે. જેમકે વારાહપુરાણમાં **काश्यादिपुर्यो यदि सन्ति लोके तासां तु मध्ये मथुरैव धन्या। या जन्ममौञ्जीव्रतमृत्युदाहैर्नृणां चतुर्द्धा विदधाति मुक्तिम्॥** કાશી–આદિ પુરીઓ લોકમાં છે, વળી, તેમની મધ્યે અહોભાગ્યશાલી જ મથુરાપુરી છે કે જે મથુરાપુરી જન્મથી, મૌઞ્જી (બ્રહ્મચર્ય) વ્રતથી, મૃત્યુથી, તથા દાહથી–એમ ચાર પ્રકારે મનુષ્યોને મુક્તિ આપે છે. (૨) કાલઃ–જેમકે **अग्निर्ज्योतिरहः शुक्लः**। (૮–૨૪) ભગવદ્ગીતાદિ વાક્યમાં બ્રહ્મવેત્તાભીષ્માદિ ભક્તોને માટે અગ્નિ, જ્યોતિઃ, અહઃ, શુક્લપક્ષ, ષણ્માસ તથા ઉત્તરાયણ–આ સર્વને ઉત્તમ મૃત્યુકાલ કથ્યો છે. (૩) દ્રવ્યઃ–જેમકે **वानप्रस्थाश्रमपदेष्वभीक्ष्णं भैक्ष्यमाचरेत्। संसिद्ध्यत्याश्व सम्मोहः शुद्धसत्त्वः शिलाऽन्धसा**। વાનપ્રસ્થાશ્રમમાં સદા ભિક્ષાવૃત્તિ આચરવી. આ આશ્રમ ધારણ કરનારો નર શિલોઞ્છવૃત્તિના અન્નથી શુદ્ધસત્ત્વયુક્ત થઇને સમ્મોહ પામ્યા વિના સત્વર સંસિદ્ધિ પામે છે. (૪) કર્તા–જેમકે **न कामकर्मबीजानां यस्य चेतसि सम्भवः। वासुदेवैकनिलयः स वै भागवतोत्तमः॥** એકાદશસ્કન્ધ (૧૧–૨–૫૦) ભાગવતપુરાણે આ પ્રકારે કર્તાનું લક્ષણ કથ્યું છે કે જેના ચિત્તમાં કામ તથા કર્મનાં બીજોનો સમ્ભવ નથી, જે શુદ્ધસત્ત્વાત્મક વાસુદેવ ભગવાનને વિષે એકાન્તશરણ લે છે તે જ ખરેખર ભાગવતોત્તમ છે. (૫) મન્ત્ર–જેમકેઃ–**निर्विश्य भोगानन्ते च कृष्णसायुज्यमाप्नुयात्**। ભોગને વિષે નિવેશ કરીને અન્તે કૃષ્ણસાયુજ્ય પ્રાપ્ત કરે છે"–એમ બ્રહ્માણ્ડપુરાણમાં ધરણીશેષસંવાદ કથ્યો છે. (૬) કર્મ–જેમકે **एवमग्न्यर्कतोयादावतिथौ हृदये च यः। यजतीश्वरमात्मानमचिरान्मुच्यते हि सः।** (૧૧–૩–૫૫) શ્રીમદ્ભાગવતના એકાદશસ્કન્ધમાં પૂજાના પ્રસઙ્ગમાં કહ્યું છે કે આ પ્રકારે અગ્નિ,

અર્ક, તથા જલાદિમાં, અતિથિમાં તથા હૃદયમાં જે જીવ પરમાત્મા ઈશ્વરનું યજન કરે છે તે ખરેખર સત્વર મુક્ત થાય છે. (६) **પુરાણમાં ભક્તિ નામના પઞ્ચમ પુરુષાર્થના** ષડઙ્ગ કથ્યાછે:— (૧) શ્રીમદ્ભાગવતના **કરભાજન જનક જાયન્તેય** સંવાદમાં ભક્ત્યુત્પાદક દશ **દેશ** કથ્યા છે—જેમકે **"क्वचित्क्वचिन्महाराज द्रविडेषु च भूरिश। ताम्रपर्णी नदी यत्र कृतमाला पयस्विनी॥ कावेरी च महापुण्या प्रतीची च महानदी। ये पिबन्ति जलं तासां मनुजा मनुजेश्वर। प्रायो भक्ता भगवति वासुदेवेऽमलाशयाः॥"**(११-५-३८-४०)"હે મહારાજ, ક્વચિત્ ક્વચિત્ દ્રવિડ દેશમાં જ્યાં **તામ્રપર્ણી** નદી છે, **કૃતમાલા** નદી છે, જ્યાં મહાપુણ્યા **કાવેરી** નદી છે, અને જ્યાં **મહાનદી**છે."આ ભક્ત્યુત્પાદક **દેશ** છે-(૨) **દ્રવ્ય:**—અત્રજ નદી જલને ભક્તિનું શુદ્ધ **દ્રવ્ય** કથ્યું છે.જેમકઃ—"આ નદીઓનું જલપાન જે મનુષ્યો કરે છે તેઓ, હે મનુજેશ્વર, ઘણું કરીને નિર્મલ અન્તઃકરણયુક્ત થઇને **વાસુદેવ** ભગવાનના ભક્તો થાય છે." (૩) **કલિયુગ** ભક્ત્યુત્પાદક **કાલ** છે એમ તત્ર જ કથ્યું છે. જેમકે **कृतादिषु प्रजा राजन्कलाविच्छन्ति सम्भवम्। कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः॥ ( भाग० ११-५-३८.)** કલિયુગમાં ખરેખર, જીવો ભગવત્પરાયણ થશે—એમ સમજીને કૃતયુગાદિ વિષેની પ્રજાઓ કલિયુગમાં જન્મ ઇચ્છે છે. (૪) **ભક્તિમાર્ગમાં કર્તા** ગમે તે થઇ શકે છે જેમકે **देवोऽसुरो मनुष्यो वा यक्षो गन्धर्व एव वा। भजन्मुकुन्दचरणं स्वस्तिमान् स्याद् यथा वयम्॥ ( भाग० ७-८-५०.)** **પ્રહ્લાદ** કહે છે:—દેવ, અસુર, મનુષ્ય, વા યક્ષ વા ગન્ધર્વ—ગમે તે કોઇ જીવ **મોક્ષદાતા મુકુન્દ** ભગવાનના **ચરણને** સેવે તો તે અમારા જેવા **આસુરોની** માફક, ખરેખર, પરમ કલ્યાણ પ્રાપ્ત કરે છે." (૫) **મન્ત્ર**—જેમકે ષષ્ટસ્કન્ધમાં **ગદ્યરૂપ મન્ત્ર** કથ્યો છે કે જેથી **શેષ** સાક્ષાત્કાર થાય છે. (૬) **કર્મ**—જેમકે **मामेव नैरपेक्ष्येण भक्तियोगेन विन्दते। भक्तियोगं स लभते एवं यः पूजयेत माम्॥ (भाग० ११-२७-५३)** નિરપેક્ષ-**નિષ્કામ-ભક્તિયોગ**બલે મ્હનેજ પ્રાપ્ત કરે છે. આ પ્રકારે મ્હને (ભગવાનને) જે પૂજે છે તે **ભક્તિયોગ** પ્રાપ્ત કરે છે. અત્ર તો આ **ભક્ત્યાદિ પાંચે પુરુષાર્થના ષડંગનું** માત્ર દિગ્દર્શન જ કરાવ્યું છે, અન્યત્ર પાંચે પુરુષાર્થનું જે અઙ્ગ વર્ણન હોય તે યથાયોગ્ય ગ્રહણ કરવું. આ પ્રકારે જેમ **વેદની યજ્ઞાર્થતા** સિદ્ધ થાય છે તેમ **પુરાણની પુરુષાર્થાર્થતા** સિદ્ધ થાય છે, અર્થાત્ જેમ **વેદ યજ્ઞાર્થ**સિદ્ધ કરી આપી સાર્થક થાય છે, તેમ **પુરાણો** પણ ધર્મ, કામ, **મોક્ષ** તથા ભક્તિ એમ **પઞ્ચ પુરુષાર્થ** સિદ્ધ કરાવી સાર્થક થાય છે. પરન્તુ જ્યારે **વેદ ત્રૈવર્ણિક દ્વિજનું** જ **શ્રેય** કરે છે, ત્યારે **પુરાણ** તો આ કલિ કાલમાં પણ **સર્વકોઈ**ને માટે **ઉદ્ધારમાર્ગ** પ્રકટ કરે છે.**પુરાણ સર્વોપયોગી છે.**

હવે વ્યાસજીના કર્તૃત્વ વિષે આશઙ્કા કરીને નિરાકરણ કરે છે."**अष्टादशपुराणानिकृत्वा सत्यवतीसुतः"**। અર્થાતઃ "સત્યવતીસુતે ૧૮ પુરાણ **કર્યા** પછી" એ વાક્યથી વ્યાસ પુરાણના **કર્તા** છે કે કેમ?" એ શઙ્કા થાય તો તે દૂર કરવા કહે છે કે **पूर्वसिद्धमिति। પુરાણ પૂર્વસિદ્ધ** છે અર્થાત્ પુરાણ નિત્ય છે"એમ અર્થ છે.માત્સ્યપુરાણે પુરાણનું નિત્યત્વ કથ્યું છે. જેમકે"**पुराणं सर्वशास्त्राणां प्रथमं ब्रह्मणा स्मृतम्। नित्यं शब्दमयं ब्रह्म शतकोटिप्रविस्तरम्। अनन्तरं च वक्त्रेभ्यो वेदास्तस्य विनिर्गताः। पुराणमेकमेवासीत् तस्मिन् कल्पान्तरेऽनघ।** અર્થાત્ સર્વ શાસ્ત્રોમાં બ્રહ્માએ પ્રથમ પુરાણનું સ્મરણ કર્યું. એ પુરાણ નિત્ય, શબ્દમય બ્રહ્મ છે અને શતકોટિ તેનો વિસ્તાર છે.

ત્યાર પછી તેના મુખમાંથી વેદો નિઃસર્યા. હે અનઘ–હે નિષ્પાપ! તે કલ્પમાં એક પુરાણ જ ત્યાં હતું!' શતકોટિ પુરાણને સંક્ષિપ્ત કરી ચતુર્લક્ષ શ્લોક માત્રનો સંગ્રહ કરી **શ્રીમદ્વેદવ્યાસે** એ પુરાણો પ્રકટ કર્યા. 'આમ **શ્રીમદ્વેદવ્યાસનું** જે **પુરાણકર્તૃત્વ** છે તે કેવા પ્રકારનું સમજવું?' એમ **શઙ્કા** થાય તો **સમાધાન** કર્યું છે કે "**व्यासकर्तृत्वं श्लोकसङ्ग्रहवत्पुराणसमासकरणाद्बोध्यम्।** **શ્લોકસંગ્રહવત્ પુરાણના સમાસ**–એકત્ર સંક્ષિપ્ત સંગ્રહ **કરવાથી વ્યાસ પુરાણના કર્તા** છે એમ જાણવું **વ્યાસજીએ વેદવત્ નિત્યસિદ્ધ એવા પુરાણના શ્લોકનો માત્ર સંગ્રહ જ કર્યો છે.** પૂર્વે પુરાણ ન હતા અને હાલ નવા કર્યા છે એમ નથી. આપ્રકારે પુરાણસ્વરૂપ વિષે સન્દેહ નિરાસ થયો. **विस्तीर्यैतन्महज्ज्ञानमृषिः संक्षिप्य चाब्रवीत्। इष्टं हि विदुषां लोके समासव्यासधारणम्।** **વ્યાસ**=વિસ્તાર; **સમાસ**=સંક્ષેપ. **વ્યાસાવતારે** શાખાવ્યવસ્થા કરી સમગ્ર વેદના **વ્યાસ–વિસ્તાર** કર્યો, તેમજ શતકોટિ વિસ્તાર જેનો છે એવા શબ્દબ્રહ્મરૂપ નિત્ય**પુરાણ**ના માત્ર **૧૮** પુરાણોમાં તથા **૧૮** ઉપપુરાણોમાં **સમાસ— સંક્ષિપ્ત સંગ્રહ** કરી આપ્યો એટલા **પૂરતું** એમનું કર્તૃત્વ છે, કારણકે લોકમાં વિદ્વાનો વિસ્તૃતજ્ઞાનને સંક્ષેપમાં ધારણ કરે એ ઇષ્ટ છે. આમ **લોકકલ્યાણાર્થે વ્યાસાવતારે પુરાણસમસન** કર્યું છે.

**શઙ્કાઃ**–'જો પુરાણ વેદવત્ પૂર્વસિદ્ધ હોય તો વેદ તો વિદ્યમાન છે જ. તે વેદથીપણપ્રયોજન સરી જશે! તો પછી પુરાણનું શું પ્રયોજન છે?" આ શઙ્કાનો શ્રીમદાચાર્યચરણ પરિહાર કરે છે કે **सर्वोपयोगीति।** પુરાણ સર્વેને ઉપયોગી છે.

**वेदस्तुत्रैवर्णिकोपयोगी। इदं तु सर्वोपयोगीतीदमेव सर्वोपकाररूपं प्रयोजनमित्यर्थः। पुराणानां सर्वोपयोगित्वं च " श्रावयेच्चतुरो वर्णान् कृत्वा ब्राह्मणमग्रतः। " इत्यादि वाक्येभ्योऽवगम्यते।** જ્યારે વેદો, બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્ય એમ કેવલ **ત્રૈવર્ણિકને** જ ઉપયોગી હોઇ સઙ્કુચિત છે, ત્યારે **પુરાણ** તો **સર્વ** વર્ણને **ઉપકારક** હોઇ અસઙ્કુચિત–ઉદાર છે–**સર્વોદ્ધારક** છે. **પુરાણનું** આ **સર્વોપકારરૂપ પ્રયોજન** છે જ. આ રીતે **પુરાણ સર્વોપકારિ** હોઇ **સાર્થક** છે. વળી, **બ્રાહ્મણને અગ્રે કરી** ચારે વર્ણોને પુરાણ શ્રવણ કરાવવું—ઇત્યાદિ વાક્યોથી પુરાણો **સર્વોપયોગિ છે.** પુરાણો ચારે વર્ણને ઉપયોગી છે એમ સિદ્ધ થાય છે. **શઙ્કાઃ**—"આ કથન યોગ્ય નથી કારણકે ત્રૈવર્ણિકના અર્થ **વેદથી** જ સિદ્ધ થઇ જાય છે માટે "ત્રણે વર્ણોને માત્ર વેદથી જ **ઉપકાર** થાય છે, જ્યારે **માત્રશૂદ્રને** જ ઉપકાર કરવાનું પ્રયોજન **પુરાણનું** છે એમ તમો સિદ્ધાન્તીએ કહેવું યોગ્ય છે."! આ **શઙ્કાનો પરિહાર**આ પ્રકારે થાય છેઃ- ચારે **પુરુષાર્થોદ્વિવિધ** છે–બે પ્રકારના છે–(૧) **ઇશ્વરવિચારિત** અને (૨) **જીવવિચારિત.** (૧) જે ઇશ્વરેવિચારેલા **ધર્મ, અર્થ, કામ** અને **મોક્ષ પુરુષાર્થો** છે તે વેદમાં પ્રતિપાદિત થયા છે. ભલે આ **ત્રૈવર્ણિકો**પયોગિ હોય પણ (૨) જે જીવોએવિચારેલા **સર્વોપયોગિ ધર્માર્થકામાદિપુરુષાર્થો** છે તે **પૌરાણિક** છે–પુરાણમાં પ્રતિપાદિત કર્યા છે. હવે જો શૂદ્રને અર્થે જ પુરાણો રચ્યાં છે એમ કહો તો **श्रावयेच्चतुरोवर्णान् कृत्वा ब्राह्मणमग्रतः।**અર્થાત્–'**બ્રાહ્મણને** અગ્રે કરી **ચારે વર્ણને પુરાણનું** શ્રવણ કરાવવું' એ કથનનું વિધાન વ્યર્થ જાય છે. **અર્થાત્ 'ચારેવર્ણને'** એ પદને સ્થાને '**શૂદ્રોને**' જ એવો શબ્દ યોજી **શૂદ્રોના** સમ્બન્ધમાં જ **પુરાણશ્રવણકરાવવાનું વિધાન** કર્યું હોત, પરન્તુ **બ્રાહ્મણ**પુરઃસર **ચારેવર્ણને** માટે **પુરાણશ્રવણ** કરાવવું એવું **વિધાનકરેલું** હોવાથી **પુરાણો સર્વોપયોગિ છે**–એમ સિદ્ધ થાય છે. પણ તેથી કંઇ **પુરાણો કેવલશૂદ્રોપયોગિ છે** એમ કહી શકાતું નથી.

શઙ્કાઃ—"પુરાણના જીવવિચારીત પુરુષાર્થો તો વેદમાં અધિકાર ન હોય તેમને અર્થે હોવાથી પુરાણો પણ તાદૃશ-વેદમાં અધિકાર ન હોય એવા જીવોને અર્થે છે." એમ શઙ્કા થાય તો તેનો **નિરાસ** કરવા **આચાર્યશ્રીએ સમાધાન** કર્યું છે કે યજ્ઞાદિરૂપ વૈદિક ધર્મને વિષે પણ પુરાણોનો અત્યન્ત ઉપયોગ છે. આ અભિપ્રાય જણાવવા શ્રીમદાચાર્યચરણ કારિકામાં કહે છે કે **सर्वोपकरणानीवेति**। પુરાણો તો જાણે સર્વના ઉપકરણ હોય એવા છે. **શ્રૌત**ધર્મ **દેહ**સ્થાનીય છે, **સ્માર્ત્ત**ધર્મ **ગૃહ**સ્થાનીય છે, અને **પુરાણ**માં કહેલા **ધર્મો ઉપકરણ**સ્થાનીય છે. ઉપકરણના અભાવે* સર્વથા સ્થિતિ નથી તેથી પુરાણ આવશ્યક છે એમ શ્રીમદાચાર્યચરણ કહે છે.

* જો ઘરમાં કંઈ સામગ્રી ન હોય, રાચરચીલું ન હોય તો તે ગૃહમાં જેમ દેહની સ્થિતિ ટકી શકતી નથી, તેમ **પુરાણોક્ત વ્રતદાનાદિક ધર્મો** વિના **વેદોક્ત ધર્મની** જ તેમ જ **સ્માર્તધર્મની** સ્થિતિ પણ નભી શકતી નથી. **પુરાણોક્ત ધર્મ વૈદિકધર્મને** અતિ ઉપકારક છે. પુરાણોને વિષે વૈદિક અર્થ હોવાથી પુરાણોના અત્યન્ત ઉપયોગ છે એમ સમજવું.

**(૪૭). પુરાણનો** ક્વચિત્ ઉપયોગ છે એટલું જ **નહિ** પરન્તુ **ધર્મ માત્રમાં પુરાણોનો** ઉપયોગ છે—એમ કહી હવે **શ્રીમદાચાર્યચરણ પુરાણોની સાર્થકતા સિદ્ધ** કરે છેઃ—

**त० दी० तदज्ञाने सर्वमौढ्यं तेन तद्धृदयं स्मृतम् ।**
**भावयुक्तस्य धर्मस्य प्रमितौ तत् प्रयुज्यते ॥ ४८ ॥**
**सर्वसृष्टिपदार्थानां याथार्थ्यज्ञापनं ततः ।**
**शाखाविभागवत्तस्य विभागः सोऽप्यनेकधा ॥ ४९ ॥**

**કારિકા શબ્દાર્થઃ**—પુરાણના અર્થનું અજ્ઞાન હોય તો સર્વપદાર્થનું અજ્ઞાન રહે છે. તેથી જ 'પુરાણ, ધર્મનું હૃદય છે' એવું સ્મરણ થાય છે. ભાવયુક્ત અભિપ્રાયયુક્ત ધર્મની પ્રતીતિમાં પુરાણનો ઉપયોગ થાય છે. સૃષ્ટિના

---

* (૧) વૈદિક પુરુષાર્થોઃ-**वैदिक इति। धर्मः प्रकृतियज्ञसाध्यो धर्मः। यज्ञो विकृतिसाध्योऽर्थः। पञ्चाग्निविद्यादिसिद्धः कामः। परविद्यासिद्धः मोक्षः।** વૈદિક **પુરુષાર્થો** આ પ્રકારે છે. (૧) પ્રકૃતિયજ્ઞથી સિદ્ધ થાય એ **ધર્મ** નામનો પ્રથમ વૈદિક પુરુષાર્થ છે. (૨) જે યજ્ઞ વિકૃતિ યજ્ઞથી સિદ્ધ થાય તે **અર્થ** નામનો દ્વિતીય વૈદિક પુરુષાર્થ છે. (૩) પઞ્ચાગ્નિ-વિદ્યાદિથી જે સિદ્ધ થાય છે તે **કામ** નામનો તૃતીય **વૈદિક પુરુષાર્થ** છે. (૪) પરવિદ્યાથી સિદ્ધ થાય તે **મોક્ષ** નામનો ચતુર્થ વૈદિક પુરુષાર્થ છે. (૫) **पौराणिका इति। व्रतदानादि धर्मः। नीतिसाधितोऽर्थः। वात्स्यायनाद्यनूदितः कामः। साङ्ख्ययोगशैववैष्णवतन्त्रोक्तरीतिका मोक्षाः पौराणिकपुरुषार्थो** આ પ્રકારે છે. (૧) વ્રતદાનાદિ કરવા એ **ધર્મ** પુરુષાર્થ છે. (૨) નીતિથી સિદ્ધ થાય એ **અર્થ** પુરુષાર્થ છે. (૩) **વાત્સ્યાયનાદિ** ઋષિઓએ જેનો અનુવાદ કર્યો છે તે **કામ** પુરુષાર્થ છે. (૪) **સાઙ્ખ્યયોગ, શૈવ,** તથા વૈષ્ણવતન્ત્ર કહેલા પ્રકારના મોક્ષ તે પુરાણનો **મોક્ષપુરુષાર્થ** છે. **बालबोध** ગ્રન્થે અત્રોક્તાદિવિધ **જીવેશ્વરવિચારિતપુરુષાર્થો** કહ્યા છે.

સર્વે પદાર્થોનું યથાર્થ જ્ઞાપન તે પુરાણમાંથી થઈ શકે છે. શાખાવિભાગવત્ પુરાણના વિભાગ છે. વળી તે પુરાણવિભાગ પણ અનેક પ્રકારે થાય છે. (૪૮-૪૯.)

**વિવેચનઃ** શઙ્કાઃ-"ઉપકરણના અભાવે-રાચરચીલા વિના પણ (ગૃહમાં) દેહાદિની સ્થિતિ થતી લોકમાં દેખાતી હોવાથી પુરાણ ઉપકરણસ્થાને છે-એમ ન કહેવું" **આશઙ્કાનું** સમાધાન કરવા શ્રીમદાચાર્યચરણ **પુરાણની આવશ્યકતા** કહે છે કે **તદજ્ઞાન इति** । જ્યાં સુધી પુરાણના અર્થનું જ્ઞાન થાય નહિ ત્યાં સુધી સર્વ પ્રકારનું માઢ્ય—અજ્ઞાન રહે છે, કારણકે પુરાણના જ્ઞાન વિના જગત્‌ના બાહ્ય પદાર્થનું જ્ઞાન થતું નથી. અતએવ "**श्रुतिस्मृती उभे नेत्रं पुराणं हृदयं स्मृतम्** । (cf.**अत्रिहारीत १-२५ स्मृति**) અર્થાત્ **શ્રુતિ** તથા **સ્મૃતિ**-એ ઉભયે **ધર્મનાં નેત્ર** છે અને **પુરાણ** ધર્મનું **હૃદય છે,**"એવા પ્રમાણ વાકયો પણ આથી જ પુરાણને ધર્મનું હૃદય કહે છે. પુરાણનું ઉપયોગસ્થાન કહે છે કે **भावयुक्तस्येति** । જે યજ્ઞાદિ ધર્મો વેદમાં કથ્યા છે, તેમના ભાવનું—અભિપ્રાયનું જ્ઞાન પુરાણથી જ થઈ શકે છે. **कर्मणोह्यपि बोद्धव्यम्** । (**भ० गी०४** ૧૭) કર્મની ગતિનો પણ બોધ થવો **જોઈએ** એ **ભગવદ્વાકય** પ્રમાણે કર્મ કદાચિત્ કર્તવ્ય હોય છે, અને કદાચિત્ કર્તવ્ય હોતું નથી. આ પ્રકારે વૈદિક કર્મ કયારે કરવું અને કયારે ન કરવું એમ કર્મ, અકર્મ તથા વિકર્માદિના અભિપ્રાયનું જ્ઞાન *પુરાણ વિના થઈ શકતું નથી.

*જેમકે અગ્નિહોત્રાદિકનો જે નિષેધ કલિયુગમાં કથ્યો છે તેની વ્યવસ્થા કરતાં **બ્રહ્માણ્ડ-પુરાણમાં કલિવર્જ્ય** કથનમાં પ્રતિપ્રસવ (અપવાદ) કથ્યો છે કે-"**यावद्वर्णविभागोऽस्ति यावद्वेदः प्रवर्त्तते । संन्यासश्चाग्निहोत्रं च तावत् कुर्यात् कलौ युगे ॥ (ब्रह्माण्डपुराण-कलिवर्ज्य**) જ્યાં સુધી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્ર એ ચારે વર્ણનો વિભાગ છે અને જ્યાં સુધી (ચારે) વેદ પ્રવર્તે છે, ત્યાં સુધી અગ્નિહોત્ર અને સંન્યાસ કલિયુગમાં કર્તવ્ય છે." આ પ્રકારે કલિકાલમાં અગ્નિહોત્ર તથા સંન્યાસ કયાં સુધી કર્તવ્ય છે—એનું જ્ઞાન અત્ર **પુરાણથી** જ થાય છે. વળી. "**आहिताग्निमग्निभिर्दहन्ति यज्ञपात्रैश्च**" 'આહિતાગ્નિને અગ્નિઓથી તથા યજ્ઞપાત્રોથી દાહ કરે છે.' અત્ર વૈદિક **શ્રુતિનો** અભિપ્રાય શું સર્વે અગ્નિહોત્રીઓને સામાન્ય રીતે શ્રૌતઅગ્નિથી દાહ કરવો એમ છે? કે અમુકને જ કરવો અને અમુકને નહિ એમ **સંશય** થાય છે. તો **પૂર્વપક્ષી** કહે છે કે સર્વે અગ્નિહોત્રીને શ્રૌત અગ્નિઓથી દાહ પ્રાપ્ત થાય છે, તે સામે અત્ર **સિદ્ધાન્તી** કહે છે કે ઉપરોક્ત શ્રુતિનો અભિપ્રાય જો નિમ્નોક્ત **પુરાણનું** વાકય ધ્યાનમાં લઈએ તો જ સમજી શકાય છે. જેમકે-**वैतानं प्रक्षिपेदप्सु आवसथ्यं चतुष्पथे । पात्राणि तु दहेदग्नौ यजमाने वृथामते** ॥ અર્થઃ-જો અગ્નિહોત્રી પતિત થયો હોય, તો તેના **વૈતાન**-અગ્નિને જલમાં ફેંકવો, **આવસથ્ય** અગ્નિને ચાર માર્ગ મધ્યે ફેંકવો અને તેના યજ્ઞપાત્રને અગ્નિમાં બાળવા" આ પ્રકારના **પુરાણ વાકયથીજ** પતિત અગ્નિહોત્રીને શ્રૌત અગ્નિથી દાહ ન કરવો પરન્તુ જે પતિત ન હોય તેનેજ શ્રૌત અગ્નિથી દાહ કરવો એમ પૂર્વોકત વૈદિકશ્રુતિનો **અભિપ્રાય** પણ આવા **પુરાણ વાકયથી** જ જાણી શકાય છે. કર્મ કયાં સુધી કરવા એવો સન્દેહ વૈદિક શ્રુતિમાં ઉપસ્થિત થાય, તો તેનું **નિરાકરણ શ્રીમદ્ભાગવત**

મહાપુરાણ કહે છે જેમકેઃ–**तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता। मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते॥** (ભાગ૦ ૧૧–૨૦–૯) અર્થઃ–'જ્યાં સુધી વૈરાગ્ય ન થાય ત્યાં સુધી કર્મો કરવા. મ્હારી કથા શ્રવણાદિમાં શ્રદ્ધા ન થાય ત્યાં સુધી કર્મો કરવા' આ પ્રકારે જેમ **મીમાંસાનો** ઉપયોગ વેદાર્થના **સન્દેહનિરાસ** કરવા માટે છે તેમ **પુરાણનો પણ** ઉપયોગ **વેદાર્થસન્દેહનું** નિવારણ કરવા માટે છે એમ સમજવું. **શ્રીપુરુ**ષોત્તમજી **આવરણભઙ્ગમાં** આ પ્રકારે **મીમાંસાવત્ પુરાણોપયોગ** સિદ્ધ કરતા કહે છેઃ–**एवं वेदार्थसन्देहवारकत्वेन मीमांसावदुपयोगो बोधित।** (૪૮)

સૃષ્ટિમાં જેટલા પદાર્થ છે તેમનું યથાર્થ સ્વરૂપ પુરાણથી જ જાણી શકાય છે. જેમકે **प्रह्लादो ह वै कायाधवः॥**' (तै० ब्रा० १-५-९-१,१-५-१०-७) +પ્રહ્લાદ કયાધૂનો પુત્ર છે.' વેદમાં તો માત્ર આટલું જ કહ્યું છે. પરન્તુ '**કયાધૂ**-નામની **હિરણ્યકશિપુની** સ્ત્રી છે અને તેનો પુત્ર પ્રહ્લાદ થાય છે' એમ **કયાધૂ** ઇત્યાદિનું યથાર્થ સ્વરૂપ પુરાણમાંથી જ જાણી શકાય છે

પુરાણની વેદતુલ્યતા દૃઢ કરવા ૧૮ પુરાણાદિની સમાખ્યામાં ઉપાય કહે છે કે **शाखाविभागवदि इति।** વેદના શાખાવિભાગવત્ પુરાણના વિભાગો અનેક પ્રકારે થાય છે, ૧૮ પુરાણો ૧૮ ઉપપુરાણો તથા સંહિતાઓ શાખાવિભાગવત્ થયા છેઃ–

અર્થાત્ શ્રીમદ્વેદવ્યાસે જ્યારે જોયું કે સમ્પૂર્ણ વેદનું અધ્યયન થઇ શકતું નથી ત્યારે તેમણે વેદના વિભાગ કર્યા. જે જે ઋષિએ જેટલા જેટલા વેદના વિભાગ પઠન કર્યા તેટલા વેદવિભાગ શાખાવિભાગને નામે પ્રસિદ્ધ થયા. તે તે ઋષિના શિષ્યો તે તે શાખાના દ્વિજો પોતપોતાના ઋષિની શાખાના જ વેદવિભાગનું અધ્યયન કરે છે. જેમ વેદશાખાઓની **કાઠકાદિસમાખ્યા** પ્રચલિત થઇ છે તેમ **પુરાણોને** વિષે **બ્રાહ્માદિસમાખ્યા**—બ્રાહ્મપુરાણ ઇત્યાદિ સંજ્ઞા પ્રચલિત થઇ છે. જેમ **વેદને** વિષે **શાખાઓ** સહસ્ર છે, તેમ અત્ર **પુરાણની શાખાઓ** પણ અનેક સહસ્ર છે—જેમકે **પુરાણો, ઉપપુરાણો, સંહિતાઓ** ઇત્યાદિ. આમ વિસ્તૃત ગ્રન્થના વેદવત્ સિદ્ધ અર્થનું માત્ર સમસન—સમ્યક્પ્રકારે એકીકરણ કરવા વડે જ—સંક્ષિપ્ત સંગ્રહ કરવા વડે જ તેમજ તેનો વિભાગ કરવા વડે જ **શ્રીમદ્વેદવ્યાસ** પુરાણના કર્તા છે એમ કથાય છે, અને એ રીતે પુરાણને વિષે પૂર્ણ **વેદાતિદેશ અર્થાત્ પુરાણનું વેદતુલ્યત્વ** અત્ર સિદ્ધ થાય છે. **માત્સ્યપુરાણમાં પુરાણોના વિભાગનું** સલક્ષણકથન છે. તેમાં આ પ્રકારે કહ્યું છે જેમકે

---

+આ તૈત્તિરીયબ્રાહ્મણનું વાક્ય છે. (જુઓ ગો૦ ના૦ પ્રત પૃ૦ ૩૫) **प्रह्लादो ह वै कायाधवः। विरोचनं स्वपुत्रमपन्यधत्त। मे देवं देवा अहनन्निति॥** આ વેદવાક્યનો **અર્થ પુરાણના પ્રહ્લાદાખ્યાનથી** સમુપબૃંહિત—સમર્થિત થાય તો જ સ્ફુટ થાય છે. આ વેદમાં નિર્દિષ્ટ કરેલું પ્રહ્લાદનું સ્વરૂપ વિષ્ણુપુરાણ, મહાભારત, હરિવંશ, તથા ભાગવત પુરાણ ૧-૩-૧૧; ૫-૧૮-૧, ૬-૧૮-૯. ઇત્યાદિ ઇતિહાસપુરાણમાં કહેલા **પ્રહ્લાદોપાખ્યાનથી** સ્પષ્ટ થાય છે. **तथा च वैदिकार्थत्वान्महानेवोपयोगः पुराणानामिस्यर्थः।** તેથી **પુરાણોને** વિષે **વૈદિક અર્થ** હોવાથી **પુરાણો અત્યુપયોગી** છે–એમ અર્થ સિદ્ધ થાય છે.

अष्टादशपुराणादीत्यादिपदेनोपुराणसंहितानाञ्चसङ्ग्रहः ।
स च विभागोमात्स्ये सलक्षणक उक्तः ।

कालेनाग्रहणं दृष्ट्वा पुराणस्य ततो द्विजाः। व्यासरूपमहं कृत्वा संहरामि युगेयुगे॥
चतुर्लक्षप्रमाणेन द्वापरे द्वापरे सदा। तदष्टादशधा कृत्वा भूर्लोकेऽस्मिन्प्रभाष्यते ॥
अद्याप्यमर्त्यलोके तच्छतकोटिप्रविस्तरम्। एतदर्थो चतुर्लक्षे संक्षेपेण निवेशितः ॥
पुराणानि दशाष्टौ च साम्प्रतं तदिहोच्यते।नामतस्तानि वक्ष्यामिशृणुध्वमृषिसत्तमाः॥
ब्रह्मणाभिहितं पूर्वं यावन्मात्रं मरीचये। ब्राह्मं तु दशसाहस्रं पुराणं परिकीर्त्तितम् ॥
एतदेव यदा पद्ममभूद्धिरण्मयं जगत्। तद्वृत्तान्ताश्रयं तद्वै पाद्मत्युच्यते बुधैः।
पाद्मं तु पञ्चपञ्चाशत्सहस्राणीह पठ्यते॥(१)पे ભાગનું બ્રાહ્મપુરાણ.(२)પચ્ચખાણનું પાદ્મ.
वाराहकल्पवृत्तान्तमधिकृत्य पराशरः। यत्राह धर्मानखिलांस्तदुक्तं वैष्णवं विदुः॥
त्रयोविंशतिसाहस्रं तत्प्रमाणं विदुर्बुधाः॥ (३) સર્વોપકારિ કૃષ્ણકથાયુક્ત વિષ્ણુપુરાણ.
श्वेतकल्पप्रसङ्गेन धर्मान्वायुरिहाब्रवीत्। यत्रतद्वायवीयंस्याद्रुद्रमाहात्म्यसंयुतम् ॥
चतुर्विंशत्सहस्राणि पुराणं तदिहोच्यते ॥ (४) नर्मदातीर्थ વર્ણનયુક્ત વાયુપુરાણ.
यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः। वृत्रासुरवधोपेतं तद्भागवतमुच्यते ॥
सारस्वतस्यकल्पस्य मध्ये ये स्युर्नराभराः। तद्वृत्तान्तोद्भवं तच्चपुराणंपरिकीर्तितम्॥
अष्टादशसहस्राणि पुराणं तत्प्रकीर्तितम्॥(५)સર્વોદ્ધારકભગવન્નામાત્મકશ્રીમદ્ભાગવત.
यत्राह नारदो धर्मान्बृहत्कल्पाश्रयांस्त्विह। पञ्चविंशत्सहस्राणि नारदीयंतदुच्यते॥
यत्राधिकृत्यशकुनीन्धर्माधर्मविचारणम्। व्याख्यातंजैमिनिप्रश्नेपक्षिभिर्धर्मचारिभिः॥
मार्कण्डेयेन कथितं तत्सर्वं विस्तरेण तु। पुराणं नवसाहस्रं बह्वर्थं तदिहोच्यते ॥
यत्तदीशानकल्पस्य वृत्तान्तमधिकृत्य च। वसिष्ठायाग्निना प्रोक्तमाग्नेयंतत्प्रकीर्तितम्॥
तच्चषोडशसाहस्रंसर्वक्रतुफलप्रदम्॥(६-८)સર્વકથાધર્મવિદ્યાયુક્તનારદીય,માર્કણ્ડેય,આગ્નેય.
यत्राधिकृत्य माहात्म्यमादित्यस्य चतुर्मुखः। अघोरकल्पवृत्तान्तप्रसङ्गेनगतिंस्थितिम्॥
मनवेकथयाभास भूतग्रामस्यलक्षणम्। चतुर्दशसहस्राणि तथा पञ्चशतानि च।
भविष्यंचरितप्रायं भविष्यं तदिहोच्यते॥ (९) સર્વ સિદ્ધિપ્રદ ભવિષ્ય કથનું ભવિષ્યપુરાણ.
रथन्तरस्य कल्पस्य वृत्तान्तमधिकृत्य च। सेतिहासकथापूर्वं जन्मसम्बन्धवर्णिना॥
(ब्रह्मचारिणा नारायणरूपिणा इत्यर्थः)। सावर्णिना नारदाय कृष्णमाहात्म्यसंयुतम्।
यत्र ब्रह्मवराहस्य चरितं वर्ण्यते मुहुः। तदष्टादशसाहस्रं ब्रह्मवैवर्तमुच्यते ॥
यत्राग्निलिङ्गमध्यथः प्राह देवो महेश्वरः। धर्मार्थकाममोक्षार्थमाग्नेयमधिकृत्य च।
कल्पान्ते लिङ्गमित्युक्तं पुराणं ब्रह्मणास्वयम्।तदेकादशसाहस्रंफाल्गुन्यांयःप्रयच्छति॥

महावराहं तु पुनर्माहात्म्यमधिकृत्य च। विष्णुनाऽभिहितं क्षोण्यै तद्वाराहमिहोच्यते।
मानवस्य प्रसङ्गेन कल्पं तु मुनिसत्तमाः। चतुर्विंशत्सहस्रं तत्पुराणमिहोच्यते॥
यत्र माहेश्वरान्धर्मानधिकृत्य च षण्मुखः। कल्पे तत्पुरुषे वृत्ते चरितैरुपबृंहितम्॥
स्कान्दं नाम पुराणं तदेकाशीति निगद्यते। सहस्राणि शतं चैकमिति मर्त्येषु पठ्यते॥
त्रिविक्रमस्य माहात्म्यमधिकृत्य चतुर्मुखः। त्रिवर्गमभ्यधात्तच्च वामनं परिकीर्तितम्॥
पुराणं दशसाहस्रं कूर्मकल्पानुगं शिवम्।(१०-१४) બ્રહ્મવૈવર્ત, લિંગ, વારાહ, સ્કાન્દ, વામન.
यत्र धर्मार्थकामानां मोक्षस्य च रसातले। माहात्म्यं कथयामास कूर्मरूपी जनार्दनः॥
इन्द्रद्युम्नप्रसङ्गेन ऋषीणां शक्रसन्निधौ। सप्तदशसहस्राणि लक्ष्मीकल्पानुषङ्गिकम्॥
श्रुतिनां यत्र कल्पादौ प्रवृत्त्यर्थं जनार्दनः। मत्स्यरूपी च मनवे नरसिंहोपवर्णनम्॥
अधिकृत्याब्रवीत्सप्तकल्पवृत्तं मुनिव्रतम्। तन्मात्स्यमिति जानीध्वं सहस्राणि चतुर्दश॥
यथा च गारुडे कल्पे विश्वाण्डं गरुडोद्भवम्। अधिकृत्याब्रवीत्कृष्णो गारुडं तदिहोच्यते॥
तदष्टादश चैकं तु सहस्राणीह पठ्यते। (१५-१८) કૂર્મ, માત્સ્ય, ગારુડ, બ્રહ્માણ્ડપુરાણ.
ब्रह्मा ब्रह्माण्डमाहात्म्यमधिकृत्याब्रवीत्पुनः। तच्च द्वादशसाहस्रं पुराणं द्विशताधिकम्।
भविष्याणां च कल्पानां श्रूयते यत्र विस्तरः। तद् ब्रह्माण्डपुराणं तु ब्रह्मणा समुदाहृतम्॥
एतेषां विशेषलक्षणान्यपि तत्र तत्र सन्ति। (यथा पाद्मे पाद्मस्य।) स्थिताय भवभीताय ब्रह्मणे नाभिपङ्कजे। प्रोक्तं भगवता मुख्यं पाद्मं पञ्चोनषष्टि च। भूपातालोत्तराः खण्डाः पुराणेऽस्मिन् त्रयः स्मृताः।(यथा च श्रीभागवतलक्षणं स्कान्दे) ग्रन्थोऽष्टादशसाहस्रो द्वादशस्कन्धसंयुतः। हयग्रीवब्रह्मविद्या यत्र वृत्रवधस्तथा। गायत्र्या च समारम्भस्तद् वै भागवतं विदुरिति। पाद्मे चोत्तरखण्डे इदं भगवता प्रोक्तं चतुःश्लोक्यां स्वयम्भुवे। नारदाय स वै मह्यमवोचन्मुनयेऽह्यहम्। शुकाय ब्रह्मराताय स तु राज्ञेऽभिमन्यवे। तथा—शुकोक्तं विष्णुराताय सदसि ब्रह्मवादिनाम्। श्रीमद्भागवतं नाम धुनद्यां तमसः परम्॥ (एतदेवलक्षणं वाराहेऽपि परीक्षितः शापकथनप्रसङ्गे श्लोकान्तरेणास्ति। (यथा च कूर्मलक्षणं कौर्मे) इदं तु पञ्चदशमं पुराणं कौर्ममुत्तमम्। चतुर्धा संस्थितं पुण्यं संहितानां प्रभेदतः। ब्राह्मी भागवती सौरी वैष्णवी च प्रकीर्तिताः। चतस्रः संहिताः पुण्याः इति। यथा च पाद्मे ब्रह्माण्डपुराणलक्षणम्—'ब्रह्माण्डं मोक्षधर्माख्यम्' इति यथा च कौर्मे—वायवीयमनन्तरम्॥ अष्टादशमुद्दिष्टं ब्रह्माण्डमिति संज्ञितम्'' इति। यथा च ब्रह्मवैवर्ते—ब्रह्मप्रकृतिगणपतिश्रीकृष्णजन्माख्यखण्डचतुष्कविशिष्टत्वमुक्तं स्वस्य। एवमन्यत्रापि ज्ञेयम्॥ आदित्यपुराणे तु। ''ब्राह्मम्पुराणंतत्राद्यं

संहितानां विभूषितम्। काश्मीरसंहिता यस्याः पुरुषोत्तमसंहिता। श्लोकानां दशसाहस्रं नानापुण्यकथायुतम्।" इति लक्षणम्ब्राह्मस्योक्तम्। एवं "ततो भागवतम्प्रोक्तम्भागद्वयविभूषितम्" इति॥ एवं "चतुर्भिः पञ्चभि प्रोक्तम्भविष्यन्तदनन्तरम्" इति॥ एवम्भागद्वयेन लैङ्गञ्चेति॥ संयुक्तमष्टभिः खण्डैः स्कान्दं चैव सविस्तरम्" इति। कौर्मम्भागद्वयविराजितमिति। "भागद्वयेन कथितम्ब्रह्माण्डमितिसंज्ञितम्" इति। गणनाक्रमस्तु सर्वत्रैक एव। उपपुराणानि च सलक्षणानि मात्स्य एव कानिचिद्गणितानि। तथाहि। पाद्मे पुराणे यत्प्रोक्तं नरसिंहोपवर्णनं। तच्चाष्टादशसाहस्रं नारसिंहमिहोच्यते। नन्दाया यत्र माहात्म्यं कार्तिकेयेन वर्ण्यते॥ नन्दापुराणन्तत्प्रोक्तं संख्यानमिति कथ्यते। यत्र साम्बं पुरस्कृत्य भविष्येपि कथानकम्। प्रोच्यते तत्पुनर्लोके साम्बमेतन्मुनिव्रताः। एवमादित्यसंज्ञञ्च तत्रैव परिपठ्यते॥ अष्टादशभ्यस्तु पृथक् पुराणं यत्र दृश्यते॥ विजानीध्वं मुनिश्रेष्ठास्तदेतेभ्यो विनिर्गतम्" इति॥ एवमेव स्कान्दप्रभासखण्डेऽपि। आदित्यपुराणेत्वादित्यस्य लक्षणमप्युक्तम्॥ "यदुक्तम्भानुना पूर्वम्पुत्राय मनवे द्विजाः। तदहं सम्प्रवक्ष्यामि शृणुध्वङ्गदतो मम॥ इदम्ब्रह्मपुराणस्य खिलं सौरमनुत्तमम्। संहिताद्वयसंयुक्तम्पुण्यं शिवकथायुतम्॥ आद्या सनत्कुमारोक्ता द्वितीया सूर्यभाषिता" इति॥सर्वेषामुपपुराणानाङ्गणना तु कौर्मे प्रथमाध्याये।

"आद्यं सनत्कुमारोक्तं नारसिंहं ततःपरं॥ तृतीयं नान्दमुद्दिष्टं कुमारेण तु भाषितम्॥ चतुर्थं शिवधर्माख्यं साक्षान्नन्दीशभाषितम्॥ दुर्वाससोक्तमाश्चर्यं नारदीयमतःपरम्॥ कापिलम्मानवञ्चैव तथैवोशनसेरितम्। ब्रह्माण्डं वारुणञ्चाथ कालिकाह्वयमेव च। माहेश्वरंतथा साम्बं सौरं सर्वार्थसञ्चयम्। पराशरोक्तमपरं मारीचं भार्गवाह्वयम्" इति॥ सूतसंहितायान्तु नान्दस्थाने स्कान्दमुक्त्वाग्रे तल्लक्षणमुक्तम् "लक्षन्तु ग्रन्थसंख्याभिःसर्वविज्ञान सागरम्। स्कान्दमद्याभिवक्ष्यामि पुराणं श्रुतिसम्मितम्। षड्विधैः संहिता भेदे पञ्चाशत्खण्डमण्डितं॥ आद्या सनत्कुमारोक्ता द्वितीया सूतसंहिता। तृतीया शाङ्करी विप्राश्चतुर्थी वैष्णवी मता। तत्परा संहिता ब्राह्मी सौरान्या संहिता मता" इति। एवं "ततःकालीपुराणाख्यं वासिष्ठं मुनिपुङ्गवाः। ततो वासिष्ठलिङ्गाख्यम्" इति लक्षणमेवोक्तम्॥ क्रमस्तु कौर्मोक्तरीतिक एव। कालिकापुराणे तु क्रमो नामानि च भिन्नान्येव। तथाहि। शैवं यद्वायुना प्रोक्तं वैरंचं वैष्णवन्तथा। यदिदङ्कालिकाख्यञ्च मूलं भागवतं

स्मृतम् ॥ सौरश्च नारदीयश्च मार्कण्डेयं च वह्निजम् ॥ भविष्यं ब्रह्मवैवर्तं लैंगश्चैव त्रयोदशम् ॥ वामनं कौर्मं मात्स्यश्च सप्तदशं च गारुडम् । स्कान्दमष्टादशम्प्रोक्तम्पुराणञ्च न संशयः” इति । भविष्यं च सौरपुराणे चतुःपर्वयुक्तमुक्तम्। “चतुर्भिः पर्वभिः प्रोक्तं भविष्यं तदनंतरम्” इति ॥ भविष्ये तु “पर्वाणि चात्र पञ्चैव कीर्तितानि स्वयम्भुवा” इत्युक्त्वा ब्राह्मं वैष्णवं शैवन्त्वाष्ट्रम्प्रतिसर्गाख्यञ्चेति तेषां नामान्युक्तानि। यद्यपि तत्रोपपुराणत्व-मेषां कण्ठतो नोक्तं तथापि पुराणान्तरे उपपुराणत्वेन गतिणयोः कालिका सौरयोर्निवेशात्क्रमभेदाच्च ज्ञेयम् । अन्यथा सर्वत्र प्रसिद्धं क्रमं न जह्यात्। नचान्यत्रोपपुराणेषु गणितानां शैवादीनां दर्शनादेतयोः पुराणत्वं शंक्यम्। अप्रयोजकत्वात् । स्कान्दनारदीयब्रह्माण्डेषु नाममात्रसाम्यस्य पुराणान्तरसंमतत्वादन्येषां पुष्करशिवरहस्यविष्णुरहस्यविष्णुधर्मादीनान्दर्शनादेतेष्वप्युपपुराणत्वस्य शक्यवचनत्वात्। अतएव भविष्यपुराणीयप्रथमाध्यायान्ते “सर्वाण्येव पुराणानि संख्यया भरतर्षभ॥ द्वादशैव सहस्राणि प्रोक्तानीह महर्षिभिः ॥ पुनर्वृद्धिङ्गतानीह चाख्यानैर्बहुभिर्नृप ॥ यथा स्कान्दन्तथा चैव भविष्यं कुरुनन्दन ॥ स्कान्दं शतसहस्रन्तु श्लोकानां ज्ञातमेव हि ॥ भविष्यमेतदृषिणा लक्षार्द्धं संख्यया स्मृतम्” इति ॥ सन्दर्भे महर्षिप्रोक्तत्वसंख्याविशेषाभ्यामुपपुराणत्वमेव स्कान्दभविष्ययोरुद्घाटितम्।एवंसति“सर्गोऽस्याथ विसर्गश्च वृत्तीरक्षान्तराणि च।वंशो वंश्यानुचरितं संस्था हेतुरपा(था)श्रयः।दशभिर्लक्षणैर्युक्तम्पुराणन्तद्विदो विदुः। केचित्पञ्चविधं प्राहुर्महदल्प व्यवस्थया” इत्युक्त्वाग्रे सर्गादीनान्दशानांलक्षणानि चोक्त्वा“एवं लक्षणलक्ष्याणि-पुराणानि पुराविदः। मुनयोऽष्टादश प्राहुःक्षुल्लकानि महान्ति च” इति । द्वादश-स्कन्धीयसप्तमाध्यायवाक्याद्यत्र पंचलक्षणवत्वं तत्र महापुराणनामसाम्येपि न महापुराणत्वं किन्तु पुराणत्वमेव। अतएवादित्यपुराणे उक्तमेतच्चतुर्लक्षणम्। एतच्चोपपुराणे“सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च। वंशानुचरितं चैव पुराणंपञ्च लक्षणं॥ ब्रह्मादीनाम्पुराणानामुक्तमेतत्तु लक्षणम्। एतच्चोपपुराणानां खिलत्वा-ल्लक्षणं स्मृतम्” इति पंचलक्षणत्वमेवोक्तम् । “अष्टादशपुराणानि श्रुत्वा सत्यवतीसुतात् । अन्यान्युपपुराणानि मुनिभिः कीर्तितानि तु ” इति सूतसंहितावाक्याच्च । अत्र मात्स्यादौ लक्षितेषु पुराणेषु ब्राह्मस्य लक्षणम्प्रसिद्धे ब्राह्मे न-दृश्यते । तेन तदुपपुराणम् । वैष्णवे संख्या न मिलति । एवमन्यत्रापि काशी-माहात्म्यादियुक्तं ब्रह्मवैवर्तमन्यदेव उक्तलक्षणाभावात् । महापुराणलक्षणन्तु

**श्रीभागवत एव दृश्यते नेतरत्र तेषु पुराणत्वमेव बोध्यमिति प्रसङ्गादुक्तम् ॥ प्रकृतमनुसरामः । तथाच व्यासेन समसनाव्यासकर्तृत्वम्पुराणेषूच्यते । विभागाच्चाष्टादशत्वादिकम। तेन यथा वेदशाखानां काठकादिसमाख्या, तथात्र ब्राह्मादिसमाख्या, यथा तत्र शाखानां सहस्रत्वमेवमत्राष्टादशत्वम्। तथाच पूर्णो वेदातिदेशोऽत्रसिद्ध इति पञ्चार्थकथनमिह युक्तमिति भावः ॥४९॥ (आवरणभङ्गव्याख्या)**

'જ્યારે શતકોટિ પુરાણોનું ગ્રહણ પઠન કરવાની શક્તિ મનુષ્યમાં નથી રહી એમ લાગે ત્યારે હું **મત્સ્યાવતાર ભગવાન વ્યાસ**રૂપ ધારણ કરી એ **શતકોટિ** વિસ્તારવાલા (અર્થાત્ સોક્રોડ) પુરાણનો યુગે યુગે સંહાર કરું છું, પ્રત્યેક દ્વાપર યુગમાં ચતુર્લક્ષ શ્લોકના પ્રમાણથી તે શતકોટિ પુરાણોને સંક્ષિપ્ત કરી, અષ્ટાદશ પુરાણ કરું છું, અને ભૂર્લોકમાં તેનો **અર્થ પ્રચલિત** થાય છે. **અદ્યાપિ** અમર્ત્ય–દેવલોકમાં શતકોટિ પુરાણનો વિસ્તાર વિદ્યમાન છે. તેના **અર્થ**નો સમાવેશ અત્ર મર્ત્યલોકમાં ચતુર્લક્ષશ્લોકમાં સંક્ષેપથી કર્યો છે.' પછી તે **૧૮ પુરાણના નામ તથા તેમના શ્લોકની સંખ્યા** ઋષિવર્યોને વર્ણવે છે. (૧) બ્રહ્માજીએ મરીચિઋષિને કહ્યું તે **૧૦૦૦૦** શ્લોકનું **બ્રાહ્મપુરાણ.** (૨) ભગવાનની નાભિમાંથી કમલ પ્રકટ થયું તેના વર્ણનનું **૫૫૦૦૦** શ્લોકનું **પાદ્મપુરાણ.** (૩) **વારાહ**કલ્પનું જેમાં વૃત્તાન્ત છે તે **૨૩૦૦૦** શ્લોકનું **વૈષ્ણવપુરાણ.** (૪) **શ્વેત**કલ્પમાં **વાયુ**ભગવાન જેમાં **રુદ્ર**માહાત્મ્ય કહે છે તે **૨૪૦૦૦** શ્લોકનું **વાયવીય પુરાણ.** (૫) **यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः ॥ वृत्रासुरवधोपेतं तद्भागवतमुच्यते ॥ सारस्वतस्य कल्पस्य मध्ये ये स्युर्नरामराः । तद्वृत्तान्तोद्भवं तच्च पुराणं परिकीर्तितम् । (मत्स्यपुराण)** જેમાં **ગાયત્રી**ને અધિકૃત કરી **ધર્મ**નો વિસ્તાર વર્ણવ્યો છે જેમાં વૃત્રાસુરના વધનું વૃત્તાન્ત છે, તથા જેમાં **સારસ્વત** કલ્પમાં જે મનુષ્ય દેવતા હતા તેમનું વર્ણન કર્યું છે, તે **૧૮૦૦૦** શ્લોકનું **શ્રીમદ્ભાગવતપુરાણ છે.** (૬) બૃહત્કલ્પનો આશ્રય કરી **નારદજી** વર્ણન કરે છે તે **૨૫૦૦૦** શ્લોકનું **નારદીયપુરાણ.** (૭) **માર્કણ્ડ**ઋષિ પક્ષીને અધિકૃત કરી ધર્માધર્મનું વર્ણન કરે છે તે **માર્કણ્ડેયપુરાણ** તેના ૯૦૦૦ શ્લોક છે. (૮) જેમાં ઇશાનકલ્પનું વૃત્તાન્ત છે તે **અગ્નિપુરાણ** છે **વસિષ્ઠને અગ્નિએ** કહ્યું છે. તેના **૧૬૦૦૦** શ્લોક છે. (૯) **ભવિષ્ય પુરાણમાં** અઘોરકલ્પનું વૃત્તાન્ત છે. તથા **અગ્રે** શું થવાનું છે તે વૃત્તાન્ત આપ્યો છે તેમાં **૧૪૫૦૦** શ્લોક છે. આ ઉપરાન્ત બીજા **નવ** પુરાણ નીચે પ્રમાણે છે—(૧૦) જેમાં રથન્તર કલ્પનું વૃત્તાન્ત છે તે **બ્રહ્મવૈવર્ત** પુરાણ. શ્લો. **૧૮૦૦૦** (૧૧) **લિઙ્ગ**પુરાણ શ્લો. **૧૧૦૦૦.** (૧૨) **વારાહ**પુરાણ. શ્લો. **૨૪૦૦૦.** (૧૩) **સ્કાન્દ**પુરાણ શ્લો. **૮૧૦૦૦.** (૧૪) **વામન**પુરાણ શ્લો. **૧૦૦૦૦.** (૧૫) કૂર્મપુરાણ શ્લો. **૧૭૦૦૦.** (૧૬) **મત્સ્ય**પુરાણ શ્લો. **૧૪૦૦૦.** (૧૭) ગરુડપુરાણ શ્લો. **૧૯૦૦૦.** અને (૧૮) **બ્રહ્માણ્ડ**પુરાણ શ્લો. **૧૨૦૦૦.** કૂર્મપુરાણના પ્રથમાધ્યાયમાં **ઉપપુરાણની** ગણના કરી છે. જેમકે શિવધર્મપુરાણાદિ. **પુરાણનું** લક્ષણઃ– **सर्गोऽस्याथ विसर्गश्च ऊतिर्मन्वन्तराणि च । वंशोवंश्यानुचरितं संस्थाहेतुरथाश्रयः ॥ दशभिर्लक्षणैर्युक्तं पुराणं तद्विदो विदुः ॥ (१२–७–९–१९ श्री० भागवत)** અર્થાત્:—"**સર્ગ**, વિસર્ગ, **સ્થાન**, પોષણ, ઊતિ, **મન્વન્તર**-વર્ણન, ઈશાનુકથા, **નિરોધ**, **સંસ્થા**–લય–મુક્તિ, અને **આશ્રય**—આ દશલક્ષણથી જે યુક્ત હોય તેને પુરાવિદો (પૂર્વજ્ઞો) **પુરાણ** કહે છે" ઉપપુરાણનું લક્ષણઃ—**सर्गश्चप्रतिसर्गश्चवंशोमन्वन्तराणि**

च। वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम्॥ (आदित्यपुराण) અર્થાત્:-સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર, અને વંશાનુચરિત–આ પાંચ લક્ષણ જેમાં હોય તેને માત્ર પુરાણ કહે છે. ઉપપુરાણો ખિલ હોવાથી ઉપપુરાણનું પણ આજ લક્ષણ છે અન્યત્ર નહિ. મુનિઓએ ૧૮ પુરાણનું વ્યાસાવતાર પાસેથી શ્રવણ કરીને અન્ય ઉપપુરાણો પ્રકટ કર્યા. *મહાપુરાણનું લક્ષણ તો શ્રીમદ્ભાગવતને વિષે જ દશ્યમાન છે, અન્યત્ર પુરાણો તો 'પુરાણ' જ કહેવાય છે. વ્યાસે પુરાણોનું સમસન કર્યું એટલે સારી રીતે એકત્રિત કરી એમનું સંક્ષેપમાં પ્રાકટ્ય કર્યું તેથી જ પુરાણો વ્યાસે કર્યા એમ કહેવાય છે. પુરાણોને વિષે પૂર્ણ વેદાતિદેશ છે. અર્થાત્ પુરાણો વેદતુલ્ય છે. વ્યાસે અપૂર્વ નૂતન પુરાણ કર્યા એમ નથી. ઇતિહાસપુરાણાદિ તો ૫ મો વેદ છે.

*आवरणभङ्गः-महापुराणलक्षणन्तु श्रीभागवत एव दृश्यते नेतरत्र। तेन तेषु पुराणत्वमेव बोध्यमिति प्रसङ्गादुक्तम्। तथा च व्यासेन समनाद्व्यासकर्तृत्वम्पुराणेषूच्यते। विभागाच्चाष्टादशत्वादिकं तेन यथा वेदशाखानां काठकादिसमाख्या तथात्र ब्राह्मादिसमाख्या, यथा तत्र शाखानां सहस्रत्वमेवमत्राष्टादशत्वम्। तथा च पूर्णो वेदातिदेशोऽत्र सिद्ध इति पञ्चार्थकथनमिह युक्तमितिभावः॥

पाद्मोत्तरखण्डे ४३ अध्यायः—तामसपुराणानि यथा,—માત્સ્ય, કૂર્મ, લિઙ્ગ, શૈવ, સ્કાન્દ, તથા અગ્નિ–આ ૬ તામસ પુરાણ છે. मात्स्यं, कौर्मं तथा लैङ्गं शैवं स्कान्दं तथैव च। आग्नेयञ्च षडेतानि तामसानि निबोधत॥ (જુઓ પૃ. ૮૯–૯૦)

सात्त्विकपुराणानि यथा—વૈષ્ણવ, નારદીય, ભાગવત, ગારુડ, પાદ્મ, તથા વારાહ આ ૬ સાત્ત્વિક પુરાણ છે. "वैष्णवं नारदीयञ्च तथा भागवतं शुभम्। गारुडञ्च तथा पाद्मं वाराहं शुभदर्शने। सात्त्विकानि पुराणानि विज्ञेयानि शुभानि वै॥

राजसपुराणानि યથા,—બ્રહ્માણ્ડ, બ્રહ્મવૈવર્ત, માર્કણ્ડેય, ભવિષ્ય, વામન, બ્રાહ્મ, આ ૬ રાજસપુરાણ છે. ब्रह्माण्डं ब्रह्मवैवर्तं मार्कण्डेयं तथैव च। भविष्यं वामनं ब्राह्मं राजसानि निबोधत॥ सात्त्विका मोक्षदाः प्रोक्ता राजसाः स्वर्गदाः शुभाः। तथैव तामसा देवि निरयप्राप्तिहेतवः॥ સાત્ત્વિકપુરાણો મોક્ષનું, શુભ રાજસો સ્વર્ગનું, તેમજ તામસો નરકનું કારણ છે, ૧૮ ઉપપુરાણો (ब)—(૧) સનત્કુમારોક્તપુરાણ, (૨) નારસિંહપુરાણ, (૩) કુમારે કહેલું નાન્દ (વાયવીય) પુરાણ. (૪) શિવધર્મપુરાણ, (૫) દુર્વાસાએ કહેલું આશ્ચર્યપુરાણ. (૬) નારદીયપુરાણ. (૭) (માનવ) નન્દીકેશ્વર યુગ્મપુરાણ, (૮) ઉશનસા-બૃહસ્પતિએ કહેલું પુરાણ, (૯) કાપિલપુરાણ, (૧૦) વારુણપુરાણ, (૧૧) સામ્બપુરાણ, (૧૨) કાલિકાપુરાણ, (૧૩) માહેશ્વરપુરાણ, (૧૪) કલ્કીપુરાણ, (૧૫) સર્વાર્થસિદ્ધિનું દાન કરે એવું દેવીપુરાણ, (૧૬) પરાશરે કહેલું પુરાણ, (૧૭) મારીચપુરાણ, (૧૮) ભાસ્કરપુરાણ. કૂર્મપુરાણમાં આ ક્રમ છે, ગરુડપુરાણના ૨૨૭ મા અધ્યાયમાં ભિન્નક્રમ છે. નાન્દને બદલે સ્કાન્દ, વારુણને બદલે વામન, તથા કલ્કિને બદલે બ્રહ્માણ્ડને ઉપપુરાણ તરીકે ગણાવ્યા છે. શ્રીપુરુષોત્તમજી આવરણભઙ્ગમાં નન્દીકેશ્વરને બદલે માનવપુરાણને, તથા કલ્કિને બદલે બ્રહ્માણ્ડને ઉપપુરાણ ગણાવે છે. (જુઓ પૃ. ૮૮) વળી (क) ૬ પ્રકારની સંહિતા સ્કાન્દપુરાણમાં કહી છે:—(૧) સનત્કુમારોક્ત સંહિતા, (૨) સૂતસંહિતા, (૩) શાઙ્કરીસંહિતા, (૪) વૈષ્ણવીસંહિતા, (૫) બ્રાહ્મીસંહિતા, (૬) સૌરસંહિતા. આદિત્યપુરાણમાં તો એક કાશ્મીરસંહિતા કહી છે કે જેપુરુષોત્તમસંહિતા છે. (૪૯)

तत्रेत्यादि ॥ ॥ तत्र वेदे यज्ञस्य भगवत्त्वं " यज्ञो वै विष्णुः " इति श्रुत्या सिद्धमिति शाखानां तद्रूपप्रतिपादकत्वे सन्देहो न, प्रकृते कथमित्याशंक्य पुराणे धर्मादिपञ्चार्थप्रतिपादकत्वेन भगवद्रूपप्रतिपादकत्वाभावात् कथं शाखाविभागवत्पुराणविभाग इत्याशंक्य पुराणविभागप्रकारमद्धेनाहेत्यर्थः॥ ब्रह्मण एकस्मिन्नित्यादि॥

શંકાઃ—**तत्र 'यज्ञो वै विष्णुः'** " યજ્ઞ, નિશ્ચયે કરીને વિષ્ણુ છે."—એ શ્રુતિથી વેદમાં યજ્ઞનું ભગવત્ત્વ સિદ્ધ થાય છે. એટલે વેદની શાખાઓ પણ તે ભગવાનના રૂપનું પ્રતિપાદન કરે એમાં સન્દેહ નથી. પરન્તુ **પ્રકૃત—પુરાણના વિષયમાં કેવી રીતે ભગવત્ત્વ ઘટી શકે?** પુરાણમાં **ધર્મ, અર્થ**, કામ, મોક્ષ, તથા **ભક્તિ**—આ પઞ્ચ પુરુષાર્થનું નિરૂપણ હોવાથી **પુરાણમાં ભગવદ્રૂપતાનું** પ્રતિપાદન સિદ્ધ થઇ શકે નહિ, તો પછી વેદમાં જેમ શાખાવિભાગ થયા છે તેમ પુરાણના પણ વિભાગ થાય છે—એ કથન પણ સમ્ભવે નહિ" આ **શંકા** થાય તો તેનું **સમાધાન** કરવા **શ્રીમદાચાર્યચરણ પુરાણવિભાગનો પ્રકાર** હવે સમજાવે છેઃ—

**त० दी०—शतं कल्पास्ततोऽप्यन्ये सन्ति कृष्णेन निर्मिताः ।**
**सत्त्वेन रजसा वाऽपि तमसा वाऽप्यनेकधा ॥ ५० ॥**
**नानासृष्टिप्रकारा हि नानाधर्मा ह्यनेकधा ।**
**सर्वस्वरूपी कृष्णस्तु कर्ता तेषु तथोदितः ॥ ५१ ॥**

**કારિકા શબ્દાર્થઃ**—કલ્પો શત=૧૦૦ છે. તે ઉપરાન્ત પણ બીજા કલ્પો છે. તેમનું નિર્માણ ભગવાન્ કૃષ્ણે અનેક પ્રકારે કર્યું છે. ભગવાન્ કૃષ્ણે સત્ત્વરૂપે, રજોરૂપે વા તમોરૂપે—એમ અનેક પ્રકારે તે તે કલ્પોનું નિર્માણ કર્યું છે. તે કલ્પોના સૃષ્ટિપ્રકારો અનેક છે, તેમના ધર્મો પણ વિચિત્ર તથા અનેક પ્રકારના છે. પરન્તુ સર્વસ્વરૂપી ભગવાન્ તે તે કલ્પના કર્તા છે તે તેકલ્પને વિષે તે તે (શિવબ્રહ્માદિ) નામથી તથા તે તે રૂપથી સર્વસ્વરૂપી ભગવાન્ કૃષ્ણનું જ નિરૂપણ થયું છે.(પુરાણોતત્તત્કલ્પીય ભુવનાત્મકભગવાન્‌નું અનેક રીતે વર્ણનકરે છે.) **(૫૦–૫૧) વિવેચનઃ**—"तत्र વેદમાં યજ્ઞનું ભગવત્ત્વ સિદ્ધ છે. એટલે વેદની શાખાઓ તે ભગવદ્રૂપનું પ્રતિપાદન કરે એમાં સન્દેહ નથી. હવે પ્રકૃતપુરાણમાં **ધર્માદિ** પઞ્ચ **પુરુષાર્થનું** પ્રતિપાદન છે. તો પણ **શાખાવિભાગવત્ પુરાણવિભાગ** શી રીતે થઈ શકે?"—એ **શંકાનું સમાધાન** કરવા **શ્રીમદાચાર્યચરણ** કહે છે કેઃ—**शतं कल्पा इति**। જેમ **વેદ યજ્ઞસ્વરૂપી ભગવાન્‌નું** વર્ણન કરે છે તેમ **પુરાણ ભુવનાત્મક ભગવાનનું વર્ણન** કરે છે. જેમ વેદમાં **અગ્નિહોત્ર દર્શ**પૂર્ણમાસાદિ યજ્ઞોના ભેદે કરીને યજ્ઞભગવાનનાં અનેકરૂપો છે, અને **કાઠકકૌથુમી**—ઇત્યાદિ શાખાભેદે કરીને તે **યજ્ઞભગવાન્‌નું** જ વર્ણન થયા કરે છે તેમ **પુરાણમાં ભુવનરૂપ** ભગવાન્ પોતે **સારસ્વત, બ્રાહ્મ, પાદ્મ**, વારાહાદિ કલ્પભેદે કરીને **અનેકરૂપ થાય છે**, અને એમની લીલાનું કીર્તન શ્રીમદ્**ભાગવત**મહાપુરાણે, **બ્રાહ્મ**પુરાણે, મત્સ્યપુરાણે—ઇત્યાદિ અષ્ટાદશપુરાણે કર્યું છે. **પુરાણમાં વિશ્વાત્મક ભગવાનની અનેકરૂપતાનું નિરૂપણ છે.**

બ્રહ્માના જન્મ દિવસથી પ્રારમ્ભીને બ્રહ્માજીના એક વર્ષમાં એક **મુખ્ય કલ્પ** પૂર્ણ થાય છે આ મુખ્ય કલ્પના **બ્રાહ્મ, વારાહ, પાદ્મ** એવાં નામ હોય છે. આ કલ્પો ઉપરાન્ત બીજા ૩૬૦ દૈનંદિન* કલ્પ હોય છે.

तदुक्तं मात्स्ये कल्पानुकीर्त्तने उपान्त्याध्याये ॥ 'प्रथमःश्वेतकल्पस्तु द्वितीयो नीललोहितः। वामदेव स्तृतीयस्तु ततो रथन्तरोऽपरः। रौरवः पञ्चमः प्रोक्तः षष्ठः प्राण इति स्मृतः। सप्तमोऽथ बृहत्कल्पः कन्दर्पोऽष्टम उच्यते। सद्योऽथ नवमः प्रोक्त ईशानो दशम.स्मृतः ॥ ध्यान एकादशः प्रोक्तस्तथा सारस्वतोऽपरः॥ त्रयोदश उदानस्तु गारुडोऽथ चतुर्दशः। कौर्मः पञ्चदशः प्रोक्तः पौर्णमास्मी प्रजापतेः ॥ षोडशो नारसिंह-स्तु समानस्तु ततोऽपरः॥आग्नेयोऽष्टादशःप्रोक्तःसोमकल्पस्तथापरः॥मानवो विंशमः प्रोक्त उदान इति चापरः। वैकुण्ठश्चापरस्तत्र लक्ष्मीकल्पस्तथा परः॥ चतुर्विंशतिमः प्रोक्तः सावित्रीकल्पसंज्ञकः। पञ्चविंशतितमोऽघोरो वाराहस्तु ततः परः ॥ सप्तविंशोथ वैराजो गौरीकल्पस्तथा परः ॥ माहेश्वरस्ततः प्रोक्तस्त्रिपुरं यत्र घातितम् । पितृकल्पस्तथैवान्यो या कुहूब्रह्मणः स्मृता। इत्येवं ब्रह्मणो मासः सर्वपातकनाशनः ॥ आदावेवाह्नि माहात्म्यं यस्मिन्यस्य विधीयते। तस्य कल्पशतं नाम विहितं ब्रह्मणा पुरा'' इति॥ तथाच यदाब्राह्मःकल्पो ब्रह्मजन्मदिवसस्तदा षष्ट्युत्तरशतत्रयंतद्विकल्पा भवन्ति द्वितीयदिनादिरूपास्तेषुब्राह्मकल्पो त्करीतिकैव सृष्टिः किञ्चित्किञ्चिद्वैलक्ष्यण्येन भवति। अवान्तरेषु कल्पेषु ब्रह्मणः सत्यलोके शयने भूरादीनाञ्च त्रयाणामेव नाशस्मरणात् । एवं वर्षदिनपर्यन्तम्भवने ब्रह्माण्डस्य कालेन शीतर्णतायां ब्रह्माण्डं सर्वमात्मसात्कृत्य जले आवरणात्मके स्वपिति, ततः प्रबुद्धःस्वजन्मदिवसत्वान्नवं ब्रह्माण्डं प्रकारान्तरेणोत्पादयति तदा तत्रत्या सृष्टिः पूर्वस्माद्विलक्षणा भवति। सापि पूर्ववद्वर्षदिनपर्यन्तम्भवति। यथा पाद्मः कल्पः तत्रैवैकस्मिन्वर्षे पूर्वोक्ताः श्वेतादयस्तिथिरूपत्वाद्द्वादशवारम्परिवर्तन्ते ॥ अतएव पुराणेषु पृथिव्याः क्वचिज्जघनरूपत्वं क्वचिदब्जरूपत्वं क्वचित्पृथग्रूपत्वम् । एवं लोकेष्वपि वैलक्षण्यमतः कल्पभेदेन तत्सर्वं संगतम्भवति। इदं तृतीयस्कन्धसुबोधिन्यामुपपादितं तन्निबन्धे च श्रीमदाचार्यैः॥

दैनन्दिनास्तूक्ता एव ॥ दिनमध्येपीति ॥ यथा पुराणान्तरे क्वापि मयूरकल्पः। यथाच वाराहपुराणे मेघवाहनकल्प उक्तः प्रागितिहासे रुद्रगीतासु। यत्राह भगवान् '' त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय ॥ अतथ्यानि वित-

ध्यानि दर्शयस्व महाभुज " इति रुद्रमाज्ञप्तवान् । रुद्रश्च तन्निर्वाहाय मां वहस्वेति प्रार्थितवान् । तदा भगवान्मेघो भूत्वा कल्पमेकं रुद्रमवहत्स मेघवाहनकल्पः । तस्य तिथिरूपेष्वगणनात्तस्मिन् ब्रह्माण्डकरणानुक्तेश्च न जन्मदिवसरूपत्वम्। वराहपुराण लक्षणेमहावराहकल्पाश्रितत्वकथनात्।एवं सति तस्य दिनमाध्यमिकत्वमायाति। एव मन्यत्रापिबोध्यम् । दिनमध्य इति। मन्वन्तरसमाप्तौ । युगान्त इति चतुर्युगान्ते।। ।।तत्र सर्वत्रेत्यादि ।। जन्मदिनं दैनन्दिनमध्यगतयुगान्तभेदभिन्नेषु कल्पेषु भुवनात्मको वृक्ष ऊर्ध्वमूलमित्यादिनोक्तो भगवान् "यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा । स्यादिदं भगवान् साक्षात्प्रधानपुरुषेश्वरः" इत्यादिवाक्यैर्ब्रह्मवादे भगवद्रूपो नाना क्वचित्सर्वथा वैलक्षण्येन,क्वचिदीषद्वैलक्षण्येन नाना भवति ।। ।। अतस्तत्प्रकारेत्यादीति ।। ।। न पुराणविभागानुपपत्तिरित्यर्थः ।। ।। अवान्तरेत्यादि।। ।। प्रकारभेदबोधनायेतिशेषः । तथाच "सात्विकेषु तु कल्पेषु माहात्म्यमधिकं हरेः ।। राजसेषु तु माहात्म्यमधिकं ब्रह्मणो विदुः । तद्वदग्नेश्च माहात्म्यन्तामसेषु शिवस्य च ।। सङ्कीर्णेषु सरस्वत्याः पितॄणाञ्च निगद्यते " इति मात्स्ये संख्यानुक्रमणिकाध्याये।। तथा तत्रैव कल्पानुकीर्तनाध्याये श्वेतादींस्त्रिशत्कल्पानुक्त्वा "संकीर्णास्तामसाश्चैव राजसाः सात्त्विकास्तथा ।। रजस्तमोमयास्तद्वत्त्रयस्त्रय उदाहृताः ।सङ्कीर्णेषु सरस्वत्याः पितॄणां व्युष्टिरुच्यते। अग्नेः शिवस्य माहात्म्यन्तामसेषूपवर्ण्यते । सात्विकेष्वधिकन्तद्वद्विष्णोर्माहात्म्यमुच्यते । तद्योगसंसिद्धा गमिष्यंति पराङ्गतिम् " इति चोक्तत्वानितरभेदान्वक्तुमित्यर्थः ।। ५० ।।

*બ્રહ્માજીના એક માસના ૩૦ દિવસના ૩૦ દૈનન્દિન કલ્પો હોય છે. **માત્સ્યપુરાણમાં** ઉપાન્ત્ય અધ્યાયમાં **કલ્પાનુકીર્તન**માંથી તેમના નામ નીચે પ્રમાણે આપ્યાં છેઃ—

(૧) શ્વેતકલ્પ, (૨) **નીલ**લોહિતકલ્પ. (૩) વામદેવકલ્પ. (૪) રથન્તરકલ્પ, (૫) રૌરવકલ્પ, (૬) **પ્રાણ**કલ્પ. (૭) બૃહત્કલ્પ, (૮) કન્દર્પકલ્પ. (૯) સદ્યકલ્પ, (૧૦) ઈશાનકલ્પ, (૧૧) **વ્યાન**કલ્પ, (૧૨) **સારસ્વત**કલ્પ, (૧૩) ઉદાનકલ્પ, (૧૪) ગારુડકલ્પ, (૧૫) કૌર્મકલ્પ, (૧૬) **નારસિંહ**કલ્પ, (૧૭) **સમાન**કલ્પ, (૧૮) **આગ્નેય**કલ્પ, (૧૯) **સોમ**કલ્પ, (૨૦) **માનવ**કલ્પ, (૨૧) ઉદાનકલ્પ, (૨૨) વૈકુણ્ઠકલ્પ, (૨૩) લક્ષ્મીકલ્પ. (૨૪) **સાવિત્રી**કલ્પ. (૨૫) **અઘોર**કલ્પ, (૨૬) **વારાહ**કલ્પ. (૨૭) વૈરાજકલ્પ, (૨૮) ગૌરીકલ્પ, (૨૯) **માહેશ્વર**કલ્પ તથા (૩૦) અન્યપિતૃકલ્પ કે જે બ્રહ્માજીનીકુહૂ—અમાવાસ્યાના સ્થાનમાં છે. આ પ્રત્યેક કલ્પ બ્રહ્માના ૧૨ માસમાં ૧૨ વાર પુનઃ પુનઃ આવે છે. આ દૈનંદિન કલ્પમાં **મુખ્ય (બ્રાહ્માદિ)** કલ્પની રીતિ પ્રમાણેજ, કંઈક કંઈક વિલક્ષણતાથી સૃષ્ટિ થયા કરે છે, કારણ કે અવાન્તર કલ્પમાં—બ્રહ્માજીના પ્રતિદિન બે કલ્પના અન્તરમાં જ્યારે **બ્રહ્માજી સત્ય**લોકમાં શયન કરે છે, ત્યારે સર્વલોકનો નાશ થતો નથી. પરન્તુ (૧) **ભૂર્લોક**, (૨) **ભુવર્લોક** તથા (૩) **સ્વર્લોક**—આ ત્રણ લોકનો જ

નાશ થાય છે; અને આ ત્રણ લોકનું જ પુનઃ વિલક્ષણ રીતે નિર્માણ થાય છે. આ પ્રકારે **બ્રહ્માજીનું** એક વર્ષ પૂર્ણ થયે કાલબલે બ્રહ્માણ્ડ શીર્ણ થઈ જાય છે. વર્ષના અન્તની રાત્રિએ **બ્રહ્માજી** અખિલ બ્રહ્માણ્ડને આત્મસાત્ કરીને–સ્વરૂપમાં લીન કરીને આવરણાત્મક જલમાં શયન કરે છે. તે પછી પોતે નિદ્રામાંથી જાગે છે તે દિવસ, બ્રહ્માજીનો જન્મ દિવસ હોવાથી પોતે પૂર્વથી વિલક્ષણ એવું નવું બ્રહ્માણ્ડ પ્રકારાન્તરે ઉત્પન્ન કરે છે. ત્યારે તેની સૃષ્ટિ પૂર્વથી વિલક્ષણ હોય છે અને તે પણ પૂર્વવત્ વર્ષદિન પર્યન્ત ચાલે છે જેમકે **પાદ્મકલ્પમાં** એક વર્ષમાં પૂર્વોક્ત શ્વેતકલ્પાદિ કલ્પો તિથિરૂપ હોવાથી દ્વાદશવાર પરિવર્તન પામે છે. અર્થાત્ તેઓ ૧૨ વાર ફરી ફરીને આવે છે. આ કારણથી જ પુરાણોમાં પૃથિવીનું ક્વચિત્ **જઘન**રૂપત્વ, ક્વચિત્ ક્વચિત્ **અબ્જ**રૂપત્વ તથા ક્વચિત્ પૃથગ્રૂપત્વ કહ્યું છે. આ પ્રકારે **બ્રાહ્મ**કલ્પમાં પૃથિવી જઘનરૂપા હોય છે, પાદ્મકલ્પમાં નાભિપદ્મરૂપા હોય છે અને વરાહકલ્પમાં પૃથગ્રૂપા હોય છે. આદિવરાહકલ્પમાં પુષ્કરપર્ણને વિષે પૃથિવીને સ્થાપિત કરવામાં આવે છે. આ પ્રકારે પૃથિવીનારૂપમાં તથા લોકોને વિષે પણ વૈલક્ષણ્ય હોય છે. **કલ્પભેદ કરીને આ સર્વ સુસઙ્ગત** છે–જેમ કલ્પ બદલાય તેમ તે તે કલ્પના લોકરચના, સૃષ્ટિરચના, ભૂગોલાદિ રચના પણ બદલાય છે. **અધુના શ્વેતવારાહકલ્પ** ચાલે છે, એટલે એમાં પૂર્વકલ્પથી વિસદૃશ સૃષ્ટિ થઈ છે. **પદ્માદિ કલ્પો** પણ અનેક છે, અને તે તે કલ્પના બ્રહ્માજી પણ અનેક છે, કાલ, યુગ, મન્વન્તર, કલ્પ, બ્રહ્માણ્ડરચના—આ સર્વના પ્રમાણાદિનો પ્રકાર **શ્રીમદાચાર્યચરણે** શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કન્ધના ૧૧મા અધ્યાયના **શ્રીસુબોધિનિજી**માં તથા **ભાગવતાર્થ નિબન્ધ**માં સુન્દર રીતે પ્રતિપાદિત કર્યો છે. **चतुर्युगसहस्रं च ब्रह्मणो दिनमुच्यते। स कल्पो यत्र मनवश्चतुर्दश विशांपते ॥ तदन्ते प्रलयस्तावान् ब्राह्मी रात्रिरुदाहृता। त्रयो लोका इमे तत्र कल्पन्ते प्रलयाय हि ॥ ( भाग० १२-४-२-३ )** અત્ર કલ્પાદિનું પરિણામ આપ્યું છે. ભગવત્પ્રેરિત બ્રહ્માદિદેવો ભુવનસૃષ્ટિ જેટલો સમય નિભાવે તે **કલ્પ.**

**સૂર્યરથ**અત્ર જેટલા સમયમાં **૧ પરમાણુ દેશનું** અતિક્રમણ કરે તે **પરમાણુ કાલ** અને તે જેટલા સમયમાં **દ્વાદશરાશ્યાત્મક** નભોવલય**આકાશમણ્ડલ**નું અતિક્રમણ કરે તે **સંવત્સર–વર્ષકાલ.** તત્ર આ કોષ્ટક મનુષ્યના આયુષ્યમાં સિદ્ધ થાય છે:—**૨ પરમાણુ=૧ અણુ; ૩ અણુ=૧** ત્રસરેણુ; **૩** ત્રસરેણુ=**૧** ત્રુટી; **૧૦**ત્રુટી=**૧** વેધ;**૩** વેધ=**૧** લવ; **૩** લવ=**૧** નિમેષ; **૩** નિમેષ=**૧** ક્ષણ; **૫** ક્ષણ=૧ કાષ્ઠા; **૧૫** કાષ્ઠા=**૧** લઘુ; **૧૫** લઘુ=**૧** નાડિકા; **૨ નાડિકા=૧** મુહૂર્ત; **૬–૭ નાડિકા=૧** મનુષ્ય પ્રહર. **૪** યામ=**૧** દિવસ; **૪** યામ=**૧** રાત્રિ. **રાત્રિદિવસ=૧** દિવસ; **૧૫** દિવસ=૧ પક્ષ; ૨ પક્ષ **૧** માસ; **૧૨ માસ=૧** મનુષ્યસંવત્સર; **૧૦૦ સંવત્સર** એ **મનુષ્યો**નું પરમાયુષ્ય કહેલું છે. **ધર્મ કરાય તો કાલે કરીને આયુષ્ય ભોગ થતો અટકે છે** અને મનુષ્ય ૧૦૦ વર્ષથી પણ અધિક જીવે છે. **પાપ કરવામાં આવે તો પાપ તથા કાલ ઉભયે આયુષ્યનો ભોગ કરે છે** અને **૧૦૦ વર્ષનું આયુષ્ય ક્ષીણ** થતું જાય છે. જેમ **મ**નુષ્યાદિના **૧૦૦** વર્ષના સ્વલ્પ આયુષ્યમાં ક્ષણાદિ દિનગણનાથી થાય છે, તેમ બહુ કલ્પ જીવે એવા દિવ્ય પરમજ્ઞાનિ પુરુષોના આયુષ્યમાં દિનગણના **યુગોથી** થાય છે. તેથી હવે કૃતયુગાદિનું તથા કલ્પાદિનું સ્વરૂપ પ્રતિપાદિત કરે છે:—**કૃતયુગ =૪૦૦૦** દિવ્ય વર્ષ. **ત્રેતા =૩૦૦૦**દિવ્ય વર્ષ. **દ્વાપર = ૨૦૦૦** દિવ્ય વર્ષ. **કલિ = ૧૦૦૦** દિવ્ય વર્ષ. **૪યુગ** સમ્બદ્ધ **સન્ધ્યા** તથા **સન્ધ્યાંશ** = ૨૦૦૦

દિવ્ય વર્ષ. ૧૨૦૦૦ દિવ્ય વર્ષ = ૧ ચતુર્યુગ. ૭૧ ચતુર્યુગ + ૫૧૬ દિવ્ય વર્ષ = ૧ મન્વન્તર. ૧૪ મન્વન્તર = ભગવાન્ બ્રહ્માનો૧ દિવસ. ભગવાન્ બ્રહ્માનો૧ દિવસ = દૈનન્દિન લોક કલ્પ. (ચૈત્રશુક્લ પ્રતિપદ્થી કલ્પારમ્ભ થાય છે. જુઓ બ્રહ્મસિદ્ધાન્ત.)

निशावासन आरब्धो लोककल्पोऽनुवर्तते यावद्दीनं भगवतो मनून्भुङ्क्ते चतुर्दश॥२३ स्वंस्वं कालंमनुर्भुङ्क्ते साधिकां ह्येकसप्ततिम्। मन्वन्तरेषु मनवस्तद्वंश्या ऋषयः सुराः। भवन्ति चैव युगवत्सुरेशाश्चानुयेचतान्। एव दैनंदिनः सर्गो ब्राह्मस्त्रैलोक्यवर्तनः॥ तिर्यङ्नृपितृदेवानां सम्भवो यत्र कर्मभिः।मन्वन्तरेषुभगवान् बिभ्रत्सत्त्वं स्वमूर्तिभिः मन्वादिभिरिदंविश्वमवत्युदितपौरुषः॥ (श्रीमद्भागवत ३-११-२३-२६; ३२-४१) एवंविधैरहोरात्रैःकालगत्योपलक्षितैः। अपेक्षितमिवाऽस्यापिपरमायुर्वयःशतम्॥ यदर्धमायुषस्तस्य परार्धमभिधीयते। पूर्वः परार्धोऽपक्रान्तो ह्यपरोऽद्यप्रवर्तते॥ पूर्वस्याऽऽदौपरार्धस्यब्राह्मोनाममहानभूत्।कल्पोयत्राऽभवद्ब्रह्मा,शब्दब्रह्मेतियंविदुः तस्यैव चान्ते कल्पोऽभूद्यंपाद्ममभिचक्षते। यद्धरेर्नाभिसरस आसीह्लोकसरोरुहम्॥ अयंतुकथितः कल्पोद्वितीयस्यापिभारत। वाराहइतिविख्यातोयत्रासीत्सूकरोहरिः कालोऽयं द्विपरार्धाख्यो निमेष उपचर्यते। अव्याकृतस्याऽनन्तस्य अनादेर्जगदात्मनः कालोऽयंपरमाण्वादि द्विपरार्धान्त ईश्वरः नैवेशितुं प्रभुर्भूम्न ईश्वरोधाममानिनाम् विकारैःसहितोयुक्तैर्विशेषादिभिरावृतः। आण्डकोशोबहिरयंपञ्चाशत्कोटिविस्तृतः दशोत्तराधिकैर्यत्र प्रविष्टः परमाणुवत्। लक्ष्यतेऽन्तर्गतश्चान्ये कोटिशोह्यण्डराशयः॥ तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम्। विष्णोर्धामपरं साक्षात्पुरुषस्य महात्मनः॥

**श्रीसुबोधिनीजीः**-प्रवाहरूपेण लोकाः कल्प्यन्ते उत्पाद्यन्ते अनया परम्परया, अस्यां वा। तत् पारम्पर्यं लोककल्पः। तच्च दिनं भगवतः। ब्रह्मविदामपि भगवत्त्वात्। अयं लोककल्पश्चतुर्दश मनूनभुङ्क्ते-अनुभवति-धर्मपालकत्वेन-गृह्णातीत्यर्थः॥ दिने दिने जायमानो दैनन्दिनः। संवत्सरात्मको कल्पो भिन्नः। अयं तु दैनन्दिनः। अस्य विशेषमाह—त्रैलोक्यवर्तन इति। त्रैलोक्यं वर्तयत्या वर्तयतीति। देवतिर्यङ्मनुष्याणां पुनः पुनर्जन्मेतिकृत्वा त्रैलोक्यवर्तनत्वम्। तदेवाह तिर्यङ्नृपितृदेवानामिति नृपितर एके जीवन्मृतभेदेन विवि-क्षया। दैनन्दिने पुनः पुनरुत्पत्तौ कर्मणो नियामकत्वम्॥ (જુઓ શ્રીસુબોધિની.)

આ પ્રકારે કાલપ્રવાહથી ઉપલક્ષિત અહોરાત્રિઓના પરિવર્તનથી બ્રહ્માજીનું ૧૦૦ દિવ્ય વર્ષનું આયુષ્ય છે. આ આયુષ્ય પણ બ્રહ્માજીને બહુ છે એમ લાગતું નથી. તેમને પણ "આયુષ્ય જો અધિક હોય તો સમીચીન તે ઠીક થાય" એમ અધિક આયુષ્યની અપેક્ષા છે (૩૨) બ્રહ્માજીના આયુષ્યનો અર્ધભાગ પરાર્ધ કહેવાય છે. અદ્યાવધિ બ્રહ્માજીના આયુષ્યનો પૂર્વ પરાર્દ્ધ સમાપ્ત થઈ ગયો છે. હમણા બ્રહ્માજીના આયુષ્યનો અપર (અવશિષ્ટ રહેલો અન્તિમ) પરાર્દ્ધ ચાલી રહ્યો છે. આ પ્રકારે બ્રહ્માજીનું આયુષ્ય પણ ગતપ્રાય છે-એવું સૂચન કરી વૈરાગ્યનો ઉપદેશ કર્યો છે. (૩૩) બ્રહ્માજીના પૂર્વપરાર્દ્ધના પ્રારમ્ભમાં મહાન્ બ્રાહ્મકલ્પ થયો. તે કલ્પ સંવત્સરાત્મક (નહિ કે દૈનન્દિન) થઈ ગયો. તે કલ્પમાં ભગવાન્જ બ્રહ્મા થયા. તે કલ્પમાં શબ્દ બ્રહ્મમાંથી જ સર્વોત્પત્તિ થઈ. (૩૪) પૂર્વપરાર્દ્ધના અન્તે પાદ્મ-

કલ્પ થયો. **પદ્મ**થી રચાયો માટે આ કલ્પ **પદ્મોદ્ભવ** જ વક્તવ્ય છે. ભગવાન્ હરિના નાભિ-કમલમાંથી આ પદ્મકલ્પની રચના થઈ છે. માટે આ કલ્પને **પાદ્મકલ્પ** કહ્યો છે. (૩૫) હે ભારત ! હમણા આ ચાલી રહેલો **વર્તમાન કલ્પ વારાહકલ્પને નામે વિખ્યાત** છે કે જેમાં ભગવાન્ **હરિ વરાહરૂપે** પ્રકટ થયા. આ કલ્પ **બ્રહ્માજીના દ્વિતીયપરાર્ધ**માં થયો. (૧) તત્ર **પ્રથમ આદિવરાહ**કલ્પ થયો. (૨) **બીજો વારાહકલ્પ** થયો, અને (૩) **ત્રીજો ( વર્તમાન ) શ્વેતવારાહકલ્પ છે કે જે હમણાં ચાલી રહ્યો** છે. (૩૬) આ બ્રહ્માજીનો **દ્વિપરાર્દ્ધ** જેટલો **કાલ** પણ **અવ્યાકૃત, અનન્ત,** જગદાત્મા **અક્ષરબ્રહ્મનો** માત્ર **એક નિમેષ** ( આંખના પલકારા ) **જેવો છે.** (૩૭) મનુષ્યના પરમાણુ આયુથી પ્રારમ્ભીને બ્રહ્માજીના **દ્વિપરાર્દ્ધ** જેટલા **આયુષ્યને કાલ,** કે જે દેહાભિમાનિ લોકોનો નિયન્તા છે તેવો કાલ પણ આ ભગવાનના ઉપર—**અક્ષર એવા ભગવદ્ધામ**ના ઉપર સત્તા ચલાવવા સમર્થ નથી. (૩૮) **૧૧** ઇન્દ્રિયો તથા **૫** તન્માત્રા મળીને **૧૬** વિકારોથી યુક્ત થયલો તથા પૃથિવ્યાદિ વિશેષોથી આવરણ પામેલો આ આણ્ડકોશ બહારથી **૫૦** કોટિ ( ક્રોડ ) જેટલો વિસ્તાર પામ્યો છે. **જ્યોતિઃ** શાસ્ત્રમાં **૬ ગોલ** પ્રસિદ્ધ છેઃ-[૧]**ભૂગોલ,** [૨]**ખગોલ,** [૩]**દૃગ્ગોલ,** [૪]**નક્ષત્રગોલ,** [૫]**આવરણગોલ** તથા [૬]**આણ્ડગોલ;** આ આણ્ડકોશ ભિન્ન ભિન્ન કલ્પમાં ભિન્ન ભિન્ન પ્રકારે સર્જાય છે. તેથી વિવિધકલ્પમાં આ ગોલાઓનું નિરૂપણ અનેક પ્રકારે થયલું છે. જેમકે **પદ્મકલ્પ**માં **પદ્મ**નો વિસ્તાર **૫૦** કરોડ કરોડ જેટલો વર્ણવ્યો છે. પરન્તુ આ **વારાહકલ્પમાં** તો **ભૂમિનો** જ **વિસ્તાર** એટલો છે. પઞ્ચમ સ્કન્ધમાં **તિર્યગ્ગોલ** વર્ણવ્યો છે. **તેનાથી આ (વર્તમાન) ગોલ જુદો છે.** આ પ્રકારે વિવિધકલ્પમાં **વિવિધ લોકરચના** ભિન્ન ભિન્ન હોઈ **વિવિધ આકારે ગોળાઓનું** નિરૂપણ કર્યું છે-એમ માનવાથી પરસ્પર વિરોધ પણ રહેતો નથી. ( ૩૯ ) અણ્ડથી ઉપર પૃથિવી **૫૦** કોટિથી દશગણી છે. અથવા **ગોલ** જ પૃથિવી છે. **જલાદિ** જ **૧૦** ગણા છે-એમ **કેટલાકે**નું માનવું છે. **૧૦ ગણા આવરણોથી યુક્ત થયેલા** આણ્ડકોશ પણ **જે ભગવાનના રોમકૂપને વિષે પરમાણુ જેવા દેખાય છે, તે ભગવાનના રોમકૂપને વિષે આવા કોટિશઃ-કરોડા આણ્ડકોશ દેખાય છે,** ( ૪૦ ) તે **અક્ષર** બ્રહ્મને સર્વ કારણોનું પણ કારણ કહેલું છે. આ અક્ષરબ્રહ્મ સર્વભવનસમર્થ મૂલભૂત સર્વવ્યાપિ **પુરુષોત્તમનું પરમધામ** છે. (૪૧) ( બ્રહ્માજીના ) **દિનમધ્યમાં પણ કલ્પસમાપ્તિ કેટલાકો માને છે.** જેમકે પુરાણાન્તરમાં કોઈક સ્થલે **મયૂરકલ્પ** કહ્યા છે, તેમજ વળી. **વારાહપુરાણ**માં પૂર્વના ઇતિહાસમાં **રુદ્રગીતામાં મેઘવાહન** કલ્પ કહ્યો છે, આ કલ્પમાં ભગવાને **મેઘ**રૂપે **રુદ્ર**ને એક કલ્પ ધારણ કર્યા છે.-માટે આ કલ્પ **મેઘવાહન**કલ્પ કહેવાયો છે. આ કલ્પનું કથન તિથિરૂપ કલ્પમાં નથી. તેમજ તેમાં બ્રહ્માણ્ડ કર્યાનું કથન પણ નથી. તેથી આ કલ્પ જન્મદિવસરૂપ નથી. વરાહપુરાણ લક્ષણમાં આ કલ્પ મહાવરાહકલ્પને આશ્રિત છે-એમ કહ્યું છે. આ પ્રકારે **આ લઘુકલ્પો દિનકલ્પના મધ્યમાં સમાપ્ત** થાયછે-એમ સમજવું. અર્થાત્ **ભગવાનની** ઈચ્છા **થાય તો દિનકલ્પ સમાપ્ત થાય તે પૂર્વે વચમાં એક લઘુ મધ્યન્દિન કલ્પ પણ પ્રકટ કરી** દે છે. અને **સમાપ્ત** પણ કરી દે છે. આ કલ્પો **દૈનન્દિન** કલ્પો કરતાં પણ ન્હાના હોય છે. બ્રહ્માજીના દિવસના મધ્યમાં મધ્યાહ્નકાલ તથા અપરાહ્ણકાલની માફક આ કલ્પો મન્વન્તર સમાપ્તિની સાથે સમાપ્ત થતા ચાલ્યાઆવે છે.

તથા કેટલાકો ચતુર્યુગના અન્તમાં કલ્પની સમાપ્તિ માને છે. તત્ર-

સર્વત્ર જન્મદિન, દૈનંદિન, દિનમધ્યમાં થયલા, તથા યુગના અન્તમાં થયલા આ સર્વ ભિન્ન ભિન્ન કલ્પોને વિષે ભુવનાત્મક વૃક્ષનું રૂપ ધારણ કરનારા ભગવાન્ અનેકરૂપ ધારણ કરે છે-એવો સિદ્ધાન્ત સમજવો.

**आवरणभङ्गः**—અત્ર આ ***આશય** છે:—શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૫મા અધ્યાયના **ऊर्ध्वमूलम् अधःशाखम्** ઇત્યાદિ શ્લોક **અનન્તશાખીય ભુવનાત્મક ભગવાનનું કથન** કરે છે. વળી, **"यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा। स्यादिदं भगवान् साक्षात्प्रधानपुरुषेश्वरः॥ (भाग० १०-(८५)-८२-४)** જેને વિષે, જેમાંથી, જેનું, જેને માટે, જેને, જે જે પ્રકારે, અને **જ્યારે—આ સર્વ** (વિભક્તિના અર્થ) સાક્ષાત **પ્રધાનપુરુષેશ્વર ભગવાન્** જ થાય છે"—ઇત્યાદિ **શ્રીમદ્ભાગવતના વાક્યથી સિદ્ધ થતા બ્રહ્મવાદમાં ભગવાન** જ **અનેકરૂપ ધારણ કરે છે.** આ અનન્તશાખીય ભુવનાત્મક વૃક્ષ ભગવદ્રૂપ છે. અત્રોક્ત **ભુવનાત્મક** વૃક્ષરૂપ **ભગવાન** જ ક્વચિત્ પૂર્વ કલ્પથી **સર્વથા વિલક્ષણ પ્રકારે** તથા **ક્વચિત્ સ્વલ્પ અંશમાં જ વિલક્ષણ પ્રકારે અનેકરૂપ** ધારણ કરે છે-એવો **સિદ્ધાન્ત સમજવો.**

**कल्पः**—(१) **कल्पयति सृष्टिं नाशं वा अत्र। प्रलयः। युगानां सप्ततिः सैका मन्वन्तरमिहोच्यते। कृताब्दसङ्ख्यस्तस्यान्ते सन्धिः प्रोक्तो जलप्लवः। ससन्धयस्ते मनवः कल्पे ज्ञेयाश्चतुर्दश। कृतप्रमाणकल्पादौ सन्धिः पञ्चदशस्मृतः॥**

---

***ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम्। छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्॥ (१५-१-श्री० भगवद्गीता०)** અર્થાત્—જે "સંસારવૃક્ષનું **મૂલ** ઊર્ધ્વ—ઉચ્ચ **પુરુષોત્તમ** છે, જેની **શાખાઓ** અધઃ—સ્વાર્થે ઉત્પન્ન કરેલા **જીવો** છે, જે **અશ્વત્થ** છે, જે **અવ્યય**—નિત્ય ક્ષયરહિત છે, અને જેનાં **પર્ણો** છન્દોમય-વેદ છે.—**આવા ભુવનાત્મક પુરુષોત્તમ**રૂપને જે જાણે છે તેણે વેદાર્થનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે." આ શ્લોક જે વૃક્ષરૂપે **ભુવનાત્મક** ભગવાનનું કથન કર્યું છે, તે **ભગવદ્રૂપ નાના અનેકરૂપ** ધારણ કરે છે."**यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा। स्यादिदं भगवान् साक्षात्प्रधानपुरुषेश्वरः॥ (१०-८२-(८५)-४ श्री० भागवत)** અર્થાત્—'જેમાં,' 'જેનાથી,' 'જેમાંથી,' 'જેનું,' 'જેને અર્થે,' 'જેને,' 'જે,' 'જે પ્રકારે,' અને 'જ્યારે'—આ સર્વ **સાક્ષાત્ પ્રધાનપુરુષેશ્વર ભગવાન્ થાય** છે.' ઇત્યાદિ વાક્યબલે **બ્રહ્મવાદમાં ભગવાન્ જ અનેકરૂપ** ધારણ કરે છે. આ **સહસ્ર-શાખાવાળા ભુવનાત્મકવૃક્ષનું** સૂચન કરે એવું ગાન **ઋગ્વેદ**ના મન્ત્રો પણ કરી રહ્યા છે:—

***स इन्निण्यं हृदयस्य प्रकेतैः सहस्रवल्शमभिसञ्चरन्ति। यमेन ततं परिधिं वयन्तोऽप्सरस उपसेदुर्वसिष्ठाः॥ ७-३३-९॥ +यमो नो गातुं प्रथमो विवेद॥ (१०-१४-२॥) ઋગ્વેદ સાયણભાષ્ય"**—"*સહસ્રશાખાવાળા ભુવનાત્મકવૃક્ષના સંસાર રહસ્ય જ્ઞાનને વિષે તે **વસિષ્ઠો** હૃદયની ઊર્મિઓથી **અભિરમણ** કરે છે-દેહાન્તર પ્રાપ્ત કરે છે, કારણાત્મા સર્વ નિયન્તા ભગવાને જે આ ભુવનવૃક્ષમાં જન્માદિપ્રવાહરૂપ પટનો વિસ્તાર કર્યો છે તે પટને **વણવા અર્થાત્**—જનનીઓને વિષે **દેહ ધારણ કરવા** ભગવન્ત **વસિષ્ઠ** અપ્સરસની સમીપ બેઠા." "પ્રથમ+**યમ-સર્વનિયન્તૃ ભગવાને** આ **ભુવનાત્મકવૃક્ષમાં** અમારા **જન્માદિ પ્રવાહનો માર્ગ** આ સંસારમાં પ્રવર્તાવ્યો છે. અત્ર સહસ્રશાખીય**ભુવન**વૃક્ષમાં વેદે જીવસંસૃતિ કહી છે."

ते एकसप्ततियुगरूपा मनवः स्वायम्भुवाद्याः ससन्धयः स्वस्वसन्धिसहिताः कल्पकाले ज्ञातव्याः। ससन्धियुक्तचतुर्दशमनुभिः कल्पोभवेदित्यर्थः। इति सूर्यसिद्धान्तोक्तकल्पपरिमाणम्। आकालिककल्प—नैमित्तिककल्प—दैनन्दिन कल्प - महाप्रलयाः॥ (२) कल्पते स्वक्रियायैसमर्थोभवत्यत्र। कल्प=ब्रह्मदिनम्। तत्तुर्देवद्विसहस्रयुगम्। इत्यमरः (१-४-२१)। यथा विष्णुपुराणे १ मांशे १। १२। त्रिंशत्कल्पं ब्रह्मण एको मासो भवति। तेषां नामानि यथा—क्रमसन्दर्भे प्रभासखण्डम् "एताद्दशाद्वादशमासैर्ब्रह्मणः संवत्सरो भवति। एव वर्षशतं ब्रह्मण आयुःतत्र पञ्चाशद्वर्षाणि व्यतीतानि, एकपञ्चाशदारम्भे अधुना श्वेतवाराहकल्पः।" इति महाभारतम्। कल्पारम्भकालश्च ब्रह्मसिद्धान्ते उक्तः।- चैत्रशुक्लप्रतिपदमारभ्य

વળી, કેટલાકો ચતુર્યુગના અન્તમાં કલ્પની સમાપ્તિ માને છે. અતઃ પુરાણો (તે તે કલ્પાદિમાં ભગવાને રચેલા ભુવનાત્મકવૃક્ષના) તે તે પ્રકારોનું પ્રતિપાદન કરે છે. એટલે શાખાવિભાગવત્ પુરાણોનો વિભાગ ઘટી શકે છે. અવાન્તર પ્રકારભેદનો બોધ કરવા કારિકા કહે છે કે **सत्त्वेनेति**। અનેકરૂપે લીલા કરવા ભગવાન્ કૃષ્ણે **સત્ત્વરૂપે**, **રજોરૂપે**, વા **તમોરૂપે** અનેક **કલ્પો** પ્રકટ કર્યા. **તામસકલ્પ**માં શિવમાંથી, **રાજસ**કલ્પમાં **બ્રહ્મા**માંથી, અને **સાત્ત્વિક** કલ્પમાં **(વિષ્ણુ**માંથી સૃષ્ટિ થાય છે. તત્ર—**સઙ્કીર્ણ** કલ્પોમાં (અર્થાત્ ત્રણે ગુણોથી મિશ્રિત કલ્પોમાં) **સરસ્વતી** તથા **પિતૃગણાદિ** સૃષ્ટિ કરે છે.

આ પ્રકારે **મત્સ્ય**પુરાણમાં **સાત્ત્વિક, રાજસ, તામસ,** તથા **સઙ્કીર્ણ**—એમ વિવિધ પ્રકારના **કલ્પો** નિરૂપિત કર્યા છે. ૧૮ પુરાણોમાં અનેક પ્રકારના **સૃષ્ટિ પ્રકારો જે વિવિધ કલ્પમાં** થયા તે દર્શાવ્યા છે. **સાત્ત્વિક—સાત્ત્વિકરાજસ** ઇત્યાદિ ભેદને લીધે એક પ્રકારના ૯ પ્રકાર થાય છે. તેથી સ્વલ્પતારતમ્ય હોય તો પણ દોષ આવતો નથી.

૧ **કૂર્મ**પુરાણના પૂર્વભાગમાં **ચતુર્થાધ્યાય**માં **શિવ**માંથી સૃષ્ટિ દર્શાવી છે. જુઓ **आवरणभङ्गः-कूर्म उवाच। महेश्वरः परोऽव्यक्तश्चतुर्व्यूहः सनातनः। अनन्तश्चाप्रमेयश्च नियन्ता विश्वतोमुखः।** ઇત્યાદિથી આરમ્ભી કહ્યું છે કે:—**निशान्ते प्रतिबुद्धोऽसौ जगदादिरनादिमान्। सर्वभूतमयोऽव्यक्तादन्तर्यामीश्वरः परः। प्रकृतिं पुरुषं चैव प्रविश्याशु महेश्वरः। क्षोभयामास योगेन परेण परमेश्वरः॥ प्रधानात्क्षोभ्यमानाच्च तथा पुंसःपुरातनात्। प्रादुरासीन्महद्बीजं प्रधानपुरुषात्मकम्।** અત્ર **તામસકલ્પમાં ભગવાનના તમોરૂપ શિવ**માંથી **સૃષ્ટિ** કહી છે અને ૧૦ અધ્યાયમાં **ઈશ્વરગીતા** કહી **શિવમાહાત્મ્ય** તથા **પરબ્રહ્મરૂપતા** કહી છે. એમ શિવરૂપે પણ **તામસકલ્પમાં ભગવાને** સૃષ્ટિ કરી છે એમ સમજવું. **ભવિષ્ય**પુરાણમાં **બ્રહ્મા**માંથી સૃષ્ટિ વર્ણવી છે. તે સૃષ્ટિ **રાજસકલ્પ**માં ભગવાનના **રાજસરૂપ બ્રહ્મા**માંથી **રજોગુણે** કરીને થઈ છે—એમ સમજવું. **जगदासीत्पुरा नात तमोभूतमलक्षणम्। अविज्ञेयमतर्क्यञ्चप्रसुप्तमिव सर्वतः॥ ततः भगवानीशो ह्यव्यक्तो व्यञ्जयन्निदम्। महाभूतादिवृत्तौजाःप्रोत्थितस्तमनाशनः॥ सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुत्थितः। योऽसौ षड्विंशको लोके तथा यः पुरुषोत्तमः।**

**भास्करश्चमहाबाहो परं ब्रह्म च कथ्यते** ॥ ઇત્યાદિ શ્લોક **બ્રહ્માજીમાંથી સૃષ્ટિ** થયાનું વર્ણન કર્યું છે. તેમજ વળી **માર્કણ્ડેયપુરાણે બ્રહ્માજી**માંથી **સૃષ્ટિ** થયાનું વર્ણન કર્યું છેઃ—
**प्रणिपत्य जगद्योनिमजमाश्रयमव्ययम्। चराचरस्य जगतो धातारं परमं पदम्॥ ब्रह्माणमादिपुरुषमुत्पत्तिस्थितिसंक्षये। यत्कारणमनौपम्यं यत्र सर्वं प्रतिष्ठितम्॥**
ઇત્યાદિ શ્લોક ઉપક્રમ કરીને **પુરુષાધિષ્ઠિત પ્રધાનમાંથી મહદાદિ સૃષ્ટિ** થઇ એમ કહ્યું છે. **સાત્ત્વિકકલ્પમાં** સત્ત્વરૂપે વિષ્ણુમાંથી ભગવાને સૃષ્ટિ કરી છેઃ–**વિષ્ણુ, વારાહ,** તથા **શ્રીમદ્ભાગવત**–ઇત્યાદિ **સાત્ત્વિકપુરાણો**માં વિષ્ણુમાંથી સૃષ્ટિ પ્રકટ થઇ–એમ સ્પષ્ટ કથન કર્યું છે. **(૧–૪)** તેવીજ **માત્સ્ય** પુરાણના **સઙ્ખ્યાનુક્રમણિકાધ્યાય**માં **સાત્ત્વિકકલ્પમાં** હરિનું, **રાજસ કલ્પમાં બ્રહ્માનું,** તથા **તામસકલ્પમાં** અગ્નિનું તથા શિવનું, તથા **સઙ્કીર્ણ કલ્પોમાં સરસ્વતીનું** તથા પિતૃઓનું માહાત્મ્ય ગાયું છે. **सात्त्विकेषु तु कल्पेषु माहात्म्यमधिकं हरेः। राजसेषु तुमाहात्म्यमधिकं ब्रह्मणो विदुः॥ तद्वदग्नेश्च माहात्म्यं तामसेषु शिवस्य च। सङ्कीर्णेषु सरस्वत्याः पितृणां च निगद्यते** ॥ તેમજ આ **માત્સ્ય**પુરાણના **કલ્પાનુકીર્તનાધ્યાય**માં શ્વેતાદિ ૩૦ કલ્પો કહીને **સઙ્કીર્ણ, તામસ, રાજસ** તથા **સાત્ત્વિક** કલ્પોનો નિર્દેશ કર્યો છે.
**सङ्कीर्णास्तामसाश्चैव राजसाःसात्त्विकास्तथा।रजस्तमोमयास्तद्वत्रयस्त्रयउदाहृताः ॥ सङ्कीर्णेषुसरस्वत्याःपितृणांव्युष्टिरुच्यते।अग्नेःशिवस्य माहात्म्यं तामसेषूपवर्ण्यते॥ सात्त्विकेष्वधिकंतद्वद्विष्णोर्माहात्म्यमुच्यते।तद्धैवयोगसंसिद्धागमिष्यन्तिपरांगतिम्**
આ **સઙ્કીર્ણ, તામસ, રાજસ** તથા **સાત્ત્વિક કલ્પોમાં** અનુક્રમે **સરસ્વતીનું**, પિતૃઓનું, **અગ્નિનું, શિવનું. બ્રહ્માનું,** તથા **વિષ્ણુનું માહાત્મ્ય** વર્ણવ્યું છે. **ભગવાનના તે તે ભગવન્માહાત્મ્ય** સમજીને યોગથી સિદ્ધ થયલાઓ પણ **પરમ ગતિને** પામે છે.

અત એવ **હરિવલ્લભસુધોદય** નામના **પુરાણસમુચ્ચય** ગ્રન્થને વિષે **પાદ્મોત્તરખણ્ડ**ના ૪૨ મા અધ્યાયમાં **રુદ્ર** તથા **ઉમા**ના સંવાદમાં **માત્સ્ય, કૌર્મ, લૈઙ્ગ, શૈવ, સ્કાન્દ,** તથા **આગ્નેય**—આ ૬ પુરાણોને **તામસ** કહ્યાં છે. **વૈષ્ણવ, નારદ, ભાગવત, ગરુડ, પાદ્મ** તથા **વારાહ**—આ ૬ પુરાણોને **સાત્ત્વિક** ગણ્યાં છે. **બ્રહ્માણ્ડ, બ્રહ્મવૈવર્ત, માર્કણ્ડેય, ભવિષ્યત, વામન** તથા **બ્રાહ્મ**—આ ૬ પુરાણને **રાજસ** કહ્યાં છે. આ પ્રકારે **પુરાણમાં** ૬ **સાત્ત્વિક.** ૬ **રાજસ,** તથા ૬ **તામસ**—એમ એક એક **પટ્ક** વર્ણવ્યું છે તે પણ તે તે **સાત્ત્વિક–રાજસ–તામસ–**કલ્પાનુસાર સુસઙ્ગત છે. વળી **સઙ્કીર્ણ** કલ્પમાં સત્ત્વ, **રજસ્,** તથા **તમસ્**—આ ત્રણે ગુણો અન્યોન્યની સાથે મિશ્રિત થાય છે. (જુઓ **પુરાણનિર્ણય** પૃ. ૯૧)

**શઙ્કા:** " તત્ર વિવિધ સૃષ્ટિ પ્રકારનું તથા વિવિધ ધર્મનું પ્રતિપાદન જેમાં કર્યું છે એવા પુરાણોમાં તે તે પુરાણને વિષે **અગ્નિ, શિવ, બ્રહ્મા** તથા **વિષ્ણુ** ઇત્યાદિ તે તે દેવનાં ઈશ્વરસ્વરૂપતાનું તથા માહાત્મ્યનું કથન કર્યું છે, તો ત્યાં ઉચ્ચનીચત્વની વ્યવસ્થા શી રીતે થઈ શકશે.' એમ **શઙ્કા** થાય તો તેનું સમાધાન શ્રીમદાચાર્યચરણ કહે છે કે " **સર્વસ્વરૂપીભગવાન્ કૃષ્ણે** જ તે તે શિવ બ્રહ્માદિ દેવોનું રૂપ ધર્યું છે, અને તે તે સ્થલે તે તે અધિક માહાત્મ્ય તથા ઐશ્વર્ય પણ ભગવાન્ શ્રીકૃષ્ણનાં જ છે એમ સમજવું. અત્ર આ આશય છે.
"**अन्योऽन्यमनुरक्तास्तेह्यन्योऽन्यमुपजीविनः।अन्योऽन्यप्रणताश्चैवलील्यापरमेश्वराः**

અર્થાત્ વિષ્ણુ, બ્રહ્મા, તથા શિવ, આ ત્રણે પરસ્પર અનુરાગથી-સ્નેહથી યુક્ત છે, અન્યોન્યને આધારે ઉપજીવે છે-સૃષ્ટિ નિર્વાહ કરે છે, તેમજ વળી તેઓ અન્યોન્યને પ્રણામ પણ કરે છે તથા લીલાએ કરીને પરમેશ્વર છે "-આ પ્રકારે **કૂર્મ**પુરાણનું વાક્ય છે તેથી ( દેવોમાં ) ઉચ્ચનીચત્વની વ્યવસ્થા **થઇ** શકતી નથી, તેમજ જો સર્વે ( દેવ ) ને ઈશ્વર માનીએ તો **અનેક ઈશ્વર** માનવાનો દોષ આવી પડશે." આ શઙ્કાનું **સમાધાન** કરવા શ્રીમદાચાર્યચરણે કારિકામાં કહ્યું છે કે **सर्वस्वरूपो कृष्ण इति** । તે તે કલ્પના તે તે પુરાણને વિષે તો સર્વસ્વરૂપી પરબ્રહ્મ ભગવાન્ કૃષ્ણ જ તે તે પ્રકારે તે તે શિવાદિરૂપે તે તે કલ્પીય સૃષ્ટિના કર્તા તરીકે નિરૂપિત થયા છે. ભગવાન્ કૃષ્ણ જ સર્વત્ર સર્વસ્વરૂપ ધરે છે તેથી અનેકેશ્વર માનવાનો દોષ પ્રાપ્ત થતો નથી.

"**બ્રહ્મ સર્વાકાર છે તથા સર્વકર્તૃ** છે" એમ **શ્રુતિ, સ્મૃતિ,** તથા **સૂત્રને** અનુસાર ઉપપાદન આ **નિબન્ધ** ગ્રન્થના પ્રથમ **શાસ્ત્રાર્થ** પ્રકરણમાં કર્યું છે. તેથી બ્રહ્મથી અતિરિક્ત અન્ય કોઇ પણ કર્તા ન હોવાથી **સર્વાકાર ભગવાનનું જ તે તે પુરાણમાં તે તે શિવાદિરૂપે કથન કર્યું** છે-એવો સિદ્ધાન્ત સમજવો. **कृष्ण** શબ્દ અત્ર**પરબ્રહ્મ** વાચક છે કારણ કે **कृषि र्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ ( गोपालतापनीय उप० )** એમ શ્રુતિનું વચન છે. અર્થાત્ "**કૃષ્ણ**" પદમાં "**कृष**" પદ "**સત્તા**" વાચક છે. "**ण**" પદ **નિર્વૃતિ-આનન્દ** વાચક છે, એમ **कृष्ण=સદાનન્દ**નું કથન થાય છે. "**अतस्तत्तन्नाम्नातत्तद्रूपो भगवानेवोच्यत इति व्यवस्थाभावेऽपि न दोष इति भावः ।**" અર્થાત્ "**તે તે** ( બ્રહ્મા વિષ્ણુ શિવાદિ ) **નામે ભગવાનના તે તે રૂપનું જ સર્વત્ર પુરાણ**માં કથન થયું છે એમ વ્યવસ્થા થાય તો પણ દોષ આવતો નથી એવો ભાવાર્થ સિદ્ધ થયો જાણવો. અતએવ ગરુડપુરાણમાં કહ્યું છે કે "**एको नारायणो देवो देवानामीश्वरेश्वरः । परमात्मा परं ब्रह्म जन्माद्यस्य यतोऽभवत् ।** એક **નારાયણ** દેવ છે કે જે દેવોના **ઈશ્વરેશ્વર** છે, જે પરમાત્મા પર બ્રહ્મ છે કે જેમાંથી આ જગતનાં જન્મ, સ્થિતિ, તથા લય, થાય છે. તત્ર જ **દ્વિતીયાધ્યાય**માં કહ્યું છે કે—હે **શમ્ભુ** ! સર્વજ્ઞાન હું છું, **બ્રહ્મ** હું છું, **આત્મા** હું છું, **શિવ** હું છું, **બ્રહ્મ** હું છું, **સર્વ**લોક હું છું, સર્વ **દેવમય** હું છું." તેજ પ્રકારે **શ્રીમદ્ભાગવતના ૧૨ મા સ્કન્ધ**માં **શિવજી**નું વાક્ય છે, જે મકે*-[1]"તેઓ **અચ્યુત**ને વિષે, **મ્હારે** વિષે, તથા **અજ-બ્રહ્મા**ને વિષે સ્વલ્પ પણ **ભેદ** જોતા નથી." વળી તત્ર જ **દશમસ્કન્ધ**માં **અક્રૂરસ્તુતિ**માં કહ્યું છે કે [2]"હે ભગવન્ ! બીજાઓ **શિવોક્તમાર્ગે શિવરૂપ** એવા **આપનેજ** બહુઆચાર્યભેદે ઉપાસે છે. **કૌર્મ**પુરાણના **પૂર્વભાગ**માં **દ્વિતીયાધ્યાય**માં કહ્યું છે કે [3]"હું **નારાયણ**દેવ પૂર્વે હતો, મ્હારો પર-મ્હારાથી પર કોઇ નથી,'-એમ કહીને અગ્રે કહ્યું છે કે 'જે **ભગવાનના પ્રસાદ**માંથી **બ્રહ્મા** ઉત્પન્ન થાય છે. **જેમના ક્રોધ**માંથી **રુદ્ર** ઉત્પન્ન થાય છે,"[4] "**હું** તથા **મહાદેવ** પરમાર્થતઃ ભિન્ન

---

*૧। न ते मय्यच्युतेऽजे च भिदामण्वपि चक्षते। (भाग१२-१०-२२)(भाग१०-३७-८-९)
२। त्वामेवान्येशिवोक्तेनमार्गेण शिवरूपिणम्। बह्वाचार्यविभेदेनभगवन्समुपासते।
३। अहं नारायणो देवः पूर्वमासं न मे परम्। यस्य प्रसादजो ब्रह्मा रुद्रःक्रोधसमुद्भवः।
४। योऽसौ चक्रिशको लोके तथा यःपुरुषोत्तमः।भास्करश्चमहाबाहो परंब्रह्म च कथ्यते।

નથી." વળી, ભવિષ્યપુરાણમાં બ્રહ્માનો ઉપક્રમ કરતાં કહ્યું છે કે જે આ લોકમાં ૨૬ તત્ત્વનો ગણ છે. તથા જે પુરુષોત્તમ છે. ભાસ્કર છે, તે હે મહાબાહો, પરબ્રહ્મ કહેવાય છે."

આ પ્રકારે પૂર્વોક્ત અર્થ દૃઢ થયો જાણવો. જેમ યજ્ઞરૂપ ભગવાન્ એક છે તો પણ જેમ શાખાભેદે રૂપભિન્નતામાં વિકૃતિત્વ પ્રાપ્ત થતું નથી. તેમ અત્ર શિવાદિરૂપે ભેદ હોવા છતાં પણ અબ્રહ્મરૂપત્વ પ્રાપ્ત થતું નથી, અને જેમ તે તે શાખામાં કહેલા કૌણ્ડપાય્યયનશ્યેનાદિમાં વિકૃતિત્વ છે, તેમ અત્ર સૃષ્ટિકર્તૃશિવાતિરિક્ત એકૈકગુણના અધિષ્ઠાતાઓને વિષે તે તે અંશે વિકૃતિત્વ છે. આ પ્રકારે પુરાણ-પ્રતિપાદ્ય વિષયનો નિશ્ચય કરવામાં આવ્યો છે તેથી તદ્ભક્તિસ્વરૂપનો પણ નિશ્ચય થઈ જાય છે. વિકૃતતુલ્ય બ્રહ્માદિદેવની ગુણમૂર્તિને વિષે જે ભક્તિ થાય છે તે સગુણા છે, પરન્તુ તદાકાર ભગવાન્ કૃષ્ણને વિષે જે ભક્તિ કરવામાં આવે છે છે તે ભક્તિ ગુણાતીત–નિર્ગુણ છે.—ઇત્યાદિ પ્રમેયનું પણ પ્રાયઃકથન થયું એમ સમજવું. આ પ્રકારે શ્રીપુરુષોત્તમજી आवरणभङ्गમાં કહે છેઃ—" अतस्तत्तन्नाम्नातत्तद्रूपो भगवाने-वोच्यते इति व्यवस्थाभावेऽपि न दोष इति भावः। एतेनापि पूर्वोक्तं दृढीकृतं ज्ञेयम्। यथा यज्ञरूपस्य भगवत एकत्वेन शाखाभेदेषु भिन्नरूपतायामपि न विकृतत्वं, तथाऽत्र शिवादिरूपेण भेदेऽपिनाब्रह्मरूपत्वम्। यथा च तत्तच्छाखोक्तेषु कौण्डपाय्ययनश्येनादिषु काम्येषु विकृतित्वं, तथाऽत्र सृष्टिकर्तृशिवातिरिक्तेषु एकैकगुणाधिष्ठातृषु तदंशत्वेन विकृतित्वमिति।" (૫૦–૫૧). હવે જે પ્રકારના વાક્યોમાં કહેલા આચરણથી થતી મુક્તિને વિષે સન્દેહ થાય છે. આ વાક્યો પાદ્મોત્તરખણ્ડના ૯૭ અધ્યાયમાં ત્રિવિધ શાસ્ત્રોનું, પ્રસ્થાનોનું તથા પુરાણોનું કથન કર્યા પછી જે કહ્યાં છે, જેમકે *"सात्त्विका मोक्षदाः प्रोक्ता राजसाः स्वर्गदा शुभाः। तथैव तामसा देवि निरयप्राप्तिहेतवे।" અર્થાત્:—" સાત્ત્વિક પુરાણો મોક્ષ આપનારા કહ્યાં છે, શુભરાજસ પુરાણો સ્વર્ગ આપનારા છે. તે જ પ્રકારે, હે દેવિ, તામસ પુરાણો નરક પ્રાપ્તિને માટે છે." પરન્તુ આથી વિરુદ્ધ સૂતસંહિતામાં તો મુક્તિખણ્ડમાં તે ( તે તામસરાજસાદિ પુરાણો ) માં કહેલા આચરણથી મુક્તિ થાય છે એમ કહ્યું છે. એજ પ્રકારે અન્યત્ર પણ કહ્યું છે. તત્ર–આ ઉભયે વિરોધિ અર્થયુક્ત વાક્યમાં વ્યવસ્થા શી રીતે કરો છો ?–એમ આકાઙ્ક્ષા થાય તો શ્રીમદાચાર્યચરણ તે સન્દેહનું પણ નિરાકરણ કરે છેઃ—

સર્વત્રપુરાણોમાં મુક્તિબોધક વાક્યોથી મુક્તિ થાય છે–એ પક્ષમાં સન્દેહ થતો નથી, કારણ કે વિરોધદર્શક બીજાં વાક્યો દૃષ્ટિગોચર થતાં ન હોવાથી વિપ્રતિપત્તિ–વિરુદ્ધ અર્થની કોટિ જ ઉદ્ભવતી નથી. પરન્તુ " સાત્ત્વિકોને વિષે જ મોક્ષ થાય છે"—આ પદ્મપુરાણના વાક્યથી જો સન્દેહ થાય તો તે દૂર

---

*मात्स्यं[1] कौर्मं[2] तथा लैङ्गं[3] शैवं[4] स्कान्दं[5] तथैव च। आग्नेयं[6] च षडेतानितामसानि निबोधमे। वैष्णवं[1] नारदीयं[2] च तथा भागवतं[3] शुभम्। गारुडं[4] च तथा पाद्मं[5] वाराहं[6] शुभ दर्शनम्॥ सात्त्विकानि पुराणानि विज्ञयानि शुभानि वै॥ પુરાણમાં ૬ તામસ, ૬ રાજસ, ૬ સાત્ત્વિક છે. ब्रह्माण्डं[1] ब्रह्मवैवर्तं[2] मार्कण्डेयं[3] तथैव च। भविष्यं[4] वामनं[5] ब्राह्मं[6] राजसानि निबोधमे॥

કરવા **શ્રીમદાચાર્યચરણ** કહે છે કેઃ—**सात्त्विकेष्विति**। અન્ય કલ્પના **અર્થાત્** તામસ, રાજસ કલ્પના જીવો કરતાં સાત્ત્વિક કલ્પના જીવો તથા તેમનો પરિકર ઉત્તમ છે. આ પ્રકારે ઉપરોક્ત શઙ્કાનું સમાધાન કરવા શ્રીમદાચાર્યચરણ હવે સાત્ત્વિકકલ્પમાં સ્થિત થયેલા-જન્મેલા જીવાદિના ઉત્કર્ષનું ભાન કરાવે છેઃ—

**त० दी०—सात्त्विकेषु तु कल्पेषु तत्प्रकारपुराणतः।**
**आचारन्मुक्तिमाप्नोति भवस्त्वन्येषु केवलः॥ ५२ ॥**
**धर्महीनस्तत्सहितो राजसेषु सुखं ततः।**
**अपेक्षितं तु सर्वत्र सर्वोक्तं गृह्यते क्वचित्॥ ५३ ॥**

**કારિકા ભાવાર્થ**:—(૧) **સાત્ત્વિક** કલ્પોમાં તો તે કલ્પને અનુસરતા પુરાણોમાં કહેલા ધર્મના આચરણથી તાદૃશ-તેવો અધિકારી **મુક્તિ** પ્રાપ્ત કરે છે. પરન્તુ અન્ય કલ્પોમાં તો કેવલ ભવ-સંસાર પ્રાપ્ત થાય છે. (૨) **તામસ** કલ્પમાં જીવ ધર્મહીન (ધર્મથી રહિત) હોઇને તેને કેવલ **ભવ** અર્થાત્ જન્મ તથા દુઃખ પ્રાપ્ત થાય છે, નથી તો તેને સુખ પ્રાપ્ત થતું કે નથી તો તેને મોક્ષ પ્રાપ્ત થતો. (૩) **રાજસ** કલ્પોમાં જીવ ધર્મસહિત હોય છે અર્થાત્ તે જીવ ધર્મથીયુક્ત થયલો હોય છે, અને તેથી તે જીવ સુખ પ્રાપ્ત કરે છે. પરન્તુ અપેક્ષિત ધર્મો વા પુરુષાર્થો તો સર્વે કલ્પોમાં ગ્રહી શકાય છે. **સર્વ** પુરાણોમાં કહેલું કવચિત્ અઙ્ગત્વે સર્વત્ર ગ્રહણ કરી શકાય છે. **અર્થાત્** જે શ્રદ્ધાદિક ધર્મો વા પુરુષાર્થો અપેક્ષિત છે તે યદ્યપિ કલ્પાન્તરનાં પુરાણોમાં કહ્યા હોય તો પણ તેમનું અઙ્ગ તરીકે પરિગ્રહણ સર્વ કલ્પોમાં કરાય છે. (૫૨-૫૩)

**વિવેચનઃ—सात्त्विकेष्विति**। સાત્ત્વિક જીવો મુક્તિ પામે છે-એમ **પદ્મપુરાણે** જે **સાત્ત્વિક** જીવોની મુક્તિ કથી છે તે મુક્તિ તાદૃશ-તેવા અધિકારીને સાત્ત્વિકકલ્પને અનુસરે એવા પુરાણમાં ઉપદેશેલા ધર્મોનું આચરણ કર્યેથી પ્રાપ્ત થાય છે, પરન્તુ તેવો અધિકારી પણ જો પાષણ્ડાદિ દુષ્ટ ધર્મોનું આચરણ કરે તો તેને મુક્તિ પ્રાપ્ત થતી નથી—એમ અર્થ જાણવો. અન્ય-બીજા તામસ કલ્પોમાં જીવને **ભવ** એટલે **જન્મ** તથા **દુઃખ** થાય છે. એમાં હેતુ એ છે કે આ તામસકલ્પના જીવો ધર્મહીન છે-ધર્મથી રહિત છે. આ હેતુ જણાવવા શ્રીમદાચાર્યચરણે કારિકામાં **ધર્મહીન**-એવું પદ યોજ્યું છે. અર્થાત્ અન્ય તામસકલ્પના જીવો ધર્માચરણ કરતા ન હોવાથી એમને કેવલ **ભવ** અર્થાત્ **જન્મ** તથા **દુઃખ** પ્રાપ્ત થાય છે, નથી તો એમને **સુખ** પ્રાપ્ત થતું વા નથી તો તેમને **મોક્ષ** પ્રાપ્ત થતો. (૩) રાજસકલ્પમાં જો જીવો યથોક્ત ધર્મોનું આચરણ કરે તો તેમને **કેવલ સુખ** પ્રાપ્ત થાય છે, પરન્તુ તેમને સાત્ત્વિક કલ્પીય જીવોની માફક **મોક્ષ** પ્રાપ્ત થતો નથી તેમ દુઃખ પણ થતું

નથી. અત્ર સુખનું હેતુ ધર્મસાહિત્ય છે, અને એ હેતુ જણાવવા શ્રીમદાચાર્યચરણે કારિકામાં **धर्मसहित:**-એવું પદ યોજ્યું છે. આ પ્રકારે અન્ય રાજસ વા તામસ કલ્પના જીવાદિ કરતાં સાત્ત્વિકકલ્પના જીવાદિનો ઉત્કર્ષ સિદ્ધ થાય છે, અને તે એ છે કે તેઓ યથોક્ત ધર્માચરણથી મોક્ષ પ્રાપ્ત કરે છે, જ્યારે અન્યકલ્પીય જીવોને મોક્ષ પ્રાપ્ત થતો નથી. આ પ્રકારે અન્ય કલ્પના જીવાદિ કરતાં સાત્ત્વિક કલ્પસ્થ જીવાદિનો ઉત્કર્ષ છે—એવું જ્ઞાન થાય છે. આમ સાત્ત્વિકના પ્રતિયોગિ એવા જે તામસ તથા રાજસ છે તેમની હીનફલતાનું ભાન થવાથી અત્ર પદ્મપુરાણે સાત્ત્વિકોને વિષે જ કેમ મોક્ષ કથ્યો છે?- એ ઉપરોક્ત શઙ્કાનો નિરાસ થઈ જાય છે.

**अपेक्षितमिति**। સર્વે કલ્પોમાં કલ્પાન્તરોક્ત ધર્મો વા પુરુષાર્થો પરિગ્રાહ્ય છે; જો તે તે કલ્પાનુસારિ જીવો હોય તો; જેમ તીર્થમાં વિવિધ દેશવાસિઓ સ્વસ્વ સમ્પ્રદાયના ધર્માચાર પાલે છે, તેમ સર્વે કલ્પોમાં કલ્પાન્તરોક્ત ધર્મોનું તથા પુરુષાર્થોનું પરિગ્રહણ કરવું યોગ્ય છે. તેનું નિરૂપણ કરવા શ્રીમદાચાર્યચરણ કારિકામાં કહે છે કે **अपेक्षितमिति**। અપેક્ષિત શ્રદ્ધાદિક ધર્મો તો સર્વત્ર અઙ્ગત્વે ગ્રહણ કરી શકાય છે.સર્વે કલ્પોમાં શ્રદ્ધાદિક ધર્મો ગ્રાહ્ય છે.

**અત્ર આ આશય છે:**-કેવલ વા સઙ્કીર્ણ-એમ સર્વ કોઇ કલ્પમાં જો અન્યકલ્પાનુસારિ જીવો હોય તો તેમણે તે તે બીજા બીજા કલ્પોમાં કહેલા સાધનોનો-ધર્મોનો તથા પુરુષાર્થોનો સ્વીકાર કરવો. જેમકે વિવિધ દેશમાંથી તીર્થમાં આવેલા લોકો જો કે તીર્થમાં સ્નાનાદિક કરે છે તો પણ તેઓ પોતપોતીકા દેશ, કુલ, વર્ણ, તથા આશ્રમના સમ્પ્રદાયને અનુસરીને જ તે તે તીર્થસ્નાનાદિક કરે છે, પરન્તુ તેઓ કંઇ ત્યાં પોતપોતીકા દેશ, કુલ, વર્ણ તથા આશ્રમની પરમ્પરાનું અતિક્રમણ કરીને તો તીર્થસ્નાનાદિક કરતા નથી. તે જ પ્રકારે **સઙ્કીર્ણકલ્પમાં** વા **અસઙ્કીર્ણકલ્પમાં** તેવા તેવા જીવો પોતપોતીકા કલ્પને અનુસરી તે તે કલ્પના સાધનોનો, ધર્મોનો તથા પુરુષાર્થોનો સ્વીકાર કરે છે અને તે પ્રકારે જ તેઓ પ્રવર્તે છે. આમ સઙ્કીર્ણ વા અસઙ્કીર્ણ-એમ સર્વ કલ્પમાં કલ્પાન્તરોક્ત સાધનો તથા પુરુષાર્થાદિ તાદૃશ અધિકારીઓએ સર્વથા ગ્રહણ કરવા એ ઉચિત છે. **સ્કન્દ** પુરાણમાં અધિકારિને માટે "શ્રદ્ધાદિક" વિશેષણ કહેલું છે. અર્થાત્ અધિકારી શ્રદ્ધાદિક ધર્મથી યુક્ત હોવો જોઇએ. તેથી શ્રદ્ધાદિક ધર્મનું પણ કવચિત્ અઙ્ગ તરીકે ગ્રહણ કરવું-એવો અર્થ સૂચવવા શ્રીમદાચાર્યચરણે મૂલકારિકામાં **अपेक्षितम्**-એવું પદ યોજ્યું છે ( **૫૨-૫૩** ).

પ્રકૃત-વર્તમાન-હમણા ચાલી રહેલા શ્વેતવારાહકલ્પમાં સાત્ત્વિક, રાજસ તથા તામસ એમ ત્રિવિધ જીવોને માટે ત્રણ પ્રકારના પુરાણો છે એમ હવે શ્રીમદાચાર્યચરણ નિરૂપિત કરે છે:—

त० दीप०:-इदानीं त्रिविधा जीवास्तेन त्रितयमीर्यते।
प्रवृत्त्यर्थं तु सर्वत्र मुक्तिः फलमुदीर्यते॥
तदवस्थापरित्यागाद्वचनं सत्यमेव हि॥५४॥

**કારિકાશબ્દાર્થ**:-સામ્પ્રતકાલમાં સાત્ત્વિક, રાજસ તથા તામસ-એમ ત્રણે પ્રકારના જીવો છે. તેથી સાત્ત્વિક, રાજસ, તથા તામસ- એમ ત્રણે પ્રકારના પુરાણોનો ઉપદેશ કરેલો છે. તે તે પુરાણોમાં કહેલા મુક્તિના સાધનોમાં જીવોની પ્રવૃત્તિ થાય-એ અર્થે જ સર્વત્ર પુરાણોમાં "**મુક્તિ**" નામનું ફલ કહેલું છે. તે તે તામસ, રાજસ, તથા સાત્ત્વિક અવસ્થાનો પરિત્યાગ થાય છે એ હેતુથી તે તે પુરાણે કહેલું **મુક્તિ** નામનું ફલ વચન તો સત્ય જ છે. (૫૪)

**त० प्र० વિવેચન**:-**इदानीमिति**-રાજસાદિપ્રકૃતિના જીવોને રાજસપુરાણના પ્રકાર વિના અન્ય કોઇ પણ રીતે પુરાણનો ઉપદેશ હૃદયારૂઢ થતો નથી. તેમને માટે રાજસ-પુરાણના અભાવમાં તેઓ સ્વેચ્છાચારી થઇ કેવલલૌકિક થઇ જાય અને કલ્પાન્તરમાં તેઓ તામસ થઇ જવાથી એમના ઉત્કૃષ્ટ રાજસસ્વભાવનો પણ ઉચ્છેદ થઇ જાય. પરન્તુ જો તેઓ સ્વસ્વભાવને રુચે એવા રાજસપુરાણમાં કહેલા ધર્મનું આચરણ કરે તો તો તેમને ઉત્તરોત્તર સાત્ત્વિકતા પ્રાપ્ત થઈ શકે છે તે જ પ્રકારે તામસ જીવોને વિષે પણ જાણવું. એવા તામસ જીવોના અતિ દુષ્ટ તામસસ્વભાવનું નિવારણ થઇ જાય તથા એમનો ઉત્તરોત્તર ઉત્કર્ષ થાય અર્થાત્ એમના તે તે તામસાદિ દુષ્ટ ગુણોનો એમનાથી ત્યાગ થાય એ ઉદ્દેશથી તામસપુરાણો પ્રકટ થયાં છે એમ અર્થ સિદ્ધ થયો જાણવો. તામસ, રાજસ, તથા સાત્ત્વિક એમ **ત્રિવિધજીવોને માટે તામસ, રાજસ, તથા સાત્ત્વિક એમ ત્રણે પ્રકારના પુરાણો આવશ્યક છેઃ** પ્રકૃત-હમણાં જે આ **શ્વેતવારાહ** નામનો કલ્પ ચાલે છે તેમને વિષે શિવાદિમાંથી સૃષ્ટિ થઇ એમ કહેલું ન હોવાથી આ કલ્પ સઙ્કીર્ણ હોય એમ ભાસે છે. તેથી આ કલ્પમાં ત્રણે પ્રકારના જીવો છે. તેથી આ કલ્પમાં ત્રણે પ્રકારના પુરાણો પણ વિદ્યમાન છે. રાજસજીવોને જો રાજસપુરાણના પ્રકારે ઉપદેશ કરવામાં આવે તો જ તેમને તે તે રાજસપુરાણોક્ત ધર્મમાં રુચિ થાય અને તેઓ ક્રમે કરીને સાત્ત્વિક થાય છે એમ ઉત્તરોત્તર એમનો ઉત્કર્ષ થાય છે. આ રાજસસ્વભાવના જીવોને અન્ય કોઈપણ પ્રકારે ઉપદેશેલા ધર્મો હૃદયારૂઢ થતા નથી. આ જીવોને સત્વર-એકદમ જ કંઈ સાત્ત્વિકપુરાણનો ઉપદેશ રુચતો નથી. તામસપુરાણમાં વા સાત્ત્વિકપુરાણમાં કહેલા ધર્મો એમને માટે નિરર્થક છે. એમને માટે રાજસપુરાણનો બોધ જ શ્રેયસ્કર છે. આવા રાજસસ્વભાવના જીવોને જો રાજસધર્મોનો ઉપદેશ કરવામાં ન આવે તો તેઓ કેવલ લૌકિક થઈ જાય, સ્વચ્છન્દ આચરણ કરતા થઇ જાય, અને કલ્પાન્તરમાં તેઓ તામસ થઇ જાય. આથી ઉલટો

તેમનો જે ઉત્તમ રાજસસ્વભાવ છે તેનો પણ ઉચ્છેદ થઈ જાય. આ પ્રકારે તેઓ અન્ય કલ્પમાં રાજસ અવસ્થામાંથી નીચ તામસ અવસ્થાને પ્રાપ્ત થાય છે આ પ્રકારે આ રાજપ્રકૃતિના જીવોની અધોગતિ ન થાય અને એ જીવો ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે એ ઉદ્દેશથી એમને માટે રાજસપુરાણનો ઉપદેશ કલ્યાણકારક છે. રાજસપુરાણોક્ત ધર્મનું અનુષ્ઠાન કરતાં કરતાં તેમને અગ્રે ક્રમે ક્રમે કાલાન્તરે સાત્ત્વિકતા પ્રાપ્ત થાય છે. ત્યારે એમને સાત્ત્વિકપુરાણો રુચે છે. એમ ઉત્તરોત્તર એમનો ઉત્કર્ષ થાય છે. એવા રાજસ જીવોને અર્થે જો રાજસપુરાણો ન હોય તો એવા જીવોની શી ગતિ થાય ? એ જીવોને માટે સાત્ત્વિકપુરાણોક્ત ધર્મનું આચરણ અશક્ય હોવાથી એ જીવો સ્વેચ્છાચારિ થઈ, તામસ થઇ, અધોગતિને પામે. આ પ્રકારે એમની રાજસાવસ્થાનો પરિત્યાગ કરાવી એમને સાત્ત્વિક અવસ્થા પ્રાપ્ત કરાવવા રાજસપુરાણો આવશ્યક છે.

તેજ પ્રકારે તામસપુરાણો પણ આવશ્યક છે એમ જાણવું. તામસ જીવોનો જે અતિ તામસ સ્વભાવ છે તે નિવૃત્ત થાય એ અર્થે એ જીવો તે તે તામસાવસ્થાનો પરિત્યાગ કરી ઉત્તરોઉત્તર ઉત્કર્ષ પ્રાપ્ત કરે એ અર્થે તામસપુરાણો પ્રવૃત્ત થયાં છે. જો તામસજીવોની ઉત્તરોત્તર શુભ પ્રવૃત્તિને અર્થે તેમને રુચિ કરે એવો ધર્મોપદેશ કરનારા તામસપુરાણો ન હોય તો તેઓ સ્વચ્છન્દ આચરણ કરી અતિ તામસ થઈ જાય અને નરકગતિને પ્રાપ્ત થાય. આ તામસ જીવોને સત્વર રાજસ વા સાત્ત્વિક પુરાણનો ઉપદેશ કંઇ રુચતો નથી. પરન્તુ જો તેમની રુચિને અનુસરીને જ ધર્મોપદેશ કરે એવા **તામસ**પુરાણો હોય તો તેઓ તે તામસપુરાણોક્ત ધર્મોનું આચરણ કરે પણ ખરા અને તેથી તેમનું અતિતામસત્વ નિવૃત્ત થાય, અને અગ્રે કાલાન્તરે ઉત્કૃષ્ટ રાજસધર્મનું આચરણ કરવાની એમની વૃત્તિ થાય પણ ખરી. આ પ્રકારે **તામસ જીવોપૂર્વની તામસ અવસ્થાનો પરિત્યાગ કરી રાજસ અવસ્થાને પ્રાપ્ત થાય છે.** તે પછી રાજસપુરાણમાં કહેલા શુભપ્રદ ધર્મોનું આચરણ કર્યાથી તેમને ક્રમે કરીને સાત્ત્વિકતા પ્રાપ્ત થાય છે. ત્યારે એમને સાત્ત્વિકપુરાણોક્ત ધર્મોને વિષે રુચિ થાય છે. તે પછી સાત્ત્વિક પુરાણોક્તધર્મોના આચરણબલે તે જીવો ભગવન્નિષ્ઠ થઇ નિર્ગુણ થાય છે, અને અન્તે નિર્ગુણ થઇ તેઓ **મુક્તિ** નામનું યથાર્થ ફલ પ્રાપ્ત કરે છે.

આ પ્રકારે તે તે જીવો **તામસાવસ્થાનો પરિત્યાગ** કરી, **રાજસાવસ્થા** પ્રાપ્ત કરે, તે પછી **રાજસાવસ્થાનો પરિત્યાગ** કરી **સાત્ત્વિકાવસ્થા** પ્રાપ્ત કરે, તે પછી **સાત્ત્વિકાવસ્થામાંથી નિર્ગુણતા** પ્રાપ્ત કરે અને અન્તે **નિર્ગુણ થઈ મોક્ષ** પ્રાપ્ત કરે-એમ ક્રમે ક્રમે તે તે તામસ રાજસ જીવો તે તે **તામસરાજસાદિ હીનઅવસ્થાનો પરિત્યાગ** કરે અને **ઉત્તરોત્તર ઉત્કર્ષ** પ્રાપ્ત કરી **અન્તે**

**નિર્ગુણ થઇ મોક્ષ** પ્રાપ્ત કરે– એ ઉદ્દેશથી તામસ, રાજસ, તથા સાત્ત્વિક એમ ત્રણે પ્રકારના પુરાણો ત્રિવિધ જીવોને માટે આવશ્યક છે.

**શઙ્કા**:—"તે તે પુરાણમાં ઉપદેશ કરેલા તે તે આચારથી મુક્તિ જ થાય છે– એમ નિરૂપણ થયલું છે, તો પછી આ પ્રકારે તે તે તામસરાજસાદિ પ્રકૃતિના ગુણોનો ત્યાગ કરાવીને તે તે પુરાણો તે તે ઉપદેશેલા આચારથી જીવનો ઉત્કર્ષ સિદ્ધ કરી આપે છે–એમ પ્રતિપાદન કરવાનું શું પ્રયોજન છે? વળી, સાત્ત્વિકો જ મુક્ત થાય છે, અને અન્ય જીવો મુક્ત થતા નથી–એ તો સાત્ત્વિકકલ્પની વ્યવસ્થા છે. જેમ રાજાઓ તે તે અવસરે તેમની પ્રજા ઉપર અનુગ્રહ કૃપા, તથા નિગ્રહ-દણ્ડ એમ ઉભયે કાર્ય કરે છે. કેવલ દણ્ડવા કેવલ અનુગ્રહમાત્ર કરતા નથી, તેમ સર્વકલ્પમાં તે તે પુરાણોક્તધર્મથી **મોક્ષ** થતો હોવો જોઇએ, અને અધર્મથી **બન્ધ** થતો હોવો જોઇએ. તેથી આ કલ્પમાં પણ ત્રણે પ્રકારના જીવોની ( **સાક્ષાત્** ) **મુક્તિને** અર્થે જ ત્રણે પ્રકારના પુરાણો પ્રકટ થાય છે એમ શા માટે ન માનવું ?"

અત્ર **શઙ્કાનો** આશય એમ છે કે "તે તે તામસરાજસાદિ પ્રત્યેક પુરાણોક્ત ધર્માચરણથી **સાક્ષાત્ મોક્ષ**નામનું ફલ પ્રાપ્ત થાય છે એમ માનો.તમે સિદ્ધાન્તી કહો છો તેમ તામસાદિ જીવોના તામસાદિ ગુણોનો ત્યાગ કરાવી એ જીવોનો **ઉત્તરોત્તર** ઉત્કર્ષ પરમ્પરાથી સિદ્ધ થાય–એ ઉદ્દેશથી ત્રિવિધ પુરાણો પ્રવૃત્ત થયા છે એમ શા માટે માનવું ?" આ શઙ્કા થાય તો **શ્રીમહાચાર્યચરણ** તેનું **સમાધાન** કરવા કહે છે કે **प्रवृत्त्यर्थमिति**। સર્વે જીવોને મુક્તિનો અભિલાષ હોય છે. તે **મુક્તિને** અર્થે જ સર્વ કોઈ પણ પ્રવૃત્ત થાય છે, નહિ કે **સંસારને** અર્થે. એટલે સર્વેની મુક્તિના સાધનોમાં પ્રવૃત્તિ સિદ્ધ થાય એ ઉદ્દેશથી ***બાલાનુશાસનન્યાય** પ્રમાણે તે તે તામસરાજસાદિ પુરાણોએ પણ **મુક્તિ**રૂપી ફલ કહ્યું છે.

*અર્થાત્ "તું દુધ પી જા ત્હારા કેશ દીર્ઘ થશે !"–એમ કહીને બાલકને કેશ વધવારૂપી વિચિત્ર લાલચ આપી તેનો દુરાગ્રહ છોડાવી તેને દુધનું પાન કરાવવામાં આવે છે.તત્ર બાલકના કેશ દીર્ઘ કરવા એવું તાત્પર્ય નથી,પરન્તુ કોઈપણ પ્રકારે દુરાગ્રહી બાલક દુધ પીવામાં પ્રવૃત્ત થાય–એ તાત્પર્ય છે. તે જ પ્રકારે અત્ર તે તે તામસરાજસાદિ પુરાણે કહેલી **મુક્તિનું** તાત્પર્ય પણ ખરેખર જીવને **મુક્તિના** તે તે **સાધનો**માં પ્રવૃત્ત કરાવવા એજ છે. પરન્તુ તે તે તામસરાજસાદિ પુરાણે કહેલા ધર્માચરણ કર્યાથી જ કંઈ તેમને સાક્ષાત્**મુક્તિ**ફલ પ્રાપ્ત થઈ જાય છે–એવું કંઈ તાત્પર્ય તે તે તામસરાજસપુરાણોક્ત **મુક્તિ** નામના ફલનું નથી. અતિતામસ તથા સંસારાસક્ત જીવોને તામસ તથા રાજસપુરાણે કહેલા ધર્મોથી મુક્તિની લાલચ કોઈપણ પ્રકારે આપવામાં આવે છે કે જેથી ક્રમે ક્રમે એમના આચરણ શુદ્ધ થાય અને

અન્તે અમને ઉત્તરોત્તર નિર્ગુણ અવસ્થા પ્રાપ્ત થઈ મોક્ષ પ્રાપ્ત થાય. પરન્તુ તેથી કંઈ રાજસકર્મ કર્યાથી મુક્તિ થાય છે એવો નિયમ નથી, કારણ કે "**मध्ये तिष्ठन्ति राजसाः। अधो गच्छन्ति तामसाः।** (૧૪-૧૮ भगवद्गीता) રાજસ જીવો મધ્યમાં સ્થિતિ કરે છે તથા તામસ જીવો અધોગતિ પ્રાપ્ત કરે છે"- ઇત્યાદિ ગીતામાંકહેલા ભગવદ્વાક્યરૂપીપ્રમાણથી એમ સિદ્ધ થાયછે કે રાજસજીવોની ગતિ **મધ્ય**લોકમાં થાય છે તથા તામસ જીવોની ગતિ નીચે અધોલોકમાં થાય છે.

શઙ્કા:—"કારણ વૈજાત્યે ફલ વૈજાત્ય જોવામાં આવતું હોવાથી મોક્ષમાં જ **વૈજાત્ય** સ્વીકારો. અર્થાત્ તે તે તામસાદિપ્રકૃતિના જીવોને અર્થે તે તે તામસરાજસાદિપુરાણે ભિન્ન ભિન્ન **વિવિધ** જાતિના **મોક્ષ** કહ્યા છે-એમ **મોક્ષરૂપીફલનું વૈજાત્ય** સ્વીકારો. જેવો જીવ તે પ્રકારનો મોક્ષ-એમ માનો." આ **શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ સમાધાન** કથે છે:—

**परमानन्दलक्षणस्य मोक्षस्य वैजात्याभावत्। सात्त्विकानां नैर्गुण्यं तेन च मोक्षः।** પરમાનન્દ જેનું લક્ષણ છે એવા મોક્ષનું વૈજાત્ય હોતું જ નથી. સર્વેને મોક્ષ ફલ તો એક સમાન જ પ્રાપ્ત થાય છે. સાત્ત્વિકોને નૈર્ગુણ્ય પ્રાપ્ત થાય અને તે નૈર્ગુણ્યથી મોક્ષ પ્રાપ્ત થાય છે. (પ્રકૃતિની ત્રિગુણાવસ્થાને પેલે પાર જવું તે **નૈર્ગુણ્ય**.)

**सात्त्विकानां च नैर्गुण्यं तेन च मोक्षः। तत्र साधनता सर्वथा भगवत्सम्बन्धेनैवावच्छिद्यते न तु ज्ञानित्वेन भक्तत्वेन वा। 'मामेव ये प्रपद्यन्ते'** (૭-૧૪ **भगवद्गीता**) **इति वाक्यात्। 'तमे विदित्वाऽतिमृत्युमेति'** (श्व. उप. ६-१५) **इत्यादि (वाक्यंतु) परम्परया (=नैर्गुण्यजनकव्यापारान्तरद्वारा मोक्षसाधनताबोधकम्) इति ज्ञातव्यम्। सर्वथा सम्बन्धे पुन र्बहूनि कारणानि। तत्रावान्तरजातिभेदेऽपि न काचित् क्षति र्दण्डवत्। अतः स एव परमपुरुषार्थः। तत्साधनेष्वपि मोक्षपद प्रयोगो यथालोके। नहि तादृशीमवस्थामापन्नो मुच्यते। अतस्तदवस्थापरित्यागो वक्तव्य एव। अतो मुक्तिप्रतिपादकं वाक्यं सत्यमेवेत्याह। तदवस्थापरित्यागादिति।**

(જુઓ ભા૦ ૧૧-૨૫) સાત્ત્વિકોને નૈર્ગુણ્ય પ્રાપ્ત થાય અને તે નૈર્ગુણ્યના બલથી મોક્ષ પ્રાપ્ત થાય છે. તત્ર-તે મોક્ષમાં સાધનતા ભગવત્સમ્બન્ધે કરીને જ અવચ્છિન્ન થાય છે નિશ્ચિત થાય છે, પરન્તુ જ્ઞાનિત્વે કરીને વા ભક્તત્વે કરીને સાધનતા નિશ્ચિત થતી નથી. કારણકે 'જે જીવો મ્હને-ભગવાન્‌ને જ પ્રપન્ન થાય છે-શરણે આવે છે તેઓ આ માયાને તરે છે'-આ ભગવદ્વાક્ય પ્રમાણે સર્વથા ભગવત્સમ્બન્ધ જ માયા તરવામાં સાધન છે એમ નિર્ણય કરલો છે. "તે પરબ્રહ્મનું જ જ્ઞાન પ્રાપ્ત કરીને મૃત્યુને પેલે પાર જાય છે"-ઇત્યાદિ **શ્રુતિ** વાકય પણ નૈર્ગુણ્ય ઉત્પન્ન કરે એવા વ્યાપારાન્તરદ્વારા પરમ્પરાએ કરીને મોક્ષસાધનતાનો બોધ કરે છે એમ જાણવું. વળી, સર્વથા ભગવત્સમ્બન્ધ થવામાં બહુ કારણો છે. તત્ર (ભજન કરનારા જીવોમાં) અવાન્તર જાતિ ભેદ હોય તોપણ કાંઇ પણ ક્ષતિ નથી. અત્ર **દૃષ્ટાન્ત** કહ્યું છે કે "**દણ્ડવત્.**" (અર્થાત્ જેમ અનેક જાતિના કાષ્ઠદણ્ડ હોય તો પણ ગમે તે જાતિના કાષ્ઠરૂપ દણ્ડના સમ્બન્ધથી **એકસમાન** ઘટરૂપ ફલ પ્રાપ્ત થાય છે.

તેમ કોઇ પણ પ્રકારના કામ ક્રોધ સ્નેહાદિ ભાવે કોઇ પણ પ્રકારે કોઇ પણ યોનિના જીવને જો ભગવત્સમ્બન્ધ થાય તો તે ભગવત્સમ્બન્ધબલે જ તે જીવને સર્વથા એકસમાન મુક્તિરૂપ ફલ પ્રાપ્ત થાય છે જ.) અતઃ-આથી તે (પરમાનન્દરૂપી) મોક્ષ જ પરમપુરુષાર્થ છે. તે **મોક્ષના સાધનોમાં** પણ **મોક્ષ**પદનો પ્રયોગ થાય છે, જેમકે લોકમાં **સાધન**વાચક શબ્દ પણ લક્ષણાથી **સાધ્ય-ફલ**ના અર્થમાં વપરાય છે. (જેમકે **आरोग्यं प्रथमं सुखम्**-આરોગ્ય પ્રથમ સુખ છે-આવા વાકયમાં આરોગ્ય જો કે સુખનું **સાધન** છે પરન્તુ તે કંઇ સાક્ષાત્ **સુખ** નથી છતાં પણ તે સુખ**સાધન** થયલા **"આરોગ્ય"**શબ્દનો પ્રયોગ પણ **ફલ**ાત્મક **સુખરૂપી અર્થ**માં થાય છે. અત્ર **સાધન**વાચક શબ્દ પણ લક્ષણાથી **સાધ્ય-ફલ**નું કથન કરે છે.)

તાદશી-તે તે તામસ રાજસાદિ પુરાણોક્ત ધર્માચરણથી તામસ રાજસાદિ અવસ્થાને પ્રાપ્ત થયલો જીવ કંઇ ખરેખર **મુક્તિ** પામતો નથી. અતઃ-એથી અત્ર **મોક્ષ** એટલે તે તે **તામસાદિ અવસ્થાનો પરિત્યાગ** થાય એ જ અર્થ વક્તવ્ય છે. અતઃ તે તે તામસ રાજસાદિ પુરાણોએ જે મુક્તિ પ્રતિપાદક વાકયનું કથન કર્યું છે તે સત્ય જ છે—ઘટી શકે છે. તે તે તામસરાજસાદિ **હીન** અવસ્થાનો પરિત્યાગ થઇ નૈર્ગુણ્યપર્યન્ત ઉત્તરોત્તરોત્કર્ષ **સિદ્ધ** થયે અન્તે જીવને **ક્રમશઃ**મુક્તિ થાય છે. (નિર્દુષ્ટ ભક્તિમાર્ગે પ્રકૃતિના ગુણોથી અતીત એવા ભગવત્સ્વરૂપમાં સ્થિત થવું તે **નૈર્ગુણ્ય**.)

'પરમાનન્દની **પ્રાપ્તિ** થવી એ **મોક્ષનું** લક્ષણ છે. મોક્ષ સદા **એક** જ વસ્તુ છે, તેથી તેમાં વૈલક્ષણ્ય-ભિન્નત્વ સમ્ભવતું નથી.તેથી **તામસ**જીવ **તામસપુરાણોક્ત** સાધનો **કર્યાથી અગ્રે રાજસ થાય છે, પુનઃ રાજસ જીવ રાજસપુરાણોક્ત સાધન કર્યાથીઅગ્રે સાત્ત્વિક થાય છે; અને સાત્ત્વિક જીવ સાત્ત્વિકપુરાણોક્તધર્માચરણથી નિર્ગુણ થાય, તે પછી નૈર્ગુણ્યથી મોક્ષ થાય** છે-આ પ્રકારે અત્ર **ક્રમે ક્રમે મુક્તિરૂપ** ઉત્તમ **ફલ** નિરૂપિત કર્યું છે એમ સિદ્ધ થયું. શ્રીમદ્**ભાગવત**ના પ્રથમસ્કન્ધમાં (૨-૨૪) શ્લોકે આ પ્રમેય કથ્યું છે. **શ્રીસુબોધિની** તથા **પ્રકાશમાં** આનું **સુન્દર વ્યાખ્યાન છે:-पार्थिवाद्दारुणो धूमस्तस्मादग्निस्त्रयीमयः। तमसस्तु रजस्तस्मात्सत्त्वं यद्ब्रह्मदर्शनम्। ( भाग० १-२-२४ )** અર્થાત્ પૃથિવીમાંથી કાષ્ઠ ઉત્પન્ન થાય છે, તેમાં જલનો ભાગ હોવાથી ધૂમ થાય છે. શુષ્ક કાષ્ઠમાંથી અગ્નિ થાય છે, એ અગ્નિ વૈદિક કાર્યમાં ઉત્તમ ગણાય છે. તેમાં ભીના કાષ્ઠથી સૂકાં ઉત્તમ, તેનાથી **અ**ગ્નિ ઉત્તમ, તે અગ્નિ કરતાં **વૈદિક** કાર્યોપયોગિત્રયીમય **અગ્નિ** ઉત્તમ. એજ પ્રકારે જે **બ્રહ્મ તમસ્** છે તેના કરતાં જે **બ્રહ્મ સત્ત્વ** છે તે ઉત્તમ છે. તે સત્ત્વબ્રહ્મ તો જ્ઞાનરૂપ છે. તેના દર્શનથાય, તેનો સાક્ષાત્ અનુભવ થાય એ ઉત્તમ છે. તેજનાંજ ઉપાધિવૈલક્ષણ્યથી ધટ અગ્ન્યાધાર થઇ વિવિધ ઉપકાર સમ્પાદિત કરી આપે છે. તે પ્રકારે **બ્રહ્મ** પણ **તમો**બલે **લૌકિક ભોગ** સમ્પાદિત કરી આપે છે, **રજો**બલે (પવિત્ર) **કર્મ** સમ્પાદિત કરી આપે છે, અને **સત્ત્વબલે જ્ઞાન** સમ્પાદિત કરી આપે છે. **एवं तेजोद्दष्टोपाधिभूतानां दारूणां स्वावान्तरोपाधिवशेन त्रयीमयत्व-पर्यन्तं हीनमध्यमोत्तमकार्यजनकत्वं व्याख्यातम्।** જેમ કાષ્ઠ **સ્વોપાધિવશ** થઇને પણ અન્તે **ત્રયીમય અગ્નિ-વૈદિક** આહ્વનીયઅગ્નિ પ્રકટ કરી **હીન, મધ્યમ** તથા **ઉત્તમ** કાર્ય

કરે છે, તેમ પુરાણો પણ ક્રમે ક્રમે તે તે જીવની તામસરાજસાદિ હીનઅવસ્થાનો ત્યાગ કરાવી અન્તે નૈર્ગુણ્ય સિદ્ધ કરાવી મોક્ષ પ્રાપ્ત કરાવે છે. અત્ર આ આશય છેઃ- **तमसस्तु रजस्तस्मात्सत्त्वं यद्ब्रह्मदर्शनम्** । અર્થાત્ જે બ્રહ્મ તમસ્ છે તેના કરતાં જે બ્રહ્મ રજસ્ છે તે ઉત્તમ છે, જે બ્રહ્મ રજસ્ છે તેના કરતાં જે બ્રહ્મ સત્ત્વ છે તે ઉત્તમ છે. તે સત્ત્વ બ્રહ્મ તો જ્ઞાનરૂપ છે, તે બ્રહ્મનું દર્શન કરવું-બ્રહ્મનો સાક્ષાત્ અનુભવ કરવો-એ ઉત્તમ છે.(ભાગ૦ ૩-૩૨-૩૨; ૨-૧-૯)સાત્ત્વિકોને નૈગુણ્ય સિદ્ધ થાય અને તે નૈગુણ્યબલે મોક્ષ પ્રાપ્તથાયછે.

શઙ્કાઃ-" આમ છે તો પછીસાત્ત્વિકકર્મમાંથી પણ મુક્તિ કયે પ્રકારે સમ્ભવે? કારણ કે તે પુરાણોક્ત કર્મથી થતા મોક્ષમાં પણ તામસપુરાણોક્ત કર્મથી થતા મોક્ષની માફક ગુણજન્યત્વ તો એક સરખું જ-સમાન પ્રકારનું જ છે." આ શઙ્કાનું શ્રીમદાચાર્યચરણ સમાધાન કરે છે કે સાત્ત્વિકોને પ્રથમ નૈર્ગુણ્ય સિદ્ધ થાય છે, અને તે નૈર્ગુણ્યબલે મોક્ષ પ્રાપ્ત થાય છે, પરન્તુ તેથી કંઇ તે સાત્ત્વિક કર્મમાંથી જ સાક્ષાન્મુક્તિ થાય છે-એમ તો અમારું પણ કથન નથી, કે જેથી આ દૂષણ અમારા મતમાં આવી પડે. તે સાત્ત્વિક કર્મ નાન્તરીયક અર્થાત્ કોઈપણ પ્રકારના પ્રતિબન્ધ વિનાનો ફલયોગ્યતા આપે એવો અધિકાર સમ્પાદિત કરી આપે છે. અર્થાત્ સાત્ત્વિકકર્મનો અભાવ હોય તો મોક્ષના અધિકારનો અભાવ હોય છે- અત્ર "**ऊर्द्धं गच्छन्ति सत्त्वस्था: ( १४-१८ भ० गी० )** સાત્ત્વિક કર્મ કરનારાઓ ઊર્દ્ધ્વ-સત્યાદિ લોકમાં ગમન કરે છે,"-આ ગીતાના પ્રમાણવાક્યથી આ સિદ્ધાન્ત સ્વીકારાય છે. ( મોક્ષનો ) અધિકાર સત્ત્વબલે જ પ્રાપ્ત થાય છે. **सत्त्वंयद्ब्रह्मदर्शनम्** । (ભાગ ૨-૨૪)- વાક્યનો અર્થ એમ છે કે સત્ત્વ નૈગુણ્યને સમ્પાદિત કરતું હોવાથી એ સત્ત્વ બ્રહ્મદર્શન કરાવે છે. એથીમાત્ર મોક્ષનો અધિકાર જ સત્ત્વબલે જ પ્રાપ્ત થાય છે, સાત્ત્વિકોને નૈર્ગુણ્ય સિદ્ધ થયે મોક્ષ પ્રાપ્ત થાય છે. સત્ત્વબલેજ કંઈ સાક્ષાન્મુક્તિ પ્રાપ્ત થતી નથી. આ સિદ્ધાન્તમાં દોષ આવતો નથી.

વાદી પુનઃ શઙ્કા કરે છે કેઃ-" સર્વ પુરાણમાં નિષ્કામકર્મવિશેષથી મોક્ષ થાય છે એમ કણ્ઠોક્ત વચન હોવાથી શ્રૌતકર્મવત્ આ કર્મોમાંથી પણ જ્ઞાન થશે અને જ્ઞાનથી ભક્તિ ઉત્પન્ન થયે વ્યાપાર સમ્પન્ન થયેલો હોઇને સર્વે જ કર્મોમાથી મોક્ષ થશે. અથવા તો કર્મો જ્ઞાનને વા ભક્તિને ઉત્પન્ન કરીને ભલે ક્ષીણ થાય અને તદુક્ત જ્ઞાનભક્તિથી જ મુક્તિ થાય એમ સ્વીકારો. અન્યથા મુક્તિબોધક વાક્યનો અર્થ બાધિત થવાથી તે વાક્યો અપ્રમાણ થઇ જશે!"—આ શઙ્કાનું સમાધાન કરવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે **तत्र साधनता सर्वथा भगवत्सम्बन्धेनैवावच्छिद्यते । न ज्ञानित्वेन भक्तत्वेन वा। मामेव ये प्रपद्यन्ते " (७ १४ गीता) इति वाक्यात् । " तमेवविदित्वा ऽतिमृत्युमेति" (श्वे० उप० ६-१५) इत्यादि परम्परयेति ज्ञातव्यम्** ॥ "નૈર્ગુણ્ય" ના અર્થ માટે જુઓ ભાગવત ૧૧-૨૫, તથા મહાભારત ૨-૧૬-૧૫)

તત્રઃ-નૈર્ગુણ્યમાં-મોક્ષમાં સાધનતા જ્ઞાનિત્વે કરીને અથવા તો ભક્તત્વેકરીને નથી પરન્તુ સર્વથા ભગવત્સમ્બન્ધે કરીનેજ સાધનતા છે એવો સિદ્ધાન્ત નિશ્ચિત થાય છે, કારણકે **मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ( ७ १४-भ० गी० )** અર્થાત્ 'જેઓ મ્હને-ભગવાનને જ પ્રપન્ન થાય છે-શરણે આવે છે તેઓ જ આ માયા તરી જાય છે.' ઇત્યાદિ ભગવદ્વચનથી ભગવત્પ્રપત્તિ જ-ભગવત્સમ્બન્ધ જ ( નહિ કે જ્ઞાન ) માયા તરવાનો અનન્ય ઉપાય છે એમ સિદ્ધ થાય

છે. મોક્ષ થાય છે તે પણ સર્વથા ભગવત્સમ્બન્ધ થાય ત્યાર પછી જ થાય છે-એવો સિદ્ધાન્ત છે. અત્ર **प्रपत्ति** શબ્દનો અર્થ **ज्ञानविशेष** ન કરવો કારણકે ધાત્વર્થનો વિરોધ આવે છે. ધાત્વર્થપ્રમાણે **પ્રપત્તિ=શરણપ્રાપ્તિ** એમ અર્થ છે. આ પ્રકારે ગીતાવાક્યમાં કહેલા **एव**–જ કારથી એમ સિદ્ધ થાય છે કે **ભગવત્પ્રપત્તિથી** જ **ગુણમયી માયાને તરાય છે,** અર્થાત્ **નિર્ગુણતા પ્રાપ્ત** થાય છે. એમ **નિર્ગુણત્વ** પ્રાપ્ત કરવામાં **ભગવત્સમ્બન્ધ** જ કારણ છે—અન્ય કાંઈ પણ કારણ નથી—એવો નિશ્ચય થાય છે. પરન્તુ **રાજસ તામસ પુરાણનાં જ્ઞાન તથા ભકિત રૂપાન્તરવિષયક** છે અર્થાત્ તેઓ ભગવદ્રૂપ વિના અન્ય રૂપનું પ્રતિપાદન કરે છે. તેથી તેવા જ્ઞાન તથા ભક્તિ સર્વથા ભગવત્સમ્બન્ધ ઉત્પન્ન કરતા નથી. એમ નિશ્ચય થાય છે. એટલે એવા રૂપાન્તરવિષયક જ્ઞાનથી તથા ભક્તિ થાય તો પણ તેઓ અકિઞ્ચિત્કર છે—નિરર્થક છે—તેવા રૂપાન્તરવિષયક જ્ઞાન તથા ભક્તિથી કંઈ પણ કાર્ય સરતું નથી. **વસ્તુતઃ અનન્ય ભગવત્પ્રપત્તિજ–ભગવત્સમ્બન્ધ જ નૈર્ગુણ્ય સાધી આપી મોક્ષ પ્રાપ્ત કરાવે છે.** 'અત્ર રૂપાન્તરવિષયક જ્ઞાન નિરર્થક છે' એમ સહન ન કરતો વાદી શઙ્કા કરે છે કે "**तमे विदित्वाऽतिमृत्युमेति** । આ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌નું વાક્ય શિવને પ્રક્રમીને કહે છે કે 'તે–શિવરૂપને જાણીને જ મૃત્યુને પેલે પાર જાય છે.' અત્ર પૂર્વ વાક્યે કહેલા **શિવના જ્ઞાન**ને અર્થાત્ રૂ**પાન્તર**વિષયક**જ્ઞાન**ને જ મોક્ષસાધન કહ્યું છે તેથી તમારું કથન નિરર્થક છે." આ શઙ્કાનું **સમાધાન** કરવા **શ્રીમદાચાર્યચરણ** કહે છે કઃ—"**तमेव विदित्वाऽतिमृत्युमेति" (श्वे० उप० ६-१५) इत्यादि (श्रौत वाक्यम्) परम्परया-नैर्गुण्यजनकव्यापारान्तरद्वारा मोक्षसाधनताबोधकम् इति ज्ञातव्यम्** । અર્થાત્ તે પરબ્રહ્મનું જ જ્ઞાન પ્રાપ્ત કરીને મૃત્યુને પેલે પાર જાય છે–ઇત્યાદિ જે શ્રુતિ વાક્ય છે તે તો પરબ્રહ્મવિષયક છે, અને આવા વાક્ય પણ **પરમ્પરાએ** કરીને-નૈર્ગુણ્યજનક વ્યાપારાન્તરદ્વારા મોક્ષસાધનતાનો બોધ કરે છે–એવો અર્થ સમજી શકાય છે. (જ્યાં પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો હોતા નથી એવો ભગવદ્ભક્તિયોગ તે **નૈર્ગુણ્ય.**)

તે પરબ્રહ્મનું જ જ્ઞાન પ્રાપ્ત કરીને—એમ શ્રુતિવાક્યે કહેલા **एव=જ** કારથી સિદ્ધ થાય છે કે રૂપાન્તરનું જ્ઞાન-પરબ્રહ્મ–ભગવાન્ વિના અન્યદેવાદિરૂપનું જ્ઞાન સાક્ષાત્ મોક્ષ પ્રાપ્ત કરાવતું નથી. પરન્તુ આ પુરાણોક્ત રૂપાન્તરવિષયકજ્ઞાન ક્રમે ક્રમે સર્વથા**ભગવત્સમ્બન્ધ** કરાવીને અન્તે નિર્ગુણતા સિદ્ધ કરાવે છે. અને અન્તે **નૈર્ગુણ્યથી મોક્ષ** પ્રાપ્ત થાય છે આમ પરમ્પરા ન સ્વીકારો તો ઉપરોક્તગીતાવાક્યનો વિરોધ આવે છે. (જુઓ **ભાગ૦** ૩–૩૨–૩૨; ૨–૧–૯; ૧૧–૨૫)

વળી, સર્વથા ભગવત્સમ્બન્ધથવામાં બહુ કારણો હોય છે. તત્ર અવાન્તર જાતિભેદ હોય તો પણ કંઇ ક્ષતિ નથી, દણ્ડવત્ **सर्वथेत्यादि ॥ कामंक्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेववा। नित्यं हरौ विदधते यान्ति तन्मयतां हि ते ॥ (भाग० १०-२६-(२९) (१५)। केवलेन हि भावेन गोप्यो गावः खगा मृगाः"। (भाग० ११-१२-८) इत्यादि वाक्यैस्तस्यनानासाधनकतायाःशास्त्रसिद्धत्वात्तत्र-सम्बन्धेऽवान्तरजातिभेदे शैवत्वादिजातिभेदेऽपि न काचित्क्षतिः। वृषपर्वा बलि र्बाणो मयश्चापि बिभीषणः। (भाग० ११-१२-५-१) इति तत्तद्रूपभक्तानुपक्रम्य "बहवोमत्पदं प्राप्ता स्त्वाष्ट्रकायाधवादयः। (भाग० ११-१२-५-१) इत्युपसंहारे**

**स्वपदप्राप्तिकथनान्नफलवैजात्यं यथा नानाजातीयदण्डैर्घटरूपं फलं तद्वत्। सिद्धमाहुः। अयं च (भगवत्सम्बन्धः) तन्मयत्वरूपः सर्वात्मभावाख्यः। " यान्ति तन्मयतां हि ते " इति वाक्यात्। प्रपत्तिशब्दवाच्योऽप्ययमेव। न च ज्ञानविशेष एव प्रपत्तिरिति वाच्यम्। धात्वर्थविरोधात्। न चोपसर्गेण तदवगमः प्राप्तिअर्थस्यापि शक्यवचनत्वात्।** **સર્વથા ભગવત્સમ્બન્ધ** થવો-ઇત્યાદિનો **આશય** આ છેઃ—

"જે જીવો ભગવાન્ હરિને વિષે નિરન્તર **કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય** અથવા તો **સૌહૃદ**, કરે છે, તેઓ, ખરેખર, ભગવાન્‌ને વિષે **તન્મય** થઈ જાય છે." **વૃષ્ણિઓ સમ્બન્ધથી, ભક્તિથી, સત્સઙ્ગથી મ્હને પ્રાપ્ત થયા; ગોપીઓ, ગાયો, પક્ષિઓ,** તથા **મૃગો**, ખરેખર, **કેવલ ભાવથી** જ મ્હને પ્રાપ્ત થયા.-ઇત્યાદિ વાકયોથી સર્વથા **ભગવત્સમ્બન્ધ થવામાં અનેક સાધન હોય છે** એમ સિદ્ધ થઈ શકે છે. **આ ભગવત્સમ્બન્ધ થવામાં ભલે અવાન્તર જાતિ ભેદ હોય, વા** ભલે **શૈવ**ત્વાદિ જાતિભેદ હોય તો પણ કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય, સૌહૃદ-ઇત્યાદિ કોઈ પણ ભાવે જો કોઈ પણ યોનિનો જીવ ભગવાન્‌ને ભજે તો તો તેને સર્વથા ભગવત્સમ્બન્ધ થાય છે જ-એ સિદ્ધાન્તને કદાપિ કંઈ પણ હાનિ પહોંચતી નથી. **વૃષપર્વા, બલિ બાણાસુર, મય**દાનવ તથા **બિભીષણ**-ઇત્યાદિ અસુર રાક્ષસયોનિના જીવો પણ ભગવાન્‌ના તે તે રૂપનું ભજન કરીને ભગવત્પદને પ્રાપ્ત થયા છે. આમ **ઉપક્રમ** કરીને ઉપસંહાર કર્યો છે કે 'આ પ્રકારે **વૃત્રાસુર**, તથા કયાધૂનો પુત્ર **પ્રહ્લાદ**-ઇત્યાદિ અનેક આસુર યોનિના જીવો પણ કોઈ પણ પ્રકારે ભગવદ્ભાવ પ્રાપ્ત કરી ભગવત્પદને પ્રાપ્ત થયા છે.' પશુપક્ષ્યાદિયોનિ મનુષ્યયોનિ તથા રાક્ષસાદિયોની ઇત્યાદિ અવાન્તર જાતિભેદ ભલેને હોય તેમજ શૈવત્વાદિ જાતિ-ભેદ પણ ભલે હોય તો પણ ગમે તે યોનિમાં વા ગમે તે જાતિમાં જન્મેલો કોઈ પણ જીવ કામ, ક્રોધ, ભય, સ્નેહ, સૌહાર્દ, ઐક્ય સત્સઙ્ગ-ઇત્યાદિ પ્રકારે જો ભગવદ્ભાવ પ્રાપ્ત કરી ભગવાન્‌ને ભજે તો તેને સર્વથા ભગવત્સમ્બન્ધ થાય છે, અને તે ભગવત્સમ્બન્ધ બલે તેને મોક્ષ પ્રાપ્ત થાય છે-એ સિદ્ધાન્ત અવિચલિત રહે છે. ભયથી કંસ રાજાને, દ્વેષથી શિશુપાલને, સર્વથા ભગવત્સમ્બન્ધ થયો છે. કેવલ સર્વાત્મભાવ બલે ગોપીઓ, ગાયો, પક્ષીઓ તથા મૃગો (હરિણો) પણ ભગવાન્‌ને પ્રાપ્ત થયા છે. કોઈ પણ યોનિમાં વા ગમે તે જાતિમાં જન્મેલો જીવ હોય-પછી ભલે તે પશુ હોય, પક્ષિ હોય, પાપી જીવ હોય, આસુર હોય, દૈત્ય હોય, રાક્ષસ હોય, યક્ષ હોય, સ્રી હોય, શૂદ્ર હોય, વ્રજસ્થ હોય, વા પતિત હોય પરન્તુ જો તે કામ ક્રોધ ભય સ્નેહાદિ કોઈ પણ ભાવે તન્મયતાથી ભગવાન્‌ને ભજતો હોય તો તેથી તેને સર્વથા ભગવત્સમ્બન્ધ થઈ ભગવત્પદ પ્રાપ્ત થાય છે જ એ સિદ્ધાન્ત અસ્ખલિત છે. "આ અવાન્તર જાતિભેદને

**લીધે મોક્ષ**રૂપી **ફલ** પણ વિજાતીય (જુદા જુદા પ્રકારનું) થતું હશે ”–એવી શઙ્કા પણ ન કરવી. આ **શઙ્કા** થાય તો શ્રીમદાચાર્યચરણે **સમાધાન** કર્યું છે કે “**दण्डवदिति**। જેમ ઘટ પ્રાપ્ત કરવામાં કોઇપણ પ્રકારનો દણ્ડ હોય તો ચાલે **અને** તેથી ઘટ પ્રાપ્ત થઈ શકે; પરન્તુ નાના (વિવિધ) જાતિના દણ્ડથી કંઇ **ઘટ**રૂપ ફલમાં વૈજાત્ય (જુદાપણું) આવતું નથી, તેમ કોઇપણ પ્રકારે **કોઈપણ** યોનિના **જીવને જો સર્વથા ભગવત્સમ્બન્ધ** થાય તો તેથી તેને એક સમાન **મોક્ષ**રૂપી ફલની–અર્થાત્ ભગવત્પદની પ્રાપ્તિ થાય છે.” અત્ર આ સિદ્ધ થાય છે:–જેમ અનેક જાતિના કાષ્ઠદણ્ડમાંથી ગમે તે જાતિના કાષ્ઠદણ્ડના સમ્બન્ધથી એક સમાન **ઘટ**રૂપ **ફલ** પ્રાપ્ત થાય છે, તેમ કોઇ પણ પ્રકારે કોઈપણ યોનિના જીવને જો **કોઇપણ** કામ-ક્રોધ-વૈર-સૌહૃદ-સ્નેહાદિ **ભાવે ભગવત્સમ્બન્ધ** થાય છે તો તે સર્વ **કોઇ** જીવને એકસમાન **મોક્ષ**રૂપ **ફલ** પ્રાપ્ત થાય છે જ, તેથી **ભગવત્સમ્બન્ધ** જ પરમપુરુષાર્થ છે એમ સિદ્ધ થાય છે. આ **ભગવત્સમ્બન્ધનો** અર્થ ઉપર કહ્યું તેમ **ભગવાનૂમાં તન્મય** થવું એમ સિદ્ધ થાય છે. એનું નામજ **સર્વાત્મભાવ** છે.(જુઓ ભાગ ૦૭- ૧-૨૫-૩૨ તથા શ્રીરાસપઞ્ચાધ્યાયીના શ્લોકો **પૃ. ૧૨૫-૧૩૦).** આરોગ્ય **પ્રથમસુખ** છે–એ વાક્યમાં જેમ લોકમાં **આરોગ્ય** શબ્દ જે **સુખનું સાધન** છે છતાં પણ આ **સુખસાધન** થયલા **આરોગ્ય**પદનો અર્થ **આરોગ્ય=સુખ** એમ લક્ષણાથી **સાધ્ય**-ફલના અર્થમાં કર્યો છે, તેમ **મોક્ષસાધન** થયલા જે તે તે પુરાણોક્ત **દેવાદિરૂપવિપર્યયો** છે તેમના વિષે **મોક્ષ**પદનો પ્રયોગ લક્ષણાથી થયો છે–એમ સમજવું. અતઃ તે તે **તામસાદિ અવસ્થાનો પરિત્યાગ થાય** એ અર્થમાં તે તે **તામસાદિપુરાણે મોક્ષ**પદનો પ્રયોગ કર્યો છે. તે તે જીવની **તામસાદિહીનાવસ્થાનો** પરિત્યાગ થયે ક્રમે ક્રમે **મુક્તિ** થાય છે.

અતઃ મુક્તિનું પ્રતિપાદન કરનારા વાક્યો સત્ય જ છે એમ સિદ્ધ કરવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે **तदवस्थापरित्यागादिति** । તે તે રાજસતામસાદિ હીનઅવસ્થાનો પરિત્યાગ કર્યાથી મોક્ષ પ્રાપ્ત થાય છે; અને એ પ્રકારેજ રાજસાદિ પુરાણોમાં કહેલા મુક્તિપ્રતિપાદક વાક્યો યથાર્થ રીતે સત્ય થાય છે–ઘટી શકે છે. એમ નિષ્કર્ષ **છે. અત્યુત્તમ** અધિકારીને અન્તે ભગવાન્ શ્રીકૃષ્ણની સર્વોત્કૃષ્ટ અનન્ય ભક્તિ પ્રાપ્ત થાય છે.

**अत्रेदं सिद्धयति । मुक्त्यर्थं पाषण्डादिरहितेनाधिकारिणा क्रियमाणैस्तामसधर्मैस्तामसावस्थात्यागेन राजसत्वं, ततस्तेन तथा क्रियमाणै राजसधर्मैः सात्त्विकत्वं, ततस्तादृशेन क्रियमाणैस्तैः सर्वथा भगवत्सम्बन्धे नैर्गुण्यम् । ज्ञानार्थं क्रियमाणैस्तु राजसतामसै र्बहुजन्मविपाके तत्तद्रूपविषयकज्ञानपरिपाकः। एवं भक्त्यर्थं क्रियमाणैस्तादृशभक्तिपरिपाकस्ततः सर्वथा तद्रूपभगवत्सम्बन्धे (सति) नैर्गुण्यम् । तेन मोक्ष, इति तामसानां विलम्बबाहुल्यं,राजसानां ततो न्यूनं, सात्त्विकानां तदभाव इति पौराणिकमुक्तिव्यवस्थेति । एवमत्र क्रममुक्तिरूपं फलं निरूपितम् । अयमेवार्थो ब्रह्मपुराणे समाधिदशायां विष्णुमायानुकीर्तनाध्यायेऽपि प्रतिपादितो व्यासवाक्येषु ।** બ્રહ્મપુરાણે તે તે હીનાવસ્થાનો પરિત્યાગ થયે **ક્રમમુક્તિ** કહી છે.

शृणुध्वंमुनिशार्दूला: प्रवक्ष्याम्यनुपूर्वशः। यथा कृष्णे भवेद्भक्तिः पुरुषस्य महाफला। संसारेस्मिन्महाघोरे सर्वभूतभयावहे। महाभयङ्करे नृणां नानादुःखसमाकुले॥ निन्द्ययोनिसहस्रेषु जायमानः पुनः पुनः। कथंञ्चिल्लभते जन्म देही मानुष्यकं द्विजा। मनुष्यत्वेऽपि विप्रत्वं विप्रत्वेऽपि विवेकिता।विवेकाद्धर्मबुद्धिस्तु बुद्ध्या तु श्रेयसां ग्रहः॥ यावत्पक्षद्वयं पुंसां न भवेज्जन्मसञ्चितम्। तावन्नजायते बुद्धिर्वासुदेवे जगन्मये॥ तस्माद्वक्ष्यामि भो विप्राः कृष्णे भक्तिर्यथा भवेत्। અત્ર ક્રમેક્રમે કૃષ્ણભક્તિનો પ્રકાર કહ્યો છે. अन्यदेवेषु या भक्तिः पुरुषस्येह जायते। कर्मणा मनसा वाचा तद्गतेनान्तरात्मना॥ तेन तस्य भवेद्भक्तिर्यजने मुनिसत्तमाः। स करोति ततो विप्रा भक्तिं चाग्नेः समाहितः। तुष्टे हुताशने तस्य भक्तिर्भवति भास्करे। पूजां करोति सततमादित्यस्य ततो द्विजाः॥ प्रसन्नेभास्करे तस्य भक्तिर्भवति तत्त्वतः। सेवां करोति विधिवत्स तु शम्भोः प्रयत्नतः॥ तुष्टे त्रिलोचने तस्य भक्तिर्भवति केशवे। सम्पूज्य तं जगन्नाथं वासुदेवाख्यमव्ययम्। ततो भुक्तिं च मुक्तिं च स प्राप्नोति द्विजोत्तमा। હીનાઅધિકારી પણ ક્રમે ક્રમે કૃષ્ણભક્ત થઇ ભુક્તિમુક્તિ પ્રાપ્ત કરે છે. गीतायां च "येऽप्यन्यदेवताभक्ता भजन्ते श्रद्धयान्विताः। तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम्॥ अन्तवत्तुफलं तेषां तद्भवत्यल्पमेधसां। देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि।" इति। अतो राजसादिपुराणस्थानां मुक्तिवचनानां तदवस्थापरित्याग एव मुक्तिपदार्थ इति निष्कर्षः॥ अत्रेदं सिद्ध्यति। पुराणं वेदवदेव भगवन्निश्वासरूपं तत्तत्कल्पीयभुवनक्रमात्मकस्य भगवतो लीलां प्रतिपादयच्छिवादिरूपस्य माहात्म्यं परब्रह्मण एव वदति श्रौतधर्मकालादिव्यवस्थां सर्वपदार्थस्वरूपञ्चनिर्द्धारयति। तदुक्तरीत्या तद्धर्माचरणे तु तत्तदवस्थानिवृत्तिरूपैव मुक्तिः क्रमेण परमाऽपि मुक्तिः भवति। तथैव तदुक्तभक्त्यापि। तेन तत्तत्कल्पात्मककालाधीनमेव तद्बलं न तु तन्निरपेक्षमिति।

અત્ર આ સિદ્ધ થાય છેઃ—મુક્તિને અર્થે પાપાદિરહિત અધિકારિ જે તામસ ધર્મ કર્યા જાય છે તેને તેવા ધર્મબલે તામસઅવસ્થાનો પરિત્યાગ થઇને રાજસત્વ સિદ્ધ થાય છે. તે પછી રાજસધર્મોનું આચરણ કરીને તેને સાત્ત્વિકત્વ પ્રાપ્ત થાય છે. તે પછી તાદશ અધિકારી જે સાત્ત્વિકધર્મોનું આચરણ કરે છે તેને તેથી સર્વથા ભગવત્સમ્બન્ધ થયે નૈર્ગુણ્ય પ્રાપ્ત થાય છે. જ્ઞાનાર્થે કરાતા રાજસતામસ ધર્મબલે બહુ જન્મ વિપાકે તત્તદ્રૂપવિષયક જ્ઞાનપરિપાક થાય છે. એ પ્રકારે ભક્ત્યર્થે કરાતા ધર્મબલે તાદશ ભક્તિનો પરિપાક થાય છે. તે પછી સર્વથા તદ્રૂપભગવત્સમ્બન્ધ થયે નૈર્ગુણ્ય પ્રાપ્ત થાય છે, અને તે નૈર્ગુણ્યથી મોક્ષ થાય છે. એ રીતે તામસોને બહુ વિલમ્બ થાય છે. રાજસોને તેથી પણ ન્યૂન વિલમ્બ થાય છે; જ્યારે સાત્ત્વિકોને વિલમ્બ થતો નથી. આ પ્રકારે પૌરાણિક મુક્તિની વ્યવસ્થા છે. આ પ્રકારે અત્ર ક્રમમુક્તિરૂપ ફલ નિરૂપિત થયું. બ્રહ્મપુરાણમાં આજ અર્થ શ્રીમદ્વ્યાસે નીચેનાં વાક્યોમાં પ્રતિપાદિત કર્યો છેઃ—

"આ મહાઘોર સંસાર સર્વ પ્રાણિમાત્રને ભય ઉત્પન્ન કરે છે, મનુષ્યોને મહાભયંકર છે, તથા અનેક પ્રકારના દુઃખથી ભરેલો છે. અનેક સહસ્ર નિન્દ્ય યોનિમાં વારંવાર જન્મ પામતા પામતા કોઇક પ્રકારે આ દેહધારી જીવ ક્વચિત્ મનુષ્યયોનિને પ્રાપ્ત થાય

છે. મનુષ્ય યોનિમાં પણ **વિપ્રત્વ** પ્રાપ્ત થાય, **વિપ્રત્વ અર્થાત્** વિશેષ આત્મસન્તોષ આપે એવું જ્ઞાન થયે **વિવેકબુદ્ધિ**–(ધર્મ–અધર્મનું ભાન) થાય, વિવેકબુદ્ધિથી **ધર્મબુદ્ધિ** થાય, અને **ધર્મબુદ્ધિથી** અનેક પ્રકારના **શ્રેય–કલ્યાણનું ગ્રહણ** થાય છે. જ્યાં સુધી મનુષ્યોને સઞ્ચિત **પક્ષદ્વય (આત્મસન્તોષ** તથા **વિવેકાદિ**–આ બે પાંખ) પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી **જગન્મય એવા વાસુદેવ ભગવાન્**ને વિષે તેમની **મતિ** થતી નથી. તેથી, હે વિપ્રો! હું તમને કૃષ્ણ **ભગવાન્‌ને વિષે જે પ્રકારે ભક્તિ** થાય તે પ્રકાર કહું છું. **અન્યદેવોને** વિષે કર્મથી, મનથી, વાણીથી, તથા તેમને વિષે પહોંચેલા અન્તરાત્માથી પુરુષને જે ભક્તિ આ લોકમાં થાય છે તેથી તેને **યજન**–યજ્ઞ–યાગાદિ કરવા વિષે ભક્તિ થાય છે. તે પછી, હે વિપ્રો, તે ભક્ત સાવધાન થઇને **અગ્નિની** ભક્તિ કરે છે. હુતાશન–**અગ્નિ** સન્તુષ્ટ થયે **ભાસ્કર–સૂર્યને** વિષે તેને ભક્તિ પ્રાપ્ત થાય છે. તે પછી હે દ્વિજો, તે નિરન્તર **આદિત્યની** પૂજા કરે છે, અને એમ **ભાસ્કર**–સૂર્ય પ્રસન્ન થયે તેને તત્ત્વતઃ ભક્તિ થાય છે.તે પછી તે **શમ્ભુની** સેવા પ્રયત્ન કરીને વિધિપૂર્વક કરે છે. ત્રણ નેત્રવાળા **શમ્ભુ** પ્રસન્ન થયે **કેશવ** ભગવાનને વિષે તેને ભક્તિ પ્રાપ્ત થાય છે. હે દ્વિજોત્તમો! **અવ્યય, જગન્નાથ,** તથા **વાસુદેવ** જેમનું નામ છે એવા ભગવાન્‌નું સારી રીતે પૂજન કરીને તે મનુષ્ય **ભુક્તિને** તથા **મુક્તિને** પ્રાપ્ત કરે છે.” આમ તે તે હીન અધિકારીને ક્રમે ક્રમે **સૂર્ય, અગ્નિ, ભાસ્કર. શમ્ભુ**–આદિ **દેવની** ભક્તિ થયે અન્તે તેને **જગન્નાથ કેશવ** એવા **વાસુદેવ** ભગવાનને વિષે **ભક્તિ** થાય છે. વળી, **ગીતામાં** પણ કહ્યું છે કે “અન્યદેવને શ્રદ્ધાપૂર્વક ભજનારા જીવો પણ અન્તે મ્હને–**ભગવાન્‌ને** ભજે છે. પરન્તુ તેમનું ભજન અવિધિપૂર્વક છે. તે અલ્પબુદ્ધિના જીવોને ફલ પણ **અન્તવત્**—વિનાશિ ફલ પ્રાપ્ત થાય છે. દેવયાજિ–દેવનું યજન કરનારાઓ દેવને પ્રાપ્ત થાય છે, જ્યારે **મદ્ભક્તો**—મ્હારા ભક્તો મ્હને–**ભગવાનને** પ્રાપ્ત કરે છે.” આમ **ક્રમે ક્રમે** હીનજીવો પણ અત્યુત્તમ **ભગવદ્ભક્તિ** પ્રાપ્ત કરે છે–એમ તત્તત્પુરાણોક્તદેવભક્તિનું પણ અન્તિમરહસ્ય **ભગવદ્ભક્તિને** વિષે છે—એમ **આવરણ**-ભઙ્ગમાં **શ્રીપુરુષોત્તમજી** સમાધાન કરે છે જે **ભક્તિમાર્ગીય મહોદ્ધારદૃષ્ટિબિન્દુ** સૂચવે છે:—

[અત્ર પુરાણો વિષે આ નિર્ણય થઇ શકે છે:–**પુરાણગ્રન્થ** વેદવત્ જ ભગવન્નિઃશ્વાસરૂપ છે, અને તે તે કલ્પસમ્બન્ધિ ભુવનદ્રુમાત્મક ભગવાન્‌ની લીલાનું પ્રતિપાદન કરે છે. આ ભુવન વૃક્ષાત્મક ભગવાનની લીલાનું પ્રતિપાદન કરવામાં પુરાણ જે **શિવાદિ**સ્વરૂપનું માહાત્મ્ય કથે છે તે પણ એ પ્રકારે પરબ્રહ્મનું જ માહાત્મ્ય કથે છે એમ સમજવું. **પુરાણો શ્રૌત**ધર્મની તથા **કાલાદિની** વ્યવસ્થાનો તેમજ સર્વ શ્રૌત પદાર્થના સ્વરૂપનો ચોક્કસ નિર્ણય કરી આપે છે. પુરાણોક્ત રીતિએ જો ધર્મનું આચરણ કરવામાં આવે તથા તદુક્ત ભગવદ્ભક્તિ કરવામાં આવે તો જીવ તે તે પૂર્વની તામસ તથા રાજસ એવી જે હીનઅવસ્થા છે તેમાંથી નિવૃત્ત થઈ અન્તે ભગવત્સમ્બન્ધ પ્રાપ્ત કરે છે. આ પ્રકારે તે તે પૂર્વની **હીન અવસ્થામાંથી મુક્ત** થઇ તે જીવને ક્રમે ક્રમે **પરમ** મુક્તિ **પણ પ્રાપ્ત થાય છે.** પુરાણનું આવું બલ તે તે કલ્પના કાલને જ અધીન છે, પરન્તુ આ બલ કંઇ કાલથી નિરપેક્ષ છે એમ સમજવું નહિ.] (૫૪).

**શઙ્કાઃ**—"પુરાણનું બલ કલ્પાત્મક કાલને અધીન છે-એ કથન કેમ ઘટી શકે?" આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ સમાધાન કરે છેઃ—

**ત૦ દીપઃ—चतुर्युगे तु व्यासानां नानात्वात् स्वस्वकालजम् ।**
**वृत्तान्तमाहु र्नान्यस्य कल्पान्तास्तेन कीर्तिताः ॥५५॥**

**કારિકાભાવાર્થઃ**-પુરાણો *કલ્પાત્મક કાલને અધીન છે. પ્રત્યેક પુરાણ એક એક કલ્પનું પ્રતિપાદન કરે છે. એક કલ્પમાં સહસ્રચતુર્યુગના સહસ્ર વ્યાસો થાય છે. આમ એક કલ્પમાં અનેક+ વ્યાસો થતા હોવાથી ચતુર્યુગમાં તો વ્યાસો પોતપોતીકા ચતુર્યુગમાં આવેલા કાલનો જ વૃત્તાન્ત કથે છે, નહિ કે તેઓ (પોતપોતીકા ચતુર્યુગ વિના) બીજા કાલનો વૃત્તાન્ત કથે છે. પુરાણાર્થો કલ્પાન્ત છે એટલે કે પુરાણનો અર્થ *કલ્પનું પ્રતિપાદન કરે છે એમ ગવાયું છે. (૫૫)

---

***कल्पो नाम पूर्वोक्तरीतिकं ब्रह्मणो दिनादिकम् । एकैककल्पप्रतिपादकत्वं द्वापरान्ते व्यासनिवेशनं चास्माभिः पूर्वं मात्स्योपवचनोपन्यासेन प्रदर्शितमेव । न दोष इति-चतुर्युगवार्ताप्रतिपादकत्वे न कल्पप्रतिपादकता--बाधकं भवतीत्यर्थः । मूले कल्पान्ता इति पुराणार्था इत्यर्थः ॥ चतुर्युगसहस्रं च ब्रह्मणो दिनमुच्यते । स कल्पो यत्र मनवश्चतुर्दश विशांपते । तदन्ते प्रलयस्तावान्ब्राह्मी रात्रिरुदाहृता । त्रयोलोका इमे तत्र कल्पन्ते प्रलयाय हि । (भाग० १२-४-२-३)** જુઓ કારિકા ૫૦-૫૧ નું ટિપ્પણ. **૧૨૦૦૦ દિવ્ય સંવત્સર=૧ ચતુર્યુગ; ૧૦૦૦ ચતુર્યુગ=૧ કલ્પ; ૭૧ ચતુર્યુગ+૫૧૬ દિવ્ય વર્ષ=૧ મન્વન્તર; ૧૪ મન્વન્તર=૧ દૈનન્દિન કલ્પ,** જેમાં **ભગવાન્ બ્રહ્માનો એકદિવસ** પૂરો થાય છે. શ્રીમદ્ભાગવતના તૃતીય સ્કન્ધના શ્રીસુબોધિનીમાં, ભાગવતાર્થ નિબન્ધ તથા દ્વાદશસ્કન્ધમાં કલ્પનું તથા પ્રલયાદિનું સુન્દર વર્ણન આપ્યું છે. બ્રહ્માજી બ્રહ્માણ્ડરચના—પૃથિવ્યાદિલોકરચના પોતીકા દિવસના પ્રારમ્ભમાં કરે અને અને તે જેટલો સમય ચાલ્યા કરે તેને **દૈનન્દિન** કલ્પ કહે છે. **कल्प्यतेऽस्मिन्निति—कल्पः ।** ) વિવિધ કલ્પમાં વિવિધ લોકરચના હોય છે. કલ્પો **દૈનન્દિન**, તથા **સંવત્સરાત્મક** પણ હોય છે. બ્રહ્માજી પોતીકા દિનમધ્યમાં વચ્ચે વચ્ચે **લઘુકલ્પો** પણ સર્જે છે. સામ્પ્રતસમયમાં **શ્વેતવારાહ કલ્પ** ચાલે છે. **વ્યાસો** અનેક થાય છે.+ એમના પ્રયોજન કાર્યાદિ માટે જુઓ **વિવેચન કા. ૫૬. શ્રીમદાચાર્યચરણ** (ભાગ૦ ૧-૩-૨૧; ૧-૪-૧૪-૨૪; તથા) નિમ્નોક્ત શ્રીસુબોધિનીજીમાં શ્રીમદ્ **વ્યાસાવતાર**ના પ્રયોજનાદિ વિષે વિવેચન કરે છેઃ —

**कालेन मीलितदृशामवमृश्य नृणां स्तोकायुषां स्वनिगमो बत दूरपारः । आविर्हितस्त्वनुयुगं स हि सत्यवत्यां वेदद्रुमं विटपशो विभजिष्यति स्म ॥ (भागवत २-७-३६) श्रीसुबोधिनीः- भगवतो हि चिन्ता व्यासरूपा। व्यासो हि चिन्तया सर्ववेदार्थं विनिश्चित्य भगवतस्स्वरूपं लोकेभ्य उपदिशति। द्वापरादिना मीलिता आच्छादिता दृष्टि र्येषां एतादृशानां नृणाम् स्वनिगमो दूरपारः आकलयितुमशक्य इति स्वयमाविर्भूतः । अनुयुगमिति वेदद्रुमं विटपशो**

**વિવેચન:**—"પુરાણો એક એક કલ્પનું પ્રતિપાદન કરે છે—અર્થાત્ એક એક પુરાણ એક એક કલ્પનું પ્રતિપાદન કરે છે"—એ મત અસઙ્ગત છે કારણકે કલિયુગમાં સર્વે યુગોનું પર્યવસાન થઇ જતું હોવાથી પુરાણો ચતુર્યુગની વાર્તાનું જ કથન કરે છે. તેથી અષ્ટાદશ=૧૮ ચતુર્યુગની વાર્તા જ ૧૮ પુરાણો કરે છે—એવો અર્થ કેમ ન સમ્ભવે ?"—આ શઙ્કા થાય તો **શ્રી**મદાચાર્યચરણ તેનું સમાધાન કરવા કહે છે કે **चतुर्युगेति।** એક કલ્પમાં સહસ્ર ચતુર્યુગના સહસ્ર વ્યાસો થાય છે. આમ એક કલ્પમાં અનેક વ્યાસો થતા હોવાથી ચતુર્યુગમાં તો વ્યાસો પોતપોતીકા ચતુર્યુગમાં આવતા કાલનો જ વૃત્તાન્ત કથે છે, પરન્તુ તેઓ (પોતપોતીકા ચતુર્યુગ વિના) બીજા કાલનો વૃત્તાન્ત કથતા નથી. પુરાણનો અર્થ કલ્પનું પ્રતિપાદન કરે છે. એક એક પુરાણ એક એક કલ્પનું પ્રતિપાદન કરે છે. એક કલ્પમાં સહસ્ર **વ્યાસો** થાય છે. તે વ્યાસોનો અધિકાર દ્વાપર યુગના અન્તમાં છે. ત્યાર પછી પુનઃકૃતયુગમાં—સત્ય યુગમાં સર્વવિદ્યાની પૂર્ણતા થાય છે. પુનઃ ફરીથી દ્વાપરયુગના અન્તે અન્ય (વ્યાસ)નું વ્યાસાર્થે—વ્યાસપદે નિવેશન થાય છે. તેથી તે વ્યાસો પોતપોતીકા ચતુર્યુગની વાર્તાનું જ કથન કરે—તેમાં દોષ નથી.(જુઓ નીચે **ભાગવતમત્સ્ય**પુરાણોપન્યાસ.)

---

**विभजिष्यतीत्यनेन सम्बध्यते। प्रतिद्वापरं वेदविभागः। अत पुराणान्यप्येकस्य चतुर्युगस्य व्यवस्थां कथयन्तीति सूचितम्। विटपश इति वेदानां विभागे कृत्रिमत्वशङ्कानिवृत्त्यर्थम्। शाखास्वरूपं तु निबन्धे निरूपितम्। एकस्य भगवन्मूर्तेः स्वरूपप्रतिपादको वेदराशिः शाखेति। वेदस्य द्रुमत्वमपि पूर्वं निरूपितम्। स्मेति प्रसिद्धं। तस्मादत्र बहु न वक्तव्यमितिभाव।३६॥** મન્દબુદ્ધિવાળા તથા સ્વલ્પ આયુષ્યવાળા મનુષ્યોની દષ્ટિ કાલે કરીને આચ્છાદિત થઈ છે-અને તેથી, અરેરે આવા મનુષ્યોને સ્વનિગમ—સર્વ વેદના અર્થનો બોધ થવો એ સર્વથા અશક્ય છે-એ જોઇ ભગવાનને પણ ચિન્તા થઇ છે કે હવે આવા સ્વલ્પ આયુષ્યવાલા તથા મન્દમતિવાલા મનુષ્યોના હિતાર્થે વેદના શાખાવિભાગાદિની વ્યવસ્થા કરવી એ આવશ્યક છે. તેથી પોતે દ્વાપરયુગને અન્તે સત્યવતીને વિષે **વ્યાસાવતાર**રૂપે પ્રકટ થયા, અને આ પ્રકારે વેદવૃક્ષના શાખાવિભાગ કર્યા. આ પ્રકારે પ્રત્યેક દ્વાપરયુગને **અન્તે** ભગવાન્ વ્યાસરૂપે વેદવૃક્ષના શાખાવિભાગ કરે છે, કે જેથી સ્વલ્પઆયુષ્યમાં જીવો સમગ્ર વેદરાશિનું દુષ્કર તથા અપાર અધ્યયન ન કરે તો ખેર, પરન્તુ પોતપોતીકી શાખા પૂરતું તો વેદાધ્યયન અવશ્ય કરી શકે. **શ્રીવ્યાસાવતાર** ચિન્તન કરીને **સર્વવેદાર્થ**ના **વિશેષ** કરીને **નિશ્ચય** કરીને મુખ્યત્વે લોકોને **ભગવત્સ્વરૂપનો** ઉપદેશ કરે છે. દ્વાપરયુગને અન્તે કલિકાલબલે મનુષ્યોની દષ્ટિ—મતિ આચ્છાદિત થઇ ગઇ છે. આવા મનુષ્યો સ્વનિગમ—વેદાર્થ સર્વથા દુષ્પાર છે-એમની મતિથી એમને વેદાર્થ કલીશકાય એ અશક્ય છે-એમ વિચારીને ભગવાન્ પોતે એમના ઉદ્ધારાર્થે **વ્યાસાવતારરૂપે** પ્રકટ થાય છે, અને પ્રત્યેક **દ્વાપરયુગને અન્તે** વેદવિભાગ **કરી આપે** છે કે જેથી, કલિયુગના મનુષ્યો સ્વલ્પઆયુષ્યમાં પણ પોતપોતાનીકી શાખા પૂરતું વેદાધ્યયન

**અત્ર આ આશય દિશે છે:**—એક એક **પુરાણ એક એક કલ્પનું** પ્રતિપાદન કરે છે. એક **કલ્પમાં ૧૦૦૦ ચતુર્યુગ** થાય છે. પ્રત્યેક ચતુર્યુગમાં દ્વાપર યુગને અન્તે ભગવાન્ **હરિ જ્ઞાન કલાએ** કરીને **વ્યાસ**રૂપે માનુષ લોકમાં પ્રકટ થાય છે; અને તે **વ્યાસાવતાર વેદવિભાગ, વેદ-વિસ્તાર, શાખાવિભાગ** તથા **પુરાણસમસન**-અર્થાત્ વિસ્તૃત પુરાણનો સંક્ષિપ્ત સંગ્રહ કરવાનું અભીષ્ટ દૈવી **જ્ઞાનકાર્ય જીવોદ્ધારાર્થે** કરી આપે છે. **શ્રીમાર્કણ્ડેય**પુરાણમાં તથા **કૂર્મ**પુરાણના **૪૯** મા અધ્યાયમાં તથા અન્ય **ભાગવતા**દિપુરાણગ્રન્થોમાં **વેદપ્રાદુર્ભાવ**, વેદસ્વરૂપ **પુરાણપ્રાકટ્ય**, તથા **પુરાણસમાસ** ઇત્યાદિ **લોકોદ્ધારાર્થે વેદવ્યાસનું દૈવી જ્ઞાનકાર્ય**—ઇત્યાદિ સર્વ સૃષ્ટિ વિષયક પદાર્થનો સ્પષ્ટ નિર્ધાર કર્યો છે. **૨૮ મો દ્વાપરયુગ** પ્રાપ્ત થયો ત્યારે **પરાશરસુત કૃષ્ણ-દ્વૈપાયન વ્યાસ સત્યવતી**ને વિષે પ્રકટ થયા અને એમણે **સર્વે વેદો, પુરાણો** તથા **ભારત ભાગવતાદિ** ભક્તિગ્રન્થો પ્રદર્શિત—**પ્રકટ** કર્યા છે. **પુરાણો એક એક કલ્પનું** પ્રતિપાદન કરે છે, તથા **દ્વાપરયુગને અન્તે** પુનઃ બીજા નવા **વ્યાસનું નિવેશન** થાય છે—એ મતનું પ્રતિપાદન **માત્સ્ય**પુરાણનાં વચનનો ઉપન્યાસ કરી પૂર્વે કર્યું છે. ( જુઓ પૃષ્ટ ૮૬—૯૬ ).

---

કરે અને અવશિષ્ટ સમયમાં **ભગવદ્ભક્તિ** કરી યથાકથઞ્ચિત્ **ભવસાગર તરી** જાય. અતએવ શ્રીવ્યાસ**ભગવાન્** પ્રતિદ્વાપરયુગે **વેદવિભાગ**ની વ્યવસ્થા કરી આપે છે. અતઃ **પુરાણગ્રન્થો** પણ એક **ચતુર્યુગની વ્યવસ્થા** કથે છે–એમ સૂચિત થાય છે. વેદોના વિભાગ કૃત્રિમ છે એવી શઙ્કા થાય તો તે નિવૃત્ત કરવા કહ્યું છે કે **શ્રી વ્યાસ** ભગવાન્ **ચિટપશઃ**—શાખા પ્રમાણે વેદવિભાગ કરે છે. શાખાસ્વરૂપ **આગ્ર** નિબન્ધગ્રન્થના સર્વનિર્ણય **પ્રમાણ**કરણમાં પ્રતિપાદિત કર્યું છે. [ જુઓ અત્ર કારિકા **૨૫-૩૩** પૃ. **૪૭-૫૫**, કા. **૫૫, ૬૧** ( પૃ. ૧૧૩-**૧૨૦** ) ]

**શાખાવિભાગ:**—આ પ્રકારે કારિકા **૨૭** ના **આવરણભઙ્ગ**માં **શ્રીપુરુષોત્તમજી** કહે છેઃ—**शाखाभेदश्च मन्दार्थमेव, न त्वधिकारिभेदज्ञापनार्थः। एतेन पूर्वम् आयुषा तथाऽनुष्ठानेनाभिव्यक्तत्यादि.। इदानीमेतावत्करणेऽपि तद्दिति भगवतो व्यासस्य च कृपालुताऽपि सूचिता ज्ञेया ॥ २७ ॥** "એક ભગવન્મૂર્તિનું સ્વરૂપ પ્રતિપાદિત કરે એટલો જ વેદરાશિ–વેદવિભાગ છે" તેને **શાખા** સમજવી. વેદનું બ્રહ્મત્વ પૂર્વે નિરૂપિત કર્યું છે. તેથી અત્ર એ વિષે બહુ કથન કરવું ઉચિત નથી. **વેદશાખાવિભાગાદિનું પ્રયોજન:**—યદ્યપિ **મરીચ્યાદિ** પૂર્વજ ઋષિઓ યજ્ઞને વિષે ભગવન્મૂર્તિત્વ સિદ્ધ કરવાને **અર્થે** એક જ કર્મના સાઙ્ગોપાઙ્ગ સર્વે પ્રકારનું અનુષ્ઠાન કરી સર્વ નિર્ધાર કરવા સમર્થ હતા તથાપિ આધુનિક દ્વિજો સર્વ વેદોના પાઠ કરવા, તેનું અધ્યયન કરવા તથા તેનું સર્વથા સાઙ્ગોપાઙ્ગ અનુષ્ઠાન કરવા અશક્ત છે, તેમની શક્તિ મન્દ છે તથા મતિ મૂઢ છે. તેમનું ભાગ્ય પણ મન્દ છે, તેમજ તેઓ ઉપદ્રવયુક્ત છે–એમાં સંશય નથી. તેથી **દ્વાપરયુગ**ના અંતમાં **ભગવાન્ શ્રીહરિએ વ્યાસાવતાર** ધરી ચાતુર્હોત્રના વિભાગ વડે વેદાર્થની પૃથક્ વ્યવસ્થા કરી અને શાખા વિભાગો કર્યા, એ શાખાઓના પણ અનેક વિભાગો શ્રીવ્યાસાવતારના શિષ્યોએ તેમની પ્રેરણાથી કર્યા. આ પ્રકારે **શાખાભેદ મન્દ જીવોને અર્થે**જ થયા છે. પૂર્વે જે **મરીચ્યાદિ** ઋષિ-ઓને દીર્ઘાયુષ્યબલે તથા સર્વ વેદના સમગ્ર અનુષ્ઠાનબલે યજ્ઞોમાં **યજ્ઞનારાયણ** વિષ્ણુભગવાનના પ્રકટ દર્શન થતા હતા તેની જ અભિવ્યક્તિ આધુનિક મન્દ જીવોને પોતપોતાની શાખા પૂરતાં કર્મ કર્યાથી થઈ જાય–એ ઉદ્દેશથી શાખાભેદ થયો છે. આ પ્રકારે **વેદના શાખા વિભાગાદિ કરીને શ્રીવ્યાસાવતારે** તો **આધુનિક અતિ મન્દ જીવો ઉપર કૃપા** કરી છે એમ સૂચિત થાય છે.

પ્રત્યેક ચતુર્યુગમાં દ્વાપરયુગના અન્તે **વ્યાસજી** પ્રકટ થાય છે. આ **વ્યાસ** પોતીકા ચતુર્યુગનો વૃતાન્ત પુરાણોમાં કહે છે. તેમજ આ **વ્યાસો** પોતપોતીકા ચતુર્યુગના વેદનો ચતુર્ધા **વ્યાસ**-પૃથક્કાર, **શાખાવિભાગ**, તથા **પુરાણસમસન**નું કાર્ય કરે છે. જ્યારે **૨૮** મા **વ્યાસ** કે જે પોતે સત્યવતી સુત કૃષ્ણ **દ્વૈપાયન વ્યાસ** થયા તે તો **૧૭** મા **ભગવદવતાર** છે કે જે **વ્યાસાવતારે (સ્ત્રીશૂદ્રાદિ)** સર્વનો ઉદ્ધાર કરે એવા **ભારત**ાખ્યાનાદિ તથા **ભાગવતાદિ** ભક્તિપ્રતિપાદક ગ્રન્થો પ્રકટ કર્યા. આ પ્રકારે અન્ય**જીવવ્યાસો** કરતાં આ **સત્યવતી** સુત **વ્યાસાવતાર**નું **સર્વોદ્ધારક** કાર્ય સર્વોત્કૃષ્ટ છે-સર્વ તોધિક છે. આ પ્રકારે **પુરાણપ્રમેયનો નિર્ણય** કર્યો. (૫૫)

હવે ઇતિહાસ પણ પુરાણતુલ્ય હોવાથી **શ્રીમદાચાર્યચરણ ઇતિહાસના પ્રમેય**નો નિશ્ચય કરે છે. તેમાં મુખ્યત્વે **ભારત**ગ્રન્થ ઇતિહાસ હોવાથી તેનું **પ્રમેય** નિશ્ચિત કરે છેઃ—

**त० दी०—सर्वनिर्धारणार्थाय **व्यासो *भारतमुक्तवान् ।**
**एकं कल्पमुपाश्रित्य स्त्रीशूद्राणां हिते रतः ॥ ५६ ॥**
**धर्मनिर्धारणं तत्र सर्वेषां समुदाहृतम् ।**
**प्रत्यब्दं वृक्षवत्कल्पा भुवनद्रुमरूपिणः ॥ ५७॥**

**ભાવાર્થ:**— સર્વ નિર્ધાર થાય એ ઉદ્દેશથી (અર્થાત્ સ્ત્રીશૂદ્રાદિ સર્વે કોઇનો આચાર નિરૂપિત થાય એ અર્થે ) **સ્ત્રીઓ**ના તથા **શૂદ્રો**ના **હિત**ને વિષે રતિ-

---

***भारतम् ।— भारं चतुर्वेदादिशास्त्रेभ्योऽपि सारांशं तनोतीति भारतम् ॥ ग्रन्थभेदः । मेदिनी । प्र० १३८ ॥ तत्तु व्यासप्रणीत लक्षश्लोकात्मक महाभारत संज्ञकेतिहासः ।** ચતુર્વેદાદિ શાસ્ત્રમાંથી પણ **સારાંશ** જેમાં ગ્રહણ કર્યો છે એવો ગ્રન્થ **ભારત** છે. એના પ્રણેતા **શ્રીવ્યાસાવતાર** છે, એમાં એક લક્ષ શ્લોક છે, એને **મહાભારત** એવી સંજ્ઞા પણ આપી છે. આ **ભારત** ગ્રન્થ **ઇતિહાસ**રૂપ છે. (જુઓ **ભાગ૦** ૧-૪-૨૦, ૨૫, ૨૯; ૧-૫-૩.)

****શ્રીમદ્ વેદ વ્યાસના અવતારનું પ્રયોજન:-લોકહિતાર્થે શાખાવિભાગ, ભારત ભાગવતાદિશાસ્ત્રપ્રકટન તથા પુરાણસમસન. વેદવ્યાસ:**-વેદને પૃથક્ કરી આપે તે **વેદ વ્યાસ** આ **વેદવ્યાસ મુનિ** વિશેષ છે, કે જે એક વેદના ૪ વિભાગ કરી સેંકડો શાખામાં વેદના વિભાગ કરી આપે છે. દ્વાપર યુગના અન્તે તો **ભગવાન્** વિષ્ણુ પોતે **વ્યાસ**રૂપ ધરી **જગતના હિતને અર્થે એક વેદ**ના બહુ પ્રકારે **શાખાવિભાગ** કરી આપે છે—**વેદનો વ્યાસ** અર્થાત્ પૃથક્કાર-વિસ્તાર કરી આપે છે. કલિયુગના જીવો અલ્પબુદ્ધિવાલા છે અને તેઓ સમગ્ર વેદનું સાઙ્ગોપાઙ્ગ અધ્યયન કરી શકશે નહિ—એમ સમજી વેદના પૃથક્ પૃથક્ વિભાગ કરી પ્રત્યેક વેદના સેંકડો શાખા વિભાગ કરી આપે છે કે જેથી અલ્પ બુદ્ધિવાલા જીવો પણ આ કલિકાલના સ્વલ્પાયુષ્યમાં **ભગવાન**ના **પ્રમેયબલ**નો આશ્રય કરી માત્ર પોતપોતીકી **શાખા** પૂરતો જ **વેદાભ્યાસ** કરે, અને **ભગવદ્ભક્તિ** કરવા માટે **ભાગવતા**દિપુરાણનાં શ્રવણાદિ કરવા માટે **યોગ્ય અવકાશ** કહાડે અને એ રીતે તેઓ આ કલિકાલમાં ભગવદ્ભક્તિબલે કૃતાર્થ થઇ જાય. આ પ્રકારે કલિકાલના સ્વલ્પાયુષ્યવાલા તથા મન્દ બુદ્ધિવાલા જીવોના ઉપર કૃપા કરી તેમના હિતાર્થે **વેદવ્યાસ** શાખાવિભાગ કરી આપે છે, કે જેથી કલિયુગમાં **ભગવાનના પ્રમેયબલ**નો આશ્રય કરી જીવો પોતીકું સ્વલ્પ આયુષ્ય

પ્રીતિ રાખીને **શ્રીવ્યાસાવતારે** ગમે તે કોઈ **એક** (સર્વોદ્ધારક) **કલ્પનો આશ્રય લઈ ભારત** ગ્રન્થ પ્રકટ કર્યો છે. તે ***ભારત** ગ્રન્થમાં **સર્વે** જીવોના **ધર્મનો** નિર્ધાર-નિર્ણય સારી રીતે પ્રતિપાદિત કર્યો છે. વૃક્ષની માફક પ્રતિવર્ષ કલ્પો ભુવનદ્રુમનું-ભુવનવૃક્ષનું રૂપ ધારણ કરે છે. ( અર્થાત્ જેમ વૃક્ષ પ્રત્યેક વર્ષે નૂતન વિચિત્રતા ધરે છે, તેમ કલ્પો પણ બ્રહ્માજીના પ્રત્યેક વર્ષે ભુવનદ્રુમરૂપ ધારણ કરનારા ભગવાનના ચિત્રવિચિત્ર રૂપો ધારણ કરે છે. ) ( ૫૬-૫૭ ).

---

પણ સફલ કરી શકે. આમ મન્દ જીવો પણ દુષ્કર એવું સમગ્ર વેદોનું અધ્યયન કરવામાં પોતીકો સ્વલ્પ છતાં અમૂલ્ય આયુષ્યકાલ વ્યતીત કરવા કરતાં થોડોક સમય જ પોતપોતીકી શાખા પૂરતું જ વેદાધ્યયન કરે અને બાકીનો જે કાલ અવશિષ્ટ રહે તેમાં **ગીતાભાગવતાદિ ભગવદ્ભક્તિ**નું પ્રતિપાદન કરે એવા ગ્રન્થનું પરિશીલન કરી યથાકથઞ્ચિત્ આ **ભવસાગરને તરી** શકે છે. **મધુદ્વિષ**–ભગવાન્ હરિની મૂર્તિ જ "**વેદવ્યાસ**" એવું નામ ધરે છે, કે જે **વેદવ્યાસરૂપે** પ્રભુ **એક વેદના** પૃથક્ પૃથક્ **વિભાગ** કરી આપે છે. આ **વેદવ્યાસ**ના પર્યાયો અર્થાત્ અનેક નામો નિર્દિષ્ટ કર્યાં છેઃ—**માઠર, દ્વૈપાયન, પારાશર્ય, કાનીન, બાદરાયણ, વ્યાસ,** [હેમચન્દ્ર]. **કૃષ્ણદ્વૈપાયન, સત્યભારત, પારાશરિ, સાત્યવ્રત,** [ત્રિકાણ્ડશેષ]. **બાદરાયણિ, સત્યવતીસુત, સત્યરત, પારાશર,**[**શબ્દરત્નાવલી**].(જુઓ સુબોધિની ૧-૩-૨૧; ૧-૪-૧૪-૩૩; ૧-૫-૩-૯; ૨-૭-૩૬ ) ***વ્યાસઃ**–(૧) **મુનિવિશેષ.** (૨) **વ્યાસ**=**વિસ્તાર સમાસ**=સંક્ષેપ [**અમરકોશ.**] આમ, **વ્યાસનું કર્તવ્ય** સમજવાનું છે.- આ ઋષિમુનિ **વ્યાસ** કહેવાય છે કારણ કે, આ **વ્યાસજી** જે વેદનું મહજ્જ્ઞાન છે તેનું **વિસ્તૃત** કથન કરે છે, તથા જે વિસ્તીર્ણ પુરાણશાસ્ત્ર છે તેનું **સંક્ષેપમાં** વર્ણન કરે છે, કારણ કે લોકમાં **વેદાદિશાસ્ત્રનું** જ્ઞાન **વ્યસ્ત**રૂપે તથા **પુરાણાદિશાસ્ત્રનું સમસ્ત**રૂપે ધારણ થઈ શકે—એ વિદ્વજ્જનોને ઇષ્ટ છે. આમ **વેદવ્યાસ** તથા **પુરાણસમાસ** નામના ઉભય કાર્ય પ્રત્યેક**વેદવ્યાસ દ્વાપરયુગના અન્તે લોકહિતાર્થે** કરી આપે છે.અર્થાત્ આ શ્રી**વ્યાસનું** પ્રથમ કર્તવ્ય **વેદને વ્યસ્ત** કરવાનું–પૃથક્કૃત કરવાનું–**વિસ્તૃત** કરવાનું છે, તેમજ દ્વિતીય કર્તવ્ય **સ્ત્રીશૂદ્રાદિ સર્વે કોઈના ઉદ્ધારાર્થે** વિસ્તૃત **પુરાણને સમસ્ત**--સંક્ષિપ્તરૂપે વર્ણન કરવાનું છે. **સત્યવતી**ને વિષે **પરાશર** મુનિથી જે **વ્યાસ** થયા તે **વ્યાસ** ભગવાન્ શ્રીકૃષ્ણના કલાવતાર છે. આ **સત્યવતી**સુત ( **કૃષ્ણદ્વૈપાયન** ) **વ્યાસે વેદવિભાગ,** તથા **પુરાણસમાસ** કર્યાં, ઉપરાન્ત વધારામાં સ્ત્રીશૂદ્રાદિ સર્વ કોઈ જીવના ઉદ્ધારને અર્થે **ભારતાખ્યાન** કર્યું, આ **ભારત**ગ્રન્થમાં **ગ્રામ્યકથાઓ**માં **ભગવત્કથા** પ્રવેશિત કરી સર્વ કોઈ મનુષ્યનું ચિત્ત **ભગવાન્**શ્રી **હરિની કથામાં આકર્ષ્યું છે.** આ પ્રકારે ભગવત્કથામાં **સ્ત્રીશૂદ્રાદિ સર્વે** જીવની મતિ સુકરતાથી આકર્ષે એવો આ **ભારત** ગ્રન્થ છે, અને તે **ભારત** ગ્રન્થ તો **સત્યવતીસુત** શ્રીવેદવ્યાસાવતારનું જ વિશેષ કાર્ય છે. ભગવાનના આ શ્રી **વ્યાસાવતારે** એ **ભારત**ગ્રન્થથી પણ **સન્તુષ્ટ** ન થતાં અન્તે અત્યુત્તમ ભગવદ્ભક્તિ પ્રતિપાદક **શ્રીમદ્ભાગવતશાસ્ત્ર** પ્રકટ કર્યું.તેમાં પોતે અનેક પ્રકારે ભગવદ્ગુણાનુવાદ ગાયા છે. આ ભાગવતનો પ્રતિપાદ્ય વિષય સર્વાત્મા ભગવાન્ હરિ કૃષ્ણ છે કે જેનું સર્વદા શ્રવણ કરીને, સ્મરણ કરીને, તથા સંકીર્તન કરીને સર્વ કોઈ જીવ આ કલિકાલમાં મૃત્યુમાંથી અભયદાન પ્રાપ્ત કરી શકે છે. આ પ્રકારે **અન્ય યુગના વ્યાસો કરતાં આ સત્યવતી સુત વ્યાસનું કાર્ય લોકહિતાર્થે** અધિક છે કારણ કે **એમણે** આ કલિકાલમાં

**વિવેચનઃ—પુરાણો**માં જે પ્રકાર કહ્યો છે તેના કરતાં **ભારત** ગ્રન્થમાં **ભિન્ન પ્રકાર** નિરૂપિત કર્યો છે. ત્યાં પણ **કલ્પભેદ** માનવાથી સમાધાન થાય છે-એમ શ્રીમદાચાર્યચરણ હવે નિરૂપિત કરે છેઃ—**सर्वनिर्धारणार्थायेति** । હાલમાં ત્રણ પ્રકારના પુરાણો હોવાથી સઙ્કીર્ણ જીવોએ(અર્થાત્ સાત્ત્વિક,રાજસ, તથા તામસ–એમ ત્રિવિધ ગુણોથી મિશ્રિત સ્વભાવવાળા જીવોએ ) કયા પુરાણમાં કહેલા ધર્મો આચરવા તે સમજી શકાતું નથી. વળી, પુરાણો વેદાર્થનું ઉપબૃંહણ કરતા હોય છે; અને એમ જો પુરાણાર્થને વિષે સન્દેહ થાય તો વેદનો અર્થ પણ સન્દિગ્ધ થાય. એમ સન્દેહ થાય તો તે દૂર કરવા સત્યવતી સુત શ્રીકૃષ્ણદ્વૈપાયન **વેદવ્યાસાવતારે ભારત** નામનો ગ્રન્થ રચ્યો છે. એ ગ્રન્થ રચવામાં **શ્રીવ્યાસાવતારે** એવા કોઇ એક (સર્વોદ્ધારક) કલ્પનો આશ્રય કર્યો છે કે જેમાં તે ભારતને અનુકૂલ

---

સ્ત્રીશૂદ્રાદિ **સર્વે** કોઇનો **ઉદ્ધાર** કરાવે એવા **ભારતભાગવતાદિ** ગ્રન્થ પ્રકટ કર્યા છે. આ **સત્યવતી સુત શ્રીવ્યાસાવતારે** જે વેદવૃક્ષના **શાખાવિભાગાદિ** કર્યા તેનું પણ **અન્તિમ પ્રયોજન કલિકાલમાં** અલ્પ મતિવાળા તથા અલ્પ આયુષ્યવાળા **જીવો ભગવદ્ભક્તિ** પ્રાપ્ત કરવા માટે યથાકથઞ્ચિત્ **અવકાશ પ્રાપ્ત** કરી પોતીકું અમૂલ્ય મનુષ્ય **જીવન સફલ** કરે એ અર્થે છે એમ **શ્રીમદાચાર્યચરણ શ્રીસુબોધિનીજી**માં સિદ્ધ કરે છેઃ— **ततः सप्तदशे जातः सत्यवत्यां पराशरात् । चक्रे वेदतरोःशाखा दृष्ट्वा पुंसोऽल्पमेधसः** (श्री. भागवत १-३-२१)**श्रीसुबोधिनीजीः—उपरिचरवसोर्मत्स्यगर्भाज्ञातायां दाशकन्यायां पराशराज्ज्ञातो वेदव्यासः सप्तदशः ( अवतारः ) वेदस्य तरुत्वं पूर्वं निरूपितम् । अनन्तमूर्ते यज्ञस्य ब्रह्मशिरस एका मूर्तिर्यावता वेदभागेन प्रतिपाद्यते सा एका शाखा एवमन्याश्च । यद्यपि ब्राह्मणेन सर्वो वेदः पठनीयस्तथापि प्रमेयबलमालम्ब्य " एकैव मूर्तिः सर्वा मूर्तय " इत्यल्पमेधसोऽपि पुरुषस्य वेदाध्ययनं भक्त्यर्थमपरश्च कालोयथाऽवशिष्यते तदर्थं खण्डशः कृतवानित्यर्थः । २१ । धर्मस्य द्विपरतायां सन्देहे भक्तिप्रवर्तनार्थमेव तस्यावतारः ।** १-४-१४-२४ । **શાખાવિભાગઃ**-"જેટલો વેદવિભાગ **અનન્તમૂર્તિ** યજ્ઞસ્વરૂપ બ્રહ્મશિરસ્ ભગવાન્ **વિષ્ણુ**–પરબ્રહ્મપુરુષોત્તમની **એક મૂર્તિનું** પ્રતિપાદન કરે તે વેદની **એકશાખા** છે." એ પ્રકારે અન્ય શાખાઓ પણ એ અનન્ત મૂર્તિ ભગવાનની અન્ય મૂર્તિઓનું પ્રતિપાદન કરે છે. યદ્યપિ બ્રાહ્મણે સર્વ વેદનું પઠન કર્તવ્ય છે તથાપિ અલ્પબુદ્ધિવાળા શક્તિહીન મન્દ જીવોએ ભગવાનના ( **ભુક્તિમુક્તિદાયક** ) **પ્રમેયબલ**નો આશ્રય કરી " એક જ મૂર્તિ સર્વ મૂર્તિ છે "–એમ સમજી પોતપોતીકી વેદ શાખાનું જ અધ્યયન કર્તવ્ય છે, કે જેથી આ કલિકાલમાં પણ **ભગવદ્ભક્તિ** કરી **ભવસાગર** તરવાને અર્થે તેમને બીજો કાલ અવશિષ્ટ રહે. આ પ્રકારે **ત્રૈવર્ણિકદ્વિજોને** પણ **ભગવદ્ભક્તિ** પ્રાપ્ત થાય એ અર્થે **શ્રી વ્યાસાવતારે** અનન્તમૂર્તિ એવા વેદવૃક્ષના **શાખાવિભાગાદિ** કર્યા, તથા **સ્ત્રીશૂદ્રાદિ સર્વ** કોઇ **જીવને ભગવદ્ભક્તિ** પ્રાપ્ત થાય એ અર્થે **પુરાણસમાસાદિ** તથા ભગવદ્ભક્તિદાયક **ભારત ભાગવતાદિ** સુગમ ગ્રન્થ પ્રકટ કર્યા. એમ શ્રીભગવાનના આ **શ્રીવેદ વ્યાસાવતાર**નો પ્રયાસ **સર્વોદ્ધારાર્થે** છે એમ સિદ્ધ થાય છે.

હોય એવા સર્વે ઉત્તમ પદાર્થો કહેલા છે અને જેમાં કહેલા ધર્મોનું આચરણ કર્યાથી સ્ત્રીઓનું તથા શૂદ્રોનું પણ મહત્ત્વ સિદ્ધ થાય છે. આ પ્રકારે **ભારતનું સર્વોદ્ધારક** ધ્યેય સચવાય છે, કારણકે **ભારત** ગ્રન્થમાં સ્ત્રીશૂદ્રાદિ સર્વે વર્ણનો આચાર નિરૂપિત કર્યો છે. **'न शूद्राय मति दद्यात्'** । (મનુસ્મૃતિ ૪-૮૦) 'શૂદ્રને મતિ આપવી નહિ'—ઈત્યાદિ નિષેધ જે **મન્વાદિએ** કર્યો છે તે નિષેધ **ભારત**ગ્રન્થને વિષે લાગુ પડતો નથી, કારણકે **શ્રીવ્યાસાવતારે** સ્ત્રીશૂદ્રાદિનું પણ હિત ધ્યાનમાં રાખીને સર્વે કોઈ જીવોના આચારનું નિરૂપણ કરે એવો સર્વસાધારણ મૂલભૂત **ભારત**ગ્રન્થ પ્રકટ કર્યો છે. આ **ભારત**ગ્રન્થ પ્રકટ કરવાના નિમિત્તે **શ્રીવ્યાસાવતારે** આમ્નાયનો અર્થાત્ વેદનો અર્થ દર્શાવ્યો છે, કે જેમાં સ્ત્રીશૂદ્રાદિકોથી પણ ધર્માદિ પાળી શકાય છે—એવાં *વાક્ય છે. **શઙ્કાઃ**—"જે કંઈ **મનુ**એ કહ્યું છે તે ખરેખર ભૈષજ પથ્ય-ઔષધ છે,"—ઈત્યાદિ શ્રુતિ હોવાથી સ્ત્રીશૂદ્રાદિકને ઉત્તમ શ્રુત્યાદિના જ્ઞાનનો બોધ આપી શકાતો નથી, છતાં **ભારત**ગ્રન્થને વિષે સ્ત્રીશૂદ્રાદિક **સર્વે કોઈનો અધિકાર** છે-આમ કહેવું ઉચિત નથી"-આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણે પક્ષાન્તર કહ્યો છે કે "**कृते तु मानवा धर्माः त्रेतायां दक्षगौतमाः । द्वापरे शाङ्खलिखिताः कलौ पाराशराः स्मृता** ॥ (**પારાશર સ્મૃતિ** ૧-૨૦)। **માનવ** ધર્મશાસ્ત્રમાં કહેલા ધર્મો તો **કૃત**-સત્યયુગમાં પાળવાના છે, **ત્રેતાયુગમાં દક્ષ**ગૌતમના ધર્મો, **દ્વાપરયુગમાં શાઙ્ખાયને** લખેલા ધર્મો, તથા **કલિયુગમાં પારાશરે** કહેલા ધર્મો પાળવા એમ સ્મૃતિઓ કહે છે."—આ પ્રકારે **પારાશરસ્મૃતિનું** વાક્ય હોવાથી ઉપરોક્ત સ્ત્રીશૂદ્રાદિને જ્ઞાન ન આપવું એવો જે **મન્વાદિએ નિષેધ કર્યો છે તે નિષેધ ભારતના સર્વોદ્ધારક ધર્મને બાધ કરી શકતો નથી.** વેદાદિશાસ્ત્રનો પણ સારાંશ જેમાં છે એવા શુભ ભારતગ્રન્થના શ્રવણમાં સર્વેનો અધિકાર છે એમ સિદ્ધ થાય છે.

*__ભારત__ ગ્રન્થમાં તો **સર્વ કોઈનું કલ્યાણ** કરે એવો **આચાર** નિરૂપિત કર્યો છે. આ **ભારત**ગ્રન્થનું **સેવન** કરવાનો અધિકાર **સર્વ કોઈનો** છે—**સ્ત્રીશૂદ્રાદિનો** પણ **અધિકાર આ ભગવદ્ભક્તિનું** દાન કરે એવા **ભારતગ્રન્થને** વિષે છે. માટે "**न शूद्राय मतिं दद्यात्** । શૂદ્રને જ્ઞાન ન આપવું"—ઈત્યાદિ **નિષેધ** જે **મન્વાદિ** શાસ્ત્રે કર્યો છે તે નિષેધ **ભારત** ગ્રન્થને માટે લાગુ પડતો નથી. કલિયુગમાં કંઈ **માનવધર્મો** પાળવા જ જોઇએ એમ નથી. **કલિયુગ**માં તો **પરાશરે** કહેલા ધર્મો પાળવાના છે. ***धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ । यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत् क्वचित्** ॥ 'હે ભરતર્ષભ! **ધર્મ, અર્થ, કામ,** તથા **મોક્ષ**—આ વિષે જે અત્ર કહ્યું છે તે અન્યત્ર કહ્યું છે, અને જે અત્ર નથી કહ્યું તે અન્યત્ર કોઈ પણ સ્થલે કહ્યું નથી'—આ વાક્ય પ્રમાણે **ભારત**ગ્રન્થમાં **પુરાણોક્ત** અર્થસ્વરૂપનો બોધ કર્યો છે. વળી, **भारतव्यपदेशेन आम्नायार्थश्च दर्शितः । दृश्यते यत्र धर्मादिः स्त्रीशूद्रादिभिरप्युत** ॥ (૧-૪-૨૯ ભાગ૦) **શ્રીકૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસે ભારત**ગ્રન્થને નિમિત્તે લોકહિતાર્થે **વેદાર્થ** પ્રદર્શિત કર્યો છે, જ્યાં **સ્ત્રીશૂદ્રાદિકોથી પણ**

**ધર્માદિ** પાલી શકાય છે ! અન્યથા ( જો શ્રી **વ્યાસાવતારે ભારતગ્રન્થ** ન પ્રકટ કર્યો હોત તો ) **ધર્મમોક્ષાદિ** પુરુષાર્થમાં ક્યાંય પણ **સ્રીશૂદ્રાદિ**નો અધિકાર ન રહે. વળી, વિશેષ અર્થનું જ્ઞાપન કરતો હોઇને **ભારતગ્રન્થ સર્વે**ના **શ્રુત્યુક્ત અર્થ**ને વિષે **સન્દેહનિરાસ** કરે છે. આ પ્રકારે ભારત ગ્રન્થનું પ્રયોજન શું છે એ કથન કરીને આચાર્યશ્રીએ **ભારતગ્રન્થ સર્વનિર્દ્ધારક** છે-**સર્વનિર્ણય** કરી આપે છે એમ સિદ્ધ કરી એનું **પ્રમાણસ્વરૂપ** કહ્યું. હવે **શ્રીમદાચાર્યચરણ વ્યાસે ભારત** ગ્રન્થમાં તેવા સર્વોદ્ધારક કલ્પનો આશ્રય શા માટે કર્યો તેનું પ્રયોજન કથે છે કેઃ **स्त्रीशूद्राणां हिते रत: इति। स्त्रीशूद्रद्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरा। कर्मश्रेयसि मूढानां श्रेय एव भवेदिह। इति भारतमाख्यानं कृपया मुनिना कृतम्॥ ( भाग० १-४-२५) સ્રી, શૂદ્ર,** તથા **દ્વિજબન્ધુને ત્રયી**-વેદનું શ્રવણ કરવાનો અધિકાર નથી. તેથી કર્મશ્રેયસ્‌માં મૂઢ એવા તે જીવોનું પરમશ્રેય-કલ્યાણ જ કોઇ પણ પ્રકારે આ લોકમાં થાય એ ઉદ્દેશથી કૃપા કરીને **શ્રીવ્યાસ**-મુનિએ **સ્રીશૂદ્રાદિનું હિત** વિચારી **ભારત**ગ્રન્થનું આખ્યાન કર્યું—એમ **શ્રીમદ્ભાગવત**ના પ્રથમ સ્કન્ધમાં કહ્યું છે. **स्त्रियो धन्या: शूद्रो धन्य:**—સ્રીઓને ધન્ય છે, શૂદ્રને ધન્ય છે કે એમને અર્થે સુકર એવા **ભારતભાગવતાદિ** ગ્રન્થ શ્રી**વ્યાસ**જીએ પ્રકટ કર્યા. **વિષ્ણુપુરાણમાં** પણ આ ઉપાખ્યાન પ્રસિદ્ધ છે. આમ **વ્યાસાવતાર** લોકમાં **ફલરૂપ ભક્તિ**ના **પ્રવર્ત**નાર્થે જ થયો છે.

" '**કલ્પ**' એટલે બ્રહ્માજીના પૂર્વોક્તરીતિવાળા **દિનાદિક**-દૈનન્દિનસૃષ્ટિરચનાનો સમય. તે કલ્પનો ઉપાશ્રય કર્યાથી **ધર્માદિનું વૈલક્ષણ્ય** કેમ થાય કે જેથી **સ્રીશૂદ્રાદિનું હિત** સિદ્ધ થાય ?"—એમ આકાંક્ષા થાય તો **શ્રીમદાચાર્યચરણ કલ્પનું સ્વરૂપ કહે છે કે प्रत्यब्दमिति।** પ્રતિવર્ષે જેમ **વૃક્ષને** નાના-ભિન્ન પ્રકારના **પત્રપુષ્પાદિક નવા નવા** આવ્યા જાય છે, તેમ ( બ્રહ્માજીના ) **પ્રત્યેક વર્ષે** જે **નૂતન કલ્પો** રચાય છે તેમને વિષે **ભુવનરૂપ વૃક્ષને** વિષે તે તે કલ્પાનુસાર ભિન્ન **ભિન્ન પ્રકારના લૌકિકધર્મો** તથા ચિત્રવિચિત્ર **લોક સંસ્થાઓ** અનેક પ્રકારે ભગવદિચ્છાનુસાર ચાલ્યા આવે છે એટલે પૂર્વકલ્પીયધર્મથી વિલક્ષણરીતિએ સર્વસાધારણ **સર્વોદ્ધારક** માર્ગે સ્રીશૂદ્રાદિકનું પણ જેમાં હિત સિદ્ધ થાય એવા કોઇ એક **સર્વોદ્ધારક** કલ્પનો આશ્રય લઇ શ્રી**વ્યાસાવતારે ભારતાદિ** ગ્રન્થો પ્રકટ કર્યા એમાં આશ્ચર્ય નથી. જેમ તે તે કલ્પોની સ્વરૂપવિલક્ષણતાએ કરીને **લોકસંસ્થાઓ-લોક-રચના**ઓ નાના-ભિન્ન ભિન્ન હોય છે, તેમ તે તે કલ્પના **લૌકિકધર્મા**દિ પણ ભિન્ન ભિન્ન હોય છે, એટલે **સ્રીશૂદ્રાદિની હિતસિદ્ધિ** સુખેથી થઇ જાય છે. આ પ્રકારે કામ્યફલ પણ કહ્યું. **(૫૬-૫૭)** અતઃ પર-હવેથી **મુખ્ય પ્રમેયાદિક** વક્તવ્ય છે. તે મુખ્ય **પ્રમેય** શ્રીમદ્‌ભગવદ્‌**ગીતા**માં સ્ફુટ છે. તેથી હવે **શ્રીમદ્ભાગવદ્‌ગીતા**નું પ્રમેય વિચારવું ઘટે છે. પરન્તુ **શ્રીમદ્ભ-ગવદ્ગીતા** શાસ્રની **શ્રીમદ્ભાગવત** શાસ્ર સાથે એક કોટિ હોવાથી **શ્રીમદ્ભાગવત**નું પ્રયોજન કહીને **શ્રીમદાચાર્યચરણ** મુખ્ય ફલ વિચારે છેઃ—

**त० दीप०:-अन्यकल्पोक्तरीत्याऽपि कथितो भगवान् स्वयम्।**
**कल्पेऽस्मिन्सर्वमुक्त्यर्थमवतीर्णस्तु सर्वत:॥ ५८॥**

**सर्वतत्त्वं सर्वगूढं प्रसङ्गादाह पाण्डवे।**
**शुकवत्तद्व्यासगीतं सत्त्वेनास्यावतारत:॥ ५९॥**

**ईशवाक्यं तु तस्यापि दुर्बोधं भजनादृते ।**
**जीवा एव हि सर्वत्र व्यासाः साम्प्रतमेव हि ॥ ६० ॥**
**स्वयम्भूत्वा हरिः कृष्णः स्वांशं व्यासं चकार सः ।**
**स्वज्ञापनाय भक्तानां पदप्राप्त्यै ततः परम् ॥ ६१ ॥**

**શબ્દાર્થ**:—અન્ય (**સારસ્વત**) કલ્પમાં કહેલે પ્રકારે વર્ણવેલા શ્રીભગવાન્ પોતે પણ આ (**શ્વેતવારાહ**) કલ્પમાં સર્વ (જીવ) ને સર્વતઃ મુક્તિ આપવાને અર્થે અવતીર્ણ થયા છે, અને **શ્રીભગવાને** પણ વળી (યુદ્ધના) પ્રસઙ્ગે **અર્જુનને ભગવદ્ગીતા**માં સર્વગૂઢ (સાધન તથા ફલનો તેમજ વેદાદિ પ્રમેયનો પણ નીચોડ જેમાં આવી જાય છે એવા) સર્વતત્ત્વનો ઉપદેશ કર્યો છે. **શ્રીવ્યાસે** જે ભગવદ્**ગીતા**નું (**ભારતગ્રન્થમાં**) ઉપનિબન્ધન કર્યું તે (એમને કેવલ) શુકવત્ દિશતું, કારણકે સત્ત્વાંશના વ્યવધાનથી **શ્રીવ્યાસનો** અવતાર થયો હતો, અને તેથી જ ભગવદ્વાકયોનો અર્થ તેમને (**શ્રીવ્યાસજીને**) પણ, ભગવદ્ભજન વિના, દુર્બોધ રહ્યા હતા.(અન્ય દ્વાપર યુગોના અન્તમાં તો) સર્વત્ર જીવો જ **વ્યાસ**રૂપ ધરી અવતરે છે. પરન્તુ સામ્પ્રત દ્વાપર યુગના અન્તમાં તો ભગવાન્ **હરિ—શ્રીકૃષ્ણે** પોતે,ભકતોને નિજસ્વરૂપનું જ્ઞાપન કરાવવાને અર્થે તથા નિજ (**ભગવત્**) પદની પ્રાપ્તિ કરાવવાને અર્થે સ્વ**પલીલાનો** તિરોભાવ કર્યા પછી **નામલીલાથી ક્રીડા** કરવાને ખરેખર નિજ ***અંશરૂપ શ્રીવ્યાસાવતારને** પ્રકટ કર્યા.(મુખ્યત્વે શ્રીકૃષ્ણ પોતે ભાગવતનિર્માણાર્થે જ વ્યાસરૂપ થયા છે) (૫૮-૬૧)

**વિવેચનઃ—શઙ્કા**:—"ભગવાન્ **કૃષ્ણ** સર્વની મુક્તિને અર્થે પ્રકટ થયા છે. તેમનાસ્વરૂપનું કથન કરવાને અર્થે શ્રીમદ્ભાગવતશાસ્ત્ર પ્રવૃત્ત થયું છે. છે. તે ભાગવત તો સારસ્વત કલ્પને અનુસરે છે"–એમ મત્સ્યપુરાણમાં પ્રદર્શિત કર્યું છે, અને આ તો (હમણાં તો) **શ્વેતવારાહ** કલ્પ ચાલે છે. તો પછી સારસ્વત કલ્પને અનુસરતું જે ભાગવત છે તે તો સારસ્વત કલ્પના જીવોને ફલ આપવામાં ઉપયોગી હોય એમ ઘટી શકે, પરન્તુ તેવા સારસ્વત કલ્પાનુસારિ ભાગવતથી આધુનિક શ્વેતવારાહ કલ્પના જીવોને ભક્તિ વા જ્ઞાન શી રીતે થઇ શકે? અર્થાત્ આ કલ્પના જીવોની મુક્તિ સારસ્વત કલ્પાનુસારિ ભાગવતથી થઇ શકે નહિ."

આ શઙ્કાનું **સમાધાન** શ્રીમદાચાર્યચરણ ૧૧ કારિકામાં કરે છે કે **अन्यकल्पोक्ति** ॥ શ્રીવ્યાસાવતારે શ્રીમદ્ભાગવતમાં અન્ય કલ્પની રીતિએ ભગ-

---

* આ વ્યાસ ભગવદવતાર છે કારણકે **अहं युगानां च कृतं धीराणां देवलोऽसितः । द्वैपायनोऽस्मि व्यासानां कवीनां काव्य आत्मवान् ॥ (ભાગ૦ ૧૧-૧૬-૨૮)** આ ભાગવતના વાકયમાં **વ્યાસોમાં દ્વૈપાયનવ્યાસ** તો **શ્રીભગવાન્** પોતે જ થયા છે—એમ કહ્યું છે. જુઓ કા. **૫૬ નું વિવેચન** તથા **ભાગ૦** પ્રથમ સ્કન્ધના ૩-૪-૫-૭ અધ્યાયના સુબોધિની.

વાન્‌નું વર્ણન કર્યું છે. એવા ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે આ કલ્પમાં પણ સર્વને મુક્તિનું દાન કરવા અવતર્યા છે તથા એ શ્રીભગવાને પોતે શ્રીમુખે ભગવદ્ગીતાના સર્વગૂઢતત્ત્વનો ઉપદેશ '**मन्मनाभव**' (भ० गी० १८-६५; ९-३४) "તું મ્હારામાં--ભગવાન્‌માં મન પરોવ"—ઇત્યાદિ શ્લોકમાં અર્જુનને કર્યો છે. એટલે સારસ્વત કલ્પના ભગવાન્ હમણાનાં આ શ્વેતવારાહ કલ્પના જીવોનો પણ ઉદ્ધાર કરે છે. તેથી સારસ્વત કલ્પમાં કહેલી રીતિનો જ આદર **ભારત** ગ્રન્થને વિષે શ્રીમદ્ભાગવદ્ગીતામાં કરવામાં આવ્યો છે. આમાં પ્રમાણ એ છે કે ભારતના સમ્બન્ધમાં સર્વત્રપુરાણમાં આ પ્રકારેજ નિર્ણય કર્યો છે. તેથી ભગવાન્ સારસ્વત–કલ્પીય જીવને જ મુક્તિ આપે છે–એમ ન સમજવું. તે જીવો તો મુક્ત થઈ ગયા છે. તેમ ભગવાન્ (સારસ્વતકલ્પના) રાજસ જીવોને જ મોક્ષનું દાન કરે છે એમ પણ ન સમજવું. પરન્તુ પોતે સર્વ કોઈ પ્રાણિમાત્રનો ઉદ્ધાર કરવા પ્રકટ થયા છે, તેથી સારસ્વતકલ્પીય ભગવાન્ આ કલ્પના પણ સર્વ જીવોને સર્વતઃ—કામ-ક્રોધ–દ્વેષ વૈરાદિભાવે, વા સખ્ય–સૌહૃદ-સ્નેહાદિભાવે, વા બીજા ગમે તે કોઈ પ્રકારે પણ નિજભગવત્સમ્બન્ધ કરાવીને મુક્તિનું દાન કરે છે—એમ અર્થ સિદ્ધ થાય છે. [**શ્રીમદ્ભાગવતના** સપ્તમસ્કન્ધ (૭-૧-૨૫-૩૨) માં શ્રીનારદજીએ તેમજ રાસપઞ્ચાધ્યાયીમાંથી **શ્રીશુકદેવજી**એ આ **સિદ્ધાન્ત** કથ્યો છે. સ્નેહાદિભાવે ભગવાન્‌ને વિષે તન્મયતા થયે અખિલ વિશ્વ મુક્તિપામે છે.

***तस्माद्वैरानुबन्धेन निर्वैरेण भयेन वा। स्नेहात्कामेन वा युञ्ज्यात्कथञ्चिन्नेक्षते पृथक् ॥२५॥**
**यथा वैरानुबन्धेन मर्त्यस्तन्मयतामियात्। न तथा भक्तियोगेन इति मे निश्चिता मति ॥२६॥**
**कीटः पेशस्कृता रुद्धः कुड्यायां तमनुस्मरन्। संरम्भभययोगेन विन्दते तत्सरूपताम् ॥२७॥**
**एवं कृष्णे भगवति मायामनुज ईश्वरे। वैरेण पूतपाप्मानस्तमापुरनुचिन्तया ॥२८॥**
**कामाद्द्वेषाद्भयात्स्नेहाद्यथा भक्त्येश्वरे मनः। आवेश्य तदघं हित्वा बहवस्तद्गतिं गताः॥२९॥**
**गोप्यःकामाद्भयात्कंसो द्वेषाच्चैद्यादयो नृपाः।सम्बन्धाद्वृष्णयः स्नेहाद्यूयंभक्त्या वयंविभो॥**
**कतमोऽपि न वेनःस्यात्पञ्चानां पुरुषंप्रति। तस्मात्केनाप्युपायेन मनः कृष्णे निवेशयेत्॥३१॥**

ભ્રમરે પોતીકા દરમાં રુંધી રાખેલો કીડો જેમ દ્વેષ તથા ભયના યોગથી ભ્રમરનું એકાગ્રચિત્તે નિરન્તર સ્મરણકર્યાથી તે ભ્રમરનુંજ રૂપ પ્રાપ્ત કરે છે, તેમ નિજજીવો ઉપર કૃપા કરીને માનુષરૂપ ધરનારા સર્વસમર્થ ભગવાન્ શ્રીકૃષ્ણને વિષે વૈરભાવે પણ તેમનું *સતત ચિન્તન કરીને શિશુપાલ જેવા દ્વેષિજીવો

---

***यदि भगवन्निन्दाकारिणामपि सर्वेषां द्वेषादिविस्मारकभावना प्रकर्षः स्यात्, तर्हि स्यादेव तेषां मुक्तिः इति न कोऽपि विरोधः।** **भागवतचन्द्रचन्द्रिका** નામની રામાનુજીયટીકામાં **શ્રીવીરરાઘવાચાર્ય** કહે છે કે:— *આ કામ, ક્રોધ, સ્નેહ, **સમ્બન્ધ,** તથા **ભય** પણ ભગવાનને વિષે **અવિચ્છિન્ન** રહે-નિરન્તર એવી તો ભગવાનની વિષે **સતત પ્રબલ ભાવના** કરાવે કે જેથી આ જીવોને **પોતાનું** પણ **વિસ્મરણ** થાય અને માત્ર

પણ પોતીકા આત્માને પવિત્ર કરી ભગવત્સ્વરૂપને પ્રાપ્ત થઇ ગયા છે. ભગવાન્‌ને વિષે કામભાવથી, દ્વેષભાવથી, ભયથી, તથા સ્નેહભાવે પણ ચિત્ત પરોવી પાપનો ત્યાગ કરી બહુ જીવો ભગવાન્ કૃષ્ણની ગતિને ભગવચ્ચરણને પ્રાપ્ત થાય છે ભગવાન્ શ્રીકૃષ્ણને વિષે **કામ**ભાવે શ્રીગોપીજનો, **ભય**થી કંસ, **દ્વેષ**ભાવે શિશુપાલ ઇત્યાદિ રાજાઓ, **સમ્બન્ધથી** વૃષ્ણિઓ, **સ્નેહ**ભાવે, હે રાજન્! તમો, તથા **ભક્તિ**ભાવે અમે (નારદજી જેવા ભક્તો) ભગવાનને પ્રાપ્ત થયા. તેથી કામ, દ્વેષ, સમ્બન્ધ સ્નેહ તથા ભક્તિ—આ પાંચ ઉપાયોમાંથી કોઇ પણ પ્રકારના ઉપાયથી ભગવાન્ શ્રીકૃષ્ણને વિષે ચિત્ત પરોવવું. તેથી સર્વ કોઈ મુક્તિ પામે છે. તેથી નિરન્તર વૈરભાવ, ભક્તિભાવ, ભય, સ્નેહ અથવા કામ ભાવ આ પાંચ ઉપાયોમાંથી ગમે તે કોઇ એક પ્રકારે ભગવાન્‌માં ચિત્ત પરોવવું. આ પ્રકારે જેના ચિત્તનો સંયોગ ભગવાન્‌ને વિષે થાય છે, તે જીવ સર્વત્ર ભગવાન્ વિના બીજું કંઈ પણ જુદું જોતો નથી. તેમાં પણ હે રાજન્! અમારો તો એવો નિશ્ચય છે કે મર્ત્ય માનવી જેવો નિરન્તર વૈરભાવે કરીને ભગવાન્‌ને વિષે તન્મય થઇ જાય છે તેવો તો તે ભક્તિયોગથી પણ ભગવાનને વિષે તન્મય થતો નથી. ]

શઙ્કા:—" **नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप।** ( **भाग० १०-२६-(२९)-१४**) હે રાજન્, મનુષ્યોના **નિઃશ્રેયસ**ને અર્થે—આત્યન્તિક કલ્યાણને અર્થે ભગવાન્‌નું પ્રાકટ્ય છે—આ વાક્ય પ્રમાણે ભગવાન્ નિજ સ્વરૂપબલેજ સર્વની મુક્તિ કરશે. તો પછી શ્રીમદ્ભાગવતનું શું પ્રયોજન છે? શ્રીમદ્ભાગવત તો સારસ્વત કલ્પને અનુસરે છે એટલે હમણાં ચાલતા શ્વેતવારાહ કલ્પમાં તે કલ્પના સાધન ગ્રહણ કરવા અશક્ય છે, અને જો ગ્રહણ કરો તો વ્યવસ્થાભઙ્ગનો પ્રસઙ્ગ પ્રાપ્ત થશે. તેથી શ્રીમદ્ભાગવતનું હમણાં કંઈ પણ પ્રયોજન નથી. અત્ર આ અર્થ છે:—સ્ત્રી શૂદ્રાદિનું મહત્ત્વસાફલ્ય **શ્રેયઃ**પ્રાપ્તિ કરવા વડે થાય છે, **પ્રેયઃ**પ્રાપ્તિ વડે નહિ, શ્રેય તો **मोक्षमिच्छेज्जनार्दनात्।** ( **कर्मलोचन-** ) મોક્ષ તો ભગવાન્ જનાર્દન પાસેથી ઇચ્છી શકાય છે,—આ વાક્ય પ્રમાણે મોક્ષ ભગવાનને અધીન છે એમ નિર્ણીત કર્યું છે. ભગવાને તો આ કલ્પમાં અવતીર્ણ થઈ કામક્રોધસ્નેહાદિએ કરીને જ કોઈ જીવને સર્વથા ભગવત્ સમ્બન્ધ થયો તે સર્વ કોઈ જીવને નિજસ્વરૂપબલે મુક્ત કર્યા છે. આજ અર્થ **શ્રીમદ્ભાગવત (૭-૧-૩૦)**માં **गोप्यः कामादिति—શ્રીગોપીજનો કામથી** ભગવાનને પ્રાપ્ત થયાં—એ શ્લોક નિરૂપિત કર્યો છે. તેમજ **ये वा मृधे समितिशालिन आत्तचापाः काम्बोजमत्स्यकुरुकैकयसृञ्जयार्णाः। यास्यन्त्यदर्शनमलंबलभीमपार्थव्याजाह्वयेन हरिणा**

---

**ભગવાન્‌નું જ સતત સ્મરણ** રહે તો જ આ **કામ, ક્રોધાદિભાવો મુક્તિના સાધન** થઈ જાય છે. પરન્તુ જો આ **કામ, ક્રોધ, સ્નેહભયાદિ** ભાવો સતત ભગવાનને વિષે ન થતાં પ્રપઞ્ચના સ્ત્રીપુત્રાદિને વિષે નિરન્તર થાય તો તેથી નરકની પ્રાપ્તિ થાય છે. તેથી **સર્વેજ વિચ્છિન્ન પ્રકારે** યદ્વાતદ્વા **બકવાખોર ભગવન્નિંદકોની મુક્તિ** થાય છે એમ સમજવું નહિ, પરંતુ જે **ભગવન્નિંદકોને દ્વેષાદિભાવે** પણ **સતત ભગવત્સ્મરણ** થતું હોય તેઓજ **મુક્તિને** પ્રાપ્ત થાય છે એમ સમજવું. સતત ભગવદ્ભાવના કર્યાથી જગત્ પણ ભગવદાત્મક સ્ફુરે છે.

**निलयं त्वदीयम्।** આ (૨-૭-૩૫) **ભાગવત**શ્લોક પણ આજ અર્થનું પ્રતિપાદન કરે છે. તે **કામ્બોજ** દેશના ક્ષત્રિયો, **મત્સ્યો, કુરુઓ, કૈકયો, સૃઞ્જયો, પાઞ્ચાલો** તથા **દશાર્ણો** ઇત્યાદિ ક્ષત્રિયો કે જેમણે યુદ્ધમાં પરાક્રમિ હોઇને ધનુર્બાણ સજ્જ કર્યા છે તેઓ પણ **બલભદ્ર, ભીમ, પાર્થ** ઇત્યાદિ નિમિત્તને નામે ભગવાન-**હરિથી** વધ પામી **પ્રથમ અદૃશ્ય** થશે. પછી તેઓ **મુક્તિ** પામી ભગવાન્ હરિની સાથે **વૈકુણ્ઠ ધામમાં** જશે. આ પ્રકારે ભગવાનની સાથે દ્વેષભાવ કર્યાથી **ભગવાનથી સાક્ષાત** વા **નિમિત્તાન્તરથી વધ** પામનારા **દ્વેષિજીવો*** પણ દ્વેષભાવે ભગવત્સમ્બન્ધ પ્રાપ્ત કરી પરમ**મુક્તિ** પ્રાપ્ત કરે છે. વળી **ગારુડ**પુરાણમાં પણ આજ અર્થ સમર્થિત કર્યો છે. જેમકે **अज्ञानिनो सुरवरेशमधिक्षिपन्तो यं पापिनोऽपि शिशुपालसुयोधनाद्याः। मुक्तिंगताःस्मरणमात्रविधूतपापाः कः संशयः परमभक्तिमतां जनानाम्।** અર્થાત્ "અજ્ઞાની એવા **શિશુપાલ** તથા **સુયોધન**-ઇત્યાદિ પાપિજીવો પણ જે સુરવરેશ ભગવાનનો દ્રોહ કરવા છતાં પણ ભગવાનનું માત્ર સ્મરણ કરવાવડે જ પાપ ખંખેરી નાંખીને **મુક્તિ** પામ્યા છે, તો પછી **પરમભક્તિયુક્ત જનો મુક્તિ** પામે એમાં તો શો સન્દેહ ?" આ પ્રકારે **ભારત ગીતાભાગવતાદિ** ગ્રન્થો **સર્વ** જીવોના **ઉદ્ધાર** થવાનો માર્ગ નિશ્ચિત કરી આપે છે. પરન્તુ **પૂર્વપક્ષી**ની શઙ્કાનો આશય એમ છે કે આ ગ્રન્થો સારસ્વત કલ્પની રીતિને અનુસરતા હોવાથી આ શ્વેતવારાહ કલ્પના જીવોને ઉદ્ધાર થવાનો માર્ગ ક્યાંથી બતાવી શકે ? **શ્રીમદાચાર્યચરણ** (૧૫ કારિકાથી) **સમાધાન** કરે છે કે **શ્રીવ્યાસાવતારે** પોતે જ **સર્વજીવો**ના **ઉદ્ધાર** થાય એ અર્થે જ **ભારતગીતા ભાગવતાદિ ભક્તિ ગ્રન્થો** પ્રકટ કર્યા અને આ ભગવદ્ભક્તિ પ્રતિપાદક ગ્રન્થ પ્રકટ કરવામાં બહુ વિચાર કરીને જ પોતે **સર્વોદ્ધાર** કરે એવી **અન્યકલ્પની** ( અત્રોક્ત **સારસ્વતકલ્પની** )જ **રીતિ** ગ્રહણ કરી છે. સર્વત્ર પુરાણમાં પણ આ પ્રકારે જ નિર્ણય કર્યો છે. **ભારતગીતાભાગવતા**દિ ગ્રન્થોમાં અન્ય કલ્પની રીતિ ગ્રહણ કરી એથી જ કંઇ આધુનિક કલ્પના જીવો માટે આ ગ્રન્થો ઉપયોગિ નથી એમ તો સર્વથા ન સમજવું. **શ્રીશૂદ્રાદિસર્વનો ઉદ્ધાર** કરે એવા ગમે તે કોઇક કલ્પની રીતિનો આશ્રય કરીને જ **શ્રીવ્યાસે આધુનિક કલ્પના સર્વ જીવોનો ઉદ્ધાર કરવા ભારતગીતાભાગવતાદિ ભક્તિ પ્રતિપાદક ગ્રન્થો પ્રકટ કર્યા. અન્ય-(સારસ્વતકલ્પ)ની રીતિએ** પ્રકટ કરેલા **ભાગવતાદિ ભારતગ્રન્થદ્વારા આ કલ્પમાં પણ સર્વ કોઇની મુક્તિ** થાય છે. અન્યકલ્પમાં અર્થાત્ **સારસ્વત કલ્પમાં** જે રીતિ કહી છે તે જ રીતિનું ગ્રહણ **ભારત ગ્રન્થમાં ગીતાને** વિષે કર્યું છે એમ **સર્વત્ર પુરાણમાં નિર્ણય** કર્યો છે. **શ્રીમદ્ભાગવતમાં** કલ્પાન્તરોનું-**અન્યકલ્પોનું પણ કથન છે તેથી તેમજ **મત્સ્ય** પુરાણમાં પણ સાત્ત્વકલ્પોનું કથન હોવાથી અન્ય સારસ્વત કલ્પની રીતિએ અત્ર શ્રીમદ્ભાગવતમાં ભગવાન્ વર્ણવ્યા છે એટલે આધુનિક કલ્પમાં પણ શ્રીમદ્ભાગવતમાં વર્ણવેલા **ભગવાન્ સર્વને મુક્તિદાન** કરે છે એમ સમજવું. **ભગવાન્** કંઇ કેવલ સારસ્વતકલ્પના રાજસજીવોને જ મોક્ષદાન કરે છે એમ નથી. એટલુંજ નહિ, પરન્તુ આ **હમણા** ચાલી રહેલા કલ્પમાં પણ શ્રીમદ્ભાગવતમાં વર્ણવેલા **ભગવાન**

---

*જેમકે શ્રીમદ્ભાગવત(૭-૧-૨૫-૩૦).**તત્ર નિમ્નોક્ત શ્લોકે કલ્પાન્તર કહ્યા છેઃ-**अयन्तु ब्रह्मणः कल्पः सविकल्प उदाहृतः। पाद्मं कल्पमथो शृणु। अयन्तु कथितः कल्पो द्वितीयस्यापि भारत। वाराह इति विख्यातो यत्रासाच्छूकरो हरिः।(भाग०३-११-३४-३६)**

સર્વ કોઈ પ્રકારે = કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય સૌહૃદ ઇત્યાદિ ગમે તે કોઇ પ્રકારે **ભગવત્સમ્બન્ધ** કરનારા સર્વ કોઈ જીવને મુક્તિનું દાન કરે જ છે એવો સિદ્ધાન્ત સમજવો.

**[उक्तं पुरस्तादेतत्ते चैद्यः सिद्धिं यथा गतः। द्विषन्नपि हृषीकेशं किमुताधोक्षजप्रियाः ॥१३॥**
**कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव च। नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥१५॥**
**न चैवं विस्मयः कार्यो भवता भगवत्यजे। योगेश्वरेश्वरे कृष्णे यत एतद्विमुच्यते ॥१६॥**

શ્રી શુકદેવજી કહે છેઃ—હે રાજન્! હૃષીકેશ–ઇન્દ્રિયપ્રેરક ભગવાન્‌નો દ્વેષ કરવાં છતાં પણ શિશુપાલ સિદ્ધિને અર્થાત્ સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત થયો એમ તમને પૂર્વે કહ્યું છે. તો પછી અધોક્ષજ–ઇન્દ્રિયજન્ય જ્ઞાન જેમને પહોંચી શકતું નથી એવા ભગવાન હરિના જ જે પ્રિયભક્તો છે તેઓ પ્રાકૃત દેહમાંથી મુક્ત થઈ ભગવાન્‌ને પામે એમાં તો પૂછવું જ શું? કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય, તેમજ સૌહૃદ–આ ગમે તે કોઈ ભાવે જે જીવોને દુઃખહર્તા ભગવાન્ હરિને વિષે નિત્ય સમ્બન્ધ પ્રાપ્ત થાય છે તેઓ ખરેખર ભગવાન્‌ને વિષે તન્મયતાને પ્રાપ્ત થાય છે–એમાં સંશય નથી. આ દૃશ્યમાન અખિલ જગત્ પણ જે ભગવાન્ કૃષ્ણથી વિમુક્તિને પ્રાપ્ત થાય છે તે અજન્મા–નિર્દુષ્ટ ભગવાન્‌ને વિષે, હે રાજન્! તમારે આમ વિસ્મય પામી સન્દેહ કરવો એ ઘટતું નથી, તમને તો ગર્ભમાંજ ભગવન્માહાત્મ્યનું દર્શન થયું છે. સતત ભગવત્સ્મરણબલે સર્વે મુક્તિ પામે છે.

**यथा शास्त्रद्वयं भक्तिज्ञानप्रतिपादकं साधनम्, तथा भगवत्स्वरूपमपि। (श्रीसुबोधिनी० भगवान् हि मुक्तिदानार्थमेवावतीर्णः। सच्चिदानन्दरूपेण प्रकटः। (१०-२६-१३-१६) अतो यः कश्चन येनकेनाप्युपायेन भगवति सम्बन्धं प्राप्नोति स एव मुच्यते। यत्र द्वेषस्यापि मोक्षसाधकत्वम् तत्र अधोक्षजप्रियाःकिमु वक्तव्या मुक्तिं गच्छन्तीति। प्राणिमात्रस्य(साधनरहितस्यापि)मोक्षदानार्थमेव भगवान् अभिव्यक्तः।यदि साधननिरपेक्षांमुक्तिं न प्रयच्छेत् तदा व्यक्तिः प्रयोजनरहितैवस्यात्। अतः इयमभिव्यक्तिः निःश्रेयसार्थैव। ज्ञानभक्त्योस्तु आविर्भावार्थमुपयोगः। आविर्भावश्चेदन्यथासिद्धः, तदा न ज्ञानभक्त्योरुपयोगः। अत्र तु भगवान् स्वत एवाविर्भूतः मुक्तिदानार्थं सर्वसाधारण्येन, ईश्वरेच्छाया अनियम्यत्वात्। यद्यपि द्वेषकृतः दोषः प्रतिबन्धको भवति तथापि स्मरणेन तदघं हत्वा तत्र सायुज्यं प्राप्तः। किञ्च, नाऽपित, तस्य दोषोऽस्ति कश्चन। द्वेषादयोऽपि भगवतैवोत्पादिता। तदाह हृषीकेशमिति इन्द्रियप्रेरकोऽयंयथासुखंभावानुत्पादयति। नित्यं तद्भावनायां जगदेव तदात्मकं स्फुरति।**

શ્રીમદાચાર્યચરણ શ્રીસુબોધિનીમાં અત્ર ભગવાન્‌નું સર્વોદ્ધારકત્વ નિરૂપિત કરે છેઃ–ભગવાન્ તો ખરેખર મુક્તિદાનાર્થેજ અવતર્યા છે–સચ્ચિદાનન્દરૂપે પ્રકટ થયા છે. અતઃ **ગમે તે કોઇ જીવ ગમે તે ઉપાયે** પણ જો **ભગવાન્‌ને વિષે સમ્બન્ધ** પ્રાપ્ત કરે છે તો તે અવશ્ય મુક્ત થાય છે જ. જ્ઞાન તથા ભક્તિનો ઉપયોગ તો ભગવાનનો આવિર્ભાવ થવા માટે છે. ભગવાન્‌નો આવિર્ભાવ

અન્ય પ્રકારે સિદ્ધ થયો હોય તો જ્ઞાનભક્તિનો પણ ઉપયોગ નથી. અત્ર તો ભગવાન્ સ્વતઃજ પ્રકટ થયા છે, અને તે પણ સર્વસાધારણ રીતે સર્વકોઇને મુક્તિનું દાન કરવાને અર્થે પ્રકટ થયા છે, કારણ કે સર્વસમર્થ—ઈશ્વર ભગવાનની ઇચ્છાનું નિયમન કરવા કોઇપણ સમર્થ નથી. યદ્યપિ દ્વેષથી થતો દોષ પ્રતિબન્ધક છે તથાપિ **દ્વેષભાવે** પણ જો **ભગવાનનું સ્મરણ** થાય છે તો તેવા ભગવત્સ્મરણના બલે કરીને પણ તેનું પાપ ભગવાન્ હરી લે છે, અને તેવા ભગવત્સમ્બન્ધિ જીવને ભગવાન્ સાયુજ્ય મુક્તિનું દાન કરી દે છે. વળી આમાં દ્વેષભાવે ભગવત્સ્મરણ કરનારા જીવનો કંઇપણ દોષ નથી, કારણ કે દ્વેષાદિભાવોને પણ ભગવાને જ ઉત્પાદિત કર્યા છે. એ અભિપ્રાય જણાવવા ભગવાન્ **હૃષીકેશ** છે—એવું પદ શ્રીમદ્ભાગવતમાં યોજ્યું છે. આ ભગવાન્ **હૃષીકેશ** છે અર્થાત્ ઇન્દ્રિયોના પ્રેરક છે અને તેથી કામ, ક્રોધ, દ્વેષ, સૌહૃદ, સ્નેહ, ઐકય ઇત્યાદિ ( સર્વાત્મ ) ભાવો ને ભગવાન્ પોતે તે તે જીવમાં યથેષ્ટ પ્રકારે ઉત્પન્ન કર્યા જાય છે, ભગવાન્ને વિષે જો દ્વેષભાવ કર્યો હોય તો તે **દ્વેષભાવ** પણ **મોક્ષસાધક** થઇ જાય છે, તો પછી અધોક્ષજ—ભગવાન્ હરિના જે [પ્રિયભક્તો છે તેઓ મુક્તિને પ્રાપ્ત થાય એમાં તો સન્દેહ જ શો હોઇ શકે ? ] આ પ્રકારે આ કલ્પમાં પણ કામક્રોધાદિ સર્વ કોઇ પ્રકારે ભગવાન્ સર્વ કોઇનો ઉદ્ધાર કરે છે એમ સમજવું.

હવે **ભારત** તથા **શ્રીમદ્ભાગવત**નું ઐકાધિકરણ્ય—એક સમાન **ભગવત્પરત્વ** છે એમ નિમ્નોક્ત પ્રકારે સિદ્ધ થાય છે. **ભારત** તથા શ્રીમદ્ભાગવતનું **ભગવત્પરત્વ** શ્રીમદ્ભાગવતમાં **મૈત્રેય**ને કહેલા **વિદુર** વાક્યથી સ્પષ્ટ થાય છે. **ભારત** ગ્રન્થ ભગવાન્ **કૃષ્ણની કથાથી** સંકલિત છે:—

**मुनिर्विवक्षुर्भगवद्गुणानां सखाऽपि ते भारतमाह कृष्ण ।** કૃષ્ણાનુભાવસંવલિત**ભારત**—**यस्मिन्नृणां ग्राम्यसुखानुवादै मति र्गृहीता नु हरेः कथायाम्॥ (३-५-१२ भागवत)** અગાધ બોધવાલા તથા સર્વ હિતકર્તા એવા શ્રી**મૈત્રેય**મુનિને શ્રી**વિદુર** કહે છે:—"ભગવદ્ગુણોનું જ વર્ણન કરવાની ઇચ્છાવાલા થઇને તમારા સખા કૃષ્ણદ્વૈપાયન વ્યાસ મુનિએ **ભારત** કથ્યું કે જે ભારતમાં ગ્રામ્યકથાઓમાં ભગવત્કથા પ્રવેશિત કરી છે, અને એમ ગ્રામ્યસુખ દ્વારા **હરિકથામાં** જીવોનું ચિત્ત પ્રવેશ કરાવીને તેમની મતિ, ખરેખર, ભગવાન્ **હરિની કથામાં** આકર્ષાય છે." ભારતમાં કહેલી તે તે વિવિધ કથાઓ ગ્રામ્યત્વે કરીને પણ જીવોને ભગવત્કથામાં પ્રેરવાનું મુખ્ય પ્રયોજન સારે છે, આ વાક્ય પ્રમાણે **વ્યાસનો ભારત**ગ્રન્થ કર્યાનો પ્રયત્ન પણ સાર્થક છે, કારણ કે મનુષ્યોની મતિ, ભારતમાં કહેલી લૌકિકગ્રામ્યકથાદ્વારાએ પણ અન્તે ભગવત્કથામાં પરોવાય છે—એવો ખરેખર, શુભ પ્રયાસ લઇને વેદવ્યાસે **ભારત**ગ્રન્થ રચેલો છે. ગીતામાં **સાઙ્ખ્ય** નિરૂપણ કરવાના પ્રસ્તાવમાં **ભગવાને** નિજ ભક્ત **અર્જુન** ઉપર કૃપા કરી અતિ ગૂઢ **અર્થ**ને નિજ સ્મરણમાં લાવી અત્યુત્તમ બોધ કર્યો. તેમાં **૯મા** અધ્યાયમાં **રાજવિદ્યાનું** કથન કરવામાં **मया ततमिदं सर्वम् । (भ० गी० ९-४)** ઇત્યાદિએ કરીને **સર્વતત્ત્વ** કે જે **વેદાદિનું** પણ સારરૂપ **પ્રમેય** હતું તે ભગવાને કહ્યું. તેમજ અન્તે **मन्मनाभव-सर्व धर्मान् परित्यज्य ।** ઇત્યાદિએ કરીને **ભગવાને અર્જુનને સાધન તથા ફલ કહ્યાં.**

**આ સર્વગૂઢ** તત્ત્વ છે કે જે અન્યને જાણીતું ન હતું. **શુકવત્** પુણ્ય **પાઠ=અર્થ** ન સમજાય તો પણ દૈવીવાણીનો શુકપક્ષિની માફક પુણ્ય પાઠ કરી જવો. આમ **શુકવત્ ભગવદ્વાક્યો** વિદ્યમાન હતા તેવા ને તેવા જ **ભારતમાં શ્રીવ્યાસે** ઉપનિબદ્ધ કર્યા. મહાભારતના યુદ્ધના પ્રારમ્ભમાં અર્જુનને વૈરાગ્ય થયો તે પ્રતિબન્ધ દૂર કરવા ભગવાને ગીતાનો ઉપદેશ અર્જુનને કર્યો અને યુદ્ધ પ્રતિબન્ધ દૂર કર્યો. આ પ્રકારે ગીતા યુદ્ધના અઙ્ગ તરીકે ઉચ્ચારેલી છે. એટલે આ અતિ ગૂઢ દૈવી ભગવદ્વાણીના અર્થનો એકાએક સત્વર બોધ થવો કઠિન છે. **શ્રીભગવાને ગીતા** કહેતાં કહેતાં નિજ **ભક્તના કલ્યાણાર્થે** ઉપનિષદાદિનું સ્મરણ કરી અતિગૂઢ એવા વેદાર્થના **પ્રમાણ**તત્ત્વનો તથા **ભગવન્માર્ગના પ્રમેય, સાધન, તથા ફલ**નો પણ બોધ કર્યો છે. યુદ્ધશેષત્વે ઉચ્ચારેલા સૂક્ષ્મ **ભગવદ્ગીતાગ્રન્થમાં**થી જીવને આ સર્વતત્ત્વનો ગમ્ભીર **અર્થ** દુર્બોધ રહે છે એ જોઇને **શ્રીવ્યાસજી**નું પણ ચિત્ત પ્રસન્ન થયું નહિ. એજ પ્રકારે મહાભારતના **આનુશાસનિક** પર્વમાં પણ જે **ગૂઢતત્ત્વોપદેશ** કર્યો છે તે પણ **કાલાદિશેષત્વે** તથા **ધર્મત્વે** ઉચ્ચારેલો હોવાથી એમને ચિત્ત પ્રસન્નતા પ્રાપ્ત ન થઇ. અત એવ **નારદજીનો ઉપદેશ** માની **શ્રીવ્યાસાવતારે** ભગવદ્ગુણાનુવાદ કરે એવો **અન્તિમ શ્રીમદ્ભાગવત ગ્રન્થ** પ્રકટ કર્યો, અને તેમાં ભગવાને કહેલા જે **ગીતાદિ સર્વશાસ્ત્રો છે તેનો અર્થ વિસ્તાર પૂર્વક સમર્થિત** કર્યો. ત્યારે **શ્રીવ્યાસાવતારનું ચિત્ત પ્રસન્ન થયું.**

*( **વેદવ્યાસ** કાર્ય માટે જુઓ **ચરણવ્યૂહ** તથા **અત્ર** પૃષ્ઠ ૧૧૬-૧૨૧, ૧૩૨-૧૩૬ ) મત્સ્યપુરાણાદિમાંકહ્યું છે કે અન્ય **વ્યાસોનું** કાર્ય માત્ર વિસ્તૃત પુરાણને સંક્ષિપ્તરૂપે વર્ણન કરવાનું છે. આ ઉપરાન્ત **વેદવ્યાસનું** કાર્ય સનાતન વેદાદિ ગ્રન્થોને વિવિધ શાખાવિભાગમાં વ્યસ્ત કરીને-**વિસ્તાર** કરીને તેમને વિશેષ કરીને સમ્યક્ પ્રકારે બન્ધબેસતા કરી આપવા એ છે. પરન્તુ **સત્યવતી**સુત કૃષ્ણદ્વૈપાયન **વેદવ્યાસ** તો **પુરુષાવતાર** છે. ભગવાને એમને વિષે નિજ **અંશ** સ્થાપિત કર્યો અને એ **વ્યાસાવતારે** કલિકાલના જીવોના હિતાર્થે વેદના શાખા વિભાગાદિ કરીને તથા પુરાણનું સંક્ષેપમાં કથન કરીને સનાતન વેદપુરાણાદિગ્રન્થોને સમ્યક્ પ્રકારે બન્ધબેસતા કરી આપ્યા એટલું જ નહિ પરન્તુ **સર્વોદ્ધારાર્થે સ્ત્રીશૂદ્રાદિનું** પણ કલ્યાણ કરે એવો **ભારત ગ્રન્થ** કર્યો. એ ગ્રન્થ કર્યા પછી પણ એમને *અસન્તોષ રહ્યો ત્યારે પોતે ભગવદ્ગુણાનુવાદથી પરિપૂર્ણ એવું **અન્તિમ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર** પ્રકટ કર્યું કે જેમાં ભગવાને કહેલો ગીતાર્થ **વિસ્તૃત** કરીને પોતે શ્રીશુકને કહ્યો છે. વિશેષે કરીને અન્યવ્યાસો કરતાં આ એમનું અધિક કાર્ય છે. જીવોથી આ કાર્ય સર્વથા થઇ શકે નહિ. **( ૫૭-૫૮ )**

**શઙ્કાઃ-"ભગવાન્** પોતીકા**સ્વરૂપબલથી** જ સર્વજીવોની મુક્તિ કરશે. તો પછી **ભાગવત**નું શું પ્રયોજન છે?" આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ ભગવદભિપ્રાય નિરૂપિત કરવા સમાધાન કરે છે કે **सर्वतत्त्वं सर्वगूढमिति। ભગવાને** અવતાર ધારણ કરી **અર્જુનને મહાભારત**ના યુદ્ધના પ્રસઙ્ગમાં ભગવદ્ગીતાના અત્યન્ત ગૂઢ રહસ્યનો ઉપદેશ કર્યો છે. એ ભગવદ્ગીતાના અન્તમાં ભગવાને સર્વ ધર્મના ત્યાગ પૂર્વક ભગવચ્છરણનો જે ઉપદેશ કર્યો છે તેથી એમ જ્ઞાપન થાય છે કે આ કલિકાલમાં પણ

---

*આ અસન્તોષ સ્વરૂપાચ્છાદક સત્ત્વગુણના વ્યવધાનને લીધે થયો છે. આ અન્તરાય ભગવદિચ્છાથી નિવૃત્ત થયો અને પછી એમણે ભગવત્પ્રોક્ત અર્થનો સાક્ષાત અનુભવ કરી ભાગવત પ્રકટ કર્યું.

**ભગવાન્ **શાસ્ત્રદ્વારા** જ જીવોને મુક્ત કરે છે.તેમજ વળી ભક્તિ તથા શરણને અર્થે પ્રવૃત્તિ પણ **શાસ્ત્રદ્વારા** ભગવાન્ પોતે જ તે તે જીવને સમ્પાદિત કરી આપશે.

ભગવત્પ્રોક્ત **ગીતોપદેશથી** આ પ્રકારે આશય જણાય છે:-મુખ્ય ફલને વિષે તથા સાધનને વિષે સન્દેહ નથી. (૧) ભગવદ્ગીતા **વેદપુરાણનો** અર્થ નિશ્ચિત કરી આપે છે — એવું એનું **(પ્રમાણ) સ્વરૂપ** છે. (૨) ભગવદ્ગીતા **વેદાદિ-પ્રમેયનો** જ નિર્ણય કથે છે. ભગવાને વેદાદિ પ્રમેયનો જ નિષ્કર્ષ—નિચોડ ગીતામાં ઉપદેશ્યો છે. (૩-૪) તથા અન્તમાં મુખ્ય **સાધનનો** તથા **ફલનો** પણ ઉપદેશ ભગવાને ગીતામાં કર્યો છે. તેથી આ ભગવદ્ગીતાએ નિરૂપિત કરેલા **પ્રમેયનું** બલ સર્વતોધિક છે. **ગીતોક્ત પ્રમેય વેદપુરાણનો નિર્ધાર કરવામાં પણ ઉપયોગિ** છે-એમ **નિર્ણય થઈ** શકે છે. શઙ્કા:—" આ રીતે જો **શ્રીવ્યાસજીએ ભારતગ્રન્થમાં** ભગવદ્ગીતાને ઉપનિબદ્ધ (અન્તર્ગત) કરી **સર્વ તત્ત્વનો નિર્ણય** કર્યો છે, તો પછી **શ્રીવ્યાસનો** આત્મા અસન્તુષ્ટ કેમ રહ્યો ? " આ શઙ્કાનું સમાધાન કરવા શ્રીમહાચાર્યચરણ કહે છે કે **शुकवत्तद्व्यासगीतमिति । શ્રીવ્યાસે ભારતગ્રન્થમાં** જે **ભગવદ્ગીતાનું** ઉપનિબન્ધન કર્યું તે કેવલ **શુકના** પુણ્યપાઠ જેવું છે **શ્રીમદ્ભગવદ્ગીતામાં** ભગવાને ગૂઢ અર્થ સૂક્ષ્મ રીતે કહ્યો છે જે દુર્બોધ છે અને તેથી ગીતામાં કહેલો ભગવદર્થ વિસ્તૃત કરે એવો ગ્રન્થ આવશ્યક છે એમ એમને દિશતું.

**શ્રીવ્યાસજીએ** ગીતાના ઉપનિબન્ધન સમયે ભગવદ્ભજન કર્યું ન હતું, ભગવદ્ગુણાનુવાદ ગાયા ન હતા તેથી ગીતામાં ભગવાને કહેલા વાક્યોનો યથાર્થ અવબોધ થવો કઠિન છે એમ તેમને લાગતું.વળી,શ્રીભગવાને ભગવદ્ગીતાનો ઉપદેશ **યુદ્ધના પ્રસઙ્ગમાં** કર્યો છે. તેથી એ ગીતાનો ગૂઢ **અર્થ સંક્ષેપમાં** કહેલો હોવાથી **જીવોને દુર્બોધ** રહેશે એમ પણ **શ્રીવ્યાસાવતારને** લાગ્યું. તેથી **ભારતગ્રન્થ** પ્રકટ કર્યા પછી પણ શ્રીવ્યાસજીનું ચિત્ત પ્રસન્ન થયું નહિ. ભારત જેવા ગ્રન્થ કર્યા પછી પણ **ભગવદ્ભજનના અભાવમાં** *અર્થાત્ પોતે ભગવદ્ગુણાનુવાદ ગાયા ન હોવાથી **શ્રીવ્યાસજીના** આત્માને પણ **અનિર્વૃત્તિ રહી-અસન્તોષ**રહ્યો (જુઓ**મધ્યમાધિકાર**પ્રકરણ.)

---

****विद्यमाने समुद्धारस्तत्रत्यानां स्वयंकृतः। स्वाभावे तु कथंव स्यादित्यनन्तर उक्तवान् ॥ ८९ ॥ भागवतादेव सर्वोद्धारः। अवतीर्णः कृष्णो यावद्भूमण्डले स्थितस्तावद्रूपेणैव सर्वान् मोचितवान्। तदनन्तरं भागवतमेव मोचकम्, नत्वन्य उपायः। ભાગવતાર્થ** નિબન્ધ ૧-કા. ૮૯માં **આચાર્યશ્રી** કહે છે કે જ્યાં સુધી **ભગવાન્ શ્રીકૃષ્ણ** ભૂતલ ઉપર બિરાજ્યા, ત્યાં સુધી **તે** સમયના **જીવોનો ઉદ્ધાર ભગવાને નિજસ્વરૂપબલે** જ કર્યો છે, પરન્તુ ભગવાનની સામ્પ્રત અવતારદશામાં તો **શ્રીમદ્ભાગવતની કથા જ સર્વોદ્ધારક છે,** તેથી ભગવાન્ ભૂતલ ઉપરથી પધારી ગયા પછી જ **શ્રીશુકે ભાગવતકથા પરીક્ષિતને** કહી છે. કે જે ભાગવત જ હવે સર્વને મુક્તિદાન કરે એવો એક ઉપાય છે, બીજો રહ્યો નથી. પ્રાકૃત વિષયરાગથી રહિત એવા **વિરક્ત** તથા **શ્રદ્ધાલુ** શ્રોતાને **ભાગવત** ફળે છે. ***અતએવ** શ્રીમદ્ભાગવતના પ્રથમસ્કન્ધમાં ભાગવતશ્રવણના **અધિકારનું** નિરૂપણ કરવામાં ૪-૬ **અધ્યાયમાં દૃઢવિરક્ત શુક પરીક્ષિતના** કરતા ભગવાન્ વિના અન્યતર્ક કર્મયોગાદિ સાધનાસક્ત એવા **શ્રોતા વ્યાસનો** તથા **વક્તા** નારદનો **અધિકારનું મધ્યમ** છે-એમ **ભાગવતાર્થનિબન્ધ**

"શ્રીવ્યાસને ભગવદભિપ્રાયનું અજ્ઞાન કેમ હતું ?" એ શઙ્કા થાય તો તેનું સમાધાન કરવા શ્રીમદાચાર્યચરણ હેતુ કથે છે કે **+सत्त्वेनास्यावतारत इति।** **શ્રીવ્યાસજી**ને અવતાર સત્ત્વગુણથી થયલો હોવાથી એમને **સત્ત્વ ગુણનું** વ્યવધાન પ્રતિબન્ધ કરતું હતું. (૫૯) શઙ્કા:—"ભગવદ્ગીતાના વાક્ય વિદ્યમાન હોય તો પછી **વાક્યાર્થ**ના વિચારકને ભ્રમ ક્યાંથી થાય ?"—આ શઙ્કાનું સમાધાન કરવા શ્રીમદાચરણ કહે છે કે **ईशवाक्यमिति।** ભગવદ્ગીતામાં ઈશ્વરના-સર્વજ્ઞ એવા સાક્ષાત્ ભગવાન્‌ના વાક્યો છે, કે જે ભગવદ્વાક્યનો અતિ ગૂઢ અર્થ ભગવદ્ભજન વિના કોઇથી પણ સમજી શકાતો નથી. વળી **શ્રીવ્યાસજી**નો અવતાર સત્ત્વાંશના વ્યવધાનથી-અર્થાત્ સત્ત્વગુણના **આચ્છાદનથી**-અન્તરાયથી થયો હતો તેથી ભગવદ્ગીતાના વાક્યો વિદ્યમાન હોવા છતાં પણ એ વાક્યો સર્વજ્ઞ, નિર્દોષ, તથા પૂર્ણગુણ એવા જે સર્વસમર્થ **ઈશ્વર** શ્રીભગવાન્ છે તેમણે ઉપદેશ્યા છે, અને તેથી એ ઈશ્વરના વાક્યોનો યથાર્થ અવબોધ પોતે પ્રથમ **ભગવદ્ભજન** કરેલું ન હોવાથી **શ્રીવ્યાસજી**ને પોતાને પણ (નિર્મલ સમાધિયોગ વિના) થઈ શક્યો નહતો. જ્યારે **શ્રીવ્યાસજી**એ **ભાગવતશાસ્ત્ર**દ્વારા શ્રીભગવાન્‌ના ગુણાનુવાદ ગાયા, ત્યારે એમને પ્રતિબન્ધ કરતું આવરણ દૂર થયું અને ત્યારે જ એમને આ જે ઈશ્વરપ્રોક્ત ભગવદ્વાક્યો છે તેના ગૂઢ અર્થનો (સમાધિયોગમાં) સાક્ષાત્ અનુભવ થયો. આથી એવો સિદ્ધાન્ત સૂચિત થાય છે કે **ભાગવતાર્થ**નો અર્થાત્ **શ્રીભગવાને** ઉપદેશેલા વાક્યોનો જે અતિગૂઢ અર્થ છે તે ભગવદ્ભજન કર્યા વિના યથાર્થ રીતે કોઇથી પણ સમજી શકાતો નથી. ભગવદ્ભજન કર્યાથી જ ભાગવતના અર્થનો યથાર્થ બોધ થઈ શકે છે. (જુઓ ભાગવતાર્થ નિબન્ધ ૧. કા. ૨૮-૩૯, ૭૨-૮૩. **વ્યાસ**ને ભગવત્કૃપાથી નારદોપદેશદ્વારા સત્સઙ્ગે ભગવદ્ગુણાનુવાદનું ગાન થવાથી **ભગવદીય થવારૂપી ફલ પ્રાપ્ત થયું** છે)

**શઙ્કા:**—"ભગવદ્ભજન કર્યા વિના જેમને ભગવત્પ્રોક્ત વાક્યના અર્થનો યથાર્થ અવબોધ થયો નહિ એવા **શ્રીવ્યાસ** અગ્રે શ્રીમદ્ભાગવતનો તથા બ્રહ્મસૂત્રના તત્ત્વનો ઉપદેશ કેવી રીતે કરી શકશે ?" આ શઙ્કા થાય તો તેનું સમાધાન કરવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે **जीवा एव हि सर्वत्र *व्यासा इति।**

---

(કા. ૧-૨૮-૩૬) માં શ્રીમદાચાર્યચરણે નિર્ણય કર્યો છે. **दृढज्ञानात् कर्मणा तु भक्त्या युक्तेन मोक्ष्यते। स्वतस्तर्कपरिज्ञानादवताराच्च मध्यमः। नाना साधनविज्ञानात् संवादान्नारदप्रमा। स्वतोऽपि तर्कात्परिज्ञानम्। साधनविज्ञानं दृढम्। नारदोपदेशाद्दुर्बलः। अतो मध्यमत्वम्॥** સાધન વિજ્ઞાન દૃઢ છે નહિ કે વૈરાગ્ય એથી મધ્યમાધિકાર.

+જુઓ ભાગવત પ્રથમ સ્કન્ધના તૃતીયાધ્યાયના ૬-૨૭ શ્લોકમાં પુરુષાવતાર વિષેનું **શ્રીસુબોધિની**નું તથા **પ્રકાશ**નું વિવેચન. શુદ્ધ સત્ત્વાત્મક તથા **મિશ્ર** સત્ત્વાત્મક એમ દ્વિવિધ **સત્ત્વસ્વરૂપ** શરીરમાં સઙ્ક્રમણ કરી જનાર્દનભગવાન્ દત્તવ્યાસકપિલાદિરૂપે અવતરી જ્ઞાનકલાથી જ્ઞાન કાર્ય કરે છે.

***अहं युगानां च कृतं धीराणां देवलोऽसितः। द्वैपायनोऽस्मि व्यासानां कवीनां काव्य आत्मवान्॥ (भाग० ११-१६-२८)** ભગવાન પોતે જ **વ્યાસો**માં દ્વૈપાયન **વ્યાસ** થાય છે

**અન્ય યુગોમાં જીવો જ** *વ્યાસો થાય છે, પરન્તુ સામ્પ્રત દ્વાપરયુગના અન્તે **શ્રીમદ્ભાગવતનો** તથા **તત્ત્વસૂત્રોનો-બ્રહ્મસૂત્રોનો** અર્થ (બ્રહ્મમીમાંસાશાસ્ત્રમાં) નિશ્ચિત કરવાના હેતુથી **શ્રીભગવાને** પોતે જ અંશાવતાર લઇને **વ્યાસ**રૂપ ધારણ કર્યું છે. **શઙ્કા:**—"સામ્પ્રતયુગમાં શ્રીભગવાને પોતે જ અંશાવતારથી **વ્યાસ**રૂપે પ્રકટ થવાની ઇચ્છા કરી-એમાં શું પ્રયોજન છે ?" આ શઙ્કાનું **સમાધાન** કરવા **શ્રીમદાચાર્યચરણ** કહે છે કે **स्वज्ञापनायेति।** રૂપ**લીલા**નો તિરોભાવ કર્યા પછી નિજ અંશ થયલા ભક્ત જીવોને સ્વસ્વરૂપનું ભાન કરાવવાને અર્થે તથા તેમને નિજ ભગવચ્ચરણારવિન્દની પ્રાપ્તિ કરાવવાને અર્થે **શ્રીભગવાને નિજ જીવોને** મુક્તિદાન કરે એવી નામલીલાથી ક્રીડા કરવાની ઇચ્છા કરી. આ મોચિકા-મુક્તિદાયક **નામ** ક્રીડા કરવાને શ્રીભગવાને સ્વાંશ (નિજાંશ) રૂપી **શ્રીવ્યાસાવતારને** પ્રકટ કર્યા. ( જુઓ પૃષ્ઠ ૧૧૬-૧૨૪; કા૦ ૨૦. પૃ. ૩૩-૩૬. )

**અન્યદ્વાપર**યુગમાં જીવો જ વ્યાસ થયા છે, પરન્તુ **હુમણા ચાલતા આ દ્વાપર યુગમાં** તો ભગવાન્ શ્રીકૃષ્ણ જે **રૂપ**લીલાએ કરીને ક્રીડા કરતા તે શ્રીભગવાન્ **શ્રીકૃષ્ણ** પોતે **રૂપલીલા**નું તિરોધાન કર્યા પછી **મોચિકા**— સર્વ **મુક્તિદાયક નામલીલાએ** કરીને ક્રીડા કરવાને **સર્વોદ્ધાર** કરે એવું નિજનામાત્મક **શ્રીમદ્ભાગવતનું સ્વરૂપ** ધારણ કર્યું. આ **ભગવન્નામાત્મક શ્રીમદ્ભાગવતનું સ્વરૂપ** એવું છે કે એનું સેવન કરીને આ કલિયુગમાં ભગવાનની નામલીલાનો અનુભવ કરી **સર્વ કોઈ જીવ** યથાકથઞ્ચિત્ **ભગવત્સમ્બન્ધ**

---

એમ આ શ્રીમદ્ભાગવતના વાક્યમાં કહ્યું છે. ***युगभेदे व्यासभेदः।** અર્થાત્ પ્રત્યેક ચતુર્યુગના દ્વાપરયુગને અન્તે **વ્યાસ** બદલાય છે - **વિષ્ણુપુરાણના** ૩ જા **અંશ**ના ૩ જા અધ્યાયમાં આ **વૈવસ્વતમન્વન્તર**ના **૨૮ દ્વાપર** યુગના **૨૮** વ્યાસ થયા અને પ્રત્યેક **દ્વાપરયુગના અન્તે** તે તે **વ્યાસે** એક **વેદના ૪ ભાગ** તથા તે તે **વેદના શાખાવિભાગ** કર્યા, તેનું નિરૂપણ કર્યું છે:—(૧) **સ્વયમ્ભૂ**, (૨) **પ્રજાપતિ**, (૩) **ઉશના**, (૪) **બૃહસ્પતિ**, (૫) **સવિતા**, (૬) **મૃત્યુ**, (૭) **ઇન્દ્ર**, (૮) **વશિષ્ઠ**, (૯) **સારસ્વત**, (૧૦) **ત્રિધામા**, (૧૧) **ત્રિવૃષ**, (૧૨) **ભારદ્વાજ**, (૧૩) **અન્તરીક્ષ**, (૧૪) **ધર્મી**, (૧૫) **ત્રય્યારુણ**, (૧૬) **ધનઞ્જય**, (૧૭) **કૃતઞ્જય**, (૧૮) **ઋણજ્ય**, (૧૯) **ભરદ્વાજ**, (૨૦) **ગૌતમ**, (૨૧) **હર્યાત્મા**, (૨૨) **વેણ-વાજશ્રવા**, (૨૩) **સોમ-મુષ્યાયન-તૃણબિન્દુ**, (૨૪) **ભાર્ગવ-ઋક્ષ-વાલ્મીકિ**, (૨૫) **શક્તિવ્યાસ**, (૨૬) **હું (પરાશરવ્યાસ)**, (૨૭) **જાતુકર્ણ**, (૨૮) **કૃષ્ણદ્વૈપાયન**, આ **૨૮** પુરાતન વ્યાસ **૨૮ દ્વાપર**યુગમાં થયા છે. જ્યારે આ દ્વાપરયુગના વ્યાસ મ્હારા પુત્ર કૃષ્ણદ્વૈપાયનના વ્યાસપદનો સમય પૂરો થશે ત્યારે **હવે પછી થનારા દ્વાપરયુગમાં દ્રૌણિ**નામના **વ્યાસ** થશે. કૂર્મપુરાણમાં આટલો વિશેષ કહ્યો છે:—**૧૨** મા દ્વાપરયુગમાં **શતતેજા વ્યાસ**, **૧૩**મા માં **ધર્મ વ્યાસ**, **૧૪**મા માં **તરક્ષુ વ્યાસ**, **૧૫**મા માં **ત્ર્યાયણ વ્યાસ**, **૧૮**મા માં **ઋતઞ્જય વ્યાસ**, **૨૧**મા માં **વાજશ્રવા વ્યાસ**, **૨૨**મા માં **શુષ્માયણ વ્યાસ**, **૨૩**મા માં **તૃણબિન્દુ વ્યાસ**, **૨૪**મા માં **વાલ્મીકિ વ્યાસ**, તથા **૨૫**મા માં **વિષ્ણુ વ્યાસ છે. બીજા વ્યાસો વિષ્ણુપુરાણવત્** કહ્યા છે.

પ્રાપ્ત કરી આ ભવસાગરને તરી શકે છે. આ શ્રીમદ્ભાગવતતત્ત્વ પ્રકટ કરવાને શ્રીભગવાને *દ્વૈપાયન વ્યાસને સત્ત્વરૂપે અંશાવતારે કરીને પ્રકટ કર્યા. ભગવાનના આ શ્રીવ્યાસાવતારે સાત્ત્વિક સમાધિયોગબલે સર્વોદ્ધારક શ્રીમદ્ભાગવતશાસ્ત્ર પ્રકટ કર્યું છે. શ્રીમદ્ભાગવતાદિ શાસ્ત્રદ્વારા નામલીલાએ કરીને શ્રીભગવાને સર્વ કાલ જીવને મુક્તિદાન કરે એવી મોચિકા ક્રીડા કરી. ભગવાન્ શ્રીકૃષ્ણની આ મોચિકા નામલીલા જ શ્રીમદ્ભાગવતશાસ્ત્રદ્વારા આધુનિક કલિકાલના સર્વ કાલ જીવને ભગવત્પદપ્રાપ્ત કરાવવામાં મુખ્ય કારણ છે. ( ૬૦–૬૧ )

त० दी०—सत्त्वस्य व्यवधानत्वादात्माज्ञानात्तु +योगत.।

*व्यासकार्यं **समस्तं च कृतवानधिकं तथा ॥६२॥

अनिर्वृतिस्ततो जाता तेन भागवतं कृतम्।

***सर्वगोप्यो हि धर्मस्तु वेदे मुख्यतयोदितः॥

ब्रह्ममात्रप्रकाशस्तु कृपया सनकादिगः॥६३॥

स इदानीं तु गीतायां प्रकटो भगवत्कृतः।

तद्व्यासत्वाद्भागवतं पूर्वं भगवतोदितम् ॥६४॥

કારિકા ભાવાર્થ:—સત્ત્વગુણના વ્યવધાનને લીધે–બાધક આવરણને લીધે વ્યાસને આત્મા (સ્વસ્વરૂપ) નું જ્ઞાન આચ્છાદિત થયું હતું તેથી કેવલ યોગબલે શ્રીવ્યાસાવતારે (૧) વેદોનું *વ્યાસકાર્ય અર્થાત્ (કલિયુગના મન્દ જીવોને અર્થે વેદના શાખાવિભાગાદિ કરી આપી) વેદોનો વિસ્તાર કરવારૂપ કાર્ય, તથા (૨) **સમસ્તકાર્ય અર્થાત્ (સંક્ષિપ્તરૂપે) પુરાણોનું સમસન કરવારૂપ કાર્ય, તથા (૩) તે જ પ્રકારે ભારત ગ્રન્થ રચવાનું અધિક કાર્ય પણ કર્યું. તેમ કરવા છતાં પણ એમનું ચિત્ત નિર્વૃત્તિને પામ્યું નહિ–પ્રસન્ન થયું નહિ. ભારતપર્યન્ત વ્યાસે પોતે સર્વ ગ્રન્થ કર્યા પછી પણ એમના આત્માને પૂર્ણ સન્તોષ થયો નહિ. તેથી તેમણે શ્રીમદ્ભાગવત શાસ્ત્ર પ્રકટ કર્યું. શ્રીમદ્ભાગવતમાં કહેલો અર્થ વેદમાં મુખ્યતાએ કહેલો છે. પરન્તુ એ ધર્મ, ખરેખર, સર્વ ગોપ્ય છે. તેનો પ્રકાશ તો કેવલ બ્રહ્માજીને થાય છે. વેદમાં કહેલા આ ગુહ્ય ભાગવત ધર્મનું જ્ઞાન ભગવત્કૃપાથી સનકાદિને થયું છે. આધુનિક સમયમાં તે જ (સનાતન) ભાગવત ધર્મ શ્રીભગવાને શ્રીમદ્ભગવદ્ગીતામાં પ્રકટ કર્યો છે. ભગવદ્ગીતામાં જે અર્થ શ્રીભગવાને સંક્ષેપમાં કહ્યો છે તે જ ભગવદુક્ત અર્થને શ્રીમદ્ભાગવતમાં વ્યાસાવતારે આધિક્યથી પ્રતિપાદિત કર્યો છે, કારણ કે શ્રીમદ્ભાગવત ગીતાના અર્થનો વિસ્તાર કરે છે. શ્રીમદ્ભાગવત

---

+આ શ્રીપુરુષોત્તમજીનો પાઠ છે, પરન્તુ आत्मज्ञानात्तु योगतः। એવો પાઠ પણ કાશીની મુદ્રિતપ્રતમાં છે. **શાખાવિભાગાદિવ્યાસકાર્ય માટે જુઓ ચરણવ્યૂહાદિ. ૧–૨–૩–૪ નો અર્થ પૃ. ૧૩૭–૧૩૮ ઉપર સ્ફુટ કર્યો છે. *દત્ત વ્યાસાદિ સત્ત્વાત્મકરૂપે ભગવાને જ્ઞાન કાર્ય કર્યું.

તો ગીતાના અર્થનું **વ્યાસ**રૂપ-વિસ્તારરૂપ છે. શ્રીમદ્ભાગવતનું કથન પૂર્વે ભગવાને કર્યું છે. (૬૨-૬૪) (ભગવત્પ્રોક્ત * **ગીતાદિને વિષે પણ ભાગવતત્વ છે.**)

**વિવેચનઃ— सत्त्वस्येति । શઙ્કાઃ—** "જો આ ગીતાભાગવતાદિ ગ્રન્થનો અર્થ બુદ્ધિપરિકલ્પિત માનવામાં આવે તો આ ગીતાભાગવતાદિ ગ્રન્થનો અર્થ કાવ્યવત્ અસત્ય થઈ જાય. વળી વેદ તથા પુરાણ વિદ્યમાન હોવાથી જીવોથી પણ આ **વ્યાસ**કાર્ય થઈ શકશે. તો પછી શ્રીવ્યાસાવતારનું શું પ્રયોજન છે?"

(આ શઙ્કાનો આશય એમ છે કે તત્ત્વનું કથન કરવું એ કાર્ય તો જીવોથી પણ થઈ શકશે. તેથી **શ્રીવ્યાસાવતાર**નું કંઈ પણ **પ્રયોજન** નથી.) આ શઙ્કાનું **સમાધાન** કરવા **શ્રીમદાચાર્યચરણ** કહે છે કે જીવોથી આ કાર્ય થાય-એ અશક્ય હતું. **શ્રીવ્યાસાવતાર** આવશ્યક છે. શ્રી **વ્યાસાવતાર**નું પ્રયોજન **સાર્થક** છે. એમ હવે શ્રીમદાચાર્યચરણ **આ** કારિકામાં નિરૂપિત કરે છેઃ—+**શ્રીવ્યાસજી**ના પુરુષાવતાર સત્ત્વગુણના વ્યવધાનથી—આચ્છાદનથી થયલો હોવાથી એમનું સ્વસ્વરૂપાજ્ઞાન પણ ઘટી શકે છે. આમ છતાં પણ કેવલ યોગબળે પોતે +**વેદોનો વિસ્તાર** કરવાનું કાર્ય, **પુરાણોનો સમાસ** કરવાનું કાર્ય, તથા તે ઉપરાન્ત **ભારતાખ્યાનાદિ** ગ્રન્થ રચવાનું કાર્ય કર્યું. તેથી અન્ય **વ્યાસો** કરતાં આ (સત્યવતી સુત) **વ્યાસાવતાર**નું કાર્ય સર્વતો અધિક છે—સર્વોત્કૃષ્ટ છે. **મત્સ્ય પુરાણાદિ ગ્રન્થ**થી સિદ્ધ થાય છે કેઃ—**અન્ય વ્યાસો** માત્ર પુરાણસમસન જ કરવાનું કાર્ય કરે છે, પરન્તુ સત્યવતી સુત **વ્યાસાવતારે** તો (૧) **વેદવિસ્તાર** (૨) **પુરાણસમસન** તથા (૩) **ભારતાખ્યાન**-એમ સર્વતો અધિક કાર્ય કર્યું છે. **સત્યવતી સૂત વ્યાસે ભારતાખ્યાન** કર્યું-એવું કથન હોવાથી **સત્યવતી સુત વ્યાસાવતાર** જ **ભારત ગ્રન્થના કર્તા** છે, અન્ય વ્યાસ ભારતના કર્તા નથી એમ કહી શકાય છે. તેથી અન્ય વ્યાસો કરતાં આ સત્યવતી સુત વ્યાસનું કાર્ય અધિક છે એમ કહી શકાય છે.

જો આવા શ્રી **વ્યાસાવતાર**ને પણ **સ્વરૂપાત્મક** અજ્ઞાન થયું તો પછી અન્ય જીવોની તો વાતજ શી કરવી? અન્ય વ્યાસો કે જેઓ જીવો જેવા છે તેમને સ્વરૂપાત્મક અજ્ઞાન હોય એમાં તો પૂછવું જ શું? આ પ્રકારે સનાતન વેદપુરાણાદિ ગ્રન્થોને સુવ્યવસ્થિત કરીને તથા ભારતાખ્યાનાદિ ગ્રન્થનું નિર્માણ કરીને તેમજ અન્તે શ્રીમદ્ભાગવત શાસ્ત્ર પ્રકટ કરીને સર્વે જીવોના ઉદ્ધારને અર્થે પ્રયત્ન કરવો—એ ભગીરથ કાર્ય અન્ય જીવોથી—અન્ય વ્યાસોથી

---

+જુઓ आवरणभङ्ग । ततः सप्तदशे जातः इति (१-३-२१-भागवत) वाक्येन पुरुषावतारतया सत्त्वस्य व्यवधानेन स्वस्वरूपाज्ञानात्केवलयोगतो व्यासकार्यं वेदानां व्यासं समस्तं पुराणसमसनं च कृतवान्। तथा तेनैव-प्रकारेण स्वरूपाज्ञानसहभूतयोगेन अधिकं भारतं च कृतवान्। मत्स्यपुराणादिषु पुराणसमसनमेव व्यासकार्यत्वेनोक्त्वा सत्यवतीसुतो भारतव्याख्यानं चक्र इत्यनेन सत्यवतीसुतस्यैव भारतकर्तृत्वमुच्यते तेन व्यासान्तरापेक्षया कार्याधिक्यमुच्यते। तेनसिद्धमाहुः। अतो जीवानां सर्वथेदमशक्यमितिभावः। *(જુઓ પૃ.૧૩૮.ભાગ.નિ.૩-૪૪)

થઈ શકે એ સર્વથા જ અશક્ય હતું. અતએવ શ્રીભગવાને સામ્પ્રત દ્વાપરયુગને અન્તે **વ્યાસાવતાર** ધારણ કર્યો. આમ શ્રીવ્યાસાવતારનું પ્રયોજન સાર્થક છે. (૬૨)

(જુઓ ભાગવતાર્થનિબન્ધ પ્રથમસ્કન્ધનું ૨જું **મધ્યમાધિકારપ્રકરણ**) **વ્યવધાનઃ**—**આચ્છાદન**, તિરોધાન, વિચ્છેદ, જવનિકા (ટેરો)—(જુઓ ભાગવત ૪–૨૦–૨૭, ૪–૨૯–૭૧.) અત્ર આ **આશય** દિશે છે:—**શ્રીવ્યાસનો** પુરુષાવતાર **સત્ત્વગુણના વ્યવધાનથી** થયો છે. આ વ્યવધાયક સત્ત્વગુણને લીધે વ્યાસનું સ્વરૂપજ્ઞાન આચ્છાદિત થયું છે અને તેથી જો કે કેવલ યોગથી એમણે **વેદવ્યાસનું, પુરાણ સમાસનું,** તથા **ભારત રચવાનું** કાર્ય કર્યું છે તો પણ એમનો **આત્મા પ્રસન્ન** થતો **નથી.** કારણકે આ કાર્યમાં એમને **વ્યવધાયક સત્ત્વગુણનો અન્તરાય** નડે છે. એમનો અન્તરાય **ભગવદિચ્છાથી સાધુ ભગવદ્ભક્તનારદના** ઉપદેશથી **ભગવદ્ગુણગાન** કર્યા પછી નિવૃત્ત થયો છે. જ્યારે સર્વોત્કૃષ્ટ નિર્મલ સમાધિયોગથી એમનું સ્વરૂપાચ્છાદક વ્યવધાન નિવૃત્ત થયું, ત્યારે એમણે **ભગવદર્થનો સાક્ષાત્** અનુભવ કરીને **ભગવત્પ્રોક્તગીતાર્થનો** શ્રીમદ્ભાગવતશાસ્ત્રરૂપે વિસ્તાર કર્યો છે. એમ ભગવદ્ગુણાનુવાદ કરે એવો **સર્વોદ્ધારક શ્રીમદ્ભાગવત** ગ્રન્થ જ્યારે પોતે પ્રકટ કર્યો ત્યારે એમનો આત્મા પ્રસન્ન થયો. આમ અન્યાસક્તિરૂપ પ્રતિબન્ધ ભગવત્કૃપાથી નિવૃત્ત થવાથી **વ્યાસને ભગવદીય**તા પ્રાપ્ત થઇ. ભાગવતના ૪–૫ અધ્યાયમાં વ્યાસ પોતે ચિત્તખેદ જણાવે છે.

આ આશય નિરૂપિત કરવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે ***ભારતાખ્યાન** પ્રકટ કર્યા પછી પણ (સ્વરૂપાચ્છાદક અજ્ઞાનને લીધે) શ્રીવ્યાસાવતારનો આત્મા પ્રસન્ન થયો નહિ. એમના ચિત્તને અનિર્વૃતિ—અપ્રસન્નતા જ રહી. ત્યાર પછી જ્યારે એમણે ભગવદ્ગુણાનુવાદ ગાયા અને જ્યારે શ્રીભગવાનની ઇચ્છાથી એમને અન્તરાય—પ્રતિબન્ધ કરતું સત્ત્વગુણનું વ્યવધાન દૂર થયું ત્યારે શ્રીવ્યાસાવતારે શ્રીમદ્ભાગવતશાસ્ત્ર પ્રકટ કર્યું.(જુઓ ભાગવતાર્થનિબન્ધ ૧·૭૨-૮૩.)

**શઙ્કાઃ**—"શ્રીમદ્ભાગવતમાં શ્રીવ્યાસાવતારે જે અર્થ કહ્યો છે તે અર્થ **પૂર્વસિદ્ધ છે કે નહિ?**"—આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ **સમાધાન** કરે છે કે **सर्वगोप्यो हीति।** શ્રીમદ્ભાગવતમાં કહેલો અર્થ નવીન નથી, પ્રત્યુત **ભાગવતાર્થ** ખરેખર **સનાતન વેદાર્થ** જ છે—એમાં સંશય નથી. પરન્તુ એ વેદાર્થ ગુપ્ત છે. જ્યારે શ્રીભગવાનની ઇચ્છા પુનઃ સર્વોદ્ધારાર્થે સર્વોત્કૃષ્ટ પ્રયત્ન કરવાની થઇ ત્યારે પરમ્પરાનો અભાવ હોવાથી અન્ય (જીવ) વ્યાસોથી આ ભાગવતાર્થનું કથન થાય એ **અશક્ય** હોવાથી **શ્રીભગવાને** પોતે **વ્યાસાવતાર** ધરી **ભાગવતાર્થ** પ્રકટ કર્યો. સ્વાભિપ્રાય—ભગવાનનો પોતીકો અભિપ્રાય જ્ઞાપિત થાય-પ્રકટ થાય એ ઉદ્દેશથી વેદમાં મુખ્યતાએ કહેલો તથા સુગોપ્ય એવો આ **ભાગવતાર્થ જ શ્રીભગવાને પોતે શ્રીમદ્ભગવદ્ગીતામાં પ્રકટ

---

*भवताऽनुदितप्रायं यशो भगवतोऽमलम्। ये नैवाऽसौ न तुष्येत मन्ये तद्दर्शनं खिलम्॥** શ્રીમદ્ભાગવત (૧–૫–૮) શ્લોકમાં શ્રીવ્યાસજીને ચિત્તની અપ્રસન્નતા દૂર કરવા ભગવદ્યશોગાન કરો—એમ શ્રીનારદજી ઉપદેશ કરે છે. તે પછી **શ્રીવ્યાસાવતારે** ભગવદ્**ભક્તિપ્રતિપાદક શ્રીમદ્ભાગવતશાસ્ત્ર** પ્રકટ કરી **ભગવદ્ગુણાનુવાદ** ગયા ત્યારે એમનો **આત્મા પ્રસન્ન** થયો.

કર્યો છે. **શઙ્કા**:—"ત્યારે તો તેટલો જ ગીતાર્થ જ શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં વક્તવ્ય હતો. શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં શ્રીવ્યાસાવતારે ગીતામાં કહેલો **સંક્ષિપ્ત** ભાગવતાર્થ જ કહેવો જોઇતો હતો, આધિક્યે વિસ્તારથી વર્ણન કરવાનું શું પ્રયોજન છે?" આ શઙ્કાનું **સમાધાન** કરવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે **तद्व्यासत्वादिति।** ભગવદ્ગીતા કરતાં શ્રીમદ્ભાગવતમાં ભાગવતાર્થનું—ભાગવતધર્મનું વિસ્તૃતકથન કર્યું છે; કારણકે શ્રીમદ્ભાગવતશાસ્ત્ર *ગીતાશાસ્ત્રનો વ્યાસ છે-વિસ્તાર છે. (જુઓ ભાગવતાર્થ નિબન્ધ ૩ કા. ૪૪ પ્રકાશ ૪૩-૪૮.).

અત્ર આ આશય છે:—"ભાગવતાર્થ પ્રથમથી ચાલ્યા આવે છે કે નવીન જ કર્યો છે? **ભાગવતનો સિદ્ધાન્ત પૂર્વસિદ્ધ** છે કે **નવીન** છે?" આ **શઙ્કા** થાય તો તેનું સમાધાન કરવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે **શ્રીમદ્ભાગવત** નિશ્ચયપૂર્વક **સનાતન વેદાર્થ** જ છે, ભાગવતધર્મ વેદમાં મુખ્યત્વે કરીને કહેલો છે. પરન્તુ આ વેદાર્થ ગુપ્ત છે, સર્વગોપ્ય છે. ભાગવતપ્રોક્ત આ સર્વગોપ્ય મુખ્ય વેદાર્થનો પ્રકાશ માત્ર બ્રહ્માજીને થયો એમ દ્વિતીયસ્કન્ધના છઠ્ઠા **પુરુષ-સૂક્તા**ધ્યાયથી નિશ્ચિત થાય છે, વળી આ સર્વગોપ્ય ભાગવતાર્થ જે વેદમાં વિરાજે છે તેનું ભાન ભગવત્કૃપાબલે **સનકાદિકોને** થયું છે–એમ **હંસગીતામાં** કહ્યું છે. **ભગવદવતાર સર્વોદ્ધારાર્થે** જ છે એમ નિમ્નોક્ત પ્રમાણ વાક્યોથી સિદ્ધ થાય છે:—"**यदा यदा हि धर्मस्य**" તથા **यत्पदतद्विमुच्यते।** "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે તથા અધર્મનો ઉદય થાય છે ત્યારે, હે ભારત, હું મ્હારા આત્માને પ્રકટ કરું છું." "જે ભગવત્સ્વરૂપના બલથી આ અખિલ વિશ્વ પણ વિમુક્ત થાય છે." (જુઓ ગીતા ૪–૭; પૃષ્ઠ ૧૨૪–૧૨૮, ભાગવત (૧૦–૨૬–૧૬) સુબોધિનીનું વિવેચન.) *આચાર્યશ્રીએ અત્ર (૬૨–૬૩)મા કારિકામાં **શ્રીભાગવતનું પ્રમેય** કહ્યું છે, તથા એનું ગીતાસામાનાધિકરણ્ય અર્થાત્ **ગીતા** તથા **ભાગવત**ના પદોભગવત્પરત્વે **એકસમાન અર્થ** છે એમ ઉપદેશ કર્યો છે. **ભાગવત**પ્રોક્ત **અર્થ વેદમાં મુખ્યતાએ** કહ્યો છે એમ નીચેના **વેદમન્ત્ર**ના તથા ભાગવતના પ્રમાણ વાક્યથી જણાય છે. [1]**भगवान् ब्रह्म कार्त्स्न्येन त्रिरन्वीक्ष्य मनीषया। तदध्यवस्यत्कूटस्थो रतिरात्मन्यतो भवेत्।** ( भाग० २-२-३४ ) [2]**धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेनकथासु यः नोत्पादयेद्यदि रतिं श्रम एव हि केवलम्॥** (भाग० १-२-८)। [3]**तमुस्तोतारः पूर्व्यम्॥** ( ऋग्वेद० १-१५६-३ ). (૧) "અનાદિસિદ્ધવેદનું કૂટસ્થ-નિશ્ચલ ભગવાને વિચારકબુદ્ધિએ અવલોકન કર્યું અને **ફલ ભગવાન્** પોતે છે તથા મુખ્ય-સાધન **ભક્તિ** છે એમ પોતે નિશ્ચય કર્યો." (૨) "સારી રીતે અનુષ્ઠિત થયેલો ધર્મ જો સર્વતઃ જેમની આજ્ઞાપ્રવર્તે છે એવા **ભગવાનની કથાને** વિષે **રતિ** ઉત્પન્ન ન કરે તો **તે** ધર્મ કેવલ શ્રમ જ છે." (૩) વળી **तमुस्तोतारः पूर्व्यम्।** ઇત્યાદિ શ્રુતિમન્ત્રથી પણ આ જ અર્થ જણાય છે.** (૨) **વેદમાં મુખ્યતાએ કહેલો ધર્મ સર્વગોપ્ય છે**:—એમ **सर्ववेदेतिहासानां सारं सारं समुद्धृतम्।** ( १-३-४२ )। **धर्मःप्रोज्झितकैतवोऽत्र परमः**—।(१-१-२) ભાગવતના વાક્યથી જણાય છે. **ત્રૈવર્ણિકોના ઉદ્ધાર**ને અર્થે વેદ છે. **સ્ત્રીશૂદ્રા**દિના **ઉદ્ધાર**ને અર્થે **ભારત-ઇતિહાસ** છે. પણ **શ્રીમદ્ભાગવતમાં તો ઉભયે વેદનો તથા ઇતિહાસનો સાર** સમુદ્ધૃત કર્યો છે તેથી **શ્રીમદ્ભાગવત સર્વોદ્ધારક** છે. શ્રીમદ્ભાગવતમાં જે ભગવચ્છ્રવણાદિ કરવાનો ધર્મ ઉપદેશ્યો છે તે કાપટ્યથી રહિત છે. (૩) **વેદમાં મુખ્યતાએ**

**કહેલા આ ધર્મનો પ્રકાશ તો માત્ર બ્રહ્માજીને થયો** એમ દ્વિતીયસ્કન્ધના **દશ્મા પુરુષસૂક્તાધ્યાયથી** નિશ્ચિત થાય છે. (૪) એ **ભાગવતધર્મ સનકાદિને ભગવત્કૃપાથી** જણાયો એમ **હંસગીતામાંથી** સમજી શકાય છે. ****ઋગ્વેદ સંહિતા(મં૦ ૧-૧૫૬-૩)વિષ્ણુસૂક્તનો** આ મન્ત્ર છે,અને તેનું સુન્દર વ્યાખ્યાન શ્રીપુરુષોત્તમજીએ(૩-૩-૪૦)શ્રીમદણુભાષ્ય પ્રકાશમાં કર્યું છેઃ—

**"तमु स्तोतारः पूर्व्यं यथाविद ऋतस्य गर्भं जनुषा पिपर्तन ।**

**आस्य जानन्तो नाम चिद्विवक्तन महस्ते विष्णो सुमतिं भजामहे ॥३॥**

હે ભગવદ્ગુણગાનપરાયણ સંતવૃન્દ! તમે યથાર્થ ભગવત્સ્વરૂપને જાણતા હોઈને તે સર્વે કારણના પણ કારણરૂપ એવા **સનાતનસ્વરૂપ**ના ગર્ભિત અર્થને—ઋત—વાણીરૂપની ભીતર રહેલા સત્ય સ્વરૂપને તમારા જન્મથી યાવજ્જીવનપર્યન્ત સન્તુષ્ટ કરો. દેહેન્દ્રિયાદિ સકલ પદાર્થોનો એ ભગવાનને વિષે જ વિનિયોગ કરીને એ ભગવાનને સન્તોષ આપો! સર્વ પ્રકારે આ પુરુષોત્તમનું નામસ્વરૂપ જાણીને તેનું કીર્તન કરો. ભગવન્નામ પણ અખણ્ડબ્રહ્માત્મકત્વે સચ્ચિદાનન્દસ્વરૂપ હોવાથી એ ભગવન્નામનું કીર્તન કર્યાથી પણ ભગવાનને સંતોષ થશે. હે **વિષ્ણુ**, હે ભગવન્, મહાતેજોરૂપ એવા આપની **સુમતિ—કૃપાને** અમે ભજીએ છીએ, આપની કૃપા હોય તો અમે સુમતિમાન તથા ભગવદ્ભક્ત હોય એવા ગુરુને ભજીએ." (જુઓ **आदरादलोपः** સૂત્રનો ભાષ્યપ્રકાશ.)

**કલિકાલના સર્વજીવોના** ઉદ્ધારને અર્થે **શ્રી ભગવાન** પોતે વ્યાસાવતાર ધરી નિજ **નામલીલાનો વ્યાસ—અર્થાત્ વિસ્તાર** કરે છે. શ્રીવ્યાસાવતાર નામલીલાત્મક ભગવાનનું વિસ્તારરૂપ હોવાથી એમણે **ભગવદ્ગીતા** કરતાં **શ્રીમદ્ભાગવતમાં ભાગવતાર્થનું-ભાગવતધર્મનું વિસ્તૃત** પ્રતિપાદન કર્યું છે. **વ્યાસ** હોવાથી શ્રી વ્યાસાવતારે એમ

---

****भागवतं हि सारोद्धारात्मकम् । कृष्णोक्तं तु पुराणं हि श्रीभागवतमुच्यते । अयमर्थस्त्वन्यमुखान्नोद्भविष्यति कर्हिचित् । भगवता प्रोक्तं हि भागवतम् । गीतादीनामपि भागवतत्वमेव न पुराणत्वम् ॥(भाग० नि० प्रकाश ३-६-७-४३-४८)**

****ભાગવત સારોદ્ધારાત્મક** છે.ઉત્તમાધિકાર સહિત છે,તેથી અન્ય પુરાણની માફક સાધારણ દૃષ્ટિએ તેનું નિરૂપણ કરવું યોગ્ય નથી. પરન્તુ ભાગવતને વિષે ભગવત્પ્રોક્ત અર્થ છે, વેદાદિ શાસ્ત્રનો પણ સાર છે, તેથી ઉત્તમકક્ષાની દૃષ્ટિથી ભાગવતનું નિરૂપણ કરવું ઘટે છે. શ્રીભાગવત તો ખરેખર ભગવાન્ કૃષ્ણે કહેલું પુરાણ છે. એ ભાગવતાર્થનો ઉદ્ભવ કદાપિ ભગવાન્ વિના અન્ય મુખે થાય એમ નથી. **ભગવાને જે શ્રીમુખે કહ્યું** છે તે નિશ્ચયપૂર્વક **ભાગવત** છે.ગીતાદિનું પણ ભગવાને શ્રીમુખે કથન કરેલું હોવાથી **ગીતાદિને વિષે** પણ **ભાગવતત્વ છે, પુરાણત્વ નથી.** +એકેક સમયે જો **ભગવદ્ધર્મ** તથા **અન્યધર્મ** કરવાનો પ્રસઙ્ગ પ્રાપ્ત થાય તો અન્ય ધર્મ કરતાં **ભગવદ્ધર્મ**ને વિષે **આદર** મુખ્ય હોવાથી ભગવદ્ધર્મનો લોપ કરી શકાતો નથી—એમ આ **બ્રહ્મસૂત્ર**માં પણ ભક્તિમાર્ગ પ્રચારક **ભગવાન્ બાદરાયણ વ્યાસ ભગવદ્ધર્મનું** પ્રાધાન્ય સ્વીકારે છે. આથી **ભાગવત**પ્રોક્ત ધર્મ **સનાતન ધર્મ** છે—એમ સિદ્ધ થાય છે.

વેદનો **વ્યાસ+અર્થાત વિસ્તાર** કર્યો, તેમ એમણે **ગીતાર્થનો** પણ **વ્યાસ અર્થાત વિસ્તાર શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં** કર્યો છે. અત એવ **શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં** ભાગવતાર્થનું-ભાગવતધર્મનું ગીતા જેટલું જ સંક્ષિપ્ત **કથન નથી.** પરન્તુ **વિસ્તૃત** વર્ણન છે.

શ્રીમદ્ભાગવતને વિષે પરમ્પરાન્તર અર્થાત બીજી *પરમ્પરાઓ પણ છે—એમ સિદ્ધ કરવા હુવે શ્રીમદાચાર્યચરણ કહે છે કે:-**પૂર્વંભગવતોદિતમિતિ।** શ્રીમદ્ભાગવતના અર્થનો ઉપદેશ પૂર્વે પણ શ્રીભગવાને પોતે કર્યો છે.

---

*શ્રીમદ્ભાગવતને વિષે **પરમ્પરા** માટે જુઓ દ્વિતીય સ્કન્ધ.૨-૮-૨૫મા શ્લોકમાં શ્રીશુકદેવજી કહે છે કે **નારદજીને** એમના પિતા **બ્રહ્માજીએ ભાગવત** કહ્યું છે, કે જે **ભાગવત બ્રહ્માજીને** પોતાને **સાક્ષાત્ ભગવાન્ હરિએ ચતુઃશ્લોકી ભાગવતમાં** કહ્યું છે. **૫** મા અધ્યાયમાં **નારદજી** બ્રહ્માજીને પરમભગવત્તત્ત્વ વિષે પ્રશ્ન કરે છે, જેનો પ્રત્યુત્તર શ્રી**બ્રહ્માજી નારદજીને** ૫-૬-૭ એમ ત્રણ અધ્યાયમાં આપે છે અને શ્રી**નારદજીને બ્રહ્માજી** આજ્ઞા કરે છે કે "હે **નારદ!** મ્હેં ત્હને આ ભગવાને મ્હને સાક્ષાત્ પોતે કહેલું **ભાગવત** કહ્યું છે. આ **ભાગવત સંક્ષિપ્ત સઙ્ગ્રહરૂપ** છે. ભાગવત ભગવાનની વિભૂતિનું—માહાત્મ્યનું વર્ણન કરે છે. તું આ **ભાગવતનું વિસ્તાર પૂર્વક વર્ણન** બીજા લોકોને માટે કર! જેથી સર્વાત્મા તથા સર્વાધાર એવા હરિને વિષે મનુષ્યોને ભક્તિ થાય. **એક પદાર્થનું બહુ પ્રકારે કથન કર.** ભગવદ્ગુણોનું એવી રીતે વિસ્તાર પૂર્વક વર્ણન કરો કે જેથી મનુષ્યોમાં **ભગવદ્ભક્તિ પ્રવર્તે.** અધિકાર પ્રમાણે સઙ્ક્ષેપથી કે **વિસ્તારથી** કથન કરવામાં **આવે** છે, તું ઉત્તમ અધિકારી છે, તેથી ત્હને મેં **સંક્ષેપમાં ભાગવતનું** વર્ણન કર્યું છે. પરન્તુ તમે **વિસ્તારપૂર્વક** બીજા લોકોને માટે **ભાગવતનુ** વર્ણન કરો!" આમ બ્રહ્માજીએ જે દશ લક્ષણયુક્ત ભાગવતનું સંક્ષિપ્ત વર્ણન નારદજીને કર્યું તે ભાગવતનું વર્ણન કરવા **નારદજીએ** સરસ્વતીના તટ ઉપર પરબ્રહ્મનું ધ્યાન કરી રહેલા અમિતતેજ વાળા **શ્રીવ્યાસાવતારને** કહ્યું. તે પછી નારદજીના **અભિપ્રાય** પ્રમાણે ભગવદ્ગુણાનુવાદથી **શ્રીવ્યાસાવતારે** આત્માનો અસન્તોષ દૂર કરવા સમાધિમાં ભગવત્પ્રોક્ત ભાગવતાર્થનુ દર્શન કરી **શ્રીમદ્ભાગવતશાસ્ત્ર** પ્રકટ કર્યું, કે જે વિસ્તાર પૂર્વક ૧૦ પ્રકારની ભગવલ્લીલાનું વર્ણન ૧૨ સ્કન્ધમાં કરે છે. ( જુઓ **ભાગવત સુબોધિની:**— ૨-૮-૨૮-૨૯; ૨-૯-૪૨-૪૩-૪૪-૪૫. સૂક્ષ્મ તથા **સ્થૂલ ભાગવત** માટે જુઓ ૨-૩ સ્કન્ધનો **ભાગવતાર્થ નિબન્ધ** ૩. કા. ૪૪-૪૮ )

**इदं भागवतं नाम यन्मे भगवतोदितम्। सङ्ग्रहोऽयं विभूतिनां त्वमेतद्विपुलीकुरु। यथा हरौ भगवति नृणां भक्तिर्भविष्यति। सर्वात्मन्यखिलाधार इति सङ्कल्प्योपवर्णय॥ २-७-५१ भागवत सुबोधिनी -यदिदं मया निरूपितं तद्भागवतम्। भगवता प्रोक्तं भगवत्फलकं भागवतं नाम। तत्र तृतीयार्थ माह—यन्मे भगवतोदितमिति। यन्मे मह्यं भगवता उदितम् स्वयमिति। अस्माद्धेतोः इदं भागवतं नाम। ननु भगवता हि स्वरूपं सर्वमेवोपवर्णितम्। तत्कथमेतावदेवेत्याशङ्क्याऽऽह— सङ्ग्रहोऽयमिति। अयं विभूतीनां सङ्ग्रहः सङ्कोचः। सङ्क्षेपविस्तारौ ह्यधिकारानुसारेण निरूप्येते। तत्र त्वमुत्तमोऽधिकारी। अतस्तुभ्यं सङ्क्षेपेण निरूपितम। त्वं त्वन्येषामर्थ एतद्विपुलीकुरु-विस्तरेण वर्णय॥ ५१॥ माहात्म्य ज्ञानपूर्वकसुदृढसर्वतोऽधिकस्नेहस्य भक्तित्वान्माहात्म्यज्ञानव्यतिरेकेण तस्या**

*શ્રીમદ્ભાગવતનો અર્થ ભગવાનથી આરમ્ભીને પૂર્વની પ્રાચીન સનાતન પરમ્પરાએ કરીને ઉતરી આવ્યો છે. પૂર્વે ભગવાને પોતે ચતુઃશ્લોકીમાં બ્રહ્માજીને ભાગવતાર્થ કહ્યો, જેનું વિસ્તૃતકથન બ્રહ્માજીએ નારદને ત્રણ અધ્યાયમાં કર્યું — ત્યાર પછી નારદજીએ શ્રીવ્યાસને આ ભાગવતાર્થ સમજાવ્યો. આ પ્રકારે ભાગવતને વિષે પરમ્પરા પણ છે. "આશ્વમેધિક પર્વમાં જેમ ગીતાર્થનો અનુવાદ અન્યપ્રકારે કર્યો છે તેમ અત્ર કેમ કર્યું નથી?" એમ આકાંક્ષા થાય તો આ સમાધાન કર્યું છે કે ભાગવતને વિષે બીજી પરમ્પરા પણ છે. જેમકે ચતુઃશ્લોકીમાં જ ભાગવતાર્થનો ઉપદેશ ભગવાને કર્યો તેનું જ પ્રતિપાદન શ્રીબ્રહ્માજીએ શ્રીનારદને ત્રણ અધ્યાયમાં કર્યું, અને વળી ત્યાં જ શ્રીબ્રહ્માજીએ 'त्वमेतद्विपुलीकुरु। હે નારદ! તમે આ સૂક્ષ્મ ભાગવતાર્થનું વિપુલીકરણ કરો'—એમ નારદજીને આજ્ઞા પણ કરી છે. શ્રીમદ્ભાગવતમાં પણ એક જ અર્થ તે તે અધિકારીના હૃદયમાં પ્રવેશ કરે તે અર્થે તે એક જ અર્થનું અનેક પ્રકારે કથન કર્યું છે, તેથી શ્રીભાગવતમાં ગીતાર્થનું વિપુલીકરણ કર્યું છે. (જુઓ ભાગ० ૨ ૭·૬૧). નારદવત્ જ શ્રીવ્યાસાવતારે ગીતોક્ત ભગવદર્થનું ભાગવતમાં વિપુલીકરણ અર્થાત્ વિવિધ પ્રકારે વિસ્તૃત કથન કરેલું હોવાથી ભાગવતને વિષે બીજી પરમ્પરા પણ સિદ્ધ થાય છે તેથી આ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર ભગવદ્ગીતામાં કહેલા સનાતનધર્મનો વિસ્તાર છે. आवरणभङ्गः—विपुलीकरणं चैकस्यैवार्थस्य तत्तदधिकारिणां हृदि प्रवेशाय नानाप्रकारेण कथनम्। यथा च नृसिंहोत्तरतापनीये ॐकार व्याख्यानस्य। अतो नारदवदेव व्यासेनापि विपुलीकरणात् परम्परान्तरेऽपीदम्भागवतं गीताविस्तार इत्यर्थः। " તે તે અધિકારીના હૃદયમાં પ્રવેશ થાય એ અર્થે એક જ અર્થનું વિવિધ પ્રકારે કથન કરવું તેને વિપુલીકરણ" કહે છે. જેમકે ૐકારનું વ્યાખ્યાન કરવા માટે નૃસિંહોત્તરતાપનીય ઉપનિષદ્ છે. અતઃ નારદવત્ જ વ્યાસે ગીતોક્ત ભગવદર્થનો વિસ્તાર ભાગવતશાસ્ત્રમાં કર્યો છે. એથી ભાગવતપ્રોક્ત અર્થ સનાતન છે એમ સિદ્ધ થાય છે. આ પ્રકારે શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં કહેલા ધર્મનું તથા અર્થનું વેદવત્ સનાતનરૂપ કર્યું. હવે શ્રીમદ્ભાગવતની ગણના વ્યાસાવતારે +પઞ્ચરાત્રાદિ આગમોમાં ન કરતાં પુરાણોમાં કેમ કરી તે કહે છેઃ—

त० दी० — विश्वासार्थं पुराणेषु पठितं भक्तिहेतुकम्।
प्रतिपाद्येशलीलायाः पुराणार्थं *(त्वतः) ततः पुनः ॥६५॥

---

अनुद्यान्माहात्म्यज्ञाने विस्तारकथनस्य हेतुत्वान्माहात्म्यज्ञापनेन भक्तिजननार्थं विस्तारो वक्तव्यः। किं बहुना यथैव भक्तिर्भविष्यति तथैव वक्तव्यः। अनेनाऽधिकारानुसारेण पदार्था वक्तव्या इत्युक्तम्। सर्वेषामाधारभूतो भगवान् सर्वप्रकारेण। अतस्तस्मिन्नुचितः स्नेह इति। यदा लोकेभ्यो भगवद्गुणा विस्तरेण वक्तव्यास्तदा फलान्तरं नोद्देश्यं किन्तु भगवद्भक्तिरेव सर्वेषां भवत्विति मनसि निश्चित्य गुणा वक्तव्या इत्याह। इति सङ्कल्प्येति। वर्णय एकैकं पदार्थं बहुभिः प्रकारैः कथयेत्यर्थः ॥६२॥ સર્વેને ભગવદ્ભક્તિ થાય એ માટે બહુપ્રકારે ભાગવતાર્થ વર્ણવ્યો છે.

+पञ्चकम् पञ्चरात्राणां कृष्णमाहात्म्यपूर्वकम्। वाशिष्ठं नारदीयं च कापिलं गौतमीयकम्॥ परं सनत्कुमारीयम् पञ्चरात्रंचपञ्चकम्॥ इति ब्रह्मवैवर्ते श्रीकृष्ण जन्मखण्डे १३२ अध्याय॥

सर्वमुक्तिनिवृत्त्यर्थं वेदत्वं तस्य नोक्तवान् ।
वेदकर्तृवचस्त्वाद्धि सतां सर्वं भविष्यति ॥६६॥
स्वस्यान्यस्य च निर्वाहं वेदः कर्तुं न हि क्षमः ।
अत्यन्तमलिना लोकास्ततो भागवतं कृतम् ॥६७॥

एतदभ्यासनाल्लोको मुच्यतेऽनुपजीवनात् ।
कालादिधर्महेतूनामभावात् साम्प्रतं कलौ ॥६८॥

वेदस्मृतिपुराणानामर्थाः सर्वे हि बाधिताः ।
कालादिसाधनापेक्षारहितः सर्वतोऽधिकः ॥
फलतः सुगमश्चैव सर्वथा फलसाधकः ॥६९॥

**કારિકાશબ્દાર્થઃ**—શ્રીમદ્ભાગવતમાં લોકોને વિશ્વાસ રહે એ અર્થે શ્રીમદ્ભાગવતની ગણના પુરાણોમાં કરી છે. શ્રીમદ્ભાગવતશાસ્ત્ર ભક્તિના હેતુનું-ભક્તિના સાધનોનું નિરૂપણ કરે છે. સર્વ સમર્થ ઈશ્વરની પ્રતિપાદન કરવા યોગ્ય એવી જે ૧૦ પ્રકારની સર્ગાદિ ભગવલ્લીલાઓ છે તે ભગવલ્લીલાનું વર્ણન શ્રીમદ્ભાગવતમાં કરેલું હોવાથી શ્રીમદ્ભાગવતને વિષે પુરાણને અર્થ છે એમ સમજવું. એથી જ શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો સમાવેશ પુરાણોમાં થયો છે. વળી, વેદત્વ સર્વ જીવની મુક્તિ નિવારણ કરે છે, તેથી શ્રીવ્યાસાવતારે શ્રીમદ્ભાગવતને "વેદ"-એવું નામ આપ્યું નથી. શ્રીમદ્ભાગવત તો ખરેખર વેદકર્તા ભગવાન્‌નું વચનામૃત છે તેથી દૈત્યાવેશથી રહિત હોય એવા સાધુલોકોનું સર્વ કાર્ય શ્રીમદ્ભાગવતથી જ સિદ્ધ થઈ જશે. (આ કલિકાલમાં સાધુલોકોને શ્રીમદ્ભાગવત અમારું સર્વસ્વ છે એમ વિશ્વાસ રહેશે.) આ કલિકાલમાં વેદો પોતાનો તથા અન્યનો નિર્વાહ-નિભાવ કરવા સમર્થ રહ્યા નથી, કારણકે લોકો અત્યન્ત મલિન આચરણ કરનારા થઈ ગયા છે. તેથી જ ભગવાને શ્રીમદ્ભાગવતશાસ્ત્રને પ્રકટ કર્યું છે. જો આ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર ઉપર આજીવિકા ન ચલાવે તો લોકો આ શ્રીમદ્ભાગવતનો કેવલ અભ્યાસ માત્ર કર્યાથી જ મુક્તિ પ્રાપ્ત કરે છે દેશ, કાલ, દ્રવ્ય, કર્મ, કર્તા, તથા મન્ત્ર પ્રકાર-આ ૬ જો શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાય. પરન્તુ સામ્પ્રત કલિયુગમાં આ શુદ્ધ કાલાદિધર્મહેતુઓનો અભાવ હોવાથી વેદ, સ્મૃતિ, તથા પુરાણોના પણ સર્વ અર્થો ખરેખર બાધ પામી થયા છે. (સામ્પ્રત કલિયુગમાં એમનું અનુષ્ઠાન સર્વાંશે થઈ શકતું નથી. તેથી શુદ્ધ કાલાદિસાધનોની અપેક્ષા કર્યા વિના ફલદાન કરે એવો ભાગવતાર્થ ભગવાન્ **શ્રીવ્યાસાવતારે** પ્રકટ કર્યો છે). આ ભાગવતાર્થ કાલાદિસાધનોની અપેક્ષા કરતો ન હોવાથી સર્વતોધિક છે, ફલતઃ સુગમ છે, તેમ જ સર્વથા ફલ સાધી આપે છે. (૬૫-૬૯).

**વિવેચનઃ-શઙ્કા** "જો પરમ્પરાન્તરથી– બીજી પરમ્પરાથી શ્રીમદ્ભાગવતનું કથન થયું છે એમ કહેશો તો **શ્રીમદ્ભાગવતશાસ્ત્ર પણ +પઞ્ચરાત્ર** સંહિતાની માફક **સ્વતન્ત્ર** ગ્રન્થ ગણાશે." આ શઙ્કા થાય તો **શ્રીમદાચાર્ય-ચરણ તેનું સમાધાન કરવા** કહે છે કે **विश्वासार्थमिति।** શ્રીમદ્ભાગવતમાં લોકોને વિશ્વાસ રહે એ હેતુથી શ્રીમદ્ભાગવતની **ગણના પુરાણોમાં** કરી છે *આગમ–તન્ત્રશાસ્ત્રમાં જે લોક શ્રદ્ધા હોય છે તેના કરતાં પણ લોકોને પુરાણોમાં વિશ્વાસ વિશેષ હોય છે. તેથી શ્રીમદ્ભાગવતની ગણના સ્વતન્ત્ર આગમ શાસ્ત્ર તરીકે અર્થાત્ તન્ત્રશાસ્ત્ર તરીકે કરી નથી, પરન્તુ પુરાણ તરીકે શ્રીમદ્ભાગવતની ગણના કરી છે. શ્રીમદ્ભાગવતને પુરાણ ગણ્યું છે એમાં બીજો પણ હેતુ શ્રીમદાચાર્યચરણ આપે છે કે—**भक्तिहेतुकमिति।** શ્રીમદ્ભાગવત ખરેખર ભક્તિના સાધનોનું કથન કરે છે; જ્યારે તે પઞ્ચરાત્રસંહિતા તો કેવલ ઉપાસનાનું વિધાન કરે છે. વળી, શ્રીમદ્ભાગવતને પુરાણ ગણ્યું છે એમાં બીજો પણ હેતુ શ્રીમદાચાર્યચરણ કહે છે કે **प्रतिपाद्यति।** શ્રીમદ્ભાગવતમાં ૧૦ પ્રકારની ઈશલીલા-૧૦ પ્રકારની ભગવલ્લીલા પ્રતિપાદિત કરી છે. જો એમ ભાગવતમાં દશવિધ ભગવલ્લીલાનું પ્રતિપાદન ન હોય તો શ્રોતાને તે તે ભાવ સિદ્ધ ન થાય, અને શ્રોતાને જો તે તે લીલાનું શ્રવણ કરવા વડે તે તે ભાવ પ્રાપ્ત ન થાય તો તેના તે તે કર્મનો ક્ષય પણ થતો ન હોવાથી તેને મોક્ષ પણ પ્રાપ્ત ન થાય. અતઃ ભાગવતમાં પ્રતિપાદિત કરેલી ભગવાનની જે દશલીલા છે તે લીલાવર્ણન શ્રીમદ્ભાગવતનું પુરાણ લક્ષણ સિદ્ધ કરે છે, તેથી શ્રીમદ્ભાગવતનો પ્રવેશ પુરાણોમાં થાય છે.

---

+**पञ्चरात्रम्–पञ्चविधानि रात्राणि ज्ञानानि यत्र।** આ પઞ્ચરાત્ર ગ્રન્થમાં પઞ્ચવિધ જ્ઞાન છે. આ ગ્રન્થ પઞ્ચરાત્રનું પઞ્ચક છે. વાશિષ્ઠ, નારદીય, કાપિલ, ગૌતમીય, તથા સનત્કુમારીય–એમ પઞ્ચરાત્રના તન્ત્રો છે. નારદ પઞ્ચરાત્રને સપ્તવિધ પણ કહેલું છે. પઞ્ચરાત્રસંહિતાને આગમ તન્ત્રશાસ્ત્ર કહેલું છે. ***आगमम्** તન્ત્રશાસ્ત્ર અલૌકિક સિદ્ધિને અર્થે શિવશક્ત્યાદિ દેવપૂજન વિધિનો સઙ્કેત ગર્ભિત ગૂઢબોધ કરે છે. આનું લક્ષણ પ્રામાણિકજનો આપે છેઃ—(૧)
**सृष्टिश्च प्रलयश्चैव देवतानां तथार्चनम्। साधनं चैव सर्वेषां पुरश्चरणमेव॥**
**षट्कर्म साधनं चैव ध्यानयोगश्चतुर्विधः। सप्तभिर्लक्षणैर्युक्तं त्वागमं तद्विदुर्बुधाः॥**
**आगमः=(१)शास्त्रमागमम् आगमादिव तमोपहादितः सम्भवन्ति मतयो भवच्छिदः।**
**મોક્ષબુદ્ધિપ્રદશાસ્ત્ર( किरात ६-२२ ) ( २ )वेदशास्त्रमन्त्रादि(महाभारत १-१-१)**
**(२)सिद्धं सिद्धैः प्रमाणैस्तु हितं चात्र परत्र च। आगमशास्त्रमाप्तानामाप्तास्तत्त्वार्थवेदिनः॥**

(૧) "સૃષ્ટિ, પ્રલય, દેવતાનું અર્ચન, સર્વેનું પુરશ્ચરણ-સાધન, ષટ્કર્મ સાધન, ૪ પ્રકારનો ધ્યાન યોગ"–આ **૭ લક્ષણોથીયુક્ત** જે **શાસ્ત્ર** છે તેને વિદ્વાનો **આગમ** કહે છે. (૨) આગમશાસ્ત્ર આપ્તજનોનું તત્ત્વાર્થવેત્તાઓનું છે. જે આ સિદ્ધ પ્રમાણોથી સિદ્ધ થયું છે તથા જે આ લોકમાં તથા પરલોકમાં હિતકારક છે. એવું જે આપ્તજનોનું શાસ્ત્ર છે તે **આગમ** કહેવાય છે.

**શ્રીમદ્ભાગવતની પુરાણતરીકે ગણના કરી છે:—શ્રીમદ્ભાગવતને વિષે પ્રમાણનું તથા પ્રમેયનું** નિરૂપણ **આરીતે** છે:-"**पञ्चरात्रस्य कृत्स्नस्य वक्ता नारायण: स्वयम्। સર્વ પઞ્ચરાત્ર** તન્ત્રના વક્તા ભગવાન્ **નારાયણ** પોતે છે." આ પ્રકારે નિરૂપણ કરેલું હોવાથી યદ્યપિ **પઞ્ચરાત્ર** તન્ત્રના વક્તા ભગવાન્ છે તો પણ '**तृतीयमृषिसर्गत्वं देवर्षित्व मुपेत्य स:। तन्त्रं सात्त्वतमाचष्टे नैष्कर्म्यं कर्मणां यत:॥ ( भाग० १-३-८ )** ઋષિ સર્ગ થયા ત્યારે તૃતીય દેવર્ષિત્વને પ્રાપ્ત થઈ તે ભગવદાવેશવાલા **નારદજી**એ પઞ્ચરાત્રરૂપ **સાત્ત્વત તન્ત્ર** કહ્યું કે જેમાં કહેલી ભગવત્પરિચર્યા કર્યાથી કર્મોનું **નૈષ્કર્મ્ય** સિદ્ધ થાય છે"— આ વાક્ય પ્રમાણે **નારદજીને પઞ્ચરાત્ર તન્ત્રના પ્રસિદ્ધ વક્તા** કહ્યા છે. અત્ર ભગવદ્કૃત પરમ્પરા છે તો પણ "જેમ **પઞ્ચરાત્ર** તન્ત્ર એક **નારદજીએ** કરેલો **સ્વતન્ત્ર** ગ્રન્થ છે, તેમ **શ્રીમદ્ભાગવત** પણ યદ્યપિ **ભગવદુક્ત છે** તો પણ એક **વ્યાસજીએ** કરેલો **સ્વતન્ત્ર** ગ્રન્થ થઈ જશે." આ પ્રકારે **શઙ્કા** થાય તો **શ્રીમદાચાર્યચરણ સમાધાન** કરે છે કે:—શ્રીમદ્ભાગવત કંઈ **નારદપઞ્ચરાત્રાદિ** આગમ **તન્ત્ર ગ્રન્થની** માફક **સ્વતન્ત્ર** ગ્રન્થ નથી. શ્રીમદ્ભાગવતની **ગણના પુરાણ તરીકે કરવી ઘટે છે.** એમાં ત્રણ હેતુ **શ્રીમદાચાર્યચરણે** આપ્યાં છે:— **( ૧ ) આગમ તન્ત્ર** ગ્રન્થની માફક **શ્રીમદ્ભાગવતને સ્વતન્ત્ર** ગ્રન્થ માનશો તો લોકોનો **વિશ્વાસ** શ્રીમદ્ભાગવતમાં નહિ રહે. આ હેતુ ધ્યાનમાં રાખીને **શ્રીવ્યાસાવતારે શ્રીમદ્ભાગવતની ગણના પુરાણમાં** કરી છે. કારણ કે **લોકોને આગમ**શાસ્ત્ર કરતાં અથવા તો **તન્ત્રગ્રન્થ કરતાં પુરાણોમાં** અધિક **વિશ્વાસ** છે. **( ૨ ) શ્રીમદ્ભાગવતને પુરાણ** કહેવામાં બીજો હેતુ એ છે કે **શ્રીનારદ પઞ્ચરાત્ર તો** ખરેખર એક **ઉપાસનાવિધાન કરનારો** ગ્રન્થ છે, જ્યારે **શ્રીમદ્ભાગવત** તો એક ઉત્તમ **ભક્તિવિધાન કરનારો** ગ્રન્થ છે. **શ્રીમદ્ભાગવત भक्तिहेतुक** છે. અર્થાત્ શ્રીમદ્ભાગવત **ભક્તિસાધનોનું કથન** કરે છે. **भक्तिहेतुं कायतीति भक्तिहेतुकम्। भक्तिसाधनाभिधायकमित्यर्थ:। ( ૩ ) શ્રીમદ્ભાગવતમાં** ઈશ્વર એવા **ભગવાનની ૧૦ પ્રકારની લીલાનું** પ્રતિપાદન કર્યું છે, આમ ભગવાનની **૧૦ વિધલીલાનું** પ્રતિપાદન કરવું એ જે **પુરાણનું લક્ષણ** છે તે પણ **અત્ર** ઘટે છે, તેથી પણ શ્રીમદ્ભાગવતની **પુરાણ** તરીકે **ગણના** કરવી ઘટે છે. આ **દશ** પ્રકારની **ભગવલ્લીલાનું** પ્રયોજન શું ? તો કહે છે કે શ્રોતાને તે તે **ભગવલ્લીલાનું** શ્રવણ **કર્યાથી તે તે ભગવદ્ભાવ પ્રાપ્ત** થાય છે, અને **તે તે ભગવદ્ભાવ સિદ્ધ થયે એ શ્રોતાના કર્મક્ષય** થાય છે, અને એમ **ભગવલ્લીલાનું શ્રવણકરવાથી કર્મનો ક્ષય થઈને શ્રોતાને મોક્ષ** પ્રાપ્ત થાય છે. આ પ્રકારે **શ્રીમદ્ભાગવતને** વિષે **પ્રમાણનું** તથા **પ્રમેયનું** વિશેષતઃ કથન કર્યું. **( ૬૫ )** હવે **શ્રીમદ્ભાગવત**ને વિષે **વ્યાસાવતારે વેદ સંજ્ઞાસંક્રીય** કેમ કર્યો તથા **પુરાણાર્થતા** કેમ કહી તે **આચાર્ય**શ્રી કહે છે:—

"**શ્રી**મદ્ભાગવતમાં વેદનો સાર ઉદ્ધૃત કરેલો ( તારવેલો ) હોવાથી**શ્રી**મદ્ભાગવત **વેદ છે એમ વ્યાસે** કેમ ન કહ્યું ? ભાગવતને **વિષે વ્યાસે પૂર્વસિદ્ધ વેદત્વ** જ કેમ ન કહ્યું ?"—આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ સમાધાન કરવા કહે છે કે:— **सर्वमुक्तिनिवृत्त्यर्थमिति।** શ્રીવ્યાસાવતારે શ્રીમદ્ભાગવત પ્રકટ કરીને આ કલિયુગમાં સ્ત્રીશૂદ્રાદિ **સર્વે** જીવનો **ઉદ્ધાર** કરવાનો પ્રયત્ન કર્યો છે. હવે જો શ્રીવ્યાસ પોતે શ્રીમદ્ભાગવતને '**વેદ**' એવી સંજ્ઞા આપે તો તેથી સ્ત્રીશૂદ્રાદિ **સર્વે** જીવોનો **ઉદ્ધાર** ન થાય. કારણકે **વેદ** તો **ત્રૈવર્ણિક**ની જ મુક્તિ કરે છે. **વેદમાં સર્વની મુક્તિ**

થતી નથી, (વેદમાર્ગ સર્વ મુક્તિ નિવારે છે) તેથી **સર્વે જીવોની મુક્તિને નિવૃત્ત** કરે–બાધ કરે એવું ***વેદત્વ**(વેદ એવું–નામ) શ્રીમદ્ભાગવતને વિષે શ્રીવ્યાસાવતારે નિરૂપિત કર્યું નથી. શ્રીવ્યાસાવતારે ભાગવતને જે **'પુરાણ'** સંજ્ઞા આપી આટલો સઙ્કોચ કર્યો છે તે સપ્રયોજન છે. (૧) અગ્રે થનારા બુદ્ધાવતારની કાર્યસિદ્ધિને અર્થે શ્રીમદ્ભાગવતનું ખણ્ડન કરવામાં બુદ્ધની આસ્થા ન થાય એ અર્થે શ્રીવ્યાસાવતારે **શ્રીમદ્ભાગવતને** વિષે **વેદત્વ** કથ્યું નથી, અથવા (૨) **" પુરાણોક્ત રીતિએ** આ કલિયુગમાં **સર્વ મુક્તિ** થાઓ—સર્વ કોઈની મુક્તિ થાઓ " એમ પાક્ષિક પ્રયોજન સિદ્ધ થાય એ ઉદ્દેશથી **શ્રીવ્યાસાવતારે "શ્રીમદ્ભાગવતશાસ્ત્ર"ને** વિષે **" વેદ "** એવી સંજ્ઞા આપી નથી, કારણકે **બુદ્ધાવતારમાં વેદોનું નિરાકરણ** થયું છે. પણ જો **"શ્રીમદ્ભાગવતશાસ્ત્ર"** ને **"વેદ"** એવી સંજ્ઞા પોતે આપી હોત તો **બુદ્ધાવતારે** જેમ વેદનું ખણ્ડન કર્યું તેમ આ **" શ્રીમદ્ભાગવતશાસ્ત્ર"નું** પણ ખણ્ડન કરી દીધું હોત અને એથી આ કલિકાલમાં સર્વ કોઇની મુક્તિનું એક છેલ્લું દ્વાર પણ બન્ધ થઈ ગયું હોત ). આથી શ્રીમદ્ભાગવતશાસ્ત્ર ભલે **પુરાણાર્થ** તરીકે રહે એ જ યુક્ત છે–એમ અમારો અભિપ્રાય છે આમ કહી **શ્રીમદાચાર્યચરણ** કહે છે કે **वेदकर्तृवचस्त्वाच्चेति।** શ્રીમદ્ભાગવત**શાસ્ત્ર** સાક્ષાત્ વેદકર્તા શ્રીભગવાન્‌નું શુભ વચનામૃત હોવાથી જે સજ્જનો દૈત્યાવેશથી રહિત છે તેમનું સર્વ કાર્ય સિદ્ધ કરશે જ અને તેથી ભાગવતને વિષે લોકોની આસ્થા તો રહેશે જ.

અગ્રે **બુદ્ધાવતાર** થશે ત્યારે **વેદોનું નિરાકરણ**—ખણ્ડન થશે એમ **શ્રીવ્યાસાવતાર** પોતે જાણતા હતા. "શ્રીમદ્ભાગવતને વિષે વેદત્વ છે–એમ જો લોક પ્રસિદ્ધિ થશે તો વેદવત્ એનું પણ ખણ્ડન બુદ્ધાવતાર કરી દેશે ! અને એમ જો **શ્રીમદ્ભાગવત**શાસ્ત્ર **પણ કલુષિત** થાય તો કલિયુગમાં સર્વ કોઇ જીવનો ઉદ્ધાર થશે નહિ ! તેથી **શ્રીમદ્ભાગવત**શાસ્ત્ર **પુરાણાર્થત્વે—પુરાણરૂપે** ભલે રહે એ જ યોગ્ય છે !"---આવો વિચાર કરી પરમકૃપાલુ **શ્રીવ્યાસાવતારે શ્રીમદ્ભાગવતની ગણના પુરાણમાં** કરી છે. અગ્રે તેજ પ્રમાણે **બુદ્ધાવતારમાં વેદોનું** ( ખણ્ડન ) **નિરાકરણ** થયું. પરન્તુ "**શ્રીમદ્ભાગવત**શાસ્ત્ર તો માત્ર એક **પુરાણરૂપે** વિદ્યમાન છે એટલે એનું ખણ્ડન પણ થવું જ જોઇએ "–એવો **બુદ્ધાવતાર**નો નિશ્ચય થયો નહિ. **બુદ્ધાવ**તારને કંઈ પુરાણશાસ્ત્રમાં વિશ્વાસ હતો નહિ " શ્રીમદ્ભાગવતમાં તો માત્ર પુરાણનો અર્થ છે, શ્રીમદ્ભાગવત કંઈ વેદ નથી એટલે એનું ખણ્ડન કરવાની આવશ્યકતા નથી"–એમ સમજી બુદ્ધાવતારે **શ્રીમદ્ભાગવત** જેવા **મોક્ષશાસ્ત્રનું ખણ્ડન કર્યું નહિ.** આ પ્રકારે આ કલિયુગમાં આ **અન્તિમ મોક્ષશાસ્ત્ર બુદ્ધાવતારથી કલુષિત થવા પામ્યું નથી.** કલિકાલમાં **સર્વે જીવોનો ઉદ્ધાર** કરાવે એવા આ **શ્રીવ્યાસાવતાર**ના અત્યુત્તમ **ભગવદ્ભક્તિનું પ્રતિપાદન કરનારા આ અન્તિમ મોક્ષશાસ્ત્રનું રક્ષણ** આમ **બુદ્ધાવતારની ખણ્ડન જાલમાંથી થયું છે.બુદ્ધાવતારે વેદનિન્દા** કરી તો પણ સર્વે જીવો બાહ્ય—બહિર્મુખ થયા નહિ. માત્ર દૈત્યાવેશથીયુક્ત થયલા જીવો જ બહિર્મુખ થયા. તેથી **દૈત્યાવેશથી** ભરેલા જીવોને **શ્રીમદ્ભાગવતમાં વિશ્વાસ ન હોય** તો પણ જે **જીવો સાધુ છે–દૈત્યાવેશથી રહિત છે તેમનો વિશ્વાસ** તો **શ્રીમદ્ભાગવતશાસ્ત્રમાં**

અવશ્ય રહેશે જ,કારણકે શ્રીમદ્ભાગવતમાં વેદકર્તા ભગવાનના વચનામૃત છે.(૬૬). હવે (વેદરૂપ)મર્યાદાશાસ્ત્ર કરતાં શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો ઉત્કર્ષ છે એમ નિરૂપિત કરવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે **स्वस्येति** । વેદના અર્થનું અનુષ્ઠાન સાઙ્ગોપાઙ્ગ સિદ્ધ થાય, ત્યારે વેદ સફલ થાય છે. પરન્તુ આ ઘોર કલિકાલમાં વેદ સ્વાર્થાનુષ્ઠાન–પોતીકા અર્થનું અનુષ્ઠાન સમ્પાદિત કરાવવાને પણ સમર્થ રહ્યા નથી. આ પ્રકારે સ્વનિર્વાહમાં–પોતીકો નિભાવ કરાવવામાં પણ વેદ કુણ્ઠિત થયો છે. વેદનું બલ સઙ્કુચિત થયું છે. તેમાં શ્રીમદાચાર્યચરણ હેતુ એ કહે છે કેઃ–**अत्यन्तमलिना लोका इति** । આ કલિકાલમાં લોકો અત્યન્ત મલિન થઈ ગયા છે. વેદનું એવું સામર્થ્ય નથી કે જે મનુષ્યો *આચારહીન છે–અર્થાત્ જે મનુષ્યો આચાર પાલતા નથી તેમની પાસે પણ પોતાનું અનુષ્ઠાન કરાવીને તેમને ફલદાન કરી શકે.

---

*"**आचारहीनं न पुनन्ति *वेदाः** (वशिष्ठ स्मृति ६ ३)અર્થાત્ **આચારથી રહિત હોય એવા જીવને વેદો પાવન કરતા નથી."** આ વાક્ય પ્રમાણે આ કલિયુગમાં તો વેદનું બલ પોતીકો નિભાવ કરાવવામાં પણ કુણ્ઠિત–સઙ્કુચિત થયું છે, કારણ કે લોકો **અત્યન્ત મલિન** થઈ ગયા છે તેઓ હવે **વેદમાં તથા સ્મૃતિમાં** વિધાન કરેલા **આચારનું** પાલન પણ કરી શકતા **નથી.**

*વશિષ્ઠસ્મૃતિના ષષ્ઠાધ્યાયમાં **આચારહીન—અત્યન્તમલિન લોકને વેદો પવિત્ર કરી શકતા નથી** એમ ઉપદેશ કર્યો છેઃ– **आचारः परमो धर्मः सर्वेषामिति निश्चयः ।**

**हीनाचारपरीतात्मा प्रेत्य चेह च नश्यति । आचारः परमो धर्मः सर्वेषामिति निश्चयः ॥१॥**

**नैनं तपांसि न ब्रह्म नाग्निहोत्रं न दक्षिणा । हीनाचाररतं भ्रष्टं तारयन्ति कथञ्चन ॥२॥**

**आचारहीनं न पुनन्ति वेदा यद्यप्यधीताः सह षड्भिरङ्गैः । आचारात्फलतेधर्मम् ।**

**छन्दांस्येनं मृत्युकाले त्यजन्ति नीडं शकुन्ता इव तापतप्ता (जातपक्षाः) ॥ ३ ॥**

**आचारहीनस्य तु ब्राह्मणस्य वेदाः षडङ्गा अखिलाः सपक्षाः ।**

**कां प्रीतिमुत्थापयितुं समर्था अन्धस्य दारा इव दर्शनीयाः ॥ ४ ॥**

**नैनं छन्दांसि वृजिनात्तारयन्ति मायाविनं मायया वर्तमानम् ॥ ५ ॥**

*સ્મૃત્યર્થઃ–"સર્વને માટે (શ્રુતિસ્મૃત્યુક્ત)આચાર પાલવો એજ **પરમ ધર્મ** છે–એવો નિશ્ચય છે. **હીનાચારથી** યુક્ત થયલો **આત્મા** આ લોકમાં તેમજ પરલોકમાં **નાશ** પામે છે. દુષ્ટ આચારને સેવી રહેલાને તથા **આચારમાંથી ભ્રષ્ટ** થયલા મનુષ્યને કોઈ પણ પ્રકારે કોઈ પણ **તારી** શકતું નથી. એની સાથે નથી તો **બ્રહ્મ**દેવતા જતી, કે નથી તો **અગ્નિહોત્ર** જતો, કે નથી તો **દક્ષિણા** જતી. **ષડઙ્ગસહિત** જે **વેદોનું અધ્યયન કર્યું હોય તે સર્વે વેદો** પણ આચારથી હીન થયલા દ્વિજને પાવન કરી શકતા નથી. જેમ પક્ષિઓ સન્તાપથી દુઃખ પામી માળો છોડી ચાલ્યા જાય છે, તેમ **વેદના છન્દો** પણ આવા **આચારહીન** પુરુષને **મૃત્યુ સમયે ત્યજીને ચાલ્યા જાય છે.** અન્ધ પુરુષને સુન્દર મનોહર સ્ત્રીઓ શું પ્રીતિ ઉત્પન્ન કરવાની છે? કંઈ પણ નહિ. તેજ પ્રકારે જે બ્રાહ્મણ **આચારથી હીન** થયો છે તેને છ **અઙ્ગ** સહિત સમગ્ર વેદો **સમક્ષ થઈને** પણ શું પ્રીતિ ઉત્પન્ન કરવાના છે? કંઈ પણ નહિ. **આવા આચારભ્રષ્ટ માયાવિ તથા કપટી મનુષ્યને પાપમાંથી વેદો વા વેદના છન્દો** પણ તારવાને સમર્થ

[**હવે ભાગવત ધર્મ જ આવશ્યક છે:**-હાલ કલિયુગમાં સર્વે જીવો **વિરુદ્ધ આચરણ** કરવામાં તત્પર છે, **સ્વાધ્યાયાદિ ક્રિયાઓથી રહિત** છે તેમ **આચારથી** પણ તેઓ **બહિર્મુખ** છે. વળી, તેઓ જે આચાર પાલી રહ્યા છે તે પણ તેઓ અત્યન્ત **વિધિહીન** પાલે છે. તેમનાં મન **વિક્ષેપ** પામેલા છે, તેઓ **ભ્રાન્ત** છે, અને તેઓ **જિહ્વેન્દ્રિય** તથા **ઉપસ્થ-પ્રજનેન્દ્રિયને તૃપ્ત કરવામાં પરાયણ છે.** તેઓ લગભગ **વ્રાત્યના** જેવા થઈ ગયા છે— **સાવિત્રીપતિત** થયા છે, અને **સ્વતઃ દુષ્ટ** છે. આવા જીવોને વિષે **વેદધર્મ** કેવી રીતે સિદ્ધ થઈ શકે ? કલિકાલના પ્રાબલ્યને લીધે **સર્વે જીવોની શક્તિનો, આયુષ્યનો** તથા **બુદ્ધિનો હ્રાસ થતો** જાય છે. આ કલિકાલમાં **વર્ણોના તથા આશ્રમોના આભાસ માત્ર જ** પ્રતીત થાય છે. ભાવિજીવોના હિતને અર્થે આ સર્વ ધ્યાનમાં લઈને **શ્રીમદાચાર્યચરણ વૈદિકધર્મ** માર્ગની આધુનિક કલિકાલમાં અત્યન્ત દુષ્કરતા તથા **ભાગવતમાર્ગની-શરણમાર્ગની** સુકરતા તથા **આવશ્યકતા** જોઈ રહ્યા છે અને તેથી જ પોતે કહે છે કે "હવે **વૈદિક માર્ગે જીવો** મુક્ત થઈ શકે એમ નથી, કારણકે લોકો **અત્યન્ત મલિન છે. શુદ્ધ દેશ, કાલ, દ્રવ્ય, મન્ત્ર, કર્તૃ,** તથા **કર્મપ્રકાર** આ ૬ હેતુથી **વેદોક્ત માર્ગે ધર્મ** સિદ્ધ થઈ શકે, પરન્તુ ધર્મના સાધન એવા આ **દેશકાલાદિ ૬ હેતુ શુદ્ધ દશામાં** પ્રાપ્ત થઈ શકતા નથી. (વેદોક્ત) **ધર્મસાધનભૂત** એવા આ શુદ્ધ **દેશકાલાદિ ૬ પદાર્થ જ** પ્રતિદિન દુર્લભ ને દુર્લભ જ થયા જાય છે, તો પછી (વેદોક્ત) **ધર્મ** ક્યાંથી **સિદ્ધ** થાય ? આ **શુદ્ધ દેશકાલાદિ ૬** હેતુઓના **અભાવે સામ્પ્રત કલિયુગમાં વેદ, સ્મૃતિ,** તથા **પુરાણના** સર્વ **અર્થો બાધિત** થયા છે. ધર્મસાધક **દેશકાલાદિ ૬ પદાર્થ** જો શુદ્ધ હોય તો જ તેઓ વેદાદિમાર્ગે ફલ સાધી આપે. પરન્તુ કોઈ પણ પ્રકારે સામ્પ્રત કલિયુગમાં આ ધર્મસાધક **દેશકાલાદિ ૬** પદાર્થ શુદ્ધ હોતા જ નથી. તો પછી વેદાદિમાં કહેલા અર્થો કે જેઓ આ મુખ્ય શુદ્ધ દેશકાલાદિ ૬ સાધનની અપેક્ષા કરે છે તેમનો નિર્વાહ ક્યાંથી સિદ્ધ થઈ શકે ? આ પ્રકારે લોકોના અત્યન્ત **મલિન આચારને** લીધે તથા શુદ્ધ દેશકાલાદિના અભાવે **વેદાદિ *અર્થો સામ્પ્રત કલિયુગમાં બાધિત થયા**

---

નથી. દુરાચારી પુરુષ લોકમાં નિન્દાય છે, સદા દુઃખભાગી થાય છે, વ્યાધિથી પીડાય છે, તથા અલ્પાયુષ્યવાળો થાય છે. આચાર હોય તો ધર્મ ફલે છે ઇત્યાદિ." આ પ્રકારે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા **આચાર પાલવો એ આવશ્યક** છે. **આચારથી ભ્રષ્ટ** થયેલા મનુષ્યને **વેદધર્મ ફલતો નથી**-ઇત્યાદિ **ઉપદેશ ધર્મશાસ્ત્રના ગ્રન્થો** કરી રહ્યા છે. પરન્તુ આ **કલિકાલમાં** તો **લોકો અત્યન્ત મલિન** થઈ ગયા છે. ( જુઓ આ **નિબન્ધ ગ્રન્થ** પૃષ્ઠ ૩૫-૪૪ તથા ઉપોદ્ઘાત પૃ. ૩૧-૩૮). *અતએવ (**ભાગ૦** ૧૦-૧૭-૯) માં કહ્યું છે કે "**નહિ વેદાઃ કલૌ યુગે।** કલિયુગમાં વેદો રહ્યા જ નથી-વેદો પ્રકાશતા નથી, પરન્તુ પાખણ્ડિઓ પાપથી પ્રકાશે છે."

છે. અત એવ **શ્રીવ્યાસાવતારે શ્રીમદ્ભાગવત** માર્ગે જ-ભગવન્માર્ગે જ **સર્વેનો ઉદ્ધાર થશે** એ ઉદ્દેશથી પોતે કૃપા કરી **શ્રીમદ્ભાગવતશાસ્ત્ર પ્રકટ કર્યું છે. વેદાદિ અર્થો** શુદ્ધદેશકાલાદિ ૬ સાધનોને અધીન છે, જ્યારે **ભાગવતાર્થ** આ દેશકાલાદિ ૬ સાધનની અપેક્ષા કરતો નથી, કારણ કે **ભાગવતાર્થ સર્વતોધિક છે, નિત્ય છે, સર્વોદ્ધારક છે, સર્વને સુલભ છે, ફલતઃ સુગમ છે,** તથા **સર્વથા ફલસાધક છે** (૬૭).

શઙ્કાઃ—"તો પછી શ્રીમદ્ભાગવતને વિષે પણ આ દોષ કેમ બાધ ન કરે ?"—આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ સમાધાન કરવા કહે છે કે **एतदभ्यसनाल्लोको मुच्यते ।** આ **શ્રીમદ્ભાગવતશાસ્ત્ર** સર્વોદ્ધાર કરવાને અર્થે પ્રકટ થયું છે. આ શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો માત્ર અભ્યાસ કર્યાથી જ લોક મુક્ત થઈ જાય છે. શ્રીમદ્ભાગવતના અર્થનું અનુષ્ઠાન ન થઈ શકે તો પણ જો લોકો એનો માત્ર **અભ્યાસ** કર્યા કરે તો એ **અભ્યાસમાત્ર**થી જ લોકને મુક્તિ પ્રાપ્ત થઈ જાય છે.

અત્ર * **શ્રીમદ્ભાગવતનો અભ્યાસ** કરવો એનો અર્થ એ છે કે **જીવે સદા સર્વદા શ્રીમદ્ભાગવતના શ્રવણ, કીર્તન તથા સ્મરણની** પુનરાવૃત્તિ **યાવજ્જીવમ્ જેટલી** થાય એટલી અવશ્ય કર્યા કરવી. શ્રીમદ્ભાગવત સંહિતાના શ્રવણેચ્છુઓના હૃદયને વિષે ભગવાન્ વશ થઈ જાય છે, એમને પરમપ્રકાર ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય છે કે જેથી એમના

---

* **શ્રીમદ્ભાગવતનો અભ્યાસ:**—શ્રીમદ્ભાગવતનું જે અત્ર શ્રવણ કરવાનું કહ્યું છે તેના અઙ્ગ તરીકે પઠન, મનન, તથા નિદિધ્યાસન પણ આવી જાય છે. એટલે શ્રીમદ્ભાગવતનું શ્રવણ કરનારા મનુષ્યે શ્રીમદ્ભાગવતના અર્થનું મનન, તથા નિદિધ્યાસન પણ શ્રવણના અઙ્ગ તરીકે કરવું ઘટે છે. ભગવાનને વિષે ચિત્ત પરોવવા ભગવદ્ભક્તે શ્રીમદ્ભાગવતનો પાઠ સર્વદા નિયમ કરીને આદરપૂર્વક અવશ્ય કરવો એમ **શ્રીમદાચાર્યચરણ** આજ **નિબન્ધ** ગ્રન્થના ૩-૪ **ફલસાધન** પ્રકરણમાં આજ્ઞા કરી છે. **શ્રીમદ્ભાગવત**નો પાઠ પ્રયત્નપૂર્વક કોઈ પણ પ્રકારના હેતુ વિના **નિઃસ્પૃહ** થઈને, તથા **દમ્ભ રહિત** થઈને કરવો. શ્રીમદ્ભાગવતનું આવું પઠન ભગવત્પ્રાપ્તિમાં પરમસાધન છે.

એથી **શ્રીમદાચાર્ય**ચરણ નિમ્નોક્ત **ફલસાધન પ્રકરણની કારિકામાં** સર્વને ઉપદેશ કરે છે કે શ્રીમદ્ભાગવતના અભ્યાસ પઠનાદિ સર્વ લોકોએ **નિઃસ્પૃહ થઈ દમ્ભ** રહિત થઈ, **શુભ** અન્તઃકરણથી નિયમ પુરઃસર **આદર** પૂર્વક કરવા એના શ્રવણ ભાગવતાર્થનું પુનઃ પુનઃ મનન કરવું:—

**सर्वथावृत्तिहीनश्चेदेकं यामं हरौ नयेत् । पठेच्च नियमम् कृत्वा श्रीभागवतमादरात् ॥२३०॥**
**साधनं परमेतद्धि श्रीभागवतमादरात् । पठनीयं प्रयत्नेन निर्हेतुकमदम्भतः ॥२४१॥**
**अथवा सर्वदा शास्त्रं श्रीभागवतमादरात् । पठनीयं प्रयत्नेन सर्वहेतुविवर्जितम् ॥२५१॥**
**वृत्त्यर्थं नैव युञ्जीत प्राणैः कण्ठगतैरपि । तदभावे यथैव स्यात् तथा निर्वाहमाचरेत् ॥२५२॥**
**प्रेम्णोऽन्यत् साधनं लोकेनास्ति मुख्यं परं महत् । श्रीभागवतमेवात्र परं तस्य हि साधनम् ॥**
**अधिकारमभिप्रायं ज्ञात्वा भक्तमुखेन हि । सकृच्छ्रवणमात्रेण कृष्णे प्रेम भवेद् ध्रुवम् ।**
**विरक्तो विपरीतादिभावनारहितः सुहृत । लीलामात्रश्रुतौ तस्य भवेत् प्रेमाऽखिलेष्विमु ॥**
**श्रीभागवततत्त्वार्थमतोवक्ष्ये सुनिश्चितम् यज्ज्ञानात् परमाप्नोति कृष्णः शीघ्रं फलिष्यति ॥**

શોક, મોહ, તથા ભયનો પણ નાશ થઇ જાય છે,તથા એમ શ્રીમદ્ભાગવતના અર્થરૂપ સર્વાત્મા, સર્વ સમર્થ, તથા દુઃખહર્તા એવા ભગવાન્ હરિનું વારંવાર યાવજ્જીવમ્ શ્રવણ, સ્મરણ, તથા કીર્તન કર્યાંથી કોઇ પણ મનુષ્યને અભયદાન પ્રાપ્ત થઈ જાય છે.આ પ્રકારે શ્રીમદ્ભાગવત સંહિતાના શ્રવણ,સ્મરણ, તથા કીર્તનાદિનું વારંવાર **પુનરાવર્તન**—વારંવાર રટન કરવું—એ પ્રકારનો **શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો અભ્યાસ** કરવો એમ નિમ્નોક્ત ભાગવત વાક્યો બોધ કરે છે. **( भागवत-१-१-२ )**

**ईश्वरः सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥ ( भागवत १-७-८ )**
**अस्यां वै श्रूयमाणायां कृष्णे परमपूरुषे । भक्तिरुत्पद्यते पुंसः शोकमोहभयापहा ।**
**तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः। श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम्।**
**(भागवत २-१-६)** આ **શ્રીમદ્ભાગવતનો** ઉત્કર્ષ **એવો તો મહાન્** છે કે એનું **તાત્પર્ય-સહિત શ્રવણ** કરવાની ઇચ્છાવાલા બુદ્ધિશાલી કુશલ જીવો તત્ક્ષણે જ માત્ર આ ભાગવતશાસ્ત્રનું **શ્રવણ** કરવા વડે જ સર્વ સમર્થ એવા ભગવાનને હૃદયને વિષે નિરન્તર રોકી શકે છે. અર્થાત્ આ ભાગવત શાસ્ત્રનું શ્રવણ કરવાની ઇચ્છાવાલા **મહાભાગ્યવન્ત** જીવો **कर्तुम्, अकर्तुम्**, તથા **अन्यथा कर्तुं समर्थ—કરવાને, ન કરવાને,** તથા **અન્યથા કરવાને** પણ સમર્થ એવા ભગવાન્ **શ્રીકૃષ્ણને** તરતજ પોતીકા હૃદયને વિષે સદા પધરાવી શકે છે. **( ભાગ. ૧-૧-૩ ).**

આ શ્રીમદ્ભાગવતસંહિતાનું જ્યારે શ્રવણ કરવામાં **આવે** છે તે સમયે કાલાદિનું નિયમન કરે એવા જે **પરમપૂરુષ સાક્ષાત્ ભગવાન્** કૃષ્ણ છે તેમને વિષે મનુષ્યને, ખરેખર, એવી તો **ભક્તિ** પ્રાપ્ત થાય છે કે જેથી તેના **શોક, મોહ,** તથા **ભયનો** પણ નાશ **થઈ** જાય છે. ( **અર્થાત્** તે મનુષ્યને એવી તો **ભગવદ્ભક્તિ** થાય છે કે જેના પ્રભાવના લીધે તેને ત્રિગુણાત્મક **પ્રકૃતિનું** કોઈ પણ **કાર્ય બાધ** કરતું નથી. જુઓ ભાગવત. ૧-૭-૮). તેથી **હે ભારત-ભરત-વંશીય રાજન્**, સંસારમાંથી ભય નિવૃત્ત કરવા જે ઇચ્છતો હોય એવા જીવે **દેહ પડે** ત્યાં સુધી **સર્વાત્મા,** તથા **દુઃખહર્તા** એવા **ભગવાન્ હરિનું શ્રવણ, કીર્તન,** તથા **સ્મરણ આ ત્રણેનું વારંવાર રટન** અવશ્ય કર્યા કરવું જોઇએ. (જુઓ ભાગવત. ૨-૧-૬) **શ્રીમદ્ભાગવતપ્રોક્ત અર્થનું** વારંવાર **શ્રવણ, સ્મરણ,** તથા **કીર્તન** કર્યાંથી **સર્વાત્મા ભગવાન્ હરિ શ્રીકૃષ્ણનું વારંવાર શ્રવણ, સ્મરણ, તથા કીર્તન સારી રીતે થયા** કરે છે. આમ વારંવાર શ્રીમદ્ભાગવતનું શ્રવણ, સ્મરણ તથા કીર્તન કરીને જો આ કલિકાલમાં લોકો શ્રીમદ્ભાગવતનો કેવલ ***અભ્યાસમાત્ર** રાખે તો તેથી પણ તેઓ યથાકથઞ્ચિત્ ભવસાગર તરી જાય છે. પરન્તુ **આમાં** એક બાધક નડે છે તે હવે કહે છેઃ—[કણ્ઠે પ્રાણ આવે તો પણ આજીવિકાને અર્થે (ઉદર પોષણને અર્થે) શ્રીમદ્ભાગવતને યોજવું નહિ. શ્રીમદ્ભાગવતની વૃત્તિ વિના અન્ય ગમે તે કોઇ પણ પ્રકારે ભગવદ્ભક્તે નિર્વાહ ચલાવવો. ભગવત્પ્રાપ્તિમાં મુખ્ય સાધન પ્રેમ છે, અને તે ભગવત્પ્રેમ પ્રાપ્ત કરવાને માટે, ખરેખર, શ્રીમદ્ભાગવતશાસ્ત્ર જ પરમ સાધન છે. જો કોઇ ભગવદ્ભક્ત વૈરાગ્યથી યુક્ત હોય, વિપરીતાદિ-ભાવનાથી રહિત હોય, તથા શુભ અન્તઃકરણવાલો હોય અને તે જો કોઇ ઉત્તમ અધિકારવાલા ભગવદ્ભક્તના મુખથી શ્રીમદ્ભાગવતમાં વર્ણવેલી ભગ-વાન્‌ની માત્ર એકાદ લીલાનું પણ શ્રવણ કરે તો તેટલા માત્રથી જ તેને

ભગવાન્‌ને વિષે પ્રેમ થાય છે, તો પછી એવો શ્રોતા જો અખિલ શ્રીમદ્ભાગવતશાસ્ત્રનું શ્રવણ ઉત્તમ ભક્તમુખે કરે તો તેને ભગવાન્‌ને વિષે પ્રેમ થાય જ એમાં તો સન્દેહ જ શો હોઇ શકે ? તેથી હવે હું શ્રીમદ્ભાગવતશાસ્ત્રના તત્ત્વનો સારી રીતે નિશ્ચિત કરેલો અર્થ કહીશ કે જે ભાગવતાર્થનું જ્ઞાન પ્રાપ્ત કર્યાથી કોઈ પણ જીવને ભગવાન્‌ને વિષે પરમપ્રીતિ થાય છે, અને આ ભગવત્પ્રીતિ એવી તો ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે કે તેથી કૃષ્ણ નામનું સદાનન્દરૂપી ફલ સત્વર પ્રાપ્ત થાય છે. ”] આ પ્રકારે શ્રીમદાચાર્યચરણ શ્રીમદ્ભાગવતશાસ્ત્રને ભગવત્પ્રેમ ઉત્પન્ન કરે એવું પરમ સાધન સ્વીકારે છે. આ શ્રીમદ્ભાગવતના શ્રવણાદિએ કરીને યાવજ્જીવમ્ અભ્યાસમાત્ર કરીને આ કલિકાલમાં સર્વ લોક મુક્ત થઇ શકે છે તેથી સાધુવૃત્તિથી શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો સદા અભ્યાસ કરવો એવો ઉપદેશ શ્રીમદાચાર્યચરણ વારંવાર કરી રહ્યા છે. વ્યાવૃત્તજીવે પણ પ્રતિદિન એક યામ જેટલો સમય ભગવાન્‌ને અર્થે જુદો કહાડી તેમાં ભગવત્સેવા તથા ભાગવતનો અભ્યાસ કરવો. (જુઓ આ તત્ત્વદીપનિબન્ધના ૩-૪ **ફલસાધન પ્રકરણનો** અનુવાદ).

પરન્તુ અત્ર એક દોષ પ્રતિબન્ધ કરે છે. તે દોષ એ છે કે **તદુપજીવનમિતિ।** તે દોષ એ છે કે લોકો શ્રીમદ્ભાગવત ઉપર ઉપજીવિકા—આજીવિકા ચલાવે છે. તેથી **શ્રીમદાચાર્યચરણ ભાગવતવૃત્તિ ન કરવી** એમ ઉપદેશ કરે છે અને તેથી કહે છે કે **તદુપજીવનમિતિ।** શ્રીમદ્ભાગવતનો ઉપયોગ **વૃત્તિને અર્થે** કદાપિ કરવો નહિ.**શ્રીમદ્ભાગવતને વૃત્તિનું સાધન કરવું નહિ.** જો આજીવિકાને અર્થે શ્રીમદ્ભાગવતનો ઉપયોગ કરવામાં ન આવે તો જ એનો અભ્યાસમાત્ર કર્યાથી પણ સર્વ કોઈ જીવને મુક્તિ પ્રાપ્ત થઈ જાય છે. વેદાર્થની અપેક્ષાએ શ્રીમદ્ભાગવતાર્થનું બલ અધિક છે એમ બોધ કરવાને અર્થે ઉભયે વેદોક્ત તથા શ્રીમદ્ભાગવતપ્રોક્ત સાધનના વૈલક્ષણ્યમાં શ્રીમદાચાર્યચરણ યુક્તિ કથે છે કે **कालादिधर्महेतूनामभावात् साम्प्रतं कलौ। वेदस्मृतिपुराणानामर्थाः सर्वे हि बाधिताः।** કાલાદિધર્મ હેતુઓનો અભાવ હોવાથી સર્વે વેદના, સ્મૃતિના, તથા પુરાણોના અર્થો બાધિત થયા છે. કાલ, દેશ, દ્રવ્ય, કર્તા, મન્ત્ર, તથા કર્મપ્રકાર-આ ષટ્ પદાર્થ જો શુદ્ધ હોય તો તે શુદ્ધ દેશકાલાદિ ૬ હેતુઓ ફલ સાધી શકે છે. પરન્તુ આ કલિયુગમાં આ દેશકાલાદિ ૬ પદાર્થ કદાપિ કોઇ પણ પ્રકારે શુદ્ધ હોતા નથી. તેથી વેદાદિ અર્થો કે જે શુદ્ધદેશ કાલાદિની અપેક્ષા કરે છે તેમનો સામ્પ્રત કલિકાલમાં બાધ થાય છે. પરન્તુ શ્રીમદ્ભાગવતાર્થને વિષે તેમ થતું નથી, એ તો સર્વતોધિક છે તેથી એ કંઇ આ શુદ્ધ કાલાદિ ૬ પદાર્થની અપેક્ષા કરતો નથી, કારણ કે શ્રીમદ્ભાગવતાર્થ **નિત્ય છે,** એને વિષે **સર્વેનો અધિકાર** છે, એ શ્રીમદ્ભાગવતાર્થ **સુલભ** છે, તથા **સર્વથા**

**ફલ સાધી શકે છે.** અત એવ શ્રીમદાચાર્યચરણ કારિકામાં ઉપદેશ કરે છે કે **कालादिसाधनापेक्षारहित इति** । ભાગવતાર્થ કાલાદિસાધનની અપેક્ષા કરતો **નથી.** આમ **સાધન** તથા **ફલની** દષ્ટિએ પણ **ભાગવતાર્થ** ઉત્તમ છે. **શ્રીમદ્ભાગવતાર્થનું-ભગવદ્ધર્મનું** નિત્યત્વ આ પ્રકારે છેઃ— **तस्मात् सर्वात्मना राजन् हरिः सर्वत्र सर्वदा। श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यो भगवान् नृणाम्। ( भागवत २-२-३६ )**

"તેથી, હે રાજન્! સર્વાત્મભાવથી સર્વે જીવોએ સર્વ કાઇકાલમાં, સર્વ કોઇ દેશમાં દુઃખહર્તા ભગવાન્ **હરિનું** નિત્ય **શ્રવણ** કરવું, કીર્તન કરવું તથા **સ્મરણ** કરવું,"—ઇત્યાદિ શ્રીશુકદેવજીના વાક્યોથી **ભાગવતાર્થ-ભગવદ્ધર્મ** સર્વ દેશમાં સુશક્ય છે."**ભાગવતાર્થને** વિષે-**ભગવદ્ધર્મને** વિષે-**વિષ્ણુભક્તિને** વિષે **સર્વનો અધિકાર** છે"—એમ શ્રીમદ્ભાગવતના (૭-૭-૫૦-૫૫) પ્રહ્લાદજી ઇત્યાદિના વાક્યથી સિદ્ધ થાય છે. આમ સર્વ કોઇ યોનિનો જીવ ભગવન્માર્ગે તરી શકે છેઃ— જેમકે,

**"देवोऽसुरो मनुष्यो वा यक्षो गन्धर्व एव च। भजन्मुकुन्दचरणं स्वस्तिमान् स्याद्यथा वयम्॥ नालं द्विजत्वं देवत्वमृषित्वं वाऽसुरात्मजाः। प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता॥५१ न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च। प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्॥५२ ततो हरौ भगवति भक्तिं कुरुत दानवाः। आत्मौपम्येन सर्वत्र सर्वभूतात्मनीश्वरे।५३ दैतेया यक्षरक्षांसि स्त्रियः शूद्रा व्रजौकसः। खगा मृगाः पापजीवाः सन्तिह्यच्युततां गताः॥५४ एतावानेव लोकेऽस्मिन् पुंसः स्वार्थः परः स्मृतः।एकान्तभक्तिर्गोविन्दे यत्सर्वत्र तदीक्षणम्॥५५**

**(भाग० ७-७-५०-५५)**અર્થાત્"દેવ,**અસુર,મનુષ્ય,**યક્ષ,તથા ગન્ધર્વ એમ ગમે તે યોનિનો જીવ હોય પણ તે જો મોક્ષદાતા **મુકુન્દ** ભગવાનના **ચરણકમલને** ભજતો હોય તો તેનું કલ્યાણ થાય છે. **મુકુન્દભ**ગવાનને પ્રસન્ન કરવાને દ્વિજત્વ, દેવત્વ, ઋષિત્વ, વૃત્ત, બાહુજ્ઞતા, દાન, તપ, વ્રત, શૌચ, ઇત્યાદિ જ કંઇ **સમર્થ** નથી. પરન્તુ આ સર્વ વિના કેવલ નિર્મલ **ભક્તિબલે** જ **સર્વ** કોઈજીવ **ભગવાનને પ્રસન્ન** કરી શકે છે. ભગવાન્ **હરિ, દાનથી,** કે **તપથી,**કે ઇજ્યાથી **કે શૌચથી,** કે **વ્રતોથી** પ્રસન્ન થતા નથી. **ભગવાન્** હરિ તો **કેવલ નિર્મલ ભક્તિથી પ્રસન્ન** થાય છે. **ભક્તિ વિના બીજું સર્વ વિડંબન** ( મશ્કરી ) છે. તેથી હે **દાનવો,** તમે પણ તમારા આત્મા થયલા એવા ભગવાન્ **હરિ** કે જે સર્વત્ર છે, સર્વભૂતોના આત્મા છે, તથ જે ઈશ્વરના પણ ઈશ્વર છે તેવા ભગવાન્ **હરિને** વિષે **ભક્તિ** કરો. દૈત્યો, **યક્ષો, રાક્ષસો, સ્ત્રીઓ, શૂદ્રો, વ્રજવાસીઓ,** પક્ષિઓ, **મૃગો, તથા** ( બીજા સર્વ કોઇ ) **પાપિજીવો** પણ **ખરેખર અચ્યુત ભગવાનને પ્રાપ્ત થયા છે.** ગોવિન્દ ભગવાનને વિષે **એકાન્ત ભક્તિ** કરવી, જેમાં સર્વત્ર ભગવદ્દર્શન કરવું-આટલો જ આ લોકમાં મનુષ્યનો પરમ સ્વાર્થ કહ્યો છે."—ઇત્યાદિ ભાગવતના પ્રહ્લાદજીના વાક્યોથી એમ સિદ્ધ થાય છે કે **"ભાગવતમાર્ગમાં-ભગવન્માર્ગમાં સર્વનો અધિકાર** છે." એમ **ભગવન્માર્ગ** મહોદાર છે. વળી,**"શ્રીમદ્ભાગવતાર્થ-ભાગવતમાર્ગ સુલભ છે"**એમ શ્રીમદ્ભાગવતમાં ઉદ્ધવ પ્રતિ ભગવાને કહેલા નિમ્નોક્ત વાક્યોથી સિદ્ધ થાય છે, જેમકે, **"त्वं तु सर्वं परित्यज्य चोदनां प्रतिचोदनाम्। प्रवृत्तं च निवृत्तं च श्रोतव्यं श्रुतमेव च। मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम्। याहि सर्वात्मभावेन मया स्या ह्यकुतोभय.॥ ( भागवत ११-१२--१४-१५)। तस्मान्मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः। न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह॥ (भागवत ११-२०-३१)"** અર્થાત્" હે ઉદ્ધવ !, તું ચોદના, (વિધિ)

પ્રતિચોદના,પ્રવૃત્ત,નિવૃત્ત,શ્રોતવ્ય, તથા શ્રુત–એ સર્વનો પરિત્યાગ કરી સર્વ દેહિઓના આત્મા થયલા એવા **મ્હને–ભગવાન્**ને એકલાને જ **શરણે** આવ. મ્હારું જ સર્વાત્મભાવે **ભજન** કર. તેથી મ્હારી **ભકિતથી** યુક્ત થયલો **યોગિ** કે જે મ્હારે વિષે પોતાનો આત્મા રાખી રહ્યો છે તેવા મ્હારા **ભકતને** ઘણું કરીને **જ્ઞાન કે વૈરાગ્ય શ્રેયસ્કર નથી.**"આ **શ્રીમદ્ભાગવત**ના એકાદશ સ્કન્ધમાં કહેલા ભગવદ્વાકયોથી એમ સિદ્ધ થાયછેકે **ભાગવતમાર્ગ–ભગવન્માર્ગ સર્વ સુલભ** છે. **ભગવદ્ધર્મ સર્વ કોઇને માટે સુકર** છે.**ભગવત્પ્રેમ સર્વ સુલભ** હોઇ **એ માર્ગ સર્વોદ્ધારક** છે. આથી **બ્રાહ્મપાદ્મ**વૈષ્ણવાદિપુરાણોમાં યદ્યપિ જગત્કર્તૃત્વાદિલક્ષણ જેનું છે એવા **બ્રહ્મ**રૂપે ભગવાન્નું પ્રતિપાદન છે તો પણ, તેમજ સ્વાતન્ત્ર્યે ભગવદ્દ્યશનું પ્રતિપાદન છે તો પણ તે પ્રતિપાદન શતકોટિવિસ્તીર્ણ પુરાણના સાત્ત્વિકભાગનું કેવલ **સમસન**રૂપ જ છે. તે પ્રતિપાદન કરવામાં શ્રી**વ્યાસાવતારને** તદર્થનો પૂર્વે અનુભવ થયો નથી, કારણકે તત્ર–**બ્રાહ્મ**ાદિ પુરાણમાં શ્રીવ્યાસને **સમાધિનો** અનુભવ થયો નથી. અત્ર **શ્રીમદ્ભાગવતમાં** તો **શ્રીવ્યાસાવતારની સમાધિભાષા**છે અર્થાત્ શ્રીવ્યાસાવતારે આ**ભગવદર્થ**ને**પૂર્વે**નિર્મલસમાધિયોગમાં અનુભવીને તેનું પ્રતિપાદન કર્યું છે. આથી જ વૈષ્ણવાદિપુરાણો **શ્રીમદ્ભાગવતના શેષ છે–અઙ્ગ** છે. આથી જ **શ્રીમદ્ભાગવતનું માહાત્મ્ય ગીતામાહા**ત્મ્યવત્ અન્ય પુરાણોમાં દશ્યમાન થાય છે. પરન્તુ અન્ય પુરાણોનું માહાત્મ્ય આ શ્રીમદ્ભાગવતમાં દશ્યમાન થતું નથી. આથી જ **निगमकल्प-तरोर्गलितं फलम् (भाग० १–१–३)** આ શ્લોક શ્રીમદ્ભાગવતને વેદવૃક્ષના પરિપકવફલરૂપ તરીકે ગાય છે, જ્યારે અન્યપુરાણની આવી ફલરૂપતા કથી નથી. આ પ્રકારે **પ્રમાણ, પ્રમેય, સાધન,** તથા **ફલ**ની દૃષ્ટિથી **શ્રીમદ્ભાગવત** અન્યસર્વ (શાસ્ત્રાદિ) કરતાં ઉત્કૃષ્ટોત્કૃષ્ટ છે–એમ નિરૂપિત કર્યું.આમ શ્રીમદ્ભાગવત **વેદાદિ–સન્દેહ** પણ **નિવારે** છે એમ સિદ્ધ થાય છે.(૬૮–૬૯).

હવે "**ગીતા**માં તથા **શ્રીમદ્ભાગવત**માં યોગનું તથા **સાઙ્ખ્ય**નું પણ કથન કરેલું હોવાથી યોગનું તથા **સાંખ્ય**નું **શ્રીમદ્ભાગવતગીતાદિ**માં કહેલા **ભગવન્માર્ગની સાથે સામ્ય** હોવું જોઇએ" એમ **આશઙ્કા** થાય તો તેનો શ્રીમદાચાર્યચરણ **પરિહાર** કરે છે:—

**त० दी०—योगसांख्ये तु ये मुख्ये तयोः सत्त्वे प्रयोजनम् ।**
**ज्ञानदुर्बलवादानां न मनोरथवार्त्तया ॥**
**सिद्धिं यान्ति नरा दुष्टा व्यामोहस्तु ततः फलम् ॥७०॥**
**ग्रन्थान् पुराणवाक्यानि वेदरूपेण च क्वचित् । (वैक्वचित्)**
**कृत्वा वृथावेषधराः कृष्णं नोपासते परे ॥ ७१ ॥**

**કારિકા ભાવાર્થ:**—હવે જે યોગ તથા સાઙ્ખ્ય છે તે યોગ તથા સાઙ્ખ્ય પણ જો મુખ્ય હોય તથા જો સત્ત્વરૂપ હોય તો જ તેમનું પ્રયોજન સિદ્ધ થાય છે. જ્ઞાનદુર્બલવાદથી સિદ્ધ થતા એવા જે બીજા (વામાદિઆગમમાં કહેલા) યોગસાઙ્ખ્યમત છે તેવા યોગસાઙ્ખ્યમતની મનોરથ કલ્પિત વાર્ત્તાથી જીવો સિદ્ધિને પ્રાપ્ત થતા નથી. તેવા યોગસાઙ્ખ્યને અનુસરનારા મનુષ્યો દુષ્ટ થાય છે એટલું જ નહિ પરન્તુ તેવા (મનઃકલ્પિત) યોગસાઙ્ખ્યને અનુસરવાથી તેમને વ્યામોહ થવારૂપી ફલ પ્રાપ્ત થાય છે. વળી, બીજા કેટલાક લોકો ગ્રન્થોને

તથા પુરાણ વાકયોને કવચિત્ વેદરૂપે પણ કલ્પીને પાખણ્ડ વેષધારી થઇને પોતે જ ભગવાન્શ્રી કૃષ્ણની ઉપાસના વા ભક્તિ કરતા નથી! (૭૯-૭૧).

**વિવેચનઃ—શઙ્કાઃ**– 'કાલાદિસાધનની અપેક્ષા નથી"–એમ કહીને તમે ગીતાભાગવતમાર્ગનો ઉત્કર્ષ સિદ્ધ કરો છો. પરન્તુ શું બીજા પણ એવા માર્ગ નથી? બીજા પણ એવા જ માર્ગ છે કે જેમને દેશકાલાદિ ૬ સાધનની અપેક્ષા નથી. ભાગવતમાર્ગથી અતિરિક્ત એવા બીજા યોગ તથા સાઙ્ખ્યમાર્ગ પણ છે કે જેમને કાલાદિસાધનની અપેક્ષા નથી. **યોગથી** જ સર્વ અનર્થની નિવૃત્તિ થાય છે. તેમ **જ્ઞાનથી** પણ થાય છે." આ પ્રકારે શઙ્કા થાય તો તે દૂર કરવા શ્રીમદાચાર્યચરણ એ ઉભય માર્ગમાં દૂષણ બતાવી આપે છે કે **योगसांख्य इति।** યોગ તથા સાઙ્ખ્યમાં કેટલાક યોગ તથા સાઙ્ખ્ય મુખ્ય છે કે જે પુરાણમાં કહેલા છે. વળી, બીજા કેટલાક યોગ તથા સાંખ્ય કે જે યાદશતાદશ છે—ગમે તે કોઈએ બુદ્ધિથી કલ્પેલા છે,અને જે **વામાદિ** આગમમાં કહેલા છે. આ બે પ્રકારના યોગ માર્ગ તથા સાઙ્ખ્યમાર્ગમાંથી કયા પ્રકારનો યોગ તથા સાઙ્ખ્ય, ગીતા તથા શ્રીમદ્ભાગવતની સાથે સમાનતા ધરાવી દેશકાલાદિસાધનથી નિરપેક્ષ થઇને ફલદાયક થાય છે તે કહો! તેમાં, પ્રથમ પક્ષના જે મુખ્ય યોગ તથા સાઙ્ખ્ય છે તે તો આ યુગમાં સમ્ભવતા નથી, કારણકે તેમાં કહેલા સાધનો દેશકાલાદિની અપેક્ષા રાખે છે. એવા શુદ્ધ દેશકાલાદિસાધનો હવે આ કલિયુગમાં પ્રાપ્ત થતા નથી. તેથી સાધનના અભાવમાં આ ઉભયે સાઙ્ખ્યનું તથા યોગનું પણ પ્રયોજન સિદ્ધ થતું નથી. **सत्वे इति।** તથાપિ જે સાંખ્ય તથા યોગ સાત્ત્વિક છે, સત્યસ્વરૂપ છે, સાધનયુક્ત હોઈ ઉત્કૃષ્ટસ્વરૂપ છે, તેઓ સફલ છે–સાર્થક છે. પરન્તુ આ ઉપરાન્ત બીજા જે યોગ તથા સાંખ્ય છે તે વામાદિઆગમશાસ્ત્રમાં—વામમાર્ગાદિમાં કહેલા છે. આવા જે યોગ તથા સાંખ્ય છે તે પાખણ્ડિ જીવોના મનોરથથી ગમેતેમ કલ્પેલા હોય છે. એથી એમનું જ્ઞાન દુર્બલવાદથી ભરેલું હોવાથી આવા (**વામાગમમાં કહેલા**) **યોગ** તથા **સાંખ્યથી** કંઇ પણ (**શુભ**) ફલ પ્રાપ્ત થતું નથી, પરન્તુ તેમનું સેવન કર્યાથી જીવને **વ્યામોહ** જ થાય એવું (દુષ્ટ) ફલ જ તેઓ ઉત્પન્ન કરે છે. (૭૦) "આ પ્રકારે કેમ સમજી શકાય?" એવી આકાઙ્ક્ષા થાય તો શ્રીમદાચાર્યચરણ તેનું સમાધાન કરવાકહે છે કે **ग्रन्थानिति।** "આ મતના અનુયાયિઓ સ્થૂલ તથા મિથ્યા **અર્થનું** પ્રતિપાદન કરે એવા ગ્રન્થો રચે છે કે જેથી બુદ્ધિ તેમને વિષે જ **આસક્તિથી** લાગી રહે છે. વળી તેઓ પુરાણ વાકયો પણ કલ્પે છે.(જેમકે, **આત્મપુરાણ** કોઇક **માયાવાદિએ** કલ્પ્યું છે.) કવચિત્ તેઓ વેદરૂપે પણ ગ્રન્થો રચે છે. **જેમકે પરમહંસોપનિષત્** કોઇકે કલ્પ્યું છે. આમ તેઓ સ્વકલ્પિત ગ્રન્થો વેદરૂપે–વેદના નામે પ્રચલિત કરી દે છે.આ તો માત્ર ઉપલક્ષણ છે.(૧)યદ્યપિ **વૈતથ્ય**(૨)**અદ્વૈત**, તથા(૩)**અલાતશાન્તિ**

નામના ત્રણ પ્રકરણો તથા માણ્ડૂક્ય ઉપનિષદ્‌ના શ્લોકો ગૌડપાદે રચ્યા છે, તો પણ હમણાંના વાદીઓ આ સર્વ ગૌડપાદના વાક્યોને ઉપનિષદ્ તરીકે માની તેમનો પાઠ કરે છે. એ જ પ્રકારે બીજા સર્વોપનિષદ્ ઇત્યાદિ ગ્રન્થો યદ્યપિ ઉપનિષદ્રૂપ નથી તો પણ તે ગ્રન્થોને તેઓ ઉપનિષદ્રૂપે સ્વીકારે છે. આ ગ્રન્થો ઉપનિષદ્રૂપ છે એવી સમ્મતિ તો પ્રાચીન માયાવાદિ ગ્રન્થોમાં પણ પ્રાપ્ત થતી નથી, તેમ આકરગ્રન્થોમાં પણ આવી સમ્મતિ હોય એમ દિશતું નથી. તેથી આવા સર્વ ગ્રન્થો તે તે વાદિઓએ પોતપોતાની બુદ્ધિથી કલ્પ્યા છે એમ જાણવું.

આ પ્રકારે તે તે વાદિઓએ આવા ગ્રન્થો કર્યા તેનું પરિણામ શું આવ્યું તે હવે શ્રીમદાચાર્યચરણ સમજાવે છે કે **વૃથા વેષધરા इति** । આવા વાદિઓ વૃથા સાધુ વેષ ધારણ કરીને–મુણ્ડનાદિ મિથ્યા બહારના આડમ્બરથી પારલૌકિક સાધુ વેષ ધારણ કરીને જીવોને વ્યામોહ જ સિદ્ધ કરે છે.તેઓ પોતે કૃષ્ણની ઉપાસના કરતા નથી, કારણ કે જો તેઓ કૃષ્ણની ઉપાસના કરે તો લોકમાં કૃષ્ણભજનની પ્રવૃત્તિ પણ થાય.પરન્તુ આવા વૃથા વેષધારિ વાદીઓને તો ભગવાન્શ્રીકૃષ્ણનું ભજન જ અટકાવવું છે. કૃષ્ણભજન તો મુક્તિનું દ્વાર છે.તેવા અત્યુત્તમ કૃષ્ણભજનને પણ તેઓ અટકાવે છે. વૃથા–ઉપર ઉપરનો સાધુ વેષધારણ કરીને તેમ જ પોતે પણ કૃષ્ણની ઉપાસના ન કરતા હોઇને તેઓ લોકમાં પણ કૃષ્ણભજન થતું અટકાવે છે. આ પરિસ્થિતિમાં **ભાગવતશાસ્ત્રથી જ સર્વોદ્ધાર છે**–એમ પુરાણ પ્રકરણમાં શ્રીમદાચાર્ય-ચરણે નિરૂપિત કર્યું. આથી એમ સિદ્ધ થાય છે કે પ્રમાણ, પ્રમેય, સાધન તથા ફલ એમ સર્વ પ્રકારે શ્રીમદ્ભાગવતશાસ્ત્ર અન્ય સર્વશાસ્ત્ર કરતાં બલિષ્ઠ છે. (૭૧).

આ પ્રકારે શ્રુતિનું,સ્મૃતિનું,તથા પુરાણોનું નિરૂપણ કરીને હવે પ્રકીર્ણક ષડઙ્ગોનું નિરૂપણ કરે છેઃ–

**त० दी०**-षडङ्गानि तथा वेदे वेदरक्षाफलानि हि ।
स्वरूपतोऽर्थतश्चैव ह्यनुष्ठानात् त्रिधा हि तत् ॥७२॥
शिक्षा छन्दः स्वरूपे तु, निरुक्तं व्याकृतिस्तथा ।
अर्थे, ज्योतिस्तथा कल्पो ह्यनुष्ठाने, प्रयोजकः ॥७३॥
विशेषतो हीदमुक्तं सर्वं सर्वत्र चैव हि ।
ये धातुशब्दा यत्रार्थे उपदेशे प्रकीर्त्तिताः[1] ॥७४॥
तथैवार्थो वेदराशेः कर्तव्यो नान्यथा क्वचित् ।
साक्षाद्धर्मप्रतीतेस्तु कल्पः स्मृतिषु चिन्तितः ॥७५॥

**કારિકાશબ્દાર્થઃ**–તેજ પ્રકારે વેદને વિષે ષડ્ અઙ્ગો ખરેખર વેદની રક્ષા કરવારૂપી ફલ સિદ્ધ કરવાને માટે છે. તે વેદની રક્ષા **સ્વરૂપતઃ, અર્થતઃ**, તથા **અનુષ્ઠાનતઃ**–એમ ત્રણ પ્રકારે થઈ છે. વેદની **સ્વરૂપતઃ** રક્ષા કરવી એ

૧ **चेतिताः** પ્રકાશિત–એવો બીજો પાઠ પણ મુમ્બઈની પણ્ડિતગટ્ટુલાલાની મુદ્રિત પ્રતિમાં દિશે છે.

પ્રયોજન [૧]શિક્ષા તથા [૨]છન્દસ્ નામના અઙ્ગો સારે છે. તેજ પ્રકારે વેદની અર્થતઃ રક્ષા કરવી એ પ્રયોજન [૩]નિરુક્ત તથા [૪]વ્યાકરણ નામના અઙ્ગો સારે છે. તેમજ [૫]કલ્પ તથા [૬]જ્યોતિષ્ આ બે અઙ્ગો વેદના અનુષ્ઠાનમાં પ્રયોજક છે. આ તો વિશેષતઃ પ્રયોજન કહ્યું છે. પરન્તુ સામાન્યતઃ સર્વે ષડઙ્ગો સર્વત્ર ઉપયોગી છે. જે ધાતુશબ્દો જે અર્થનો બોધ કરવામાં પ્રસિદ્ધ છે તે પ્રકારે જ વેદરાશિનો–વેદસમૂહનો અર્થ કરવો જોઇએ. અન્યથા અર્થ કદાપિ કરવો નહિ. કલ્પ (સૂત્ર) સાક્ષાદ્ધર્મની પ્રતીતિ કરાવે છે, તેથી એ કલ્પોનો વિચાર સ્મૃતિમાં કર્યો છે. (૭૨–૭૫).

**વિવેચનઃ—षडङ्गानीति ।** (૧) શિક્ષા, (૨) કલ્પ, (૩) વ્યાકરણ, (૪) નિરુક્ત, (૫) છન્દસ્, તથા (૬) જ્યોતિષ્ આ છ વેદના અઙ્ગભૂત છે. વેદની રક્ષા કરવી એ એમનું સામાન્ય ફલ છે. વળી, તે વેદરક્ષા ત્રણ પ્રકારે થાય છે,—જેમકે (अ) વેદની સ્વરૂપતઃ રક્ષા. (ब) વેદની અર્થતઃ રક્ષા, તથા (क) વેદની અનુષ્ઠાનતઃ રક્ષા. વૈદિક શબ્દો (લૌકિક શબ્દથી) વિલક્ષણ હોય છે. વેદમાં સ્વરવર્ણ જેવા હોય તેવાને તેવાજ અવશ્ય રાખવા ઘટે છે. જો એ પ્રકારે વેદની સ્વરૂપતઃ રક્ષા ન થાય તો 'भद्रं कर्णेभिः' ઇત્યાદિ વેદવાકયને બદલે 'भद्रं कर्णैः' એવા અન્યથા પ્રયોગ પણ્ડિત લોકો વેદ વાકય તરીકે કરે અને અન્યથા પાઠ ઉપસ્થિત કરે. એનો નિરાસ કરીને વેદનું સ્વરૂપતઃ રક્ષણ કરવું જોઇએ. વેદનું **અર્થતઃ** પણ રક્ષણ કરવું ઘટે છે. અન્યથા–જો એમ વેદની અર્થતઃ રક્ષા ન થાય તો લોકો **યાગ**—યજ્ઞ-પદાર્થને જ ન જાણે. **યાગ**પદનો અર્થ ન સમજવાથી જ લોકો સામ્પ્રત સમયમાં **यज्** ધાતુનો અર્થ 'દાન કરવું' એમ સમજી, '**યાગ**'નો અર્થ 'દાન' જ થાય છે એમ માને છે. વેદની **અનુષ્ઠાનથી** પણ રક્ષા કરવી જોઇએ. જો **કલ્પસૂત્રાનુસારે** યાગની રક્ષા ન થાય, તો કલ્પાદિના અભાવે યજ્ઞ-યાગાદિનું અન્યથા અનુષ્ઠાન થઇ જાય. આમ ષડઙ્ગો વેદની ત્રિવિધ રક્ષા કરે છે.

**(अ) વેદની સ્વરૂપતઃ રક્ષા કરનારા અઙ્ગ ૨ છે. શિક્ષા તથા છન્દસ્—**

(૧) **शिक्षा**—આ વેદાઙ્ગમાં **પાણિનિએ** પ્રકાશિત કરેલી **શિક્ષા** સર્વ વેદનું સાધારણ અઙ્ગ છે. આ શિક્ષા—**अथ ते शिक्षां प्रवक्ष्यामि**–ઇત્યાદિથી પઞ્ચખણ્ડાત્મિકા છે. ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, હ્રસ્વ, દીર્ઘ, તથા પ્લુત—ઇત્યાદિથી વિશિષ્ટ એવા સ્વરવ્યઞ્જનાત્મકવર્ણોનું વિશેષ જ્ઞાન કરાવવું તથા ઉચ્ચારણ પ્રકારનું વિશેષ જ્ઞાન કરાવવું એ **શિક્ષા** વેદાઙ્ગનું પ્રયોજન છે. આમ **વેદની સ્વરૂપતઃ રક્ષા** કરવામાં **શિક્ષા**નામના વેદાઙ્ગનો ઉપયોગ થાય છે. આ **શિક્ષા**નામના વેદાઙ્ગના અભાવે મન્ત્રો અનર્થ ઉત્પન્ન કરે, કારણકે '**मन्त्रो हीनः स्वरतो वर्णतो वा ॥** મન્ત્ર સ્વરતઃ અથવા વર્ણતઃ હીન હોય તો તે યજમાનની હિંસા કરે છે'–એમ કહ્યું છે. આમ વેદની **સ્વરૂપતઃ રક્ષા** કરવા માટે **શિક્ષા** વેદાઙ્ગ ઉપયોગિ છે. (૨) **छन्दस्**—આ વેદાઙ્ગ "**मयरसतजभनलगसम्मितम्**" ઇત્યાદિ અષ્ટાધ્યાયાત્મક છે, અને પિઙ્ગલે પ્રકાશિત કર્યું

છે તત્ર "**अथालौकिकम्**" ઇત્યાદિ ત્રણ અધ્યાયે ગાયત્રી, ઉષ્ણિગ્, **અનુષ્ટુપ્**, જગતી-ઇત્યાદિ **૭ છન્દનું** તેમના **અવાન્તરભેદ સહિત** નિરૂપણ થયું છે. "**अथ लौकिकम्**" ઇત્યાદિ પઞ્ચાધ્યાયે **પુરાણમાં**, ઈતિહાસાદિમાં, તથા **કાવ્યાદિમાં** ઉપયુક્ત **થયલા છન્દો** પ્રસઙ્ગતઃ નિરૂપિત થયા છે. ગાયત્ર્યાદિ મન્ત્રમાં '**वरेण्यम्**' પદને સ્થાને **वरेणियम्** એમ વ્યવાયે (જોડાક્ષરને છુટા પાડીને) પાઠ લેવો પડે છે. જો તેમ ન થાય તો ગાયત્ર્યાદિ મન્ત્ર વર્ણતઃ હીન થાય. **અર્થાત્** ગાયત્રીછન્દના ત્રણ ચરણ છે તે પ્રત્યેક ચરણમાં ૮ વર્ણ જોઇએ. પરન્તુ **वरेण्यम्** એવો મન્ત્ર પાઠ જ સ્વીકારીએ તો એ ચરણના ૮ વર્ણમાં એક વર્ણ ત્રુટે છે. એ ન્યૂનતા દૂર કરવા **वरेणियम्**—એવો પાઠ વ્યવાયે કરીને લેવો—એમ **છન્દસ્** નામના વેદાઙ્ગથી જણાય છે. આ પ્રકારે **छन्दस्** નામનું વેદાઙ્ગ પણ **વેદની સ્વરૂપતઃ** રક્ષા કરવામાં ઉપયોગિ છે.

**( ब ) વેદની અર્થતઃ રક્ષા કરનારા ૨ અઙ્ગ છે. निरुक्त તથા व्याकरण**-( ૩ ) **निरुक्तः**—આ વેદાઙ્ગ **યાસ્કમુનિએ** કર્યું છે. તત્ર **समाम्नायः समाम्नातः**। ઇત્યાદિ **૧૩** અધ્યાય છે. **નામ, આખ્યાત** ( ધાતુ ), **નિપાત** ( અવ્યય ), તથા **ઉપસર્ગ**—એમ ચાર પ્રકારના પદ વિભાગ **યાસ્કમુનિએ નિરુક્ત**નામનાવેદાઙ્ગમાં કરીને વેદના મન્ત્રોનો અર્થ સમજાવ્યો છે. જો આમ નિરુક્તમાં વેદમન્ત્રનો અર્થ ન સમજાવ્યો હોત તો **सृण्येव-जर्फरी-तुर्फरी पर्फरी-भूः** ઇત્યાદિ અતિ દુર્બોધ પદોનો અર્થ જણાત નહિ. **નિઘણ્ટુ**—આ વેદકોશમાં સમાનાર્થક અનેક વેદશબ્દોનો સમૂહ કોશવત્ એકત્રિત કર્યો છે. આ **નિઘણ્ટુ**કોશ તો નિરુક્તના શેષત્વે-**निरुक्त**ના અઙ્ગ તરીકે જ છે, અને તેથી જ **નિરુક્તમાં** અન્તર્ગત છે. **નિરુક્ત** વિના **નિઘણ્ટુ**માંથી નિર્વચન થતું ન હોવાથી **નિઘણ્ટુ**ને શ્રીમદાચાર્યચરણ પૃથક્ અઙ્ગ સ્વીકારતા નથી. **નિઘણ્ટુને વેદાઙ્ગ** કહેવું? કે **નિરુક્તને વેદાઙ્ગ** કહેવું?-આ **વેદ સાહિત્ય શોધનો** ( Research ) નો વિષય છે કે જેમાં **આચાર્યશ્રીના** અત્રોક્ત મત સાથે **યૂરોપીય** વિદ્વાનો પણ **સમ્મત** છે. ( ૪ ) **व्याकरण** તથા **निरुक्त** આ ઉભયે વેદાઙ્ગ વેદની **અર્થતઃ રક્ષા** કરવામાં ઉપયોગે છે. પ્રાચીનકાલથી અનેક ઋષિમુનિઓએ અનેક વ્યાકરણ કર્યા છે. જેમકે **બ્રાહ્મ, ઐન્દ્ર, ચાન્દ્ર**—ઇત્યાદિ વ્યાકરણો, તથા **કૌમાર, કાલાપ**, તથા **સારસ્વત**—ઇત્યાદિ વ્યાકરણો. તેમાં **બ્રહ્માદિએ** પ્રકાશિત કરેલા **બ્રાહ્માદિ** વ્યાકરણો હાલ પ્રસિદ્ધ નથી તથા **કૌમારાદિ** વ્યાકરણો માત્ર લોકપ્રયોગમાં ઉપયુક્ત હોવાથી **શ્રીમદાચાર્યચરણ પાણિનીય**-વ્યાકરણને જ વેદાઙ્ગ તરીકે સ્વીકારે છે. **( क ) વેદની અનુષ્ઠાનતઃ રક્ષા કરનારા ૨ અઙ્ગ છેઃ-कल्प તથા ज्योतिष्(૫-૬)कल्प** તથા **ज्योतिष्** વેદના યજ્ઞનું અનુષ્ઠાન કયે પ્રકારે અને ક્યારે તથા કેટલા વર્ષ કરવું—એનો પ્રકાર પદ્ધતિપુરઃસર દર્શાવી **વેદની અનુષ્ઠાનતઃરક્ષા** કરે છે. આમ ૬ વેદાઙ્ગો શબ્દથી, **અર્થથી**, તથા અનુષ્ઠાનથી વેદરક્ષા કરી **ધર્મ**સિદ્ધ કરે છે.

**शिक्षेति**। તેમાં **શિક્ષાછન્દઃ**—ઈત્યાદિ ષડઙ્ગમાં બબ્બે અઙ્ગનો ઉપયોગ સમજાવવા શ્રીમદાચાર્યચરણ કહે છે કેઃ—( ૧-૨ )—**વેદની સ્વરૂપતઃ રક્ષા** કરવામાં [૧]**શિક્ષા** તથા [૨]**છન્દઃ** આ બે અઙ્ગનો વિશેષે કરીને ઉપયોગ થઇ શકે છે; ( ૩-૪ )—વેદની **અર્થતઃ રક્ષા** કરવામાં [૩]**નિરુક્ત** તથા [૪]**વ્યાકરણ**-આ બે અઙ્ગનો વિશેષે કરીને ઉપયોગ થઇ શકે છે; તથા ( ૫-૬ )—વેદનું **અનુષ્ઠાન કરીને રક્ષણ** કરવામાં [૫]**જ્યોતિઃ** તથા [૬]**કલ્પ**— આ બે અઙ્ગનો વિશેષે

કરીને ઉપયોગ થઈ શકે છે. (આમ ત્રિવિધ વેદરક્ષા કરી ૬ વેદાઙ્ગો ધર્મ સિદ્ધ કરે છે) [ **वेदाङ्गः**-**शिक्षा कल्पो व्याकरणं निरुक्तं ज्योतिषां गणः। छन्दोविचितिरित्येतैः षडङ्गो वेद उच्यते। तत्र अकारादिवर्णानां स्थूलकरणप्रयत्नबोधिका अ कु ह विसर्जनीयाः कण्ठ्या इत्यादिका शिक्षा। यागक्रियाणामुपदेशः कल्पः। साधुशब्दान्वाख्यानं व्याकरणम्। वर्णागमो वर्णविपर्ययश्च इत्यादिना निश्चयेनोक्तं निरुक्तम्। ग्रहणादिगणनशास्त्रं ज्योतिः। श्रुतिच्छन्दसां प्रत्यायकं शास्त्रं छन्दोविचितिः।** વેદાઙ્ગઃ—(૧) શિક્ષા, (૨) છન્દ, (૩) વ્યાકરણ, (૪) નિરુક્ત, (૫) કલ્પ, તથા (૬) જ્યોતિષ્ આ ૬ વેદના અઙ્ગ છે. (૧) વેદના અધ્યયન કરનારના બાલકને **શિક્ષા** નામનું વેદાઙ્ગ અકારાદિવર્ણોના કણ્ઠસ્થાનાદિમાંથી સ્થૂલ પ્રયત્નપૂર્વક સ્પષ્ટ ઉચ્ચાર કેમ કરવો તે શિખવે છે. (૨) **કલ્પ** નામનું વેદાઙ્ગ વેદમાં કહેલી યાગક્રિયાઓ કેમ કરવી તેનો ઉપદેશ કરે છે. (૩) **વ્યાકરણ** નામનું વેદાઙ્ગ **શબ્દોના સાધુ**-પ્રયોગ દર્શાવી **અર્થોનું** વ્યાખ્યાન કરી આપે છે. (૪) **નિરુક્ત** નામનું વેદાઙ્ગ વર્ણાગમ, વર્ણવિપર્યય-ઇત્યાદિએ કરીને પદવિભઞ્જનપૂર્વક **વૈદિક શબ્દોનો અર્થ** નિશ્ચિત કરી આપે છે. (૫) **જ્યોતિષ્** નામનું વેદાઙ્ગ યજ્ઞને માટે **પૂર્ણિમા-અમાવાસ્યાદિ** યોગ્ય કાલનો નિર્ણય કરી આપે છે તથા ગ્રહણાદિ કાલની ગણના કરી આપે છે. (૬) છન્દસ્ નામનું વેદાઙ્ગ વેદ શ્રુતિ મન્ત્રોના છન્દોની પ્રતીતી કરાવે છે, આ સર્વે વેદાઙ્ગોનો પાઠ કૃષ્ણપક્ષમાં કરવો એમ મનુની આજ્ઞા છે. ]

[**નિરુક્તઃ**- આ **વેદવેદાઙ્ગશાસ્ત્રવિશેષ** છે.શબ્દરત્નાવલીમાં વેદના ષડઙ્ગ કહ્યા છે. તેમાં **નિરુક્તની** વેદાઙ્ગ તરીકે ગણના કરી છે, જે અત્રોક્ત **આચાર્ય**શ્રીના **મત** સાથે **સમ્મતિ** ધરાવે છે:—

**शिक्षा कल्पो व्याकरणं निरुक्तं ज्योतिषं तथा।**
**छन्दश्चेति षडङ्गानि वेदानां वैदिका विदुः॥**
**वर्णागमो वर्णविपर्ययश्च द्वौ चापरौ वर्णविकारनाशौ।**
**धातोस्तदर्थातिशयेन योगस्तदुच्यते पञ्चविधं निरुक्तम्॥**

'વર્ણાગમ, વર્ણવિપર્યય, વર્ણવિકાર, વર્ણનાશ, તથા ધાતુનો અર્થયોગ'—આમ પાંચ પ્રકારે **નિરુક્તશાસ્ત્ર નિર્વચન** કરે છે. એક (**દેવરાજયજ્વા** નામના) નિરુક્તટીકાકાર **નિરુક્ત** પ્રધાન **વેદાઙ્ગ** છે એમ અત્રોક્ત **આચાર્યશ્રીના મતમાં સમ્મતિ** ધરાવે છે:—"અન્ય વેદાઙ્ગ કરતાં આ **નિરુક્ત** નામનું વેદાઙ્ગ વેદના અર્થનું પરિજ્ઞાન **સર્વતઃ** કરાવે છે તેથી આ નિરુક્તને **પ્રધાન**-મુખ્ય વેદાઙ્ગ કહેલું છે; કારણકે વાક્યમાં **અર્થ પ્રધાન** છે-મુખ્ય છે, અને **શબ્દ ગૌણ** છે. વ્યાકરણાદિમાં **શબ્દના** વિષયની ચર્ચા કરી છે. કલ્પસૂત્રમાં મન્ત્રના **વિનિયોગનો** વિચાર કર્યો હોય છે. તે વિચાર પણ **અર્થ**સંયોગને લઈને જ કર્યો હોય છે, તેથી **નિરુક્ત પ્રધાન** વેદાઙ્ગ છે, **અન્ય** સર્વ વેદાઙ્ગો **ગૌણ અઙ્ગ** છે. જેમ **સર્વ**શાસ્ત્રમાં **શબ્દ**-લક્ષણનું પરિજ્ઞાન **વ્યાકરણથી** થાય છે, તેમ **શબ્દાર્થ**નિર્વચનનું પરિજ્ઞાન **નિરુક્તથી** થાય છે. **નિરુક્તની** દૃષ્ટિએ મન્ત્રના **અર્થનું** નિર્વચન કર્યાવિના મન્ત્રના અર્થનું વ્યાખ્યાન કરવું યોગ્ય નથી. **નિરુક્ત વેદાઙ્ગ** વેદમન્ત્રના **અર્થ**પરિજ્ઞાનમાં અભિનિવેશ કરાવે છે, અને એથી જ આ વેદાઙ્ગને જ પ્રધાનવેદાઙ્ગ તરીકે માનવું એ યોગ્ય છે. **નિઘણ્ટુ**-કે જેમાં **વૈદિક શબ્દોનો નામસઙ્ગ્રહ** કર્યો છે તે **નિઘણ્ટુમાં** કહેલા **વૈદિક શબ્દના અર્થનું નિર્વચન** આ **નિરુક્તભાષ્યમાં** કર્યું છે. વળી, આ **નિરુક્ત ભાષ્યગ્રન્થ છે કે જે પ્રાચીન સમયના [illegible]**

આચાર્યોના મત વિવિધ સ્થલે વિવિધ વિષયમાં ઉપન્યસ્ત કરે છે. **દેવતાઓને આકાર** છે કે નહિ-ઇત્યાદિ વિષયો કે જે સર્વ કોઈ વિચારશીલવાચકને રુચે એવા છે, તેની રમ્ય ચર્ચા કરે છે, અને વૈદિક મન્ત્રોનું કેવલ **શાબ્દિક** જ્ઞાન નહિ, પરન્તુ તે તે **વૈદિક મન્ત્રનું** નિર્વચન પૂર્વક **અર્થ** જ્ઞાન પ્રાપ્ત કરવામાં જ પરમપુરુષાર્થ છે એમ હિતકરબોધ વેદાધ્યયન કરનારા બુદ્ધિમન્ત લોકને કરે છે. આ વેદાઙ્ગમાં **પૂર્વાર્દ્ધ**માં (૧-૩ અધ્યાયમાં) **નૈઘણ્ટુકકાણ્ડ**નું, તથા (૪-૬ અધ્યાયમાં) **નૈગમકાણ્ડ**નું નિર્વચન કર્યું છે, તથા **ઉત્તરાર્દ્ધ**માં ૭-૧૨ અધ્યાયમાં **દૈવતકાણ્ડ**નું નિર્વચન કરે છે જેમાં-અખિલ પુરુષાર્થસાધક દેવતાનું પરિજ્ઞાન થાય છે. અન્તિમ **અધ્યાય પરિશિષ્ટ** રૂપ **છે.** જેમકે **૧૩મા અધ્યાય**માં દેવતાઓની **અતિસ્તુતિ**નો વિષય ચર્ચ્યો છે. **આ નિરુક્ત** તથા **વ્યાકરણ** ઉભયે **વેદાઙ્ગો વેદની અર્થતઃ**રક્ષા કરવામાં ઉપયોગિ છે. **શબ્દનું અર્થ**જ્ઞાન કરાવવામાં **વ્યાકરણ વિશાલ** વિષયમાં સઞ્ચરે છે, અને એ વ્યાકરણની અપેક્ષાએ **નિરુક્ત સ્વલ્પ** વિષયમાં સઞ્ચરે છે એમ **શ્રીમદાચાર્યચરણ** સ્વીકારે છે.]

**શઙ્કાઃ**—"સ્વરાદિવિધિમાં **શબ્દ**ને વિષે પણ **વ્યાકરણ**નો ઉપયોગ થતો હોવાથી **વ્યાકરણ** વેદનો **અર્થ** જાણવામાંજ ઉપયોગિ છે એમ કહેવામાં [1]વ્યભિચાર દોષ પ્રાપ્ત થાય છે." આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ **સમાધાન** કરવા કહે છે કેઃ—

**विशेषत इति ।** અમે જે આ ઉપયોગ કહ્યો છે તે તો **વિશેષ** ઉપયોગ કહ્યો **છે.** વસ્તુતઃ તો સર્વ વેદાઙ્ગોનો સર્વત્ર જ ઉપયોગ થઇ શકે છે-એમાં સંશય **નથી.** વ્યાકરણનો **અર્થતઃ** ઉપયોગ થાય છે-એમ જે અમે કહ્યું તેનો આશય એ છે જે **વ્યાકરણનો ઉપયોગ વિશેષે કરીને વેદનો અર્થ** સમજવામાં થાય **છે.** પ્રત્યેક અઙ્ગનો આ **વિશેષ** ઉપયોગ કહ્યો છે. વિશેષે કરીને **"વ્યાકરણ"**નામનું વેદાઙ્ગ **અર્થ** જાણવામાં ઉપયોગિ છે. પરન્તુ તેથી એમ ન સમજવું કે વ્યાકરણનો ઉપયોગ અર્થ વિના અન્યત્ર-**શબ્દાદિ** વિષે ન થઇ શકે. સામાન્ય રીતે તો આ **સર્વે ષડઙ્ગો સર્વત્ર વેદરક્ષા** કરે છે-એવો આશય જાણવો. વ્યાકરણનો જે સ્વરાદિમાં ઉપયોગ થાય છે તે ઉપયોગ **અર્થદ્વારા** છે-એમ જાણવું, જેમકે **इन्द्रशत्रु** પદને વિષે *સ્વરભેદ થવાથી બહુવ્રીહિ સમાસ થયો, અને તેથી અર્થ *વિપરીત થયો, તેમ મા થાઓ—એ ઉદ્દેશથી વ્યાકરણમાં સ્વરપ્રક્રિયાનો વિષય ચર્ચ્યો છે. વ્યાકરણનો **અર્થ**ને વિષે ઉપયોગ છે—એમ કયે +પ્રકારે

---

૧ **एकत्राव्यवस्था व्यभिचारः।** વ્યભિચાર દોષ- અનૈકાન્તિકત્વરૂપ હેતુ દોષ. એક **વિષયમાં જ વ્યવસ્થા** જ્યાં ન થઈ શકે ત્યાં વ્યભિચાર દોષ પ્રાપ્ત થાય છે. જેમકે, "**વ્યાકરણ** નામના **વેદાઙ્ગ**નો ઉપયોગ **વેદ**ના અર્થ સમજવામાં જ થાય છે-એમ જે તમે **ઉપર** કહ્યું એ સર્વાંશે સત્ય નથી, કેમકે વ્યાકરણનો ઉપયોગ વેદના **શબ્દ**ના સ્વરાદિ સમજવા માટે પણ થાય છે. આ પ્રકારે એકલા **અર્થને** વિષે જ વ્યાકરણની વ્યવસ્થા થઈ શકતી નહોવાથી વ્યભિચાર દોષપ્રાપ્ત થયો.

*વેદવ્યાકરણ પ્રમાણે યોગ્ય પદે સ્વરોચ્ચાર ન થવાથી અર્થ વિપરિત થયો જેથી ઇન્દ્રશત્રુ **વૃત્રનો વધ ન** થતાં **વૃત્રની વૃદ્ધિ** થઇ.

**+અત્ર શઙ્કા**નો **આશય** આ છેઃ-ર "આ અમુક પદનો પ્રયોગ સુયોગ્ય છે-દોષ રહિત **છે-એમ પદ સાધુતાનું જ્ઞાપન કરાવવું એજ વ્યાકરણનું પ્રયોજન પ્રતીત થાય છે. આમ**

સમ્ભવે ? "—આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ સમાધાન કરવા કહે છે કે **ये धातुशब्दा इति।** ધાતુપારાયણમાં તથા નામપારાયણમાં અર્થાત્ નિઘણ્ટુ નામના વૈદિકકોશમાં જે ધાતુ શબ્દોનો જે અર્થ દર્શાવ્યો હોય તે જ અર્થને અનુસરીને વેદાર્થનો નિર્ણય કરવો એ યોગ્ય છે. જેમકે "**यज्**" ધાતુનો અર્થ "**દેવપૂજા**", "**સઙ્ગતિકરણ**", તથા "**દાન**" એમ આ ગ્રન્થમાં કર્યો છે; તે પ્રકારે જ **यज्** ધાતુનો અર્થ કરવો. પરન્તુ આ અર્થ છોડીને **यज्** ધાતુનું અન્યથા વ્યાખ્યાન કરવું નહિ. તે જ પ્રકારે **गौः**, **ज्मा**, **क्ष्मा**,-ઇત્યાદિ શબ્દો **નિઘણ્ટુ**નામના વૈદિકકોશમાં "**પૃથિવી**" અર્થવાલા નામમાં ગણાવ્યા છે.-તે નિઘણ્ટુપ્રોક્ત અર્થ પ્રમાણે જ **गौः**-ઇત્યાદિ શબ્દનો અર્થ સુનિશ્ચિત કરવો. જેમકે "**विष्णोः पदे परमे मध्व उत्सः।** (**ऋग्वेद संहिता** १-१५४-५) અર્થાત્ વિષ્ણુના પરમપદને વિષે મધુનો ઉત્સ છે—કૂપ છે."—આ સાક્ષાત્ વેદમન્ત્રોક્તવાક્યમાં નિઘણ્ટુકોશમાં કહ્યા પ્રકારે "**उत्सः**" શબ્દનો અર્થ "**કૂપ**" થાય છે. એ અર્થનો અનાદર કરીને "**उत्स**"="**उत्सुक**" એવો અર્થ કેટલાક ( મધ્વસમ્પ્રદાયના) ટીકાકારો કરે છે તે યોગ્ય નથી. જો એમ અન્યથા વ્યાખ્યાન થાય તો વૈદિક શબ્દ સ્વાર્થમાંથી ભ્રષ્ટ થાય-અર્થાત્ વૈદિકશબ્દનો પોતીકો મૂલ અર્થ ચાલ્યો જાય. આ કારણથી તેનો નિષેધ કરવાને માટે શ્રીમદાચાર્યચરણ કહે છે કે **कर्तव्यो नान्यथा क्वचिदिति।** ધાતુપારાયણ-નિઘણ્ટુકોશમાં જે શબ્દનો જે અર્થ કહ્યો હોય તે પ્રકારે જ વેદાર્થનો નિર્ણય કરવો, પરન્તુ વેદાર્થનું અન્યથા વ્યાખ્યાન કદાપિ કરવું નહિ. **કલ્પસૂત્રો વેદાઙ્ગ** છે. શઙ્કાઃ—"**કલ્પસૂત્રને** વિષે **વેદાઙ્ગ**ત્વ તથા **સ્મૃતિ**ત્વ એમ ઉભયે માનવાથી **સાઙ્કર્ય દોષ પ્રાપ્ત થશે"—આ **શઙ્કાનું સમાધાન** કરવા આચાર્યશ્રી કહે છે કે **साक्षादिति।** કલ્પસૂત્રોને વિષે **સાક્ષાદ્ધર્મ** પ્રતીત થાય છે એથી કલ્પસૂત્રને વિષે ઉભયે વેદત્વ તથા સ્મૃતિત્વ કહ્યા છે, પરન્તુ વસ્તુતઃ તો કલ્પસૂત્રો **વેદાઙ્ગ** જ છે.

**( જુઓ પૃ. ૬૮-૬૯, કારિકા ૪૧-૪૨ ). "**સ્મૃતિનિર્ણય**માં કલ્પસૂત્રનો વિચાર કર્યો ત્યારે '**કલ્પસૂત્ર**'ને વિષે '**સ્મૃતિ**ત્વ' તથા 'વેદત્વ' છે એમ **શ્રીમદાચાર્યચરણે** કહ્યું છે. હવે અત્ર કલ્પ ને વેદાઙ્ગ માનીએ તો '**કલ્પસૂત્ર**' ને વિષે '**વેદાઙ્ગત્વ**' તથા '**સ્મૃતિત્વ**'-એમ ઉભયે પ્રાપ્ત થાય, અને તેથી ***સાઙ્કર્ય**દોષ પ્રાપ્ત થાય."—આ શઙ્કા થાય તો તેનું સમાધાન કરવા **શ્રીમદાચાર્યચરણ** કહે છે કે **साक्षादिति।** કલ્પસૂત્રોમાં સાક્ષાદ્ધર્મ પ્રતીત થતો હોવાથી એમને વિષે બન્ને **સ્મૃતિત્વ** તેમજ **વેદત્વ** કહ્યાં છે. પરન્તુ વસ્તુતઃ તો **કલ્પસૂત્રો વેદાઙ્ગ** જ છે, અને તેથી **સાઙ્કર્ય**દોષ પ્રાપ્ત થતો નથી. **(૭૪-૭૫).**

---

વ્યાકરણનો **શબ્દને** વિષે ઉપયોગ છે. તો પછી વ્યાકરણનો **અર્થને** અર્થને વિષે ઉપયોગ છે-એમ શી રીતે કહો છો ?" ***સાઙ્કર્ય**દોષ=એકત્ર મેલન-બે પદાર્થનું એકને વિષે જ મિશ્રણ થાય એ દોષ છે-એમ **પદાર્થવિજ્ઞાન**વેત્તા કહે છે. કલ્પસૂત્રોની વસ્તુતઃ વેદાઙ્ગતા માન્યાથી આ દોષ દૂર થયો.

त० दी०—दर्शादिकालनिर्धारो ज्योतिःशास्त्रफलं स्मृतम् ।
पदनिर्वचनाद्वेदे निघण्टुविवृतावपि ॥ ७६ ॥
निरुक्तस्याङ्गता प्रोक्ता तथाऽल्पस्तस्य सञ्चरः ।
व्याकृतिः पाणिनीयं प्रातिशाख्यं तु शब्दगम् ॥ ७७ ॥
आदिमत्वाल्लक्षणानां नाङ्गत्वं पूर्वचोदितम् ।
अनिङ्ग्याादि प्रातिशाख्ये विशेषद्व्याकरणे तु तत् ॥
छन्दसः पाठहेतुत्वं शब्दज्ञानोपयोगतः ॥ ७८ ॥

**કારિકાભાવાર્થ:**—વેદમાં કહેલા યજ્ઞાદિ કર્મો યથાયોગ્ય સમયે થાય એ માટે **દર્શાદિ**–અમાવાસ્યાદિ કાલનો નિર્ણય કરવો- એ **જ્યોતિઃ**શાસ્ત્રરૂપીવેદાઙ્ગનું ફલ છે–એમ સ્મૃતિઓ કહે છે. **નિરુક્તશાસ્ત્ર નિઘણ્ટુ**નું વિવરણ છે, તો પણ વેદમન્ત્રના પદોનું [1]**નિર્વચન** કરતું હોવાથી **નિરુક્તશાસ્ત્ર વેદાઙ્ગ** તરીકે ગણાયું છે. વ્યાકરણના કરતાં **નિરુક્તશાસ્ત્રનો** વિષય સ્વલ્પ મર્યાદાવાળોછે. નિરુક્ત શાસ્ત્ર અલ્પ વિષયમાં સઞ્ચરે છે–કાર્ય કરે છે; જ્યારે વ્યાકરણશાસ્ત્ર વિશાલ વિષયમાં સઞ્ચરે છે–કાર્ય કરે છે. **પાણિનિએ** કરેલું **વ્યાકરણ** જ વેદાઙ્ગ છે. [2]**પ્રાતિશાખ્ય** તો (વેદના) **શબ્દ** વિષયમાં ઉપયોગિ છે, (તેથી પ્રાતિશાખ્યને વ્યાકરણમાં અન્તર્ગત કર્યાથી જ તે તે પ્રાતિશાખ્યની વેદાઙ્ગતા માની શકાય. આદિમત્ત્વ હોવાના કારણથી [3]**લક્ષણગ્રન્થોનું વેદાઙ્ગત્વ** પૂર્વચોદિત નથી–પુરાતન વિધિપ્રેરિત નથી. **અનિઙ્ગ્યાદિ**–અર્થાત્ જેનો વિચ્છેદ ન થઈ શકે

---

(૧) (જુઓ પૃ.૧૫૬–૧૫૭) નિર્વચન **નિરુક્તિ** કરવી. શબ્દનું પદભઞ્જન કરીને અર્થ નિશ્ચિત કરી આપવો. આને આઙ્ગ્લભાષામાં Science of Etymology કહે છે. **ભારતવર્ષ**માં પ્રાચીન સમયથી આ **નિરુક્ત** નામના વેદાઙ્ગ શાસ્ત્રમાં **મહર્ષિયાસ્ક**મુનિએ વેદમન્ત્રના કઠિનમાં કઠિન શબ્દના પણ પદવિભાગ કરી તેમના ચોક્કસ અર્થનો નિશ્ચય કરી આપવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે. એમ સર્વ કોઈ પ્રામાણિક વેદાભ્યાસકને પ્રતીત થાય છે. (૨) **પ્રાતિશાખ્ય–પ્રત્યેક શાખાના મન્ત્ર**ના ઉદાત્ત–અનુદાત્તાદિ વૈદિકસ્વરોના ફેરફાર સાથે **શબ્દોચ્ચાર** કેમ કરવા તેનું શિક્ષણ આપે એવું આ **વૈદિકસાહિત્ય** છે. આ **પ્રાતિશાખ્ય**નો સમાવેશ વૈદિક**વ્યાકરણ**માં થઈ શકે છે એમ હમણાં પણ સર્વે વિદ્વાનો સ્વીકારે છે. સામ્પ્રતસમયમાં આપણને ૪ **પ્રાતિશાખ્યગ્રન્થો** પ્રાપ્ય છે:–(૧) **ઋગ્વેદીયશાકલ**શાખાનું **પ્રાતિશાખ્ય**; (૨-૩) **યજુર્વેદ**ની ૨ શાખાના **પ્રાતિશાખ્યો.**(૪)**અથર્વવેદનું પ્રાતિશાખ્ય. *प्रातिशाख्यम्**-is a *Grammatical treatise laying down rules for the phonetie changes which words in any **शाखा** of the **वेद**s undergo, and teaching the mode of pronouncing the accents & etc. (3) **લક્ષણ** ગ્રન્થને **શાબ્દિકો શબ્દસાધુતા** પ્રતિપાદન કરવામાં **પ્રમાણ** ગણે છે. જેમકે (વેદના) વ્યાકરણાદિ સૂત્રને શાબ્દિકો **લક્ષણગ્રન્થ**

એવા પદોનું વિવેચન કરનારા **લક્ષણગ્રન્થોનો** સમાવેશ-પ્રવેશ **પ્રાતિશાખ્યમાં** થઇ શકે એમ છે, વળી તે **પ્રાતિશાખ્યનો** પ્રવેશ-સમાવેશ પણ **વ્યાકરણમાં** થઈ શકે છે. **છન્દો** નામના **વેદાઙ્ગનો** ઉપયોગ **શબ્દજ્ઞાનમાં** થતો હોવાથી આ **છન્દો** વેદાઙ્ગ **વેદનો** **પાઠ** કરવામાં **કારણભૂત** છે. ( ૭૬-૭૮ ).

**વિવેચનઃ**—શ્રીમદાચાર્યચરણ *જ્યોતિઃ**શાસ્ત્રનો** ઉપયોગ કહે છે કે **दर्शादीति**। વેદમાં દર્શાદિ–અમાવાસ્યાદિ કાલે યજ્ઞ કરવાની આજ્ઞા કરી છે કયા સમયને દર્શાદિ-અમાવાસ્યાદિ કાલ જાણવો એનો યથાર્થ નિર્ણય કરવા જ્યોતિઃશાસ્ત્ર નામનું વેદાઙ્ગ આવશ્યક છે. (આ વેદાઙ્ગ યજ્ઞાનુષ્ઠાનદ્વારા ધર્મ સિદ્ધ કરાવે છે.)

*** [ वेदा हि यज्ञार्थमभिप्रवृत्ताः कालानुपूर्व्या विहिताश्च यज्ञाः ।**
**तस्मादिदं कालविधानशास्त्रं यो ज्योतिषं वेद स वेद यज्ञान् ॥ ( वेदाङ्गज्योतिष )**
**सिद्धान्तसंहिताहोरारूपस्कन्धत्रयात्मकम् । वेदस्य निर्मलं चक्षु ज्योतिःशास्त्रमकल्मषम् ।**
**विनैतदखिलं श्रौतं स्मार्तं कर्म न सिध्यति। तस्माज्जगद्धितायेदं ब्रह्मणा निर्मितं पुरा ॥ नारदः॥**

* વેદાઙ્ગ જ્યોતિષ નામના ગ્રન્થમાં કહ્યું છે કે "વેદો **યજ્ઞ** સિદ્ધ કરવાને **અર્થે** **પ્રવૃત્ત** થયા છે. આ યજ્ઞોનું વિધાન કાલાનુપૂર્વીથી-**અમુક** કાલમાં જ વેદે નિશ્ચિત કરેલું હોય છે. **જ્યોતિઃ**શાસ્ત્ર આ વૈદિક **યજ્ઞને** માટે યથાયોગ્ય કાલનો નિર્ણય કરી આપે છે. તેથી જે મનુષ્ય જ્યોતિઃશાસ્ત્ર જાણે છે તેને યજ્ઞોનું જ્ઞાન થઈ શકે છે." આ જ્યોતિઃશાસ્ત્ર એક આવશ્યક વેદાઙ્ગ છે કે જે જગતના શુભ અશુભ ભવિષ્ય ફલ પ્રથમથી નિરૂપિત કરે છે. ઇજ્ય, અધ્યયન, સઙ્ક્રાન્તિ, ગ્રહ તથા ષોડશકર્મને માટે તે તે કાલનો વિશેષ નિર્ણય જ્યોતિઃશાસ્ત્રથી થઈ શકે છે. આ જ્યોતિઃશાસ્ત્રનું નિરૂપણ **નારદીયસંહિતા, હોરાગણિતસંહિતા, ગર્ગસંહિતા** ઇત્યાદિ અનેક ગ્રન્થમાં કર્યું છે. જ્યોતિઃ**શાસ્ત્ર** વેદનું નિર્મલ નિષ્પાપ **ચક્ષુ** છે કે જેના વિના **શ્રૌત** વા **સ્માર્ત** કોઈપણ કર્મ સિદ્ધ થઈ શકતું નથી. તેથી જગતના કલ્યાણને માટે **બ્રહ્માજીએ** પુરાતન સમયથી આ જ્યોતિઃ**શાસ્ત્ર** પ્રકટ કર્યું છે. કે જે **પ્રભુનિર્મિત** ફલ સૂચવે છે. ]

**શઙ્કાઃ—"નિરુક્ત કે જે નિઘણ્ટુકોશનું વિવરણરૂપ ( ભાષ્ય )** છે તે કેવી રીતે **વેદાઙ્ગ** થઇ શકે ?" આ શઙ્કા થાય તો **નિરુકત વેદાઙ્ગ** છે એમ સિદ્ધ કરવા **શ્રીમદાચાર્યચરણ** હવે **નિરુકતનું** સ્વરૂપ સમજાવે છે કે **पदनिर्वचनादिति । નિરુકત વૈદિકપદોનું નિર્વચન**-વ્યુત્પાદન કરે છે અને તેથી જ ***નિરુકતની** ગણના **વેદાઙ્ગ** તરીકે થઈ શકે છે. (જુઓ પૃષ્ઠ ૧૫૬-૧૫૭).

---

કહે છે. **લક્ષણ** ગ્રન્થો **અમુક સમયથી** પ્રવૃત **થયા**-એમ **આદિમત્ત્વ અર્થાત્** પ્રારમ્ભનું જ્ઞાન **લક્ષણ** ગ્રન્થોને વિષે થતું હોવાથી આ **લક્ષણ** ગ્રન્થોનું વેદાઙ્ગત્વ કંઈ પૂર્વબોધિત છે. **અર્થાત્** પ્રાચીન સનાતન સમયથી ચાલ્યું આવે છે એમ કહી શકાતું નથી. લક્ષણ ગ્રન્થોનું વેદાઙ્ગત્વ પૂર્વવિધિપ્રેરિત નથી.(૪)અનિઙ્ગ્ય=a word not divisible; નિરવગ્રહ પદ. દૃષ્ટાન્ત માટે જુઓ હવે પછીનું વિવેચન. *આ વૈદિક સાહિત્યશોધ-Research ના વિષયમાં **આચાર્યશ્રીના** **અત્રોક્તનિર્ણય** સાથે **પાશ્ચાત્યયૂરોપીયવિદ્વાનો પણ સમ્મત** છે. (જુઓ એન્ટીક્વેરિઝ ગ્રન્થો.)

**નામ, આખ્યાત** ( ક્રિયાપદ ), **નિપાત,** તથા **ઉપસર્ગ**–આમ ૪ પ્રકારના વૈદિક પદોમાંથી સિદ્ધ થતો અર્થ નિરૂપિત કરી વેદ મન્ત્રનો અર્થ **નિરુકતશાસ્ત્રમાં યાસ્કમહર્ષિએ** પ્રકટ કર્યો છે. જો આવિવરણરૂપ **નિરુકત** નામનું શાસ્ત્ર ન હોય તો **સૃણ્યેવ, જર્ફરી, તુર્ફરી, પર્ફરી, મ્રૂ**-ઇત્યાદિ દુર્બોધ વૈદિકપદોનો અર્થ જાણી શકાતો નથી. તેથી **નિરુકતની વેદાઙ્ગ** તરીકે ગણના કરવી એ આવશ્યક છે. **નિઘણ્ટુ** નામનો **વૈદિક શબ્દકોશ**ગ્રન્થ, વેદના **નામ, આખ્યાત, નિપાત** તથા ઉપસર્ગ–આમ ૪ પ્રકારના પદોને તે તે અર્થ પ્રમાણે સઙ્ગૃહીત કરી આપે છે. આ **નિઘણ્ટુ ગ્રન્થ** વૈદિક પદોનું **ધાતુ પારાયણ** તેમજ **નામપારાયણ** કરે છે અર્થાત્ તેમાં **અમુક વૈદિક નામનો અમુક અર્થ** થાય છે–અમુક **ધાતુઓનો અમુક અર્થ છે** એમ તે તે **અર્થ** પ્રતિપાદક **પદોનો સઙ્ગ્રહ** એમાં કરેલો છે. વેદનું **નિગમન–અર્થ**જ્ઞાન કરાવે **તે નિઘણ્ટુ**–એમ **યાસ્કમુનિએ નિરુકત**માં આ પદની વ્યુત્પત્તિ કરી છે આ **નિઘણ્ટુ** નામનો **વૈદિક શબ્દકોશ** ગ્રન્થ **નિરુકતશાસ્ત્ર**ના શેષ–**અઙ્ગ** તરીકે જ ઉપયોગી છે એ આશયથી **હવે શ્રીમદાચાર્યચરણ** કહે છેઃ—

**જો** કે **નિઘણ્ટુ**માં(શબ્દ)કોશની માફક(સમાન અર્થવાળા સર્વ)વૈદિક શબ્દો(**અમુક** અમુક **અર્થના મથાળા** નીચે ગણાવીને) કહ્યા છે તો પણ નિઘણ્ટુ ગ્રન્થમાં તે તે શબ્દનું નિર્વચન ( વ્યુત્પત્તિથી વ્યાખ્યાન ) નથી, તેથી નિઘણ્ટુ (શબ્દ) કોશને વેદાઙ્ગ તરીકે ગણ્યો નથી. **નિરુક્ત** ગ્રન્થ જ **નિઘણ્ટુ**માં કહેલા વૈદિક **શબ્દોનો અર્થનું નિર્વચન**–યથાર્થવ્યુત્પાદન કરી આપે છે,તેથી **નિરુક્તને વેદાઙ્ગ** તરીકે ગણાવ્યું છે. **નિઘણ્ટુ** તો **નિરુક્તનું અઙ્ગ** હોઇને જ **ઉપયોગી** છે વ્યાકરણના વિષય કરતાં નિરુકતનો વિષય અલ્પ છે. જો કે **બ્રાહ્મ, રૌદ્ર,** તથા **ચાન્દ્ર** ઇત્યાદિ તથા **કૌમારકાલાપ** તથા **સારસ્વત** ઇત્યાદિ બહુ બહુ વ્યાકરણો છે તો પણ **પાણિનિએ** પ્રકટ કરેલું વ્યાકરણ જ વેદાઙ્ગ છે, કારણકે **બ્રાહ્મ, રૌદ્ર,**– ઇત્યાદિ વ્યાકરણો **અપ્રસિદ્ધ** છે, તથા બીજા **કૌમાર,** કાલાપ, તથા **સારસ્વત** ઇત્યાદિ વ્યાકરણો કેવલ લોકમાં જ ઉપયોગિ છે. **પ્રાતિશાખ્ય** ગ્રન્થ તો પ્રત્યેક વેદશાખા પ્રમાણે ભિન્ન હોય છે તેથી **પ્રાતિશાખ્ય** સર્વવેદનું **સાધારણ અઙ્ગ** થઇ શકતું **નથી.** જો કે કલ્પ ( સૂત્ર ) ને વિષે પણ આ દોષ સમ્ભવે છે તો પણ કલ્પસૂત્રોની વેદાઙ્ગતા કલ્પત્વને લીધે જ છે. ( અર્થાત્ કલ્પસૂત્રો યાગ ક્રિયામાં ઉપયોગિ છે અને તેથી જ કલ્પસૂત્રની વેદાઙ્ગ તરીકે ગણના કરી છે. ) પરન્તુ **પ્રાતિશાખ્ય**માં તો કોઇ પણ સ્થલે ( વેદનું ) અર્થજ્ઞાન થતું નથી. આથી પ્રાતિશાખ્ય ( વેદોચ્ચારણમાં ) શબ્દોપયોગિ થતું હોવાથી પાણિનિના વ્યાકરણને વિષે અન્તર્ગત થાય છે, અને એમ પાણિનિના વ્યાકરણને વિષે અન્તર્ભાવ પામ્યાથી જ પ્રાતિશાખ્યની વેદાઙ્ગતા છે. તે જ પ્રકારે **લક્ષણ ગ્રન્થોની** પણ અઙ્ગતા સમજી લેવી. તે **લક્ષણ** ગ્રન્થો કયે પ્રકારે **વેદાઙ્ગ**માં પ્રવેશ પામે છે તે હવે શ્રીમદાચાર્યચરણ સમજાવે છે કે **अनिङ्ग्यादीति। અનિઙ્ગ્યાદિ** અર્થાત્ જેનો વિચ્છેદ **ન** થઇ શકે એવા નિરવગ્રહાદિ પદોનું પ્રતિપાદન કરે

**એવા સર્વે લક્ષણગ્રન્થોનો સમાવેશ પ્રાતિશાખ્યગ્રન્થમાં થાય છે. પ્રાતિશાખ્ય ગ્રન્થનો સમાવેશ વ્યાકરણમાં થાય છે.**

આ પ્રકારે **વ્યાકરણમાં પ્રવેશ** પામવાથી જ–**વ્યાકરણમાં અન્તર્ગત** થયાથી જ **લક્ષણ** ગ્રન્થોની તથા **પ્રાતિશાખ્યોની** વેદાઙ્ગતા સમજવી. પરન્તુ એમનું વેદાઙ્ગત્વ કંઈ પૂર્વચોદિત નથી–પુરાતન સમયથી વિધિ પ્રેરણાથી ચાલ્યું આવતું નથી, કારણ કે એમનું આદિમત્વ છે અર્થાત્ આ ગ્રન્થોનો પ્રારમ્ભ અમુક કાલે થયો છે એમ દિશે છે તેથી–આ લક્ષણગ્રન્થો કંઈ સનાતન–પુરાતન વેદાદિ જેવા અનાદિ નથી. **अनिङ्ग्यादीति ॥ इङ्ग्यं सावग्रहपदम् । न इङ्ग्यमनिङ्ग्यम् निरवग्रहम् इत्यादीनीत्यर्थः । अवग्रहश्च मात्राकालविशेषः संहिताविच्छेदरूपः। यथा, 'रत्नधातममि'त्यादौ ।** **अनिङ्ग्यादि**=નિરવગ્રહપદ; **इङ्ग्यम्** એટલે **સાવગ્રહ** પદ; **अवग्रह** એટલે સંહિતાવિચ્છેદરૂપ માત્રાકાલવિશેષ; જેમાં **સંહિતાનો વિચ્છેદ** થાય છે તે **સાવગ્રહ** પદ છે. **પદપાઠમાં સંહિતાનું વિચ્છેદરૂપ** થાય છે; તેથી **પદપાઠમાં સાવગ્રહ** પદો હોય છે. જેમકે **रत्नऽऽधातमम्** પદપાઠ થાય છે; જ્યારે **સંહિતામાં નિરવગ્રહ**પદો હોય છે, જેમકે **रत्नधातमम्** । ઇત્યાદિ નિરવગ્રહપદોને–અનિઙ્ગ્યાદિપદોને સમજાવવામાં **લક્ષણગ્રન્થોનો** ઉપયોગ થાય છે. પ્રાચીન **પ્રાતિશાખ્ય** ગ્રન્થને જોવાથી આ **લક્ષણ** ગ્રન્થનો ખ્યાલ આવશે. આચાર્યશ્રીએ વિચારેલું આ **જીર્ણ વૈદિકસાહિત્ય** પૂરી **શોધનો** વિષય છે.

**શઙ્કા**:—"**છન્દો** વેદાઙ્ગનો અનુષ્ઠાનમાં પણ ઉપયોગ થતો દશ્યમાન **થાય છે તો** પછી એ છન્દોવેદાઙ્ગ (વેદનો) પાઠ કરવામાં **ક્યાંથી** કારણ થઈ શકે?" આ શઙ્કા થાય તો **શ્રીમહાચાર્યચરણ સમાધાન** કરવા કહે છે કે **शब्दज्ञानोपयोगत इति ।** છન્દો શબ્દજ્ઞાનમાં ઉપયોગિ છે **અને તેથી** જ **આ છન્દો** નામના વેદાઙ્ગનો ઉપયોગ વેદમન્ત્રનો પાઠ કરવામાં પણ થઇ શકે છે. **અનુષ્ઠાનમાં** પણ જે **છન્દોજ્ઞાન** ઉપયોગિ છે તે પણ **શબ્દધર્મત્વે** કરીને જ ઉપયોગિ છે, અન્યથા નહિ–એમ અર્થ જાણવો.

**છન્દોવેદાઙ્ગ શબ્દજ્ઞાનમાં ઉપયોગિ છે અને તેથી જ અનુષ્ઠાનમાં યથાર્થ પ્રકારે સામવેદનું ગાન કરવામાં છન્દોવેદાઙ્ગનો ઉપયોગ થાય છે. *છન્દોજ્ઞાનના અભાવમાં કરેલું કર્મ વિફલ થાય છે**"–એમ સ્મૃતિઓ કથે છે તેથી તથા સામના **શરલેશ** દોષ પ્રસઙ્ગનું નિવારણ કરવાનું છે તેથી **છન્દોજ્ઞાનનો શબ્દધર્મત્વે જ કરીને અનુષ્ઠાનમાં ઉપયોગ** છે–એમ સમજવું. **જૈમિનિની પૂર્વમીમાંસા**ના નવમા અધ્યાયના દ્વિતીય પાદમાં **तदभ्यासः समासु स्यात्**–આસૂત્રમાં **શરલેશપ્રસઙ્ગ** વિચાર્યો છે. **સંશર=શર=**સામની હિંસા. **વિલેશ=લેશ=સામભાગ હીન** થવો–અલ્પ થવો. અત્ર "**ત્રણ ઋચ્યુમાં સામ ગાન કરવું**"–આ **વિષય** વાક્યનો **અર્થ** નિશ્ચિત કર્યો છે. **અત્ર** જે **ત્રણ ઋચ્યુમાં ગાન** કરવું તે શું ત્રણ **સમાન** સ્છન્દવાળી ઋચ્યુમાં સામ ગાન કરવું? કે **વિષમ** સ્છન્દવાળી ઋચ્યુમાં સામ ગાન કરવું? કે **યથેચ્છ** ગાન કરવું કે **સમાન** છન્દવાળી જ ઋચ્યુમાં ગાન કરવું?–એમ **સન્દેહ** થાય તો **પૂર્વપક્ષી** કહે છે કે "નિયામકનો **અભાવ** હોવાથી **યથેચ્છ સામગાન કરવું.**" **એમ પૂર્વપક્ષ પ્રાપ્ત** થાય તો અત્ર **સિદ્ધાન્ત** કથ્યો છે કે:—

"સામના સંશરવિલેશ દોષનો પરિહાર કરવાને અર્થે સામનું ગાન સમાનચ્છન્દવાળી જ ઋચમાં કરવું. અધિકચ્છન્દવાળી ઋચમાં ઉત્પન્ન થયલા સામને જો પછીની બે ન્યૂનચ્છન્દવાળી ઋચમાં ગાવામાં આવે તો સામભાગે ઋક્પૂર્તિ થયા પછી અવશિષ્ટ (બાકી વધેલા) સામભાગને આશ્રય પ્રાપ્ત ન થવાથી એ સામભાગ હિંસિત થાય અર્થાત્ અવશિષ્ટ સામભાગની હિંસા થાય-આમ શરદોષપ્રસંગ પ્રાપ્ત થાય. જો ન્યૂનચ્છન્દવાળી ઋચમાં ઉત્પન્ન થયલા સામને અધિકચ્છન્દવાળી ઋચામાં ગાવામાં આવે તો સામ અલ્પ હોવાથી અવશિષ્ટ ઋગ્ભાગ સામહીન રહે, અને શરક્લેશદોષ પ્રસંગ પ્રાપ્ત થાય. અતઃ સમાનચ્છન્દવાળી ઋચમાં જ સામગાન કરવું.*" આ પ્રકારે અનુષ્ઠાનમાં છન્દોજ્ઞાનનો ઉપયોગ સામના શરલેશ દોષનું નિવારણ કરવામાં થતો હોવાથી અનુષ્ઠાનમાં છન્દોનો મન્ત્રપાઠમાં ઉપયોગ છે, અને અનુષ્ઠાનમાં છન્દોનો આ ઉપયોગ શબ્દધર્મત્વે કરીને જ છે, અન્ય કોઇ પણ રીતે નથી-એમ અર્થ છે. (૭૬-૭૮). હવે શ્રીમદાચાર્યચરણ *ઉપવેદોનું પ્રયોજન કહે છેઃ—

*(૧) આયુર્વેદ ઋગ્વેદનો ઉપવેદ છે. (૨) ગાન્ધર્વવેદ સામવેદનો ઉપવેદ છે. (૩) સ્થાપત્ય યજુર્વેદનો ઉપવેદ છે. (૪) ધનુર્વેદ અથર્વવેદનો ઉપવેદ છે. આ સર્વ ઉપવેદોના પ્રકટ કર્તા પ્રજાપતિ છે. ભાસ્કરને એ ઉપવેદોનું દાન કર્યું. ધન્વન્તરિ ઇત્યાદિએ આ આયુર્વેદ ઉપવેદ દ્વારા લોકોને આયુષ્ય દીર્ઘ કરવાનો માર્ગ દર્શાવ્યો છે. (જુઓ બ્રહ્મવૈવર્ત ખણ્ડ ૧૬ મો અધ્યાય). અથર્વવેદ સંહિતામાં આ સર્વ ઉપવેદોનું દિગ્દર્શન થાય છે.

**त० दी०—आरोग्ये धर्मसिद्धिः स्याद्रक्षा च धनुषो भवेत्।**
**उद्वेगहानि गान्धर्वे स्थापत्यं च स्रुगादिषु ॥ ७९ ॥**

**કારિકાભાવાર્થ**:—(૧) આરોગ્ય હોય તો ધર્મ સિદ્ધ થાય છે તેથી આરોગ્ય પ્રાપ્ત કરાવી ધર્મ સિદ્ધ કરાવવો એ આ આયુર્વેદનામના ઉપવેદનું પ્રયોજન છે. (૨) વળી, રક્ષા ધનુર્વેદથી થાય છે. (૩) ગાન્ધર્વ નામના ઉપવેદથી ચિત્તના ઉદ્વેગનો નાશ થાય છે. (૪) સ્થાપત્ય નામનો ઉપવેદ યજ્ઞના સ્રુગ્, સ્રુવા, સ્તમ્ભ, તથા પાત્ર-ઇત્યાદિ સર્વ ઉપકરણ-સાધન સામગ્રી સિદ્ધ કરવામાં ઉપયોગિ છે. (૭૯)

**વિવેચનઃ**—(૧)आरोग्य इति। આયુર્વેદ આરોગ્ય સિદ્ધ કરી આપે છે.

---

*જુઓ आवरणभङ्ग.-कृतस्यापि कर्मणः छन्दोज्ञानाभावे वैफल्यस्मारणात्साम्नां शरलेशप्रसङ्गवारणाच्च तथेत्यर्थः। शरलेशप्रसङ्गश्च नवमस्य द्वितीये विचारितः। तत्र हि साम त्र्यर्चे गेयमिति वाक्याद्यस्तिसृषु ऋक्षु गेयं तत् किं विषमच्छन्दस्कासु वा समच्छन्दस्कासु वा यथेच्छं गेयमुत समास्वेवेति सन्देहे, यथेच्छं गेयं नियामकस्याभावादिति पूर्वपक्षे समास्वेवेति सिद्धान्तितम्। यदि अधिकच्छन्दस्कायामृच्युत्पन्नं साम न्यूनच्छन्दस्कयोरुत्तरयोर्गायेत् तदा सामभागे ऋक्पूर्तेरवशिष्टः सामभागः आश्रयाभावाद्धिंसितः स्यात्। यदि साम्योनेरधिकच्छन्दस्कयोर्गायेत्तदा साम्नोऽल्पत्वादवशिष्ट ऋग्भागः सामहीनः स्यात्। अतः समास्वेव गेयमिति। अतोऽत्र छन्दस्तद्वारण उपयोगात् पाठोपयोगोऽनुष्ठाने शब्दधर्मत्वेनैव अत्र इति।(જુઓ આચાર્યશ્રીનું શોધ્ય પૂર્વમીમાંસાભાષ્ય તથા શાબરભાષ્યાદિ।)

આ આયુર્વેદ ઋગ્વેદનો ઉપવેદ છે. તેનું ફલ આરોગ્ય સિદ્ધિ છે. તે આરોગ્યના બલથી ધર્મ સિદ્ધ થાય છે. એમ દેહધારી જીવોને આરોગ્ય પ્રાપ્તિ કરાવવા દ્વારા આયુર્વેદનો ધર્મમાં ઉપયોગ સિદ્ધ થાય છે. (**આરોગ્યથી આયુષ્યવૃદ્ધિ શા માટે કરવી?** એનો ઉત્તર અત્ર આપ્યો છે. **ધર્મસિદ્ધ** કરી **જીવન સાફલ્ય** કરવું એ ભારત વર્ષના આર્યસજ્જનોનું આત્યન્તિક ધ્યેય છે. આર્યાવર્તના દેહશાસ્ત્રોનું પ્રયોજન ધર્મસિદ્ધ કરાવવામાં જ છે. **शरीरमाद्यं खलु धर्मसाधनम्।** શરીર એ ખરેખર પ્રથમ ધર્મસધાન છે. તેથી પ્રથમ શરીરનું આરોગ્ય સિદ્ધ થાય એને માટે **આયુર્વેદ** નામનો ઉપવેદ ભગવાને **ધન્વતરિ**રૂપે પ્રવર્તાવ્યો છે. આ ઉપવેદમાં પણ સર્વ ચિકિત્સા તથા નિદાન, ઔષધોપચાર—ઇત્યાદિ સર્વ **ભગવાને વિચારેલા** છે અને તેનું ફલ તેમાં કહેલા ઉપાયે સર્વથા સિદ્ધ થાય છે જ. આ **આરોગ્ય** પ્રાપ્ત કરીને મનુષ્યો **ધર્મ** સિદ્ધ કરી શકે છે.) **આયુર્વેદ વૈદ્યકશાસ્ત્ર** છે, જેના પ્રણેતા **બ્રહ્મા-પ્રજાપતિ, અશ્વિનીકુમાર, ધન્વન્તરિ, ઇન્દ્ર, ભરદ્વાજ, આત્રેય, અગ્નિવેશ્ય, ભોજ તથા ભેડાદિ** થયા છે. (૨) દેહધારિ જીવોની **અઙ્ગરક્ષા-દેહરક્ષા** કેમ થાય તેના ઉપાય **ધનુર્વેદ** નામના ઉપવેદમાં જણાવ્યા છે. **એ પ્રકારે અઙ્ગરક્ષાદ્વારા ધનુર્વેદનો ઉપયોગ છે.** આ **ધનુર્વેદ**નામના ઉપવેદના પ્રણેતા **મહાદેવજી** થયા છે. તે પછી **વિશ્વામિત્રે** પાદ-ચતુષ્ટયાત્મક ૪ પાદનો **ધનુર્વેદ** પ્રણીત કર્યો છે. તત્ર પ્રથમ **દીક્ષાપાદ** છે. તેમાં **ધનુર્લક્ષણ**, તથા **અધિકારિલક્ષણ** કહ્યાં છે. '**ધનુષ્**' શબ્દનો રૂઢ અર્થ '**ચાપ**' છે, તો પણ '**ધનુષ્**' શબ્દનો સામાન્ય **અર્થ** 'ચાર પ્રકારના **આયુધો**'-થાય છે. **चतुर्विधमायुधम्। मुक्तममुक्तं मुक्तामुक्तं यन्त्रमुक्तं च। (धनुर्वेद संहिता १-४)**. તે ચતુર્વિધ-૪ પ્રકારના આયુધો આ પ્રકારે છે. (૧) **મુક્ત**, (૨) **અમુક્ત**, (૩) **મુક્તામુક્ત**, (૪) તથા **યન્ત્રમુક્ત**. (૧) ચક્રાદિ **મુક્ત** આયુધ છે. (૧) **મુક્ત** આયુધ '**અસ્ત્ર**' કહેવાય છે, જેમકે '**બ્રહ્માસ્ત્ર**,' **વૈષ્ણવાસ્ત્ર**- ઇત્યાદિ ભેદે અનેક પ્રકારના **અસ્ત્ર** છે. (૨) **ખડ્ગાદિ અમુક્ત આયુધ** છે, '**અમુક્ત**' આયુધને '**શસ્ત્ર**' કહે છે. (૩) **શલ્ય** તથા તેના જે અવાન્તર ભેદાદિ છે તે **મુક્તામુક્ત** આયુધ છે. (૪) **શરાદિ યન્ત્રમુક્ત** આયુધ છે. આ **ચતુર્વિધ આયુધો** પોતપોતીકા **અધિદેવતા** તથા **મન્ત્ર** સહિત હોય છે. એમને વિષે **હસ્ત્યારૂઢ, અશ્વારૂઢ, રથારૂઢ**, તથા **પદાતિ** (પાયદળ) એમ ચાર પ્રકારના યોદ્ધાઓનો **અધિકાર** છે. (**अ**) ધનુર્વેદનો પ્રથમ **दीक्षापाद** છે તેમાં દીક્ષા, **અભિષેક**, શકુન, તથા મંગલ, કેમ કરવા તે સર્વે સાધન સહિત **આ સર્વે અધિકારીઓનું** નિરૂપણ કર્યું છે. (**ब**) ધનુર્વેદનો દ્વિતીયપાદ **સઙ્ગ્રહ**પાદ છે. તેમાં **ગુરુસમ્પ્રદાયથી** સિદ્ધ થયલા અમુક **અમુક અસ્ત્રોનો અભ્યાસ** કેમ કરવો તેનું નિરૂપણ કર્યું છે. (**क**) ધનુર્વેદનો તૃતીયપાદ **સિદ્ધિ**પાદ છે. તેમાં **મન્ત્ર દેવતાની સિદ્ધિનો** પ્રકાર કહ્યો છે. (**ड**) ધનુર્વેદનો ચતુર્થ પાદ **પ્રયોગ**પાદ છે. તેમાં **દેવતાર્ચન**, તથા **અભ્યાસાદિથી** સિદ્ધ થયલા **અસ્ત્ર વિશેષોનો પ્રયોગ** નિરૂપિત કર્યો છે. **આ** પ્રકારે **ધનુર્વેદ** નામનો **ઉપવેદ** દેહધારિ મનુષ્યોને **અઙ્ગરક્ષા** કરવામાં ઉપયોગી છે. **અને એમ** દેહધારિ મનુષ્યોને શરીર **રક્ષા** દ્વારા **ધર્મસિદ્ધ** કરાવવો એમ આ **ધનુર્વેદ** નામના ઉપવેદનું પ્રયોજન છે. હવે **ચિત્તપ્રસન્નતાર્થે કહે છેઃ—**

**(૩) 'ગાન્ધર્વ' નામનો ઉપવેદ ચિત્તોદ્વેગનો નાશ કરે છે, અને એમ ઉદ્વેગ હાનિદ્વારા ગાન્ધર્વોપવેદનો ઉપયોગ ધર્મમાં સિદ્ધ થાય છે.**

આ ગાન્ધર્વ ઉપવેદના પ્રણેતા **ભરત** ઋષિ છે, તથા ૪થા '**સ્થાપત્ય**' નામના ઉપવેદના પ્રણેતા **વિશ્વકર્મા** છે, **સ્થાપત્ય** ઉપવેદ છે એમ **શ્રીમદ્ભાગવતને** અનુસરીને કહ્યું છે.

(૪) '**સ્થાપત્ય**' નામનો **ઉપવેદ યજ્ઞાદિમાં** ઉપયોગિ હોય એવા સ્રુવા, પાત્રો તથા સ્તમ્ભાદિ પદાર્થોને કેવી રીતે કલાકૌશલ્યથી સિદ્ધ કરવા તે નિરૂપિત **કરી યજ્ઞાદિ ધર્મમાં ઉપયોગી** થાય છે. આ પ્રકારે **શ્રીમદાચાર્યચરણે ૧૮** વિદ્યાઓનો **ધર્મમાં ઉપયોગ** કર્યો છે. (વિદ્યાપ્રાપ્ત કરવી તે ધર્મસિદ્ધિને અર્થે છે:- **पुराण न्यायमीमांसा धर्मशास्त्राङ्गमिश्रिताः। वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश।** આ પ્રકારે **યાજ્ઞવલ્કયે** કહેલી **૧૪** વિદ્યાઓની સાથે ૪ ઉપવેદને ઉમેરીએ તો **૧૮** વિદ્યા થાય છે. ૪-વેદ, ૪-ઉપવેદ, ૬-વેદાંગ, ૧-પુરાણ, ૧-ન્યાય, **૧-મીમાંસા ૧-ધર્મશાસ્ત્ર** મળી **૧૮** વિદ્યાઓના **ધર્મમાં** ઉપયોગ કર્યો. અત્ર ફલનું કથન કરીને **અઙ્ગોપવેદનું પ્રમેય** બલ કહ્યું છે એમ સમજવું. **સાક્ષાદ્ધર્મોપિયોગિ** ઉપવેદ તરીકે **સ્થાપત્યાદિ વેદ** શા માટે? **અર્થશાસ્ત્ર** કેમ નહિ? એ વિષે વાદી શઙ્કા કરે છે કે **गान्धर्वंचार्थशास्त्रकम्।** આ ભવિષ્યપુરાણના વાક્યે "**અર્થશાસ્ત્ર** ઉપવેદ છે" એમ કહ્યું છે તેની શી ગતિ થાય?-એમ આશઙ્કા થાય તો **શ્રીમદાચાર્યચરણ સમાધાન** કરે છે કે:- "**અર્થશાસ્ત્રના અર્થદ્વારા** જ **ધર્મોપયોગ છે. અર્થશાસ્ત્ર અર્થ**-ધન દ્રવ્યાદિ પ્રાપ્ત કરાવીને **ધર્મમાં ઉપયોગિ** થાય તો એ **અર્થશાસ્ત્રનું પ્રયોજન છે. સ્થાપત્ય** તો **ધર્મ**માં સાક્ષાદ્ ઉપયોગિ છે; જ્યારે **અર્થશાસ્ત્ર** તો **અર્થ** પ્રાપ્ત કરાવવા દ્વારાજ **ધર્મમાં** ઉપયોગિ થાય છે. **અર્થશાસ્ત્ર** જો અર્થ પ્રાપ્ત કરાવે **અને** તે **અર્થનો**-દ્રવ્યાદિનો વિનિયોગ જો **ધર્માર્થે** થાય તો જ **અર્થશાસ્ત્રનો ધર્મમાં ઉપયોગ છે.** આમ **અર્થશાસ્ત્ર પરમ્પરાએ સદ્વારક ધર્મોયોગિ** છે, જ્યારે **સ્થાપત્યશાસ્ત્ર** તો **યજ્ઞોપયોગિસ્રુગાદિ** પદાર્થો સિદ્ધ કરી આપી **સાક્ષાત્ ધર્મોપયોગિ** થાય છે તેથી **સ્થાપત્યશાસ્ત્ર અર્થશાસ્ત્ર** કરતાં ઉત્તમ છે. એજ પ્રકારે **ગાન્ધર્વોપવેદ સાક્ષાત્ ધર્મોપયોગી** છે, કારણકે ચિત્તોદ્વેગનોનાશ કરીને સંગીતશાસ્ત્રદ્વારા પણ ભગવદ્ગુણાનુવાદના કીર્તનાદિ કરાવવામાં આ વેદ ઉપયોગી છે.**અર્થશાસ્ત્ર** કે જે ગજ, અશ્વ, મણિ ઇત્યાદિ પરીક્ષા કરવાનું શાસ્ત્ર છે, તે **અર્થશાસ્ત્રનું** જ્ઞાન **પાલકાપ્યય, શાલિહોત્ર**, તથા **અગસ્ત્ય** ઇત્યાદિ મહામુનિઓના શાસ્ત્રોથી થાય છે. **પાલકાપ્યય** ધન્વન્તરિ, તથા શાલિહોત્ર મુનિવિશેષ છે કે જે, ઓ ઘોટક અશ્વશાસ્ત્રાદિ અર્થશાસ્ત્રના કર્તા છે.)

આ પ્રકારના **અર્થશાસ્ત્ર**નો પ્રવેશ **ન્યાય**માં થાય છે. તે જ પ્રકારે **વાત્સ્યાયનાદિ**[1]ના કામશાસ્ત્રનો ઉપયોગ કામને વિષે છે. **તે કામસુખ પણ મોક્ષ સુખમાં દૃષ્ટાન્ત છે.** અતઃ ૧૮ વિદ્યામાં કામશાસ્ત્રાદિ[1]નિરૂપિત થયું નથી. કાવ્ય, અલંકાર, તથા નાટકાદિ તે કામશાસ્ત્રાદિના જ અઙ્ગ છે. જેમ યોગમાં અગ્નિમથનનું દૃષ્ટાન્ત છે, તેમ મોક્ષમાં ***કામ** (સુખ)નું દૃષ્ટાન્ત છે એમ સર્વ *અનવદ્ય છે-સુસંગત છે. (૭૯).

---

૧ **આદિ**પદે **કામસૂત્રાઙ્ગ** વિદ્યારૂપ પાકાદિશાસ્ત્રો **સમજવા**. * (**સ્વર્ગસુખનું** દૃષ્ટાન્ત **રાજ્યસુખ** છે તો પણ સ્વર્ગસુખ રાજ્યસુખથી કોટિગુણ **અધિક છે.** રાજ્યસુખ અતિ તુચ્છ છે,તો પણ જેણે સ્વર્ગસુખનું શ્રવણ વા દર્શન કર્યું નથી તેમ **અનુભવ** પણ કર્યો નથી તેવા જીવને સ્વર્ગસુખ પ્રતિ **પ્રવૃત્તિ** કરાવવા, રાજ્યસુખનું દૃષ્ટાન્ત તેને **આપવામાં આવે છે.** ત્યારે તે જીવ

કામસુખથી પણ ઉત્તમ એવું જે સ્વર્ગસુખ છે તે પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કરે છે. તેજ પ્રકારે મોક્ષસુખ લૌકિક કામ સુખ કરતાં અનન્ત તથા અચલ છે. પરન્તુ એ **મોક્ષસુખ અનુભવૈકવેદ્ય છે,** તથા શાસ્ત્રપ્રતિપાદિત છે. ત્યારે એનું દૃષ્ટાન્ત આપવું જોઇએ કે જેથી જીવોને કંઇક ખ્યાલ આવે કે **મોક્ષસુખ** આવા કોઇક પ્રકારનું છે. ત્યારે અજ્ઞાની જીવોને મોક્ષ સન્મુખ કરવા **કામસુખને, મોક્ષસુખના દૃષ્ટાન્ત** તરીકે બતાવવામાં આવ્યું છે. ***કામસુખને મોક્ષનું** દૃષ્ટાન્ત કરવાનો ઉદ્દેશ એટલો જ છે કે લોકો કામસુખને અતિતુચ્છ સમજે અને અનન્ત **પરમાનન્દ**ની પ્રાપ્તિરૂપ **મોક્ષપ્રતિ** પ્રવૃત્તિ કરે. **નાટ્યશાસ્ત્ર**ના પ્રણેતા **ભરતઋષિ છે.** અને **કામશાસ્ત્ર**ના પ્રણેતા **વાત્સ્યાયન** ઋષિ છે. આ ઋષિપ્રવરો વૈરાગ્ય ધારણ કરી લોકમાં **અનાસક્ત** હતા અને **પ્રભુમાં પરમાસક્ત** હતા. આવા મુનિવરોનો ઉદ્દેશ ઉપર્યુક્ત શાસ્ત્રો રચી, લોકોને વ્યામોહ કરી, લૌકિક, અતિતુચ્છ, ત્યાજ્ય, ક્લેશદાયક, સ્વલ્પસમયમાં નાશ પામે એવા, તથા સંસારરૂપી દુઃખ ઉત્પન્ન કરે એવા બન્ધક **કામ**ની પાશમાં ફસાવવા એમ કેમ હોઇ શકે? એ લોકોદ્ધારક આર્ય ઋષિઓએ જે **કામશાસ્ત્રાદિ** પ્રકટ કર્યા છે તે પણ લોકોનું કલ્યાણ કરવાને અર્થે જ પ્રકટ કર્યા છે. કામસૂત્રકાર વાત્સ્યાયનઋષિ પણ સ્વગ્રન્થના અન્તમાં જણાવે કે '**अस्य शास्त्रस्य तत्त्वज्ञो भवत्येव जितेन्द्रियः**' અર્થાત્:- આ શાસ્ત્રનું તત્ત્વ જાણનાર પુરુષ જિતેન્દ્રિય જ થાય છે. આ પ્રકારે આ ઋષિઓ લૌકિક જીવોને દુષ્ટ **લૌકિકકામ સુખ**માં ઇન્દ્રિયોને શિથિલ કરી **મોક્ષપુરુષાર્થ**માં નાશ કરવાનો કંઇ ઉપદેશ કરતા નથી. પરન્તુ કામિલોકો યથાકથઞ્ચિત્ કામસૂત્રના જ્ઞાનથી પ્રાકૃત રસાભાસથી દૂર રહી, જિતેન્દ્રિય થઇ રસાત્મક કૃષ્ણમાં-શૃઙ્ગારરસના પ્રેમપુઞ્જમાં તે તે રસશાસ્ત્રોક્તજ્ઞાનનો વિનિયોગ કરી આ સંસારસાગર તરી જાયએ ઉદ્દેશથી **વાત્સ્યાયન ભરતાદિ** ઋષિમુનિઓએ આ **કામશાસ્ત્ર, નાટ્યશાસ્ત્રાદિ રસશાસ્ત્રાદિ**ના ગ્રન્થો પ્રકટ કર્યા છે. શૃઙ્ગારરસાદિ પ્રકરણમાં શ્રીમદ્‌વિઠ્ઠલેશ્વર **પ્રભુચરણ** તથા **શ્રીપુરુષોત્તમજી** આ ઋષિમુનિઓએ રચેલા કામશાસ્ત્રાદિરસશાસ્ત્રનો શું ઉદ્દેશ છે તે સ્પષ્ટ જણાવે છે:—(જુઓ ઇન્દ્રિયનિગ્રહ-૩-૪ નિબન્ધપ્રકરણાનુવાદ પૃ. ૭૮-૮૯). '**लौकिकपुंस्त्रिनार्यो वा तदाभासो रसशास्त्रे निरूप्यते तद्दृष्टान्तेन भगवद्भाव-वद्भक्तरीतिभावनार्थं, न तु ऋषीणां लौकिके तात्पर्यं भवितुमर्हति।**' અર્થાત્ કામસૂત્રાદિરસશાસ્ત્ર પ્રણીત કરનાર આ ઋષિઓનું તાત્પર્ય કંઇ લોકોને વ્યામોહ કરી તુચ્છ લૌકિક કામસુખમાં પટકવા એમ નથી, પરન્તુ લૌકિક રસાભાસ પછવાડે દોડતા જીવોને **લૌકિક કામમાંથી અટકાવવા** અને **પ્રભુવિષયક** શૃંગારરસસ્વરૂપ**માં આસક્ત** કરવા એમ છે. આ પ્રકારે **શૃઙ્ગાર રાજભોગાદિ સુખ**ના અલૌકિક ભોગ તો **ભગવાન્** જ કરે છે એમ સમજી સર્વભોગ ભગવાનમાં સમર્પિત કરવા અને જીવે જુગુપ્સારૂપ **લૌકિક વિષયસુખમાં આસક્ત** થઇ પોતે કદાપિ **મોક્ષપુરુષાર્થમાંથી ભ્રષ્ટ ન થવું**-એમ અન્તે જીવોનું **પરમ નિઃશ્રેયસ્** સાધી આપવું એવું શુભ તાત્પર્ય આ ઋષિમુનિઓનું છે. "પ્રેમયુક્ત ભક્તે રસાત્મક શ્રીભગવાન્ **શ્રીકૃષ્ણપ્રભુનું** ભજન કેમ કરવું-રસાત્મક શ્રીકૃષ્ણપ્રભુના **ભજનાનન્દનું** અલૌકિક નિરવધિ **પરમસુખ** ક્યાં અને પ્રાકૃત તુચ્છ **વિષયસુખ-નરકસુખ** ક્યાં એમ પ્રાકૃત-**વિષયાનન્દ**ની તુચ્છતા દર્શાવવાને અર્થે જ આ ઋષિમુનિઓએ આ રસશાસ્ત્ર પ્રકટ કર્યાં છે. લૌકિક સ્ત્રીને પુરુષને વિષે કામ થાય વા કામી પુરુષને લૌકિક સ્ત્રી વિષે કામ થાય એ કંઇ વસ્તુતઃ **રસ** નથી પરન્તુ **રસાભાસ છે-નરક** છે કે જેથી જીવને દુઃખાત્મક સંસારબન્ધ પ્રાપ્ત થાય

**આચાર્યશ્રીનો બોધઃ**—આરોગ્ય, રક્ષણ, ઉદ્વેગહાનિ, અર્થપ્રાપ્તિતથાકલાકૌશલ્યાદિ પ્રાપ્ત કરવા તે તુચ્છ **લૌકિકકામવિષયોના ઉપભોગને અર્થે નહિ**, પરન્તુ તે વડે લોકોને **ધર્મસિદ્ધ** થાય એ તેમને પ્રાપ્ત કર્યાનો ઉદ્દેશ છે. યથાકથઞ્ચિત્ **ધર્મસિદ્ધ** થાય એ અર્થે ચારે વેદના ચાર **ઉપવેદ** તથા **ચતુર્દશવિદ્યા** તે તે **ધર્મસાધક આરોગ્યાદિની પ્રાપ્તિના ઉપાય** દર્શાવે છે. આ પ્રકારે **વૈદ્યકશાસ્ત્ર, ધનુર્વેદસંહિતા, ગાન્ધર્વ સંગીતશાસ્ત્ર, કામશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, રસશાસ્ત્ર. પાકાદિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર**, વિદ્યાનિરૂપિત કલાકૌશલ્યાદિ, કાવ્ય, **અલંકાર** તથા **નાટકાદિ સર્વ વિદ્યાનો વિનિયોગ** કોઈ પણ પ્રણાડીથી લોકોને **ધર્મસિદ્ધિ** દઢ થાય એ અર્થે છે. આમ સાક્ષાત્ વા પરમ્પરાથી **સર્વ વિદ્યાનો, કામશાસ્ત્રાદિ સર્વરસશાસ્ત્રનો**, તથા સર્વ **ઉપવેદાનો** ઉપયોગ જીવોને **ધર્મસિદ્ધ** કરાવી મુખ્ય **પરમમુક્તિ**—નામનું ફલ પ્રાપ્ત કરાવવા માટે જ છે એવો અર્થ અત્ર ફલે છે. હવે **શ્રીમદાચાર્યચરણ** કંઈક આશંકા કરીને **કાવ્યોનું પ્રયોજન** કહી પોતે વિશેષે કરીને **રામાયણના પ્રામાણ્યનો** નિર્ણય કરે છે. તે પછી પોતે કલિકાલમાં મનુષ્યે પોતીકા સ્વલ્પ છતાં અમૂલ્ય આયુષ્યનો વૃથા કાલક્ષેપ શાસ્ત્રજાલમાં ન કરવો એ ઉદ્દેશથી અન્ય તર્કાદિ શાસ્ત્રની મોહકજાલમાંથી દૂર રહી **વેદગીતાભાગવતરામાયણાદિ આસ્તિકશાસ્ત્રનું** સેવન કરી કૃતાર્થ થવું એવો બોધ કરે છે. અત્ર કોઈપણ **શાસ્ત્રનિન્દા** નથી.

**त० दी०—काव्यादीनामसत्यत्वान्नोपयोगः कथञ्चन।**
**कर्तुःक्वचित्कीर्तिर्नैपुण्यं पाठतः क्वचित् ॥८०॥**
**रामायणमनन्तं हि पुराणमिव सन्मतम्।**
**व्यासः पूर्वमनेकोक्तो वाल्मीकिः साम्प्रतं किल ॥८१॥**
**समाधिभाषया प्राह प्रमाणं सर्वथैव तत्।**
**वाशिष्ठादेस्तु संवादात् प्रामाण्यं नान्यथा क्वचित् ॥८२॥**
**न्यायस्तु नीतिशास्त्रं हि तर्को मीमांसया युतः।**
**मोहार्थान्यन्यशास्त्राणि बुद्धे कृष्णे तदिच्छया॥**
**देवांशैः कल्पितान्येव तदुक्तं सर्वथा मृषा ॥८३॥**

**કારિકાભાવાર્થઃ**—**કાવ્યાદિ** અસત્ય હોવાથી એ કાવ્યાદિનો ધર્મમાં ઉપયોગ કોઇ પણ પ્રકારે થતો નથી. ક્વચિત્ કાવ્યાદિના કર્તાને **કીર્તિ** પ્રાપ્ત થાય છે, અને (વાચકાદિને) તેનો પાઠ કર્યાથી ક્વચિત્ **નૈપુણ્ય** પ્રાપ્ત થાય છે. **રામાયણ** અનન્ત છે. ખરેખર, સજ્જનોને રામાયણ, પુરાણસમાન સમ્મત છે. રામાયણનો વિસ્તાર પૂર્વે **આપસ્તમ્બ**—ઇત્યાદિ અનેક ઋષિઓએ કર્યો છે. સામ્પ્રતકાલમાં **વાલ્મીકિઋષિએ રામાયણનું સમાધિભાષાથી** પ્રવચન કર્યું છે.

---

છે—એમ આ ઋષિમુનિઓએ રસશાસ્ત્રમાં નિરૂપણ કર્યું છે. આ પ્રકારે જીવો લૌકિક કામ વિષયભોગમાંથી પોતીકી દુષ્ટ પ્રવૃત્તિ દૂર કરી **ભવસાગર** તરે અને ઇન્દ્રિયોરૂપી અશ્વોનો **અત્યન્ત નિગ્રહ** કરી રસાત્મકભગવાન્ શ્રીકૃષ્ણને વિષે પ્રેમ કરે એ ઉદ્દેશથી **ભરતવાત્સ્યાયનાદિ** ઋષિઓએ **કામસુખને મોક્ષસુખના** દૃષ્ટાન્ત તરીકે કથ્યું છે. એમ સમજવું.) [સુબોધિની શૃઙ્ગારરસમણ્ડનાદિ]

તે જ સર્વથા પ્રમાણ છે. **વશિષ્ઠા-ઇત્યાદિનાં રામાયણ** જેટલે અંશે **વાલ્મીકિના રામાયણની** સાથે એકમત થાય-અર્થાત્ અવિરોધ ધરાવે, તેટલે અંશે જ તેમનું પ્રામાણ્ય છે. પરન્તુ વાલ્મીકિના રામાયણની સાથે જો વિરોધ આવતો હોય તો **વાશિષ્ઠાદિરામાયણનું** કદાપિ પ્રામાણ્ય નથી. '**ન્યાય**' શાસ્ત્રથી '**નીતિશાસ્ત્ર**' જ સમજવું. '**તર્ક**' પણ જો મીમાંસાથી યુક્ત હોય, તો તે તર્ક પ્રમાણભૂત ગણાય છે. **કણાદ** તથા **અક્ષપાદાદિ** ઋષિઓએ રચેલાં જે બીજાં શાસ્ત્રો છે તેઓ માત્ર મોહ જ ઉત્પન્ન કરે છે. જ્યારે કૃષ્ણે **બુદ્ધાવતાર** ધારણ કર્યો, ત્યારે તેમની ઇચ્છાથી દેવાંશોએ પોતપોતીકી કલ્પનામાત્રથી જ એવાં મોહકશાસ્ત્રોને પ્રકટ કર્યાં છે. તેમણે કહેલું સર્વથા મિથ્યા છે-નિરર્થક છે. (તેમાં ભગવદ્ભક્તે વૃથા કાલક્ષેપ કરવો નહિ.) (૯૦-૯૩).

**વિવેચનઃ—काव्यादीनामिति** । કાવ્યાદિનો ધર્મમાં ઉપયોગ નથી કારણકે તેમનું અસત્યત્વ છે. કાવ્યાદિશાસ્ત્ર મિથ્યા અર્થનું પ્રતિપાદન કરે છે તેથી તેમનો ઉપયોગ ધર્મને વિષે થઇ શકતો નથી. કાવ્યાદિશાસ્ત્રો મનઃકલ્પિત ઉત્પ્રેક્ષાકલ્પનાદિથી અર્થાત્ મિથ્યા સમ્ભાવના યુક્ત ચિત્રવિચિત્ર અલઙ્કારાદિથી ઉત્પન્ન થયલા હોઇ અસત્ય અર્થનું પ્રતિપાદન કરે છે તેથી કોઈપણ પ્રકારે કાવ્યાદિ ગ્રન્થો ધર્માર્થે ઉપયોગિ થઇ શકતા નથી. **શઙ્કા** "ત્યારે કાવ્યાદિનું પ્રયોજન શું ?" આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ સમાધાન કરવા કહે છે કે **कर्तुःक्वचित्कीर्तिरिति** । કાવ્યાદિના કર્તાને ક્વચિત્ કીર્તિરૂપ ફલ પ્રાપ્ત થાય છે, અને તે કીર્તિ ધર્મની માફક (સ્વર્ગાદિ) ફલ સાધી આપે છે. આ પ્રકારે ફલાંશમાં કાવ્યાદિનો ઉપયોગ કથ્યો છે. (બીજા વાચકોને) કાવ્યાદિના પાઠથી નૈપુણ્ય પ્રાપ્ત થાય છે, અને તે નૈપુણ્યનો ઉપયોગ નીતિશાસ્ત્રમાં થાય છે. આ પ્રકારે કનિષ્ઠકોટિના **સ્વર્ગાદિક** ફલ પ્રાપ્ત કરવામાં કાવ્યાદિનું સાહિત્ય ઉપયોગિ થાય છે પરન્તુ **મોક્ષરૂપી** પરમ ફલ પ્રાપ્ત કરવામાં કોઇ પણ રીતે કાવ્યાદિનો ઉપયોગ થતો નથી-એવો ભાવાર્થ ફલે છે. (૯૦)

આ પ્રકારે જો કે બીજા **કાવ્યો** મિથ્યા અર્થનું પ્રતિપાદન કરતા હોઈ ધર્માર્થે ઉપયોગિ ન હોય તો પણ **રામાયણકાવ્ય**ને વિષે તેમ કહી શકાતું નથી. **રામાયણકાવ્ય** તો **ભગવદ્ભક્તિનું પ્રતિપાદન** કરે છે તેથી તેનું સેવન અવશ્ય કરવું એમ સ્પષ્ટ આજ્ઞા હવે **શ્રીમદાચાર્યચરણ** કરે છેઃ—

**શઙ્કાઃ—** આ પ્રકારે તો "**રામાયણને વિષે સર્ગબન્ધ હોવાથી રામાયણ** પણ **કાવ્ય છે**, અને કાવ્ય હોવાથી તમારા કહેવા પ્રમાણે એ રામાયણ પણ ધર્મમાં ઉપયુક્ત નહિ થાય !"-આ શઙ્કા થાય તો શ્રીમદાચાર્યચરણ **સમાધન** કરે છે કે **रामायणमनन्तंहि पुराणमिवसम्मतमिति** । રામાયણ અનન્ત છે, અને નિશ્ચય સન્તોને રામાયણ પુરાણ સમાન જ સમ્મત છે. **चरितं रघुनाथस्य शतकोटिप्रविस्तरम् । एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥**

**(શ્રીરામરક્ષાસ્તોત્ર૧।)**'રઘુનાથના ચરિત્રનું શતકોટિ શ્લોકમાં વિસ્તારથી વર્ણન કર્યું છે. તેનો એકેએક અક્ષર મહાપાતકનો નાશ કરે છે.'આ **બુધકૌશિક**ઋષિના પુરાતન વાક્યપ્રમાણથી રામાયણ ધર્મજનક જ છે એમાં સંશય નથી. રામાયણ અનન્ત છે, અપરિમિત છે. પ્રત્યેક કલ્પે પ્રત્યેક યુગે શ્રીરામચન્દ્રજીના અવતારો થાય છે. અન્યપદાર્થને વિષે થાય છે તેમ શ્રીરામચરિત્રના સ્વરૂપને વિષે થતું નથી, તેથી પૂર્વકલ્પનું રામચરિત્ર કંઇ, તે પછીના કલ્પના રામચરિત્રથી, ગતાર્થ વા નિરર્થક થતું નથી. તેથી પૂર્વ પૂર્વકલ્પના ( અનેક ) રામચરિત્રની કથા સાથે ઉત્તરકલ્પના રામચરિત્રની કથા કહેવામાં આવે છે, એટલે ખરેખર, રામાયણ અનન્ત થાય છે. કવચિત્ તેના તેજ રામચરિત્રનું પુનઃ કથન થાય તો પણ ધર્મ થાય છે એ ઉદ્દેશથી મૂલમાં '**हि**=ખરેખર, નિશ્ચયપૂર્વક' શબ્દ કહ્યો છે. રામાયણની આખ્યાયિકાનું પ્રામાણ્ય છે એમ જણાવવાને અર્થે શ્રીમદાચાર્યચરણ કહે છે કે "સજ્જનો રામાયણને પુરાણસમાન સમ્મતિ આપે છે. રામાયણનો વિસ્તાર પૂર્વે **આપસ્તમ્બ**-ઇત્યાદિ અનેક ઋષિઓએ કર્યો છે. દક્ષિણમાં **આપસ્તમ્બ** ઋષિએ કહેલું **રામાયણ** પ્રસિદ્ધ છે. સામ્પ્રત સમયમાં **વાલ્મીકિ** ઋષિએ પ્રકટ કરેલું **રામાયણ** વિશેષે કરીને પ્રમાણ છે, કારણકે **વાલ્મીકિ**એ પોતે સમાધિમાં અનુભવી એ સર્વ રામાયણનું પ્રતિપાદન કર્યું છે. **વાશિષ્ઠાદિ** રામાયણનું **વાલ્મીકિ**ના રામાયણના જેવું પ્રામાણ્ય નથી એમ જણાવવા શ્રીમદાચાર્યચરણ કહે છે કે **वाशिष्ठाद्येरिति**। બીજા વશિષ્ઠાદિએ રચેલા રામાયણો સમાધિમાં ઉપલબ્ધ થયા નથી. અન્ય લોકોએ રામાયણનું શ્રવણ કરી એ રામાયણો કથ્યાં છે, તેથી મધ્યે પરમ્પરા આવી પડવાથી **વાશિષ્ઠાદિ** રામાયણોમાં દોષ પણ સમ્ભવે છે, તેથી આ **વાશિષ્ઠાદિ રામાયણ**નો જેટલો અંશ **વાલ્મીકિના રામાયણની** સાથે **મલતો** આવે તેટલો જ અંશ પ્રમાણ છે, અન્યથા—વિરુદ્ધાંશમાં વાશિષ્ઠાદિરામાયણ કદાપિ પ્રમાણભૂત ગણી શકાતું નથી. સમાધિભાષારૂપ વાલ્મીકિરામાયણ પ્રમાણ છે. તે પ્રમાણભૂત વાલ્મીકિરામાયણની સાથે જો વાશિષ્ઠાદિરામાયણ સમ્મતિ ધરાવે તો તેટલે અંશે જ વાશિષ્ઠાદિ રામાયણનું પ્રામાણ્ય સમજવું.(૮૧-૮૨) હવે કેવા કેવા **ન્યાય** તથા તર્કશાસ્ત્રને **પ્રમાણ**ગણવા એનો**નિર્ણય આચાર્યશ્રી** કરે છે:—"**पुराण न्यायमीमांसाधर्मशास्त्राङ्गमिश्रिताः। वेदाःस्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश॥(१-३ याज्ञवल्क्य स्मृति)** પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, વ્યાકરણાદિષડઙ્ગમિશ્રિત વેદો, આ ૧૪ પુરુષાર્થસાધનો વિદ્યાના તથા ધર્મના સ્થાનો છે. આ સર્વનું અધ્યયન કરી **ધર્મ** સિદ્ધ કરવો. શઙ્કા:-"અત્ર '**ન્યાય**'પદનો અર્થ સામ્પ્રત '**અક્ષપાદ (ગૌતમ)** વિરચિત**ન્યાય** શાસ્ત્ર' કરી શકાય છે અને તેથી **અક્ષપાદે** રચેલું **ન્યાયશાસ્ત્ર** ધર્મમાં ઉપયોગિ થઈ જશે." એમ **આ શઙ્કા** થયતો **શ્રીમદાચાર્યચરણ સમાધાન** કથે છે કે '**न्यायस्त्विति**।' આ (**યાજ્ઞવલ્કય સ્મૃતિ**) વાકયમાં માત્ર **ન્યાય**એવું **સમાન** શબ્દત્વ જ છે, તેથી કંઇ '**અક્ષપાદીય ન્યાયશાસ્ત્ર**' એમ જ અર્થ સમજવો નહિ પરન્તુ અત્રોકતસ્મૃતિ વાકયમાં '**ન્યાય**'પદનો અર્થ '**નીતિશાસ્ત્ર**' સમજવો. એ નીતિશાસ્ત્ર પણ **લોક**માં જે **નીતિશાસ્ત્ર** પ્રસિદ્ધ છે

તે **નીતિશાસ્ત્ર** નહિ, પરન્તુ **ભારતગ્રન્થમાં** રાજધર્મમાં **બ્રહ્માજી**એ તથા **બૃહસ્પતિ**-ઇત્યાદિએ પ્રકટ કરેલા જે **નીતિશાસ્ત્ર** પ્રસિદ્ધ છે તેનું જ અત્ર કથન છે. '**યસ્તર્કેણાનુસન્ધત્તે।** જે તર્કબલે અનુસન્ધાન કરે છે.' આ વાક્યમાં '**તર્ક**' પદનો અર્થ વેદાનુકૂલતર્કવાચક **મીમાંસા** પરત્વે છે. પરન્તુ અત્ર "**તર્ક**" પદનો **અર્થ**, 'લૌકિક બાધક તર્ક' અથવા '**આન્વીક્ષિકી** તર્ક વિદ્યા' થાય છે એમ ન સમજવું. **આગ્નેય-અગ્નિપુરાણમાં ન્યાયસારં પ્રવક્ષ્યામિ**-ઇત્યાદિથી પ્રતિજ્ઞા કરીને **નીતિશાસ્ત્રનો** સાર કર્યો છે. તેથી પણ "**ન્યાય**" એટલે "**નીતિશાસ્ત્ર**"-સમજવું. મત્સ્યપુરાણના તૃતીયાધ્યાયમાં **મીમાંસા ન્યાયવિદ્યા ચ પ્રમાણાષ્ટકસંયુતા।** આ વાક્યમાં પણ અષ્ટપ્રમાણ કહેલા હોવાથી **પુરાણન્યાય**-ઇત્યાદિ **યાજ્ઞવલ્ક્યે** કહેલા વાક્યમાં પણ **અક્ષપાદપ્રણીત ન્યાયશાસ્ત્ર** સમજવું નહિ, પરન્તુ **ન્યાય=નીતિશાસ્ત્ર** જ સમજવું. **પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ, અનુપલબ્ધિ, સમ્ભવ,** તથા **ઐતિહ્ય**—એમ ૮ પ્રકારના **પ્રમાણ** છે. **તર્ક**શબ્દનો અર્થ **મીમાંસા** છે કે જેમાં **વેદાનુકૂલ તર્ક** હોય છે. **નિબન્ધ**માં સર્વત્ર **મીમાંસાથી** જ ધર્મનિર્ણય કરેલો દિશે છે. વળી, '**आन्वीक्षिकीमलर्काय प्रह्लादादिभ्य ऊचिवान्।** ( **भाग० १-३-११** ) આન્વીક્ષિકીનું નિરૂપણ **અલર્ક** રાજાને તથા **પ્રહ્લાદાદિ**ને કર્યું.'-આ ભાગવતના વાક્યથી "**આન્વીક્ષિકી**" પદનો અર્થ **દત્તાત્રેયે** કહેલો **યોગ** થાય છે એમ કેટલાક માને છે, કારણકે **માર્કણ્ડેયપુરાણમાં** પણ **અલર્કને યોગો**પદેશ કરેલો છે. અતઃ **આન્વીક્ષિકી**=(૧) **યોગપુરઃસર આત્મવિદ્યા**:-(૨) અથવા તો આત્મવિદ્યાને અનુકૂલ હોય એવી નીતિમર્યાદાનો લોકમાં બોધ કરે એવું **નીતિશાસ્ત્ર** સમજવું. આ વેદાનુકૂલ **આસ્તિક નીતિશાસ્ત્રને** અનુસરીને જ બ્રાહ્મણાદિ વર્ણો તથા પરમહંસાદિ આશ્રમવાળો લોકમાં શું કરવું અને શું ન કરવું-એ વિધિ વ્યય કરે છે. આ નીતિશાસ્ત્ર લોકમાં **આત્મવિદ્યાનું અન્વીક્ષણ** કરાવે છે, તેથી એ શાસ્ત્રને સર્વથા લૌકિક નીતિશાસ્ત્ર સમજવું નહિ—એમ **આચાર્યશ્રી**એ ભાગવતના (૩-૧૨-૪૩) **સુબોધિની**માં વ્યાખ્યાન કર્યું છે. આથી '**ન્યાય**' પદનો અર્થ અક્ષપાદીય આન્વીક્ષિકી કે જે શ્રુતિ બાધક તર્કવિદ્યાનો બોધ કરે **છે તે સમજવો** નહિ: કારણકે **અક્ષપાદ=ગૌતમના ન્યાય દર્શનમાં** શ્રુતિ વિરુદ્ધાંશ છે કે જેનું ખણ્ડન પણ **બાદરાયણ**સૂત્રકારે **બ્રહ્મમીમાંસા**ના તર્કપાદમાં કર્યું છે. **કણાદ, કપિલ, બુદ્ધ,** તથા **અક્ષપાદ(ગૌતમ)**-ઇત્યાદિએ રચેલા **અન્ય સર્વે શાસ્ત્રો આસુર જીવોને** સન્માર્ગમાંથી નિવૃત્ત કરવા તથા તેમને **મોહ પમાડવાને અર્થે જ પ્રવૃત્ત થયા** છે, તેથી તેમનો આદર **સર્વથા** ન કરવો. **ભગવાને** આસુરજીવોને મોહ પમાડવા **બુદ્ધાવતાર** ધારણ કર્યો અને આસુરમતોનો પ્રચાર કર્યો. **પદ્મપુરાણમાં માયાવાદને** પણ **અસચ્છાસ્ત્રમાં** ગણ્યું છે. **શૈવ, પાશુપત, કણાદપ્રોક્ત વૈશેષિક, ગૌતમીયન્યાયશાસ્ત્ર, કાપિલસાંખ્ય, ચાર્વાક, બૌદ્ધમત, માયાવાદ**, અને **નગ્નનીલપટાદિક**-દિગમ્બરાદિ **મત**-આ સર્વ મતો આસુરજીવોની બુદ્ધિને ભ્રષ્ટ કરવાને **અર્થે, સર્વ માર્ગ પ્રવર્તક બલિષ્ઠ** ભગવદિચ્છાને અનુસરી **તે તે મતના દેવોએ તથા ઋષિઓએ** પ્રકટ કર્યા છે.

**પદ્મપુરાણમાં** ભગવાન્ શઙ્કર **પાર્વતીને** આ પ્રમાણે જ એમની મોહકતા વિષે કહે છે:—

**श्रुणु देवि प्रवक्ष्यामि तामसानि यथाक्रमम्। येषां श्रवणमात्रेण पातित्यं ज्ञानिनामपि॥**
**प्रथमं हि मयैवोक्तं शैवपाशुपतादिकम्। मच्छक्त्यावेशितैर्विप्रैः सम्प्रोक्तानि ततःपरम्॥**
**कणादेन तु सम्प्रोक्तं शास्त्रं वैशेषिकं महत्। गौतमेन तथा न्यायं साङ्ख्यं तु कपिलेन वै॥**
**धिषणेन तु सम्प्रोक्तं चार्वाकमतिगर्हितम्। दैत्यानां नाशनार्थाय विष्णुना बुद्धरूपिणा॥**
**बौद्धशास्त्रमसत्प्रोक्तं नग्ननीलपटादिकम्॥** હવે શ્રુતિ વિરુદ્ધ સર્વ શાસ્ત્રભાગથી દૂર રહેવા કહ્યું છે કે—

**मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते। मयैव कथितं देवि कलौ ब्राह्मणरूपिणा॥ मयैव वक्ष्यते देवि जगतां नाशकारणात्। द्विजन्मना जैमिनिना पूर्ववेदमपार्थतः॥ निरीश्वरेण वादेन कृतं शास्त्रं महत्तरम्॥** વળી, **પરાશરપુરાણમાં** પણ કહ્યું છે કે:— **अक्षपादप्रणीते च काणादे सांख्ययोगयोः। त्याज्यः श्रुतिविरुद्धोंऽशः श्रुत्येकशरणैर्नृभिः॥ जैमिनीये च वैयासे न विरोधोऽस्ति कश्चन॥** વળી, **હયશીર્ષ**પઞ્ચરાત્રમાં કહ્યું છે કે **कपिलश्चाक्षपादश्च नास्तिको नग्न एव च। ऋषयस्तामसा ह्येते शास्त्रमेषां विमोहनम्॥**

**પાદ્મોત્તરખણ્ડીય** ગુણત્રય વિવરણ અધ્યાયમાં **પાર્વતી**પ્રતિ શઙ્કરે કણાદાદિઅન્યશાસ્ત્રો આસુર જીવોને મોહ કરવાને અર્થે પ્રવૃત્ત થયા છે–એમ કહ્યું છે "હે દેવિ, શ્રવણ કર, **તામસ** શાસ્ત્રો હું તને યથાક્રમ કહું છું, કે જેમના શ્રવણમાત્રથી જ્ઞાનીઓનો પણ અધઃપાત થાય છે. પ્રથમ તો મ્હેં પોતે જ **શૈવપાશુપતાદિક**શાસ્ત્ર કહ્યું છે. તે પછી મ્હારી શક્તિનો આવેશ પામીને વિપ્રોએ પણ (મોહક) શાસ્ત્રો કહ્યાં છે. કણાદે તો **મહત્ વૈશેષિક** શાસ્ત્ર કહ્યું છે. તે પ્રકારે ગૌતમે **ન્યાય**શાસ્ત્ર, તથા કપિલે (વિપરીત) **સાંખ્ય**શાસ્ત્ર કહ્યું છે. ધિષણ–બૃહસ્પતિએ અતિનિન્દ્ય **ચાર્વાક**શાસ્ત્ર કહ્યું છે. દૈત્ય જીવોનો નાશ કરવાને અર્થે વિષ્ણુએ **બુદ્ધા**વતાર ધરીને નગ્નનીલપટાદિક અસત્ **બૌદ્ધ**શાસ્ત્ર કહ્યાં છે. **માયાવાદ** અસચ્છાસ્ત્ર છે એ **પ્રચ્છન્ન બૌદ્ધ** કહેવાય છે, અને હે દેવિ, મ્હેં જ કલિયુગમાં બ્રાહ્મણરૂપે એ **માયાવાદ** કહ્યો છે." આમ કહ્યા પછી પોતે કહે છે કે "જગતનો નાશ કરવાના કારણથી દ્વિજન્મે **જૈમિનિએ** પૂર્વ નિરીશ્વરવાદથી મહત્તર**મીમાંસા**શાસ્ત્ર કહ્યું છે." **પરાશર ઉપપુરાણે** કહ્યું છે કે 'અક્ષપાદપ્રણીત **ન્યાયમાં**, કાણાદશાસ્ત્રમાં, **સાંખ્ય** તથા **યોગમાં** જેટલો શ્રુતિવિરુદ્ધાંશ હોય તેનો ત્યાગ **શ્રુત્યેક**શરણ **સ્વીકારનારા લોકોએ** કરવો. **જૈમિનીના**શાસ્ત્રમાં તથા **વ્યાસના** શાસ્ત્રમાં કંઇ પણ વિરોધ નથી." **હયશીર્ષના પઞ્ચરાત્રમાં** કહ્યું છે કે **કપિલ, અક્ષપાદ, નાસ્તિક** તથા **નગ્ન-દિગમ્બર**— આ ઋષિઓ તામસ છે, અને એમનાં શાસ્ત્ર **વિમોહ** કરે છે. આ શાસ્ત્રો **ચોદના** લક્ષણયુક્ત **વૈદિક** અલૌકિકધર્મનું નિરૂપણ કરતા ન હોવાથી તથા શ્રુતિ વિરુદ્ધાંશનું નિરૂપણ કરતા હોવાથી દૃઢ સનાતન **વેદનિષ્ઠ** આર્યસજ્જનોએ એમની મોહક તર્કજાલમાં પોતીકા સ્વલ્પ છતાં અમૂલ્ય આયુષ્યનો વૃથા કાલક્ષેપ ન કરવો, અને **વેદગીતા ભાગવતાદિ પ્રમાણ ચતુષ્ટયોક્ત** માર્ગનુંજ **અવલમ્બન** કરી આ કલિયુગમાં જીવન સફલ કરવું એવો શુભાશય જ **શ્રીમદાચાર્યચરણ**નો દિશે છે. અત્ર કોઇપણ પ્રકારે **શાસ્ત્રનિન્દા** થઇ છે એમ માનવાનું કારણ **નથી**, કેમકે સર્વસમર્થ ભગવાન્ તે તે પ્રકૃતિના જીવોને અર્થે તે તે મહર્ષિદ્વારા તેવા તેવા સર્વ માર્ગો પ્રવર્તાવે છે, અને તે તે મહન્તો પણ **બલિષ્ઠ ભગવદિચ્છાને અનુકૂલ** થઇ તે તે અર્થનું નિવારણ કરતા નથી. ભગવાનની એક લીલા અનેક કાર્ય સિદ્ધ કરે છે. (જુઓ કા. ૨૦–૨૨, પૃ. ૩૬–૪૭) **महान्तो हि भगवदनुगुणाः भगवांश्च सर्वमार्गप्रवर्तकः। महान्तोऽपि तमर्थं न निवारयन्तीत्यर्थः।** અર્થાત્ પૂર્વના **શાસ્ત્રાર્થ** પ્રકરણમાં **वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि। समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम्॥** અર્થાત્ વેદો, ભગવદ્ગીતાદિમાં કહેલા **શ્રીકૃષ્ણવાક્યો, વ્યાસસૂત્રો** તથા **વ્યાસની સમાધિભાષા શ્રીમદ્ભાગવત** આ **ચારે પ્રમાણ** છે. આ **પ્રમાણ ચતુષ્ટય**ની સાથે **અવિરોધ** ધરાવતા **અન્યસર્વગ્રન્થ પ્રમાણ**ભૂત છે પરન્તુ આ **૪ પ્રમાણોથી-વેદગીતાદિ-પ્રમાણચતુષ્ટયથી** વિરુદ્ધ જે કંઇ હોય તે સર્વ કોઇ પણ પ્રકારે **પ્રમાણ**ભૂત **નથી** એમ જે પૂર્વે **શાસ્ત્રાર્થ**પ્રકરણમાં કહ્યું છે તેનો અહીં **નિર્ણય** થયો જાણવો. (૮૩). **इति शुभम्।**

स्निग्धं सितं रसघनं हृदयं स्वकीयं वक्तुं निजेषु नवनीतमयं दधानः ।
प्रक्षिप्ततोऽतितरले जनमानसेऽपि ह्यासे दयालुरिति तस्य गुणं व्यनक्ति ॥
यस्तस्य पूर्णैः करुणाकटाक्षैः पूर्णोऽभवत्सर्वविनिर्णयोऽपि ।
अत्यर्थगम्भीरविशुद्धतत्त्वदीपप्रकाशावरणस्यभङ्गः॥ इतिश्रीकृष्णार्पणमस्तु ।

ઇતિ શ્રીમદ્વેદવ્યાસમતવર્તિશ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતતત્ત્વાર્થપ્રદીપનિબન્ધના દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણના પ્રથમપ્રમાણપ્રકરણનો ગુર્જરાનુવાદ સવિવેચન સમાપ્ત થયો.

सर्वोद्धारप्रयत्नात्मा कृष्णः प्रादुर्बभूव ह । सर्वोद्धारप्रयत्नस्तु सर्वेषां सर्वदोषनुत् ।

नमो भगवते तस्मै
कृष्णायाद्भुतकर्मणे ।
रूपनामविभेदेन जगत्
क्रीडति यो यतः ।
श्रीकृष्णं परमानन्दं
दशलीलायुतं सदा ।
सर्वभक्तसमुद्धारे
विस्फुरन्तं परं नुमः ॥
(तत्त्वदीपनिबन्ध ३-१)।
निखिलश्रुतिगणसारोऽधि-
काररहितेऽपि यो मुक्तिम्।
श्रद्धावति वितरति तं
पुराणपुरुषं सदा वन्दे ॥
श्रीगोवर्धनोद्धरणायनमः।



प्राणिमात्रस्य(साधनरहित
स्यापि) मोक्षादानार्थमेव
भगवान् अभिव्यक्तः । अत
इयमभिव्यक्तिः निःश्रेय-
सार्थैव ॥ अक्षण्वतां फल-
मिदं न परं विदामः
सर्वेन्द्रियाणां वैकल्यमसे-
वायां भविष्यति । इन्द्रि-
याणां सार्थकत्वाय सर्वे-
-न्द्रियैर्भजनं कर्तव्यम् ।
ये भक्ताः शास्त्ररहिता
स्त्रीशूद्रद्विजबन्धवः। तेषा-
मुद्धारकः कृष्णः स्त्रीणामत्र-
विशेषतः॥(सुबोधिन्यादि)

दक्षिणेन करेणासौ मुष्टीकृत्य मनांसि नः । वामं करं समुद्धृत्य निह्नुते पश्य चातुरीम् ॥
सङ्गीतंश्रुतिमूर्द्धभिस्तदचिरांवागाचतीतंविदाम्।दूरंसाधनसम्पदांनिरुपधिस्नेहैःसुखापंवृतैः,
रासोल्लासवशंवदव्रजवधूवृन्दे वसन्तं सदा । दासक्लेशहरं मुदा परतरं श्रीकृष्णदेवं श्रये ॥
चतुर्भिश्च चतुर्भिश्च चतुर्भिश्च त्रिभिस्तथा । षड्भिर्विराजते योऽसौ पञ्चधा हृदये मम ॥
इतीदं द्वादशस्कन्धं पुराणं हरिरेव सः । उत्क्षिप्तहस्तः पुरुषो भक्तमाकारयत्युत ॥
एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः । अर्थतस्तु परिज्ञाते ज्ञातो भक्तिं प्रयच्छति ॥
निवृत्ततर्षैरुपगीयमानाद्भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ।
क उत्तमश्लोकगुणानुवादात् पुमान् विरज्येत विना पशुघ्नात् ॥ (भाग०-१०-१-४)
नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं पुमान् भवाब्धिं न तरेत्स आत्महा ॥ (भा०-११-२०-१७)

**इति श्रीमद्वेदव्यासमतवर्तिश्रीमद्वल्लभाचार्यविरचिततत्त्वार्थदीप-निबन्धस्य द्वितीये सर्वनिर्णयप्रकरणे प्रथमं प्रमाणप्रकरण-**

**गुर्जरानुवादः सविवेचनः समाप्तः ॥**

॥ श्री कृष्णाय नमः ॥ ॥ श्री गोवर्धनधरणचरणकमलेभ्यो नमः ॥

श्रीश्रीजगद्गुरुसकलाचार्यचक्रचूडामणिश्रीमद्वल्लभाधीशविरचितः स्वकृतप्रकाशाख्यव्याख्या--सहितः तत्त्वप्रदीपः दशदिगन्तविजयिगोस्वामिश्रीपुरुषोत्तमजीमहाराजकृत्यां आवरभङ्गव्याख्यया समलङ्कृतः। द्वितीयं सर्वनिर्णयप्रकरणम्। तत्र फलप्रकरणं साधनप्रकरणं च।



भृङ्गो भावाङ्कुरःप्रोक्तः शृङ्गारस्तद्गतो रसः। स वै कृष्णात्मको ज्ञेयः श्रुतिवाक्यानुसारतः॥ समर्प्य तत्र सर्वं हि दृढविश्वासतो भजन्। ऐहिके पारलौके च चिन्तां त्यक्त्वा सुखी भव॥ कृष्णे निवेदनाज्जीवः कृतकृत्यो भवेदिह। अतःसर्वात्मना कुर्यान्निश्चित्वेन निवेदनम्॥ एवं चेत्पुष्टतामेति भावात्मा सरसस्तदा॥ श्रीकृष्णभजने योग्यं कुर्याज्जीवं निवेदितम्॥(भावनाग्रन्थः)

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥ श्रीविट्ठलेशप्रभुचरणकमलेभ्यो नमः ॥

અખણ્ડભૂમણ્ડલાચાર્યશ્રીમદ્વલ્લભાચાર્યજીએ રચેલા તત્ત્વપ્રદીપ નિબન્ધના દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણનું ગુર્જર ભાષાન્તર. **તૃતીય ફલપ્રકરણ.**

મઙ્ગલસ્તુતિઃ—जानीत परमं तत्त्वं यशोदोत्सङ्गलालितम्।
तदन्यदिति ये प्राहुरासुरांस्तानहो बुधाः ॥(४-४ अणुभाष्य)

શ્રીવિઠ્ઠલેશપ્રભુચરણ પરમતત્ત્વફલનો બોધ કરે છેઃ—"શ્રીયશોદાજીના ઉત્સઙ્ગમાં લાલિત શ્રીગોપીજનવલ્લભ શ્રીબાલકૃષ્ણપ્રભુ પરમતત્ત્વ છે-એમ જાણો. તે વિના અન્ય કંઇ-ધાવદ્ધર્મશૂન્ય પરમતત્ત્વ છે-એમ જેઓ કહે છે તેમને, હે વિદ્વજ્જનો, તમે આસુર જાણો."

→~~~~~~←

આ પ્રકારે **પ્રમેય**પ્રકરણ સમાપ્ત કરીને ફલ નિરૂપિત કરવાને અર્થે 'વિહિત સાધનમાત્રથીજ ફલ થતું નથી, પરન્તુ સર્વાઙ્ગસહિતસાધનબલે ફલ થાય છે'-એમ કહેવાને શ્રીમદાચાર્યચરણ પ્રથમ તે ફલનાં (સ્મૃતિપુરાણોક્ત) બહિરઙ્ગસાધનો નિરૂપિત કરે છે.

त० दी०—वर्णाश्रमवतां धर्मः श्रुत्यादिषु यथोदितः।
तथैव विधिवत् कार्यः स्ववृत्त्यन्नेन जीवता॥
आचारो वृत्तिहीनश्चेदर्धं फलति नाखिलम्॥ १८१॥
+अनभ्यासेन वेदानामाचारस्य च लङ्घनात्।
आलस्यादन्नदोषाच्च मृत्यु विंप्राञ्जिघांसति॥ १८२॥
शिलोञ्छवृत्त्या सन्तुष्टः श्रौतं कर्माखिलं चरेत्।
तपःस्वाध्यायनिरतो ह्यग्निहोत्रादिपञ्चकम्॥ १८३॥
स्मार्तं कृताकृतं तस्य सर्वं जानन् हरिं यथा।
क्रमेण मुक्तिमाप्नोति ब्रह्मलोकं परं गतः॥ १८४॥
एतस्य तारतम्येन मानुषानन्दतो द्विजः।
अक्षरानन्दपर्यन्तमानन्दान् विन्दते क्रमात्॥ १८५॥
उपान्त्यानन्दपर्यन्तं पुनर्जन्म भवेद् ध्रुवम्।
तत्तद्रूपेण लोकेषु भोगान् भुक्त्वा तथाविधान्॥ १८६॥

**કારિકાશબ્દાર્થ**:—વર્ણાશ્રમીઓનો ધર્મ જેવો શ્રુત્યાદિને વિષે કહેવામાં આવ્યો છે તે પ્રકારે જ, વિધિ પ્રમાણે, પોતપોતાની (વર્ણાશ્રમની) વૃત્તિથી પ્રાપ્ત થયલા અન્નવડે જીવનનો નિર્વાહ ચલાવી, કરવો જોઇએ. જો (પોતપોતાના વર્ણ તથા આશ્રમની) વૃત્તિથીરહિત થઇને આચાર પાલવામાં આવે છે તો તેવા આચારથી અર્દ્ધ ફલ પ્રાપ્ત થાય છે, તેનું પૂર્ણ ફલ પ્રાપ્ત થતું નથી. વેદનો અભ્યાસ ન થવાથી, આચારનું ઉલ્લઙ્ઘન કરવાથી, આલસ્યથી તથા અન્નદોષથી મૃત્યુ વિપ્રનો ઘાત કરવા દોડે છે. =શિલોઞ્છવૃત્તિથી સન્તુષ્ટ થઈ, તપઃ સ્વાધ્યાયમાં નિમગ્ન થઇ અગ્નિહોત્રાદિ-પઞ્ચયજ્ઞસહિત અખિલ શ્રૌત કર્મનું આચરણ કરવું જોઇએ. તેવો શ્રોત્રિય પુરુષ, સ્માર્ત કર્મ કરે તો પણ ઠીક છે અને ન કરે તો પણ ઠીક છે. ઉપર્યુક્ત શ્રોત્રિય પુરુષ, "સર્વ (કર્મ) ભગવદ્રૂપ છે" એમ જાણી, પરમ બ્રહ્મલોકમાં જાય છે, અને અને યથાક્રમે મુક્તિ પ્રાપ્ત કરે છે. (આવું ફલ ઉત્તમ નિષ્ઠાવાલો શ્રોત્રિય પુરુષ, જે યથોક્ત વિધિવત્ અખિલ શ્રૌતકર્મનું આચરણ કરે અને તે કર્મ ભગવદ્રૂપ છે એવું જ્ઞાન પ્રાપ્ત કરે, તેને પ્રાપ્ત થાય છે.) પરન્તુ જો શ્રોત્રિયત્વ, નિષ્કામત્વ તેમજ સર્વ કર્મ ભગવદ્રૂપ છે એવું જ્ઞાન—આ સર્વનો જો ન્યૂનાધિકભાવ હોય છે, તો એવી ઉતરતી કક્ષાવાળો શ્રોત્રિય દ્વિજ માનુષાનન્દથી આરમ્ભી અક્ષરાનન્દપર્યન્તના જેટલા આનન્દો હોય છે તેમને ક્રમથી (પોતાના અધિકાર પ્રમાણે) પ્રાપ્ત કરે છે. આ

+ આ કારિકા મનુસ્મૃતિના ૫-૪ શ્લોક ઉપરથી ઉપન્યસ્ત થયલી દિશે છે. = **मञ्जर्यात्मकानेकधान्योन्नयनं शिलः**। પડેલાં અનેક ધાન્યનાં કણુસલાં લેવા તે શિલવૃત્તિ છે. **एकैकधान्यादिगुडकोन्नयनमुञ्छः**।—પડેલાં એક એક ધાન્યાદિ ઉંચકી લેવા તે ઉઞ્છવૃત્તિ છે. **मनुस्मृति** ૧૦-૧૧૨ માં સ્વવૃત્તિથી ન જીવાય તો વિપ્રે શિલોઞ્છવૃત્તિ ગ્રહણ કરવી. તેમાં શિલ કરતાં પણ ઉઞ્છ વૃત્તિ શ્રેષ્ઠ કહી છે.

અનુવાદકે પ્રકાશિત કરેલા સામ્પ્રદાયિક અનુવાદ ગ્રન્થોઃ—(સારાંશ સાથે)
(૧) શ્રી હરિરાયજીમહાપ્રભુજી કૃત શિક્ષાપત્રનું સામ્પ્રદાયિક ગુર્જર ભાષાન્તર સટીક.
(૨) શ્રી વલ્લભાષ્ટક તથા ચતુઃશ્લોકીનું સામ્પ્રદાયિક ગુર્જર ભાષાન્તર સટીક.
(૩) સર્વનિર્ણય નિબન્ધના ૩-૪ ફલ તથા સાધનપ્રકરણનું ગુર્જર ભાષાન્તર. રૂા. ૩-૦-૦
હવે પછી અનુવાદકે પ્રકાશિત કરવા ધારેલા સામ્પ્રદાયિક ભાષાન્તર ગ્રન્થોઃ—
(૧) તત્ત્વાર્થદીપનિબન્ધાનુવાદમાલા પ્રમેય પ્રકરણ ગ્રન્થાંક ૨.
(૨) × શ્રીભાગવત સુધાઃ— શ્રી સુબોધિની તથા ભાગવતાર્થનિબન્ધ ને અનુસરે એવું શ્રીમદ્ભાગવતનું સામ્પ્રદાયિક ગુર્જર ભાષાન્તરઃ-પ્રથમસ્કન્ધ-ઉપોદ્ઘાત સમેત.



દામોદરદાસાદિ.

શ્રીવલ્લભાચાર્યજી.

[જગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્યજી માધવભટ્ટ કાશ્મીરીને ગ્રન્થ લખાવે છે. કૃષ્ણદાસ મેઘન તથા દામોદરદાસાદિ વૈષ્ણવો શ્રવણ કરે છે. સં ૧૫૨૯-૩૫. ચૈ. કૃ ૧૧.] × શ્રીભાગવતસુધા નામના આ અનુવાદગ્રન્થની અપૂર્વરચના એ છે કે (૧) પ્રત્યેક અધ્યાયના તથા પ્રત્યેક પ્રકરણના આરમ્ભમાં શ્રી સુબોધિની તથા ભાગવતાર્થનિબન્ધનો સાર ગુજરાતીમાં સમજાવ્યો છે. (૨) શ્રી સુબોધિની આદિ વ્યાખ્યાનોને અનુસરે એવું સરલ ગુજરાતી ભાષાન્તર વિસ્તારથી આપ્યું છે. (૩) શ્રી સુબોધિની તથા ભાગવતાર્થનિબન્ધનું ઉપયોગિ વિવેચન તે તે કારીકાના અર્થ સાથે તે તે સ્થલે આપ્યું છે. (૪) સર્વપ્રમાણ વાક્યનો ઉપન્યાસ કરી તેનોઅર્થ સમજાવ્યો છે. (૫) આ ઉપરાન્ત શ્રીમદ્ભાગવતને વિષે થતા સન્દેહનો નિરાસ કરી શ્રીમદ્ભાગવતશાસ્ત્રનું ચતુર્થપ્રસ્થાન તરીકે પ્રામાણ્ય દૃઢ કરે એવો વિસ્તૃત ઉપોદ્ઘાત આપ્યો છે. આવો ધાર્મિક અનુવાદ ગ્રન્થ આધુનિક નાસ્તિકના ના તેમજ યુદ્ધનેલીધે વધી ગયેલી મોંઘવારીના જમાનામાં છપાવવો એ મહા સાહસ છે. તેથી શ્રીમન્તોએ તથા વિદ્યાનુરાગિ સજ્જનોએ પ્રથમથીજ સહાય કરવી ઘટે છે. આ ધાર્મિક ગ્રન્થ સત્વર પ્રકટ થાય એ માટે સહાયકોએ તથા ગ્રાહકોએ આ ગ્રન્થની પ્રતો માટે નીચેને કોઈ પણ સરનામે નામ નોંધાવવાઃ- ઉપોદ્ઘાત સાથે પ્રથમસ્કન્ધનું મૂ. રૂ. ૫.

**(૧) રા. રા. શ્રીયુત મણિલાલ ત્રિકમદાસ વકીલ.**
ઠે. નારાયણ દહેરાની ખડકી મુ. ભરૂચ.

**(૨) રા. રા. શ્રીયુત સુન્દરલાલ મણિલાલ વકીલના.**
(S. T. C). બી. એ. એલ. એલ. બી. એડવોકેટ. હાઈકોર્ટ, મુંબઈ.
ઠે. કાનજી ખેતશીની ચાલ, કાંદાવાડી, ગીરગામ, મુંબઈ નં ૪.